સુવર્ણમાલા



છુટક નકલના રૂ. ૧-૦-૦

વાર્ષિક લવાજમ (પોસ્ટેજ સહિત) રૂ. ૮-૦-૦

હિન્દુસ્થાન બહાર ,, ,, રૂ. ૯-૦-૦










સંચાલકોઃ—શેઠ. પુરૂષોત્તમ વિશ્રામ માવજી તથા રા. 'ચંદ્રકાન્ત.'

## વૈશાખ ૧૯૮૨

### અનુક્રમણિકા

## ચિત્રો-ઍમ્બોસ અને ત્રીરંગી



## અન્ય ચિત્રો






સુવર્ણમાળાના મુંબઇના સોલ એજન્ટ :—
મેસર્સ આર. વનમાળીદાસ એન્ડ કાં૦
કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

# અમારો આવતો અંક



## સાહિત્ય

૧ તેડીજલ્લે-ભોગીકુમાર
૨ ત્યાગ-રા. આર. કે. વ્યાસ
૩ બ્રિટીશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ-શેઠ પુ. વિ. માવજી
૪ તૃષ્ણાનું ઘોર પરિણામ-રા. સંપટ
૫ ભારતીય નાટ્ય શાસ્ત્ર-રા. ઓખાઈ
૬ મધુસુદન-ચાલુ નવલ કથા-રા. બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ.
૭ રામેશ્વર યાત્રા-રા. પ્રવાસી
૮ લોકસંગ્રહ-શિક્ષા વ્યાખ્યાનમ્-(કેળવણી)-શ્રીમાન્ "ભારદ્વાજ"
૯ ચંદા
૧૦ દેશ અને ધર્મ માટે-શેઠ પુ. વિ. માવજી
૧૧ આત્મઘાતી-રા. સનત્કુમાર અ. વીણુ
૧૨ માસિક મનન-પ્રો. બલવંતરાય ક. ઠાકોર-વિગેરે, વિગેરે.

## ચિત્રો

૧ ત્રિરંગી—ચિત્ર આલેખણ.......કવર
૨ કુંજવિહારી........મુખપૃષ્ઠ

### અન્ય ચિત્રો

હિંદીકારીગરીના નમુના-ચિત્રો બે
તૃષ્ણાનું ઘોર પરિણામ
રામેશ્વર, મદુરા આદિના-ચિત્રો ચાર
દેશ અને ધર્મ માટે વિગેરે.



સુવર્ણમાલા

વૈશાખ
૧૯૮૨

# મજા શેમાં છે?

શબ્દે શબ્દે મંત્રનો પ્રભાવ પાડું, વાક્યે વાક્યે સંગીતની છોળો ઉછાળું એવા એવા વિચારે હું ત્હેની પાસે જતો. તે સામુંય ન જુવે, શાંતિની મૂર્તિસમી દેખાય, નિષ્ઠુર મૌનધારી રહે. મ્હારેયે મૂક રહેવું પડે:

સાચું કહું? પ્રેમથી આકર્ષવાની ઇચ્છા હતી, હૃદયથી હર્ષિત કરવાની વાંછા જાગતી. અણચિંતવી તે મળી. કમલદલશા નયનો ઉઘડયા. ચક્ષુ મિલન થયું. લાગણીઓ ઉભરાઈ પણ ન બોલાયું. મૂક જડવત્ માર્ગે પળ્યો.

શાંત શર્વરી હતી, ચંદ્ર અને ચંદ્રિકા અડપલાં કરતાં મૂંગી મશ્કરી કરી રહ્યાં હતાં. તે મળી. યંત્રવત્ અજ્ઞાતદશામાં મ્હારેથી બોલાઇ જવાયું-જે પ્રદેશપર તમે અમલ ચલાવી રહ્યાં છો તે ક્યાં છે? તમે તે જાણો છો ને?

શબ્દને શબ્દો ન મળ્યા—રાત્રિની શાંતિએ આવરી—
લીધાં તેના સુકોમળ હસ્ત મ્હારા કંઠને વીંટળાઇ વળ્યા.
મીઠું ચુંબન કર્યું તારલા મલકી રહ્યાં પણ અબોલ રહ્યાં.
મજા શેમાં છે? શબ્દમાં કે સાનમાં?

બાલકૃષ્ણ

વર્ષ ૧ લું અંક ૭ મો

# વિદાય

આજે પ્રલય-પૂર ઉછળે
ને દૂર ગાજે કો ઘેરૂં ગીત રે;
તેડાં દૂર દૂરનાં રે.

રાત્રિના સમીરણુ ઘેરતા
ને આભ સારે છે કાળાં નીર રે;
તેડાં દૂર દૂરનાં રે.

ગાઢું તિમિર જગે વ્યાપતું
ને સખી! ચમકે છે આભમાં વીજ રે;
તેડાં દૂર દૂરનાં રે.

ઝંઝાવાતો એ જગ કમ્પતું,
ને સહુ બુઝાયે વાયુએ દીપ રે;
તેડાં દૂર દૂરનાં રે.

પંખી પશુ સહુ કમ્પતાં
ને સખી! કમ્પી ઢળે સહુ ફૂલ રે;
તેડાં દૂર દૂરનાં રે.

ગિરિવરો સહુ ડોલતા
ને ઓથું સંતાયે તારક-ફુલ રે;
તેડાં દૂર દૂરનાં રે.

વાજીંત્ર ગેબી દૂર વાગતાં
ને કોઇ ગાયે છે કારમું ગાન રે
તેડાં દૂર દૂરનાં રે.

આલમ ધ્રુજવી ઘોર નાદથી
રથ આવે કો દૂર દૂરસ્થામ રે;
તેડાં દૂર દૂરનાં રે.

ખાંડા પ્રલયનાથ મોકલે
સખી! વરવાને મુજને આજ રે;
તેડાં દૂર દૂરનાં રે.

રુદન સખી! હાય! કાં કરે?
મ્હને કાળા સજાવ શણગાર રે;
તેડાં દૂર દૂરનાં રે.

તિમિર-રાજ મુજ આવીઆ,
સખિ! વ્યથ ત્હારૂં કલ્પાન્ત રે;
તેડાં દૂર દૂરનાં રે.

છાની રહે સખી! જાઉં છું,
કહેજે છેલ્લા સહુને પ્રણામ રે!
તેડાં દૂર દૂરનાં રે.

સ્નેહરશ્મિ.



ॐ

# શ્રી સરસ્વતી દેવીનું સ્વરૂપ

(વિશ્વવ્યાપક રૂપકમાં)

લેખકઃ—'બાલકવિ'

"या कुन्देन्दु तुषारहारधवला या शुभ्रवस्त्रावृता ।
या वीणावरदंडमंडितकरा या श्वेतपद्मासना ॥
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वंदिता ।
सा मां पातु सरस्वती भगवती निःशेष जाड्या पहा ॥"

સંસ્કૃત જાણનારને કવિએ આ પ્રતિભાશાલિ કાવ્યમાં શ્રી સરસ્વતી દેવીનું સ્વરૂપ કેવું સુંદર છે, તે સાર્થ રીતીથી બતાવ્યાનું સ્પષ્ટ જણાઈ આવશે. સરસ્વતી એ વિદ્યાદેવીનું નામ હોઈને કેટલાક તેને શ્રી શારદા અગર શ્રી ભારતી આવા અર્થપૂર્ણ અને અલંકારભૂષિત નામથી સંબોધે છે. જુદા જુદા રાષ્ટ્રમાંની જુદી જુદી ભાષાપદ્ધતિને લઈ, તેના નામને આથી પણ અનેકપણું આવેલું છે. આવી આદ્યબહુવિશેષણી વિદ્યાદેવીનું વર્ણન કવિએ ઉપરોક્ત કાવ્યમાં બહુજ વર્ણવવા યોગ્ય અને વ્યાપક એવું કર્યું છે.

"જે સરસ્વતી દેવીનું સ્વરૂપ માઘના પુષ્પ જેવું. પૂર્ણ ચંદ્રમાના અને બરફના જેવા શુભ્ર મૌક્તિક હારના જેવું છે; જે પવિત્ર અને શુધ્ધ એવા ધોળા વસ્ત્રથી ભૂષિત છે; સઘળા સ્વર વાદ્યોમાં શ્રેષ્ઠ એવા વીણાની વેત્રિકા જેના હસ્તમાં શોભે જે છે; જેનું આસન સ્ફટિક સરખા શુભ્ર કમલનું છે; જે બ્રહ્મા-વિષ્ણુ-મહેશ આદિ મહાન દેવોથી નિત્યશઃ પૂજાએલી છે; અને જે અજ્ઞાનનો પૂરી રીતે નાશ કરનારી છે; એવી સત્ય સ્વરૂપા અને સુંદર સ્વરૂપા શ્રી સરસ્વતી દેવી અમારૂં રક્ષણ કરો. (અર્થાત્ અમને પ્રાપ્ત થાઓ.)

આવી શુચિતર અને ચારૂતર સુંદરતાનું વર્ણન લખતી વખતે, કવિને પોતાનું અતઃકરણ કેટલું ઉદાત્ત, કેટલું મોટું, અને કેટલું સર્વવ્યાપી બનાવવું પડયું હશે? તેની સ્વર્ગપાતાલથી માંડીને સર્વત્ર સંચાર કરનારા આજ કાલના કેટલાક કવિઓમાં ગણાતાઓને પણ કલ્પના થવી કઠીણ છે; જ્યારે આ કાવ્ય બનાવવામાં તે કવિશ્રેષ્ઠને આટલા બૌદ્ધિક અને માનસિક શ્રમ થયા છે, તો ભાષાનો ખરો મર્મ સમજનારા જીજ્ઞાસુના

કર્તવ્ય છે. આ બાબતમાં ઘણા તારો છતાં એક સૂરીલા એવા વીણાવાદ્યનો દાખલો ન આગળ જાગતો રાખવો જરૂરનો છે. હિન્દી રાષ્ટ્ર અનેક ધર્મી હોય તો પણ સ્વરાજ્ય માટે અંદર અંદરના મતભેદને કાઢી નાખી એકજ ધ્યેયના અને શકય તેટલી એકજ ધોરણના બનવું જોઇએ. એમ થવાથી સ્વરાજ્ય-શાન્તિ દૂર નથી. પરંતુ આવું થવાને હિન્દુ કહેવડાવનારા અગર હિન્દુ હોનારા દરેકના કાયિક, વાચિક અને માનસિક વર્તનો હિન્દી હોવાના લક્ષ્યબિન્દુની નજરના હોવાં જોઇએ. અને તેનું સ્વરૂપ કોઈ વિધાયક હોવું જોઇએ. વિધ્વંસક ન જોઇએ.

આવી રીતે 'સ્વરાજ્ય પ્રાપ્તિ માટે જીગરથી પ્રયાસ કરો અને મહાન પુરૂષોમ ગણાઓ. તેમજ દેશી ભાઈઓના અજ્ઞાનનો નાશ કરીને તેમને સુરક્ષિત બનાવો' એવું 'या ब्रह्मा' ઇત્યાદિ ત્રીજા ત્રણ વિશેષણોમાં કહેવાનો કવિએ પ્રયાસ કર્યો હોવો જોઇએ એ નિઃશંક છે. હિન્દુસ્થાનમાં વિશ્વબંધુત્વની નજરે સમતા અને શાન્તિ સ્થાપન થાય અને તેનાથી સઘળાઓને સુશિક્ષણ મળે, તેમ અગ્રેસરોથી પણ સન્માનનીયપણું મેળ એ પવિત્રતાના પ્રસાર જ કહી શકાય. કારણ મોટાઓ આપણને માનની નજરે જુએ એ આપણામાં પવિત્રપણું હોવા શિવાય કોઈ દિવસ સંભવિત નથી.

આવી રીતે આ વિશ્વધર્મના ત્રણ પ્રમુખ તત્વો ઉપદેશની પદ્ધતિએ આ કાવ્યમ કેવી રીતે બંધ બેસતાં થાય છે? એ ટુંકામાં બતાવ્યું. મહાત્મા ગાંધીજીની ખાદીની ચળવળ, હિન્દુ મુસલમાન વગેરે અનેક જાતિઓનું ઐકય, અને અસ્પૃશ્યતા નિવારણ અગર તો કેટલાકને અસ્પૃશ્ય સમજવામાં થતી ભૂલ; આ સઘળાનો (અજ્ઞાનનો નાશ) ત્રિવિધ કાર્યક્રમ પણ માર્મિક અને ચિકિત્સાપૂર્ણ બુધ્ધિથી જોશું તો કાવ્યમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

આવી રીતે આ કાર્યક્રમ શકિતપ્રમાણે અને બુદ્ધિ અનુસાર અમલમાં આણીને વિશ્વધર્મ પ્રસાર માટે જો અંતઃકરણપૂર્વક મદદ અપાય તો તેનાથી સ્વરાજ્યફળ તે આપણને જરૂર મળશે જ. પણ શ્રેષ્ઠ કવિઓ તેમ થવાથી હિન્દુસ્થાનનું ગુણ-ગાયન મુક્તકંઠે અને મોકળા મનથી આ પ્રમાણે કરશે?

या कुन्देन्दु तुषारहारधवला या शुभ्रवस्त्रावृता ।
या वीणावर दंड मंडित करा या श्वेत पद्मासना ॥
या इंग्लंड अमेरिका प्रभृतिभिर्देशैः सदा वंदिता ।
मा मांपातु सुवर्णम् भरतभू निःशेषजाड्यापहा ॥

ઇતિ મંગલમ્



# — નેતા —

મહાભારતમાં એક એવો પ્રસંગ આવેલો છે કે તેમાં યુધિષ્ઠિરે ભીષ્મને પૂછયું હતું કે નેતાની શી જરૂર? ભીષ્મે તે પરથી પ્રાચીન કાળની એક કથા કહી બતાવી. એ કથાનો સાર ટુંકામાં અત્રે લખી જણાવવા જેવો છે. ઘણાજ જુના વખતમાં એક વખતે બ્રાહ્મણો અને ક્ષત્રિયોમાં પરસ્પર વિવાદ થયો. વિવાદનો વિષય એ હતો કે કોણ શ્રેષ્ઠ? બ્રાહ્મણ કે ક્ષત્રિય? એ વિવાદનું કોઇ પણ રીતે સમાધાન થયું નહિ એથી આખરે બંને જાતિઓ વચ્ચે યુદ્ધ છેડાયું. એ યુદ્ધમાં ક્ષત્રિયો જીત્યા અને બ્રાહ્મણો હાર્યા. તેથી કાંઇ વિવાદ બંધ પડયો નહિ. ફરીવાર યુદ્ધ થયું, અને તેનું પરિણામ પણ પૂર્વની પેઠે જ આવ્યું. ત્રીજીવાર પણ યુદ્ધ થયું પરંતુ પરિણામ તો તેનું તેજ આવ્યું. એથી બ્રાહ્મણો સહુ ટોળે મળીને વિચાર કરવા લાગ્યા. ક્ષત્રિયો અને પોતાની (બ્રાહ્મણોની) તુલના કરતાં કોઇ પણ રીતે તેમણે પોતાનાં કરતાં ક્ષત્રિયોમાં કંઇ પણ આધિકય ભાળ્યું નહિં. બળમાં, બુદ્ધમાં, વિદ્યામાં, સંખ્યામાં દરેક રીતે પોતાના વર્ગનીજ શ્રેષ્ઠતા તેમને પૂર્ણ વિચારને અંતે સમજાણી. અને છતાં પણ ક્ષત્રિયો જ વિજય ભાગી થાય છે એ વાતનું કારણ તો તેમનાથી અજ્ઞાન જ રહ્યું. એથી આખરે તેમાંના અગ્રગણ્ય પુરૂષો ક્ષત્રિયો પાસે ગયા અને તેમને સર્વ રીતે બ્રાહ્મણો કરતાં ક્ષત્રિય ઉતરતી પંક્તિએ છતાં પણ વિજયના ભાગી શેને લીધે થાય છે? એ પૂછયું. તેનો ઉત્તર સંક્ષેપમાં ક્ષત્રિયોના મુખ્ય ગણાતા પુરૂષોએ આપ્યો કે તમારામાં બધી રીતે શ્રેષ્ઠતા છે ખરી પરંતુ કોઇ પણ નેતા નથી અને અમો તમોથી સર્વ પ્રકારે ઉતરતા છઇએ તોપણ અમે જીતીએ છીએ તેનું કારણ ફકત એકજ છે કે અમારામાં નેતા છે. આ ઉપરથી નેતાની ઉપયોગિતા બરોબર ધ્યાનમાં આવી હશે. નીતિ બોધક વચનોમાં પણ ઉપરનો બોધ જુદાજ શબ્દો વડે કહેલો છે

यत्र सर्वे विनेतारः सर्वे पंडितमानिनः।
सर्वे महत्त्वमिच्छंति तत्कुलं चावसीदति ॥

જે કુળમાં સહુ કોઈ નેતા થઇ પડે. સહુ કોઇ પંડિતપણાનું ખોટું અભિમાન રાખે અને સહુ કોઇ મ્હોટાઈની ઇચ્છા કરે તે કુળ દુઃખી થાય.

અર્થાત્ જ્યાં એકજ નેતા કે ડાહ્યા ન હોય કે જેવા નેતાની આજ્ઞા પાળવાને કોઇ તૈયાર ન થતું સહુ પોતપોતાને જ મ્હોટા માનીને વર્તે ત્યાં પરસ્પરનું સંગઠન જલદીથી નાશ પામીને આખા સમુદાયનો જ નાશ થાય છે.

ઉપરનાં વિવેચનથી નેતાની આવશ્યકતા આપણને સમજાય છે. પરતુ નેતાના ગુણનો ખ્યાલ કાંઇ તે ઉપરથી બરોબર આવતો નથી જ.

નેતાના સ્વભાવમાં એવો ગુણો આવશ્યક હોવા જોઇએ કે જેથી તે સમુદાયને આગળ થઇને યોગ્ય માર્ગે દોરી લઇ જઈ શકે. તેમજ તેને કર્ત્તવ્યકમની દરેક બાજુનું જ્ઞાન હોવું જોઇએ. વળી તે પાછળ પડી ગએલાઓને યોગ્ય સૂચનાઓ આપીને આગળ લાવનારો પણ હોય. સમુદાયમાંના દરેક ઉચ્ચ કે નીચ, શૂર કે બીક, સધન કે નિર્ધન, જ્ઞાની કે મૂર્ખ સહુનું હિત સધાય તેમ નજર રાખીને વર્તે. તથા જાતેજ પ્રસંગે પ્રસંગે પ્રથમથીજ હવે પછી બનનારા બનાવોની પણ સમુદાયને માહિતી-તે પણ ખરી માહિતી આપી શકે તેવો હોવો જોઇએ. તથા તેનું લક્ષ્ય સમુદાયનું કલ્યાણ કરવા પરજ હોવું જોઇએ. જે જાતિમાં આવા નેતાઓ હોય તે જાતિ કદી પણ નાશ પામતી નથી.

---



# યોગિનીની યાત્રા*

લેખકઃ—શ્રી. "મા……"

"હૃદયકે પ્રેમસિંહાસન પર વિરાજો !
પ્રેમાશ્રુપાદ્યાર્ઘ્ય લો !
પ્રેમોત્ફુલ્લ નયનોંસે નિહારો !
"પ્રેમપુષ્પાંજલિ" સે ભરી હુઈ ગોદીમેં બૈઠને દો !
બસ, આવો, આંહી આવો, ચલે આવો."

"દેવેન્દ્ર"

ઘણા દિવસો સુધી ધૂણી લગાવી ઇષ્ટદેવનું સ્મરણ કરતી યોગિની અકળાઈને ઉઠી. દરરોજ ચિત્તને એકાગ્ર કરી આસન લગાડી બેસતી–કલાકો સુધી પોતાની દુઃખ-વાર્તા વિનવતી; પણ એવું પ્રતીત થતું હતું કે એના દયાળુ–કરૂણાળુ પ્રાણનાથના કાન સુધી એની કથા પહોંચી નહોતી; એના પ્રેમની અગ્નિથી એનું પાષાણુ હૃદય પીગળ્યું નહિ!

યોગિની ઉઠી, ઉભી થઇ. માલમ નહોતું કે કયાં જવું છે ? એ શુદ્ધિ નહોતી કે માર્ગમાં કઇ કઇ વસ્તુઓની આવશ્યકતા લાગશે. શરીર પર એક ભગવું વસ્ત્ર, એના એ છેડા પર થોડાંક પુષ્પો બાંધ્યાં હતાં, અને હાથમાં જળથી ભરેલો લોટો હતો. સૂર્યોદયની ચાર ઘડી પૂર્વે પોતાની કુટીરમાં સર્વ વસ્તુઓ છોડી ખુલ્લે પગે ચાલવા લાગી. પ્રહર ભર દિવસ ચઢતાં ચઢતાં ઘણે દૂર નીકળી ગઇ. જ્યારે એક ગ્રામ પાસે પહોંચી, ત્યારે ત્યાં એક માણુસ મળ્યો, એ સામેથી આવી રહ્યો હતો. તેણે ઝુકી નમન કર્યું અને પુછયું:-

"માજી, આજ કયાં જવાનો વિચાર છે ?"

યોગિનીઃ—"ભાઇ, હું પ્રાણુનાથના મંદિરમાં ફુલ અને જળ ચઢાવવા જાઉં છું"

માણુસઃ—"આ કયા સ્થાનનું પવિત્ર જળ છે ?

---

* ડા. ઉમરાવસિંહ ગુપ્તનાં હિંદી પરથી અનુવાદ.

યોગિની:—"ચક્ષુ-ધામની પાસે અશ્રુ-સ્રોત છે, આ જળ તેનું જ છે."

માણસ:—"અને આ સુગન્ધિમય પુષ્પો?"

યોગિની:—"હૃદય-ગ્રામ પાસે એક અતિ પ્રાચીન વૃક્ષ છે, એને પ્રેમ-વૃક્ષ કહે છે; આ એનાં પુષ્પો છે."

માણસ:—"અરે માઇ! પ્રાણનાથનું મંદિર કયાં છે? મ્હારી સવિનય પ્રાર્થના છે કે આપ મને પણ આપની સાથે લઇ જાઓ."

યોગિની:—"મને પોતાને ખબર નથી કે મંદિર કયાં છે? એટલું અવશ્ય જાણું છું કે રસ્તો એટલો કઠણ અને ભયંકર છે કે કોઇ પુરૂષ ત્યાં જઇ નથી શકતો."

માણસ:—"ઠીક છે, માઇ! હું અહીંથીજ તમારે માટે પ્રાર્થના કરીશ."

યોગિની આગળ ચાલવા લાગી. માર્ગ એક ઘોર જંગલમાં જઇ રહ્યો હતો. થોડે દૂર જઇ તે માત્ર એક સાંકડી પગદંડી જ રહી ગઇ. બેઉ તરફ કાંટાઓની મ્હોટી મ્હોટી ઝાડીઓ હતી. એના કાંટા તુટી તુટી પગદંડી પર વેરાઇ પડયા હતા. આગળ ચાલતાં માર્ગમાં ન્હાની ન્હાની ઝાડીઓ આવવા લાગી. યોગિની તો એક સરખી ચાલી રહી હતી. પદે પદે કાંટાઓ તેના પગમાં ઘુંચતા હતા જ્યારે પીડાથી ચલાતું નહિ, ત્યારે યોગિની બેસી જતી અને જેટલા કાંટા કાઢી શકે તેટલા કાઢતી હતી, અને ફરીથી આગળ વધતી હતી. રાત-દિવસ આ પ્રકારે ચાલતી હતી. પગો છેદાઇ ચાળણી જેવા થઇ ગયા હતા, પ્રત્યેક પદે જમીન પર લોહીથી છાપ પડવા માંડી. કાંટા પોતેજ લાગવા લાગ્યા અને નીકળવા લાગ્યા. યોગિની પોતાની ધુનમાં પાકી હતી. એને એકજ ધ્યેય, એકજ રટણ, એકજ ધ્યાન પ્રાણનાથના મંદિરમાં જવું તે કેટલાએક દિવસ-રાત આ પ્રમાણે એક સરખી તે ચાલતી ર્‌હી. ખાવાને નામે એક કણ પણ મુખમાં ન ગયું, તરસ મટાડવા એક જળબિંદુ પણ મુખમાં ન પડયું. કેવળ એક આશા-લતાને આશ્રે બિચારી કાંટાઓથી છેદાયલા પોતાના પગોને ઉપાડતી આગળ વધતી હતી. પ્રકૃતિ દેવોનો અબળા કયાં સુધી ચાલી શકે છે? તરસથી વિહ્વળ થઇ ગઇ, પગ આગળ વધવા અશક્ય થઇ ગયા, પગદંડી પર પડી ગઇ અને પ્રેમ પીડિત હૃદયને સંભાળી પ્રેમના રાહ જોવા લાગી.

મૃત્યુ ન આવ્યું. રાહ જોતાં એ ક્યારે આવે છે? એ તો એનો પડછો પકડે છે એનાથી દૂર ભાગે છે? અરે! આ કોણ આવે છે, માથાપર પાણીનો ઘડો લઇને? એક પુરૂષ! યોગિનીએ એને જોતાં પોતાના રહેતસહેત હોંશ કાબુમાં લાવી, એની પાસે થોડાંક જળની પ્રાર્થના કરી; પેલાએ પુછયું—"તું કોણ છે? આ નિર્જન સ્થાનમાં એકલી કોને માટે આવી છે?"

યોગિની:—"યાત્રુ છું; પ્રાણનાથનાં મંદિરે જઇ રહી છું; તરસથી વિકળ છું; પગ ઉપડી નથી શકતા; થોડુંકજ જળ આપશો તો કલ્યાણ થશે."

પુરૂષ.—"તમારો લોટો તો જળથી ભરેલો છે? એમાંથી થોડુંક કાં નથી પી લેતી?"

યોગિની:—આ જળ મ્હારે મંદિરમાં ચઢાવવું છે. એને મ્હારા પ્રાણ બચાવવાને પણ પીવાને મહા પાપ છે."

પુરૂષ:—"અરે, ગાંડી ! આવી વાતોથી શું વળે ? વળી કયાંકથી લોટો ભરીલે જે. પ્રાણનાથ શું જોવા આવેછે ? આ જળ અને ફુલ મને આપી દે. હું તને પાણી પીવાને આપીશ."

યોગિનીના હૃદયમાં આ પુરૂષ પ્રત્યે એક પ્રકારની ઘૃણા આવી, અને તે ચૂપ થઇ ગઇ. યોગિનીને ચૂપ થઇ ગયલી જોઇ તે પુરૂષ બોલ્યો:—"જો, મ્હારૂં કહ્યું માન, નહિ તો મરી જઇશ."

યોગિની:—"ઇશ્વર તમારું ભલું કરે. તમે તમારે રસ્તે જાઓ. મ્હારે મરવું કબુલ છે."

પુરૂષ ચાલ્યો ગયો. યોગિનીએ આંખ બંધ કરી દીધી અને મૃત્યુની રાહ જોવા લાગી. ત્યાં તો આકાશમાં એક ન્હાનકડી વાદળીએ દેખાવ દીધો. એનું હૃદય દયાના અમૃતથી ભરેલું હતું. પ્રાણનાથના યાત્રુ સાથે એક સંસારી પુરૂષનું આવું જ ક્રૂર વર્તન જોઈ એનું હૃદય ફાટી પડયું. અમૃતવર્ષા થવા લાગી. યોગિની પુનઃ સજીવ થઇ ગઇ અને ઇશ્વરને ધન્યવાદ આપતી, પ્રેમની માળા જપતી જપતી આગળ વધી. પાંચ દિવસ ચાલ્યા પછી એ જંગલને બીજે છેડે આવી પહોચી. સમજી હતી કે જંગલ પૂરૂં થયે મંદિર દેખાશે. પરંતુ એની આશા-લત્તામાં કલિ અંકુરિત ન થઇ. હવે માર્ગ એક મ્હોટાં નિર્જન તરૂહીન રેતાળ રણમાંથી જતો હતો. યોગિની એ પરથી ચાલવા લાગી. ચારે તરફ રેતી રેતીજ; તડકો એવો સખ્ત પડતો હતો કે જમીન અંગારા પેઠે તપતી હતી. છાંયાનો તો પત્તોજ ન મળે. હા, થોડાક રેતીના ટીંબાઓના તળમાં મળતો. ચલ અને અચલ બેઉ નહોતા. એકલી યોગિની ચાલી જતી હતી. પગના તળાંમાં ફફોલા-છાલા પદે પદે ફુટવા લાગ્યા. ફફોલાનું પાણી નીકળી ધીકતી રેતીને ઠંડી કરવા લાગ્યું. આ ફફોલા-છાલાઓ પડવામાં અને ફુટવામાં યોગિનીને એક સુખ હતું. કેટલાક દિવસ-રાત આ રીતે ચાલતાં ચાલતાં ભૂખ અને તરસથી આકુલ વ્યાકુલ થઇને, તે એક દિવસ બપોરને વખતે એક રેતીના ટીંબાની આડમાં બેસી ગઈ. થોડી વાર પણ વિશ્રામ લીધો ન લીધો ત્યાં પાંચ ઉંચા જાડા મનુષ્યો-જેના હાથમાં મ્હોટા મ્હોટા ભાલેદાર દંડો હતા,-તેઓએ આવી તેને ઘેરી લીધી, અને પોત પોતામાં બોલવા લાગ્યા:-"જોઈ આ સ્ત્રી, કર આપ્યા વગર આપણા દેશમાં ચાલી આવી!" યોગિની આશ્ચર્ય પામતી ભય પામવા લાગી.

એક મનુષ્ય:—"કેમરે! તેં કર કેમ ન ભર્યો ?"

યોગિની:—"ભાઈ, હું કર જાણુતી નથી, કે તમને! તમે મ્હારા જેવી દુઃખીયારીની પૂઠે શા માટે પડયા છો ?"

બીજો મનુષ્ય:—"અમે યમદૂત છીએ. આ દેશ અમારો છે. કોઇ પણ સ્ત્રીને કર આપ્યા વિના આ દેશમાં આવવાની આજ્ઞા નથી."

યોગિની:—"ભાઈ, મ્હારી પાસે છે શું કે કરમાં આપી દઉં? કેવલ એક દુઃખ-રંજીત અને અશ્રુસંચિત આત્મા છે એ તમારી ભેટ છે."

ત્રીજો મનુષ્યઃ—"અને આ જળ અને ફુલ?"

યોગિની:—"આ તો પ્રાણુનાથના મંદિરમાં ચઢાવવા માટે છે."

ચોથો મનુષ્યઃ—"આ કરમાં કેમ નથી આપી દેતી?"

યોગિની:—"એ કદાપિ નહિ બની શકે!"

પાંચમો મનુષ્યઃ—"તો તને યમરાજના દરબારમાં લઇ જશું!"

યોગિની:—"તમારી ઇચ્છા."

એ લોકોએ યોગિનીને પકડી, અને તેને ખેંચના ખેંચતા યમરાજના દરબારમાં લઈ ગયા. બીજા પણ ઘણાએ અપરાધીઓ ત્યાં હાજર હતા. જ્યારે યોગિનીનો વારો આવ્યો ત્યારે યમરાજે દૂતોને પુછયું કેઃ–"આનો શો અપરાધ છે?" દૂતોએ ઉત્તર આપ્યો કેઃ–"મહારાજ, એણે કર ભર્યો નથી." યમરાજે યોગિની તરફ જોઇને પુછયુંઃ–"શું આ સત્ય છે?"

યોગિની:—"હા, મહારાજ, સત્ય છે."

ક્રોધિત થઇ મહારાજે પુછયુંઃ–"ત્હારૂં નામ?"

યોગિની:—"પ્રેમની યોગિની."

યમરાજઃ—"શું કામ કરે છે?"

યોગિની:—"પ્રેમની ભીખ માગું છું."

યમરાજઃ—"શું ખાય છે?"

યોગિની:—"પ્રાણુનાથના શપથ!"

યમરાજઃ—"શું પીયે છે?"

યોગિની:—"અશ્રુ."

યમરાજઃ—"ત્હારી પાસે શું છે?"

યોગિની:—પ્રેમ-વૃક્ષનાં ફુલ, અને અશ્રુ-સ્રોતનું જળ."

યમરાજ જરા ગભરાયા, અને પુછયુંઃ–યોગિની, આનું શું કરીશ?"

યોગિની:—"પ્રાણુનાથનાં મંદિરમાં જઇ એમનાં ચરણોમાં ચઢાવીશ."

યમરાજ આસનેથી ઉભા થયા, યોગિનીને નમસ્કાર કરી ક્ષમા માંગી; અને દૂતો તરફ ફરીને કહ્યું:—"જુઓ, હવેથી જો તમે પ્રેમના યાત્રુઓ પાસેથી કર માંગશો કે એમને કોઈપણ પ્રકારનું કષ્ટ આપશો તો તમારા પ્રાણની આહુતિ લઈશ. જાઓ, યોગિનીને તુરત મંદિર પાસે પહોંચાડી આવો."

દૂતોએ ભૂમિપર માથું રાખી પ્રણામ કર્યા, અને તરત યોગિનીને પ્રાણનાથના મંદિર પાસે પહોંચાડી આવ્યા.

કેવું રમણીય સ્થાન હતું. ચારે તરફ શાંતિ, શાંતિ જ હતી. વૃક્ષો અને લતાઓની ડાળીયો પુલો અને ફળોના બોજાથી તુટી પડતી હતી–લચી રહી હતી. અનેક પ્રકારનો સુગંધિત વાયુ ફેલાઇ રહયો હતો, રંગ–બેરંગ પક્ષીઓ એક ડાળીથી બીજી ડાળીપર, અને એક વૃક્ષ પરથી બીજાં વૃક્ષપર ઉડી રહ્યાં હતાં, અને પોતાના મધુર રાગોથી એ સ્થાનને સ્વર્ગીય બનાવ્યું હતું. સુખદ સુગન્ધિમય સમીર કલિઓના હૃદયોને ખીલવતો વહી રહ્યો હતો. આ મનોહર સ્થાનની વચ્ચે એક સુંદર સુવર્ણનું મંદીર હતું. યોગિની પોતાના પગોની અસહ્ય વ્યથા, શરીરનો અનહદ થાક, ભૂખ અને તૃષાને સદંતર ભૂલી સાનન્દ મંદિરની પગથીઓ સુધી ગઇ. દ્વાર બંધ હતું. પૂજારીએ કહ્યું:—"યોગિની, હવે વિશ્રામ કરો. સાયંકાળે દ્વાર ખુલશે."

યોગિનીએ પાસે વહેતી સરીતામાં સ્નાન કર્યું, તે પછી પેટ ભરીને ફળ ખાધાં અને નિર્મલ શીતલ જળનું પાન કર્યું. પછી થાકેલી તો હતીજ, એક ઘાંચ વૃક્ષની છાયામાં પડી, પડતાજ આંખ મીંચાણી, નિદ્રાએ ઘેરી લીધી. જ્યારે આંખ ખુલી ત્યારે રાત્રિ પડી ગઇ હતી. તારાગણ આકાશમાં ચમકી રહ્યા હતા. ચંદ્રમા અસ્તને પંથે હતા. યોગિની મંદિરને દ્વારે પહોચી, ત્યાં પૂજારીએ કહ્યું:—"યોગિની! દ્વાર ખુલ્યાં હતાં, પણ બંધ થઈ ગયાં. તમે મોડાં આવ્યાં."

યોગિની:—"પૂજારીજી! હવે કયારે ખુલશે?"

પૂજારી:—"કાંઇ કહેવાય નહિ, કયે વખતે અને કયે દિવસે ખુલશે તે. એ તો મહારાજની ઇચ્છાપર અવલંબી છે."

યોગિની ચાલી આવી. એક ઝાડની ધુણી જગાવી. દિનરાત પ્રાણનાથની માળા જપવા લાગી. પ્રત્યેક ક્ષણ મંદિરનાં દ્વાર પરજ નજર ટકાવી રાખી. આ રીતે ત્રણ દિવસ વીતી ગયા. ત્રીજે દિવસે બે પ્રહર વિત્યા, તડકો ઓછો થયો, ઠંડો શાંતિમય વાયુ વ્હેવા લાગ્યો. માળા યોગિનીના હાથમાંથી પડી ગઇ. દૃષ્ટિ મંદિરનાં કમાડ પરથી સમેટાઇ આંખોમાં સમાઇ ગઈ. ઉપરની પાંપણો ભારે થઈ નીચેની પાંપણો પર આવી પડી. આ દશા કેટલો વખત રહી તેની શુદ્ધ રહી નહિ, જ્યારે આંખો ખુલી ત્યારે દેખાયું કે પૂજારી પગથીયાં ઉતરી રહ્યા છે. માથામાં ઠણકો થયો, ગભરાઇ પુછયું:—"પૂજારીજી! શા સમાચાર છે?"

પૂજારી:—"દ્વાર ખુલ્યાં હતાં. યાત્રુઓએ દર્શન કર્યાં અને પુનઃ બીડાઇ ગયાં. તમે તો સુતાં હતાં."

યોગિની અકળાઇને ઉઠી, ફળ ખાવાં છોડી દીધાં, પાણી પીવું ત્યજી દીધું. વાટીકાનાં પુષ્પો કાંટા પેઠે આંખોમાં ખુંચવા લાગ્યાં. પક્ષીઓનો કિલકિલાટ હૃદયમાં અનિર્વચનીય વેદના ઉત્પન્ન કરવા લાગ્યો, મંદ મંદ વાયુ શૂળ પેઠે ખૂંચવા લાગ્યો. યોગિનીએ પ્રખર પ્રતિજ્ઞા કરી કે "હવે જો આ વખતે દર્શન નહિ થાય તો મંદિરને ઉંબરે માથું ફોડી પ્રાણ છોડીશ."

એક દિવસ વીત્યો, બીજો, ત્રીજો, ચોથો દિવસ વીતવા લાગ્યો. સાયંકાળ થઈ ગઇ. સૂર્યનારાયણ પશ્ચિમની પહાડિયોની આડમાં અસ્ત થવા લાગ્યા. યોગિનીનું નિસ્તેજ શરીર આશા-વિહીન થવા લાગ્યું. સંધ્યામાં રાત્રિનું પરિમાણ અધિક વધવા લાગ્યું. એક ઠંડી હવાનો ઝોકો મંદિર તરફથી આવ્યો, તે પછી એક મધુર રાગની તાન! મંદિરનાં દ્વાર ખુલ્યાં, યોગિનીના જીવમાં જીવ આવ્યો. તે સફળી ઉઠી, જળ અને ફુલ લઈ મંદિરમાં ગઇ. સર્વ યાત્રુઓ પશ્ચાત્ અશ્રુજળથી પ્રાણનાથનાં પદકમલોને ધોઈ પ્રેમ-વૃક્ષનાં પુષ્પો ચઢાવ્યાં. પ્રાણનાથની સમાધિ તૂટી, આંખો ખોલી, અને હસતાં, મૃદુતાથી હસતાં યોગિનીને પોતાના હૃદય સાથે મેળવી દીધી.



## — કવિ —

જેની વાણીમાં સ્વર્ગીય પ્રેરણા છે; એજ કવિ છે. (પ્લેટો)

---

કવિ સંસારનો શિક્ષક છે. કિંતુ તે જાતિદ્વારા શિક્ષણ નથી આપતા, તે સૌંદર્યના ઉત્કર્ષદ્વારાજ સંસારના ચિત્રને શુદ્ધ કરે છે. (બંકીમચંદ્ર)

---

જે પ્રકાશ જળ કે સ્થળમાં ક્યાંયે નથી, તે પવિત્ર થઇને કેવળ કવિના સ્વપ્નમાં છે. (એક યૂરોપનો વિદ્વાન)

---

હું કેવળ શરિર-પ્રાણનો અનુભવ કરવા ચાહું છું, વિચાર નહિ. (કીટ્સ)

---

સૌંદર્ય-સૃષ્ટિ અને સૌંદર્યના ચક્ષુ-કર્ણોને વિશ્વીભૂત કરવા એ કવિનું કાર્ય છે. (શ્લેગેલ)

---

કવિ આત્માના લેખક છે. (ઇમર્સન)

---



# બ્રિટીશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ

લેખકઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ગતાંકથી ચાલુ)

## પ્રકરણ ૪ થું.

### પ્રાચીન હિંદની કળા–હુન્નર, ઉદ્યોગ.

(૨)

#### વણાટકામ, કાપડ–પોષાક.

હિંદીઓ આજે પણ તેઓની જ્ઞાનની નાજુકતા અને ખાસ કરીને કસોટી કરવાની ચોકસાઈ માટે સુપ્રસિદ્ધ છે. તેમના અવલોકન અનુમાન ઘણુંજ બરાબર અને સૂક્ષ્મ દર્શી છે; અને તેથી તેમના કાવ્યોમાં, સાહિત્યમાં તથા ઉચ્ચ કળામાં ચોકકસ રમ્યતા, રસજ્ઞતા, અદભૂતતા પ્રસરી રહી છે, એટલુંજ નહિ પણ તેમના સાધારણ આશય–પ્રજ્ઞાની નાજુકાઈ સાથ તેમની નાજુક તથા સ્પર્શ્ય ચેતનાએ તેમને ઔદ્યોગિક કારિગરી, કળા હુન્નરમાંનાં ઘણામાં ચોકકસ સૌન્દર્ય અદ્વિતિય કુશળતા પ્રાપ્ત કરવામાં સામર્થ્યવાન બનાવ્યા છે. જેમ્સ મીલ્સ કહે છે કેઃ—"હિંદુઓની નાજુક કાંઠી (બાંધો)–તેમની બાહ્ય ચેતના–પ્રજ્ઞાના અચૂક ચોક્કસપણા, તપાસણીની સૂક્ષ્મતા સહિત હિંદુઓની નાજુક કાંઠીની દુનિયામાં કોઈ પણ હરિફાઈ કરી શકે તેમ નથી. અને તેમના આંગલાઓની કોમળતા (જોઇએ તેવી રીતે વળી શકે તેવા ગુણ) એ પણ એના જેવીજ અલૌકિક છે."

મી. ઓર્મ કહે છે કેઃ—"The hand of Indian cook wench shall be more delicate than that of an European beauty. The skin and features

of a porter shall be softer than those of a professed petit maitres. The women wind off the raw silk from the pod of the worm. A single pod of the raw silk is divided into 20 different degrees of fineness, and so exquisite is the feeling of these women that whilst the thread is running through their fingers so swiftly that their eye can be of no assistance, they will break it off exactly as the assortments change at once from the first to the twin teeth from the twentieth to the second."

કુદરતે પોતેજ, આ ધૈર્યવાન, ખંતિલા, હુન્નરી હિંદુને તેનાં સર્વોત્તમ અદ્વિતિય હુન્નરકળા, કારિગરી, ઉદ્યોગમાં મુખ્ય ખાસ બક્ષિસ આપી હોય એવું દેખાય છે. સાલ–પરની નાજુક બારિક વણાટમાં-કૃત્ય ક્રિયામાં, તેમજ બીજી કારિગરીઓ કળા જેમાં નાજુકતા પ્રધાન છે એવા કળા હુન્નરોમાં બીજી પ્રજાઓ હિંદુઓ સાથે હરીફાઇ કરવામાં તેમના શારિરીક બાંધાને યોગે અશક્ય છે. કુદરતે હિંદીઓને બીજો પણ લાભ આપ્યો છે. મી. મીલ કહે છે કે:–"હિંદની આબોહવા તથા જમીને હિંદીઓને તેની કારિગરી માટે સૌથી સુંદર સાધન આપ્યું છે, અને તે દુનિયામાં ઉપજતા કપાસમાં સૌથી ઉત્તમ સૌથી સુંદર કપાસ છે."

આ સૂચવે છે કે હિંદ હજુ પણ વણાટ કામ માટે જોઇતો સર્વોત્તમ કપાસ પેદા કરી શકે એમ છે. તેમજ પૂર્વ કાળમાં પ્રાચીન સમયમાં એ આવું સર્વોત્કૃષ્ટ કપાસ પેદા કરતું હતું. તે દિવસોમાં સર્વોત્તમ કપાસ માટે હિંદને પોતાના પુત્રો પુત્રીઓ માટે સુંદર વસ્ત્રો બનાવવા, સુંદર કુમાસદાર નાજુક મલમલો બનાવવા, અમેરિકા, ઇજીપ્ત કે યૂરોપાદિ પરદેશોપર આધાર રાખવો પડતો નહોતો. "કુસેગેના વખતમાં આરબો મારફતે હિંદી કપાસ યૂરોપ જતો, અને આપણા કપાસ માટે આરબી શબ્દ "કુત" (Kuta) છે." (એન્સીયન્ટ એન્ડ મીડીવલ ઈન્ડીયા)

મી. એલફીન્સ્ટન હિંદી સુતરાઉ કાપડ વિષે લખતાં લખે છે કે-"આની નાજુકતા મૃદુતા તથા સુંદરતા આજે લાંબા વખતથી જગમશહુર છે; અને તેના કુમાશપોતની મૃદુતા નાજુકાઇને દુનિયાનો કોઇ પણ દેશ હજુ પહોંચી શકયો નથી." મી. મરે કહે છે કે:–"તેના સુંદર કુમાસદાર કાપડો કોઇ પણ સ્થળના મનુષ્યના હાથની કારિગરીનો અદ્વિતિય સુંદર નમુનો છે, અને તે મેળવવાને વ્યાપારીઓ મ્હોટા મ્હોટા જોખમો ખેડતા, મ્હોટી મ્હોટી જહેમતો ઉઠાવી ઘણું દ્રવ્ય આપતા." મી. થોર્ટન કહે છે કે:–"હિંદી મલમલ અદ્વિતિય, નાજુક અને મૃદુ છે." ઉંચી મલમલોની કિમત્તનો ખ્યાલ આપતાં ઇ. સ. ૧૭૭૬ માં ડા. વૉટસ કહે છે કે:–"ઉંચી મલમલની કિમત્ત ૫૬ પૌંડ દર તાકે પડતી." ડા. વૉટસન હિંદી તથા ઇગ્લાંડના સૌથી ઉત્તમ કુમાસદાર કાપડો સરખાવતાં હિંદી કાપડને ઉચ્ચ પદ આપે છે. એ કહે છે કે-"હિંદી સુતર હજુ સુધી યૂરોપના કોઇ પણ દેશમાં બનતા સુતર કરતાં ઘણું મૃદુ અને ઉચ્ચ દરજ્જાનું છે. તેમજ હિંદીઓના હાથોથી તેને અપાતા વળોને લીધે તે સાંચાકામથી નીકળતા સુતર કરતાં વધુ ટકાઉ અને મજબુત છે."

"એન્સીયન્ટ એન્ડ મીડીવલ ઈન્ડીયા"માં મીસીસ મેનીંગ લખે છે કે:–"ખ્રીસ્ત સન કેટલીક સદીઓ પૂર્વે હિંદમાં જે મલમલ બનતી તેની મૃદુતા, અદ્વિતિય પોત

આજે પણ ઓગણીસમી સદીના આપણા સંચાઓ–યંત્રો વણી શકતા નથી." એનસાઇક્લોપીડીયા બ્રિટાનીકા પણ કહે છે કે "અત્યુતમ નાજુક સુતરાઉ કાપડ એટલી ટોચે પહોચ્યું હતું કે યૂરોપની આજની અપુર્વ કળા તેના આશ્ચર્યજનક સાધનો સાથે હિંદી સાલના કાપડની મૃદુતા સુંદરતાની સ્પર્ધા કરી શકે તેમ નથી."

હિંદી બનાવટની સોનેરી તથા રૂપેરી કીનખાબો, જરીયન કાપડો પણ ઘણા જ સુવિખ્યાત હતાં એમ મી૦ એલફીસ્ટન કહે છે. એસિયાટીક રીસર્ચીઝ (ભા–૫) માં મી૦ કોલબ્રુક રેશમી કાપડ માટે કહે છે કે:–"રૂદ્રયમલ તંત્ર (નામના પ્રાચીન ગ્રંથ) માં હિંદુ જાતિઓના વર્ણનમાં પુંડરક અથવા પટ્ટસૂત્રકારનું કોશસ્થ-હીરકીડા (રેશમના કીડા) ઉછેરનારા તથા રેશમની આંટી (Silk-twisters) બનાવનારા તરીકે વર્ણન આવે છે. આ પરથી તેમજ બીજા ઘણા પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં રેશમનું ઘણે સ્થળે કથન આવે છે તે પરથી એ પ્રશ્નનું નિરાકરણ થાય છે, તેમજ રેશમનું નામ આખા આર્ચિપેલેગોમાં તેના સંસ્કૃત નામથી પ્રસિદ્ધ છે, આથી તેનું મૂળસ્થાન હિંદ છે એ નિર્વિવાદ છે."

'કાશ્મીરી શાલોની હજુ સુધી કોઇ પણ સ્પર્ધા કરી શકતું નથી." મીસીસ મેનીંગ લખે છે–"રામાયણમાં સીતાજીને કાશ્મીરી શાલો ભેટ આપ્યાનું વર્ણન છે. એ આ સુપ્રસિદ્ધ શાલોના ઉદ્યોગની પ્રાચીનતા સૂચવે છે."

"મછલીપટ્ટમમાંના ગલીચા અદ્વિતિય હિંદુ રસજ્ઞતાના અદ્દભૂત નમુના છે." મીસીસ મેનીંગ એ માટે લખતાં લખે છે કે "ગલીચાઓ હાલમાં સરકારી કેદખાનાઓમાં અંગ્રેજોની દેખરેખ નીચે બનાવવામાં આવે છે; પણ પારણામ એ સિદ્ધ કરી આપે છે કે આપણે હિંદને કળા શિખવવા પ્રયત્ન કરવો નિરર્થક છે."

પ્રો. હીરન કહે છે કે:–"પેરીપ્લસના કર્તા સુતરાઉ કાપડની એટલી બધી જાતો પારી વસ્તુ તરીકે વર્ણવે છે, કે હાલ પાછળથી એમાં કાંઇ વધારો થયો હોય એ મુશ્કેલ છે."

ડૉ૦ ફોરબસ વૉટસન પોતાના હિંદના ટેકસટાઇલ મેન્યુફેકચર નામના ગ્રંથમાં અને યૂરોપીયન મલમલોમાં કઈ મલમલ ઉચ્ચ કોટીની છે તે સિદ્ધ કરવા માટે માં આવેલા ઘણા અખતરાઓ--પ્રયોગોનું વર્ણન આપે છે. તેનું પરિણામ સંપૂર્ણ હિંદી કાપડના પક્ષમાં આવ્યાનું તે જાહેર કરે છે. તે છેવટમાં કહે છે કે:–"એકંદરે તાં આપણા વણકરોને હજુ ઘણું કરવાનું છે. આપણા સર્વ યંત્રો તથા અદ્દભૂત ધનો સાથે પણ આપણે હજુ આવું કાપડ--જે તેની મૃદુતા તથા ટકાઉ પણા માટે ઢાકામાં વણાયલા કાપડ–જેના સાધનો ગ્રામ્ય અને અસલી ઢબના દેખાય છે, પણ તે ાર્ય માટે બરાબર અનુકૂલ છે--તેવા ઢાકામાં વણાયલા કાપડ સાથે હરિફાઈ કરવા અસમર્થ થયા છીયે."

## (૩)

## રંગાટ કામ

રંગાટની કળા વિષે મી. એલફીન્સ્ટન કહે છે કે:–"હિંદીઓના બનાવેલા ઘણા ગોનો ચળકાટ અને સ્થિરતા (કાયમતા) ને હજુ યૂરોપ પહોચ્યું નથી. તેમનાં રંગોના

ચળકાટ તેમજ પરદેશી વસ્તુઓનાં અનુકરણ અને બનાવટમાં તેમનું કૌશલ્ય ધ્યાનમાં લેવા જેવું છે." (હિંદુસ્થાનનો ઈતિહાસ)

ડૉ. કેનેટ તથા મીલ પણ કબુલ કરે છે કે–"હિંદી રંગો આખી દુનિયામાં બનતા રંગો કરતાં સૌથી વધુ ચળકાટવાળા છે. હિંદુઓ એ સૌથી પુરાતન પ્રજા હતી, કે જેણે વનસ્પતીઓમાંથી રંગો ખેંચવાનો હુન્નર શોધી કાઢયો. પરદેશોમાં ઘણી વનસ્પતીઓનાં નામો આપવામાં આવ્યાં છે તેજ આ બાબતનો મજબુત પુરાવો છે. ઇન્ડીગો (ગળી) એ નામ 'ઇન્ડીયા' નામપરથી પડયું છે. પ્લીની તેને 'ઇન્ડીકો' લખે છે."

વરાહ મિહિર કુદરતની પુષ્પોની સુગંધી વગેરે પરથી કૃતિજન્ય અનુકરણ (નકલ) ની વિધિઓ આપે છે, તે દર્શાવ્યા પછી ડૉ. રે કહે છે કે–"આ જાતના ઉદ્યોગી પ્રવીણ વિશારદોને–રસાયણ વિદ્યા અને કળા હુન્નર, કારિગરીની મ્હોટી હિંદી શોધખોળો–જેણે હિંદને એક હજાર વર્ષથી વધારે પૂર્વ તથા પશ્ચિમના વ્યાપારી મથકોમાં સર્વોપરીપણું બક્ષ્યું, તેમજ તેને દુનિયાની બીજી પ્રજાઓમાં સર્વમાન્ય અગ્રણી પદ આપ્યું–તેમાંની ઘણુ આ જાતના ઉદ્યોગી પ્રવીણ વિશારદોને આભારી છે." (હિંદુ કેમેસ્ટ્રીનો ઈતિહાસ)

"આજે હજારો વર્ષો પૂર્વે હિંદુઓએ વનસ્પતીમાંથી રંગ આપનારા ભાગો, તેની સાથે જોડાયલા બીજા ભાગોમાંથી રસાયણી મિશ્રણથી પૃથિકરણ કરી છુટા પાડી, ખેંચી લેવાના સાધનો શોધી કાઢયા." આવા શબ્દોમાં બેનકોફ હિંદુઓના વખાણ કરે છે.

મીલને પણ કહેવું પડયું છે કે–"હિંદુઓની બીજી કળામાં, તેમની કાપડને છાપવા તથા રંગવાની કળા અતિ વિખ્યાત છે, અને તેનું સૌંદર્ય તથા ચળકાટ, તેમજ તેઓએ બનાવેલા રંગોનું ટકાઉપણું ખાસ વખાણને પાત્ર છે. તેમના નાજુક કુમાસદાર માલોમાંનાં કેટલાકમાં ખાસ કરીને વણાટમાં, સુતર કાંતવામાં તથા રંગવાની કળામાં, તેમજ બીજા પદાર્થોની બનાવટમાં દુનિયાની સર્વ પ્રજાઓ કરતાં હિંદુઓ ચઢી જાય છે."

પ્રો. હીરન વર્ણવે છે કે–"સીકંદર (એલેકઝાન્ડર ધી ગ્રેટ) હિંદુસ્થાનપર ચડી આવ્યો, તે વખતે ગ્રીસીયનો હિંદુઓના વસ્ત્રોની અતિ અદ્દભુત આશ્ચર્યજનક સ્વેતતા જોઈ આશ્ચર્યચકિત–મુગ્ધ થયા હતા."

આટલી માહિતી આપ્યા પછી હવે આપણે કેટલી જાતની રંગાટ થતી હતી, અને તેના નામો, જાતો વિગેરેનું ટુંકમાં વર્ણન કરીશું. આપણ સંપૂર્ણ નથી. (આ નીચેની રંગાટની માહિતી 'સરસ્વતી' પરથી લીધી છે.)

પૂર્વના કાળમાં રંગાટનું કામ પણ કાંઈ ઓછું નહોતું. સુતરાઉ વસ્ત્રોની રંગાટ કાંઈ ૫૦ પ્રકારની અને ઉની તથા રેશમી વસ્ત્રોની રંગાટ ૩૨ પ્રકારની થતી હતી. એના નામોઃ—

(૧) કાલાઃજુર્દા, (૨) લીલા, (૩) સુરમઈ, (૪) ફાલસાઈ, (૫) આબી, (૬) આસમાની, (૭) કપાસી, (૮) સબ્જ કપાસી, (૯) લાજવર્દી, (૧૦) જાફરાની, (૧૧) નાફરમાની, (૧૨) લાલ, (૧૩) ગુલનાર, (૧૪) કસુમલ, (૧૫) ગુલાબી, (૧૬) વસન્તી, (૧૭) કેસરીયા, (૧૮) નારંગી, (૧૯) તોરૂપુલાઃ, (૨૦) સુઆપંખી, (સુડાપંખી) (૨૧) બદામી, (૨૨) અંબોઆ,

(૨૩) માંસી, (૨૪) ભૂંગિયા, (૨૫) કિસમિસી, (૨૬) ઉદા, (૨૭) અંગૂરી, (૨૮) જંગાલી, (૨૯) સબ્જ, (૩૦) કાહી, (૩૧) સરદઇ, (૩૨) શરબતી, (૩૩) સાંભરી, (૩૪) તૂસી, (૩૫) અબ્બાસી, (૩૬) ઉન્નાવી, (૩૭) ફાખતાઇ, (૩૮) ખાકી, (૩૯) ફિરોજી, (૪૦) સબ્જ-કાહી, (૪૧) કાસની, (૪૨) કકરેજી, (૪૩) કપૂરી, (૪૪) કરંજી, (૪૫) દુધિયાકરંજી, (૪૬) કોકઇ, (૪૭) ચમ્પઇ, (૪૮) કોચ, (૪૯) મટિયા અને (૫૦) ચંદની--આ સુતરાઉ કાપડના રંગો હતા. અને:—

(૧) મદારી, (૨) લાજવર્ત, (૩) જાફરાની, (૪) આસમાની, (૫) વનફસી, (૬) ફાકતાઇ, (૭) સુરમઈ, (૮) સોંસી, (૯) તૂસી, (૧૦) કપુરી, (૧૧) સકરી, (૧૨) સંદલી, (૧૩) બદામી, (૧૪) મટિયા, (૧૫) તુરંજી, (૧૬) નારંગી, (૧૭) સોંથલી, (૧૮) ગુલાબી, (૧૯) સફતાલૂ, (૨૦) ઉન્નાવી, (૨૧) લાખી, (૨૨) કિરમજી, (૨૩) કાસની, (૨૪) અરગવાની, (૨૫) ચંપઇ, (૨૬) કપાસી, (૨૭) જોજીયા, (૨૮) નાસપાલી, (૨૯) પિસ્તાઈ, (૩૦) જુમરદી, (૩૧) કાહી, અને (૩૨) અમૌઆ--આ રંગો ઉની અને રેશમી કાપડોના રંગો હતા. આમાં સુતરાઉ તથા રેશમી કાપડમાં કેટલાક નામો સમાન આવ્યા છે; પણ એની રંગવાની ક્રિયા સમાન નહોતી. સુતરાઉ વસ્ત્રો સહેલાઇથી રંગાતા હતા, પણ રેશમી તથા ઉની વસ્ત્રો રંગવામાં ઘણી મહેનત પડતી હતી.

રંગોની ઉપર યુકત સૂચીમાંના કેટલાક નામો અદ્યાપિ રંગાઈમાં સંયુકત છે. પણ આજકાલના રંગો વિદેશથી આવે છે. પરંતુ ઉપરયુકત રંગો સ્વદેશના--આજ દેશના નદી, પર્વતો, જંગલોની ધૂળ--માટી, કંકર--પથ્થર; જળ--વાયુ, ઘાસ--પુલ, પુલ--પાંદડા, તથા મ્હોટા વૃક્ષોની છાળ, મૂળીયાં અને ફળ આદિથી તૈયાર કરવામાં આવતા હતાં. વિદેશી રંગોનો ચળકાટ થોડા દિવસોમાં નષ્ટ થઇ જાય છે--ટકાઉ નથી. પણ પ્રાચીન કાળના સ્વદેશી રંગોની શોભા પેઢીઓની પેઢીઓ વીતી જાય પણ તે સદા કાયમજ રહેતી હતી, જરા પણ તેમાં ઝાંખ પણ આવતી નહોતી. જાણે કાલેજ તૈયાર થયા ન હોય!

ઉપલા રંગોની બનાવવાની સામગ્રી બિલકુલ સ્વદેશી અને ઘણી જ સુલભ હતી. તેમાંની થોડીકનું વર્ણન નીચે પ્રમાણે આપીએ છીયે:—

(૧) પતંગનું લાકડું, કસૂંબાના પુલ, આલ, મજીઠ, લાખ, સિંગરફ, હિરમજ, ગેરૂ, મહેંદી મહાવર, અને હિંગળો આદિના સંયોગથી બધી જાતના હલકા અને ઘેરા "લાલ" રંગ તૈયાર થતા હતા.

(૨) હરસિંગારની દાંડી, હલદર, પલાસના પુલ, કેસર, અને પીળી માટીના સંયો-ગથી "પીળા" રંગ તૈયાર થતા હતા.

(૩) નીલ, લાજવર્ત, અને લીલમના સંયોગથી "લીલા" રંગ તૈયાર થતા હતા. આ ત્રણ પ્રકારના મુખ્ય રંગોથી અન્યાન્ય પ્રકારના બધા રંગો બનાવવામાં આવતા હતા અને એથી સુતરાઉ, ઉની તથા રેશમી આદિ સર્વ વસ્ત્રો સારી રીતે જુદે જુદે પ્રકારે રંગવામાં આવતાં હતાં.

પણ, એ રંગો તૈયાર કરવાની ક્રિયાઓમાં ઘણા પ્રકારની વિશેષતાઓ હતી, અને તે વિશેષતાઓ તે દિવસોના ક્રિયા-કુશળ કારીગરોને જ જ્ઞાત--માલમ હતી. રંગોમાં આવ-

સંપૂર્ણ રીતે મળી જતા રંગોને બદલે ઉઠાવદાર રંગો વધારે માગણીમાં હોવાથી, હાનિ પહોંચી છે. માત્ર સદીઓથી જગતભરમાં વિખ્યાત થયેલ કાશ્મીરી શાલો, તેમની અપ્રતીમ કુમાશ, ભારીકાઈ અને ભવ્ય રંગોને લીધે હજુ પણ લાંબા વખતસુધી તેમની કીર્તિ જાળવી રાખશે. સૂતરાઉ મનોહર પટ્ટાવાળી રંગબેરંગી શેત્રંજીઓ, ઉનના ગાલીચાઓને બદલે પુષ્કળ વપરાવા લાગી છે. સાદડીઓ પણ તેમના રંગ અને છાપોને લઇ ધ્યાન ખેંચી રહી છે.

## હિંદી કારિગરીના નમૂના

### ૧

### કાપડપરના નમૂના

આ સાથેના બે ચિત્રોમાં ઉત્તમ હિંદી કારિગરીના કાપડના નમૂનાઓ તથા "હિંદી કારિગરીના ચાંદીપરના નમૂના–જે "બીદરી" કામને નામે ઓળખાય છે તે આપેલા છે. તેની વીગત નીચે પ્રમાણેઃ—

૧ અંકુશ
૨—૩ સોનાના જડાવ નકસીકામ–કાનના કુંડલ અને બટન
૪ અંકુશ–જવ્હેરાત જડેલો તથા મીનાકારી કામવાળો
૫—૯ મીનાકારી તથા જડાવકામના હથીયારોના નમૂનાઓ
૧૦ રાજ્યનો છત્ર–જરીના સુંદર ભરતકામવાળો
૧૧–૧૩ ભરતકામવાળા સુંદર પંખાઓ
૧૪ જોડા–રેશમી ભરતકામ તથા જડાવકામ
૧૫ ભરતકામવાળો સરફેઝ (ટેબલ ક્લૉથ)
૧૬ ચારજામાની કોર (૧૭) કાલા કપડાપર ભરતકામનો નમૂનો
૧૮ ભરતકામવાળા મખમલના ગલીચાની કીનાર
૧૯—૨૦ રેશમી ભરતકામના ફુલવેલવાળા નમૂના
૨૧–૨૨ વણેલી શાલો
૨૩–૨૪ રેશમી અને જરીયન વણાટના નમૂના
૨૫–૨૬ લેકર પેન્ટીંગ
૨૭–૨૮ એલ્યુમીનેટેડ મેન્યુસ્ક્રીપ્સ(દીપિમય અલંકૃત હસ્તલિખિત ગ્રંથો)ના નમૂના

### ૨

### બીદરી કામના નમૂના

૧ કુંજો–બીદરી કામનો લોહમાં ચાંદીનું કામ
૨—૩ ફરસી–પોલાદમાં ચાંદીનું ખોદેલ કામ
૪ ગેંડાની ઢાળ–કોરેલી અને જડાવ કામવાળી
૫—૮ હુક્કાઓ પર બીદરી કામના નમૂના
૯–૧૦ બખ્તર પરનું ડેમીસન્ડ કામ
૧૧–૧૩ બીદરી કામના નમૂના
૧૪–૧૫ તાંબાપર બીદરી કામ

હાજી અબદુલની

# કસીદા

લેખકઃ-રા. ચીમનલાલ ગોપાલદાસ વખારીઆ
બી. એ. એલ. એલ. બી.

( ગયા અંકથી ચાલુ )

## પુસ્તક ૪ થું

### ઈશ્વર

None heads, none cares for thee or Thine
Like thee how many came and went ?

હાજી ઇશ્વર જેવી મનુષ્યે ઉત્પન્ન કરેલી કલ્પનાને માનતો નથી. ઓમર ખાયમ જેવો તે અનિશ્વરવાદી છે.

There is no God, no man-made God;
A bigger, Stronger, Crueller man,

*Bk.* 4-2.



માત્ર એ તો મનુષ્યની ભય યા કોઇ બીજી ઇચ્છાથી ઉત્પન્ન થયેલી કલ્પના છે. મહાત્મા બુદ્ધ—× કોનફ્યુસી * ઝહીદ વિગેરેની અસ=ઇશ્વર સંબંધીની માન્યતાઓ રજુ કરે છે. એક કહે છે જે ઇશ્વર જગતનાં દુઃખ નિવારણ ન કરી શકે તે ઇશ્વર શાનો? બીજો એમ કહે છે જે ઇશ્વર આટલો પડદા પાછળ અને દુર રહે છે તે આપણાં શાં દારિદ્ર ફીડવાનો? ત્રીજો જગતના ભરતી ઓટનો કર્તા ઈશ્વર છે એમ માની સંતોષ માને છે–સુફી, મનુષ્યની પામરતાથી ઇશ્વરી શકિતનું માપ કરવા તત્પર થવામાં મૂર્ખાઇ છે એમ માને છે. મર્યાદિત શકિત અમર્યાદિતનું શું માપ કાઢી શકે? એમ હાફી કહે છે–વળી તે કહે છે કે માણસ પોતાની શકિત પ્રમાણે ઈશ્વરને કલ્પી શકે અને ઈશ્વર તેથી મનુષ્યના જેવો વ્યવસાયી હોઇ તેનું ઇશ્વરતત્વ સાધારણ થઈ જાય છે.

માહુત્વનો પ્રશ્ન

હાફી–કર્મનો મહાન પ્રશ્ન પુછે છે. તે કહે છે કે માનો કે મનુષ્ય શકિતવાન હોવાથી, ઘણી બાબતો જોઇ શકે તેમ છે. પરંતુ જન્મથીજ ભીખારી અને રાજા જેવી અસમાન સ્થિતી ઉત્પન્ન થવાનું કારણ શું? અને મનુષ્ય સુખી દુઃખી થાય છે તે પોતાના કર્મથી કે ઇશ્વરની ઇચ્છાથી કે કોઇ બીજા કારણથી? હાફી તેનો જવાબ આપી શકતો નથી—ઇશ્વરનાં ભિન્નભિન્ન સ્વરૂપો મનુષ્યોએ કેવી રીતે કલ્પ્યાં છે તેનું વર્ણન હાફી આપે છે. પરંતુ મનુષ્યનો દેહ ક્ષણભંગુર છે ને ઘણા માણસો ગયા ને તેમને પત્તો પણ જડવાનો નથી એ વિચારથી પાછો દીલગીર થઈ જાય છે.—

પુસ્તક ૫મું
પુણ્ય-પાપ
નિર્ણય

હાફી કહે છે પુણ્ય—પાપ જેવી વસ્તુઓ એકાંતે નથી. એ માત્ર દૃષ્ટિભેદનું પરિણામ છે. જે કાર્ય એક જણને પુણ્યરૂપે જણાય છે. તેજ કાર્ય બીજાને પાપરૂપે માનવાને કારણ મળે છે. પરાપૂર્વથી જે માન્યતાઓ ચાલતી આવી છે તે આ દલીલનું સમર્થન કરે છે—હાફી કહે છે

There is no good. There is no bad. Bk 5-1

અને પુણ્યપાપ, સૃષ્ટિની ઉત્પત્તિ પછી કેવી રીતે હયાતીમાં આવ્યાં તેનો ખ્યાલ-સુધારાની દ્રષ્ટિએ આપે છે. જંગલી અવસ્થામાંથી સુધારાની સ્થીતિએ પહોંચતાં સારા નરસાનો કયો સિદ્ધાંત મનુષ્યોએ ઉપાર્જન કર્યો તે હાફી વર્ણવે છે પણ નકકી કરી શકતો નથી. પરોણાને ઘા કરી મારી નાંખવામાં સુર લોકો જે પુણ્ય માને છે તે કયા નીતિના સિદ્ધાંતથી તેઓ તે કાર્ય કરવા દોરાય છે તેનો નીર્ણય કરવા હાફી વિચારકોને સોંપે છે–લડાઇ કુદરતનો કોપ–મારામારી વિ–આફતો પ્રત્યક્ષ રીતે દુઃખરૂપ જણાય–પણ પરોક્ષમાં જગતના સુખરૂપે નીવડે છે એવી હાફીની માન્યતા છે તે કહે છે.—

What call ye them or goods or Ills,
Ill-goods, goods-ills, a loss, a gain,
When realms arise and falls a roof;
A world is won, a man is slain? *Bk 5-26*

---

× ચીનનો તત્વવેત્તા

* જગતના કાયદાને સ્થુલ રીતે અમલમાં મુકનાર પક્ષ.

એટલે થોડાના ભોગે ઘણાનું સુખ મંડાણ થવાનું હોય તેવો જ મનનો ક્રમ હોય એવું તે માને છે. છતાં સઘળી ઇંદ્રજાળ છે ને મનુષ્ય તે અભેદ્ય ગુંચવણ ઉકેલી શકે તેમ નથી, એવો તેનો અસાધારણ થઇ ગયેલો સિદ્ધાંત, હાજીને શોકથી–નિર્બળતાથી શોકાવૃત કરે છે.

પુસ્તક–૬ ઠું સત્ય–અસત્ય

Truth is the shattered mirror strown in myriad bits-સત્ય ભાંગેલા કાચના ટુકડાઓ જેવું વેરાયલું છે–દરેક ટુકડો સત્યનો અંશ છે પણ સત્ય નથી–સઘળા ટુકડાઓ એકઠા થાય ત્યારે સત્ય જડે–અને ત્યારે જ સત્ય સત્યરૂપે કહેવાય–એવો હાજીનો અભિપ્રાય છે. વસ્તુના આભાસથી તેના સત્ય સ્વભાવનો નિર્ણય થઈ શકે નહિ પરંતુ વસ્તુ યથાર્થરૂપે જણાય છતાં તે સત્ય કે અસત્યરૂપે જણાય છે કે નહિ તેનો નિર્ણય આપણે કરી શકીએ તેમ નથી એવું હાજી માને છે. મનુષ્યે તો માત્ર શ્રદ્ધા રાખવી અને જેને સત્ય કહેવાય છે તેને સત્ય માની વળગી રહેવું એ શ્રેયસ્કર છે.

ધર્મના બુદ્ધિવાદથી સર્જાવેલા સિદ્ધાંતોને માની માણસે દુઃખી થવાની જરૂર નથી. માત્ર તેણે તો સર્વાંશે સત્ય જણાતો કાયદોજ અખત્યાર કરવાનો છે. પછી તે ધર્મના વાડા પ્રમાણે હોય કે તે બહારનો હોય–પણ હાજી સંતોષ પામતો નથી. અને તેનો નિર્ણય સર્વ સિદ્ધાંતો પ્રમાણે ઝોકાં ખાતો રહે છે. તેનું સત્ય શ્રદ્ધા અશ્રદ્ધામાં ઝોકાં ખાય છે.

Enough to think that Truth can be.
Come sit we where the roses glow;
Indeed he knows not how to know
Who knows not also how to unknow. Bk 6–18.

પુસ્તક ૭ મું આત્મા

આત્મા વસ્તુ નથી. પણ એક વસ્તુસ્થિતી છે એમ હાજી માને છે. તે કયાંથી કયારે, અને કેવી રીતે ઉત્પન્ન થયો તેનો નિકાલ તે કરી શકતો નથી. અને શંકા કરે છે કે હું અને મ્હારૂ શરીર એ દ્વિભેદી વસ્તુઓ શા માટે જોઈએ. વળી તે એમ કહે છે કે જો આત્મા હોય તો તેનો કર્ત્તા કોઈ બીજો આત્મા હોવો જોઇએ. સર્વ સાધારણ થયેલો આ વાદ તે વિત્રાદ તરીખે રજુ કરે છે. તેની ફીલોસોફી જેવી સ્પષ્ટ નથી તેવો તેનો આત્મા વાદ છે કારણ તે કહે છે.

Life is a ladder infinite-stepped.
That hides its rungs from human eyes
Planted its foot in chaos-gloom.
Its head soars high above the skies. Bk 7–7

અનંતતાનો વાદ તે પુનઃ વ્યકત કરે છે અને અસ્પષ્ટ વાતોને ગૂઢ તત્વો સમજવા જેટલી માણસની શકિત નથી એવો ગરીબાઇનો સિદ્ધાંત રજુ કરે છે. અને કહે છે કેઃ—

Fools rush where Angels fear to tread! Bk 7–23.

મનુષ્યને ગભરાવા-ને નીતિમય રાખવા માટે ઉત્પન્ન કરેલી સ્વર્ગ નર્કની સૃષ્ટિ કાલ્પનિક છે. વસ્તુતાએ એવી કોઇ ચીજ નથી. માણસનાં શુભ

પુસ્તક ૮ મું સ્વર્ગ-નર્ક

અશુભ કર્તવ્યો તેને જગતમાંજ સ્વર્ગ નર્કનો અનુભવ કરાવે છે. હાજી કહે છે:—

In life to find thy hell and heaven,
As thou abuse or use it well. Bk 8-2.

મનુષ્યને સ્નેહ આશા અને અન્ય લાલસાઓ તેને સ્નેહના પાત્રથી જુદા પાડવા ના પાડે છે તેથી તે વાસનાઓને સંતોષવા, ધર્માચાર્યોએ માર્ગ શોધી કાઢયો કે વાસનાઓ અફળ જતી નથી. અને મનુષ્ય તેની વાસનાના સ્વભાવ પ્રમાણે અન્ય સ્થાને ભોગવવા લાયક થાય છે. પરંતુ હાજીને તેમાં શ્રદ્ધા નથી. પુનર્જન્મમાં તેને શ્રદ્ધા નથી તે કહે છે કે કોણ જોઈ આવ્યુ છે કે સ્વર્ગ નર્ક જેવી વસ્તુઓ હયાત છે. એ તો માત્ર ડોસીમાની વાતો છે. કેટલાક એમ કહે છે કે ભવિષ્યનો ખ્યાલ આ જીંદગીમાં સમતોલપણું રાખવા માટે જરૂરનો છે. ત્યારે ખાવું, પીવું, અને ખરચવું એમાંજ જીંદગી પુરી કરવા જેવી છે. કારણ કાલ કોણે દીઠી છે એમ બીજાઓ દલીલ કરે છે. છતાં હાજી મનુષ્યની પામરતા રજુ કરે છે અને કહે છે કે માણસે વ્યર્થ પ્રયત્ન કરવા જેવો નથી.

Why strive we—
For vain and visionary end? Bk 8–16

વળી જન્મ એક અકસ્માત છે. ફળ પ્રાપ્ત કરવા કરતાં તેની પ્રાપ્તિ માટે શ્રમ કરવામાં આનંદ છે. તેથી ધર્મ પણ એક અકસ્માત છે. હાજી જુદા જુદા ધર્મનાં મંતવ્યો રજુ કરે છે-અને એક બીજા વિરૂદ્ધ કેવે પ્રકારે દલીલ કરે છે તે બતાવે છે. સર્વે જેટલા પ્રમાણમાં સત્ય પૂર્ણ હોવાનો દાવો કરે છે તેવા નથી. તેથી છેવટે હાજી પોતાનો સિદ્ધાંત રજુ કરે છે અને આત્માના અવાજને સત્ય માની તે પ્રમાણે વર્તન કરવામાં શ્રેષ્ટ ધર્મ સમાય છે એમ માને છે.

He noblest lives and noblest dies,
Who makes and keeps his Self-made laws.
Bk.-8-37

જગત અને તેના દુઃખમય વાતાવરણથી મનુષ્યની ભ્રમિત થયેલી સ્થીતિના લીધે, હવે સુખી થવાનો કયો માર્ગ છે તે હાજી બતાવે છે-અનંતતાને ટાળી

પુસ્તક-૯ મું કર્તવ્ય-ને આત્મશિક્ષા

નાંખવાનો છે. અને અહિંથી શાંતિથી વિસર્જન પામવાનો રસ્તો હાજી બતાવે છે. એક રસ્તાના બે ફાંટાઓ છે-તે છેવટે એક ઠેકાણે મૃત્યુમાં એકઠાં થાય છે. પ્રથમ રસ્તે જતાં અહુંપ્રદાનું સૂત્ર સ્વિકારવું જોઇએ-આત્મવત સર્વ ભૂતેષુ, એ ન્યાય આદરવો જોઇએ. જીવમાં પરમાત્માનો અંશ સ્વીકારવો જોઇએ. જગતને માયાની ઇંદ્રજાળથી રેલી જાણે-આત્માના ધ્વનિ અનુસાર જીવનને વિતાવે, અને જગતના પદાર્થોના

અભ્યાસથી પરમાણુમાંથી પરબ્રહ્મને ઓળખતાં શીખે. અણુ આ સર્વ જોઈ ચુકયો છે–તે કંટાળ્યો છે–અને શ્રમ કરી પરબ્રહ્મને જાણવા–આત્માને ઓળખવા, અને અજ્ઞાન તિમિર દુર કરતાં મરવામાં તે જીવન સાફલ્ય માને છે. સ્વયમ્ બનવાનો–સ્વધર્મ ઉત્પન્ન કરવાનો, અને આત્મામાં તલ્લીન રહેવાનો શ્રેષ્ટ માર્ગ ગ્રહણ કરવાનું તે જણાવે છે–શુભ કાર્યમાં તત્પર રહેવાથી સ્વર્ગ નર્કનો ભય ટળી જાય છે–સત્ય દ્રષ્ટિ રાખી જગતનો વ્યવહાર કરવો જોઇએ--સર્વ જીવનને પોતાના જેવા માની તેમનો બોજો ઓછો કરવામાં મદદ કરવી જોઇએ. અનંત શ્રદ્ધા જેવો આર્ય સિદ્ધાંત–હાજી છેવટે ગભરામણમાં સ્વિકારે છે–પણ તેને જીંદગી છેવટને માટે અનંતતામાં સમાઇ જતી લાગે છે–તેથી તે રૂદન કરે છે--અને મૃત્યુના જેવી તેની આર્તવેદના છે–હાજી પોકારે છે કે

> The shatterd bowl shall know repair,
> The riven lute shall sound once more:
> But who shall mend the clay of man,
> The stolen breath to man restore?

કાચનો પ્યાલો આખો બની શકે, તુટેલી વિણા પણ સંધાઇ શકે પણ એક વખત ઉડી ગયેલો મનુષ્યનો પ્રાણ શી રીતે પાછો આવી શકે?

છેવટે હાજી શાંતિથી જીવનક્રમ વિતાડવામાં કુદરતના હિંગકે જે હલેસુ આવે તેને સુખરૂપ માનવામાં અને નશીબે જે લખાયેલું છે તેને મુંગે મ્હોંઢે સહન કરવામાં મનુષ્યનું શ્રેય છે એમ સ્વિકારી સમાપ્તિ કરે છે.

**ઉપસંહાર**

ઓમર ખાય્યમ અને હાજીની ફીલોસોફી સમાન દેખાય છે. કેટલી વખત એકજ પ્રકારની હોય તેમ જણાય છે પણ વસ્તુતાએ તેમ નથી. ઓમર સુફીવાદનો બહિષ્કાર કરે છે. હાજી સુફીવાદને નાસ્તિકતાના આભાસ નીચે છુપાવે છે. અને ક્ષણે ક્ષણે પ્રગટ કરે છે. મનુષ્ય ઉપરની ઇશ્વરી સત્તાનો અન્યાય જોઈ બન્ને બળવો કરે છે ઓમર તે બળવાને ટકાવે છે પણ હાજી તેમાંથી પાછો રહી જાય છે અનેતેની સત્તાને કબુલ કરે છે. આત્માનો–આસુરી સત્તાનો અને જગતની અસારતાનો બન્નેનો ખ્યાલ સરખા પ્રકારનો છે. બન્ને તેમને જોઇ રૂદન કરે છે પરંતુ હાજી તે રૂદનમાં શ્રદ્ધાનાં અમી રેડી શાંતિ મેળવે છે.

**હાજી તત્વજ્ઞાની તરીખે**

પૂર્વના તત્વજ્ઞાનીઓ જેવું હાજીનું તત્વજ્ઞાન નથી. તે ઘણા પ્રશ્નો કરે છે. પણ એકેનું સંપૂર્ણપણે નિરાકરણ કરી શકતો નથી. આત્મા—જગત—તેની ઉત્પત્તિ અને લય એ સર્વ પ્રશ્નો તેને ઉદ્દભવે છે પણ સર્વનો જલદીથી તે નિર્ણય લાવે છે–તેનામાં નાસ્તિકતા છે--અને નથી—આશાવાદ શાંતિ તરીખે તેનામાં જન્મ્યો હોય તેમ જણાતું નથી. ન છુટકે કોઈ કિનારો ન જડતો હોય–છતાં શ્રદ્ધા રાખી કિનારે પહોંચાશે એવી અધુરી આશાથી—કોઇ દરિયામાં ભુલો પડેલો મુસાફર તર્યા કરે તેવી હાજીની અંતરની સ્થીતિ છે, તેનામાં સચોટ શ્રદ્ધા નથી–આશા નથી. પૂનર્જન્મમાં પ્રતીતિ નથી--છતાં અનંતતાનો સિદ્ધાંત તે સ્વિકારે છે–કોઈ પ્રબળ શકિતને તે માને છે. તે ક્રૂર છે–દયાહિન છે–તે ઇરાદા પૂર્વક મનુષ્યના માથે દુઃખ રેડે છે છતાં તેને તાબે થવાનું ન છૂટકે

તે પસંદ કરે છે. પ્રાણના છૂટકારા પછી તેને અનંત અંધારૂ દેખાય છે. તેથી તેનુ તત્વજ્ઞાન પાશ્ચિમાત્યોના જેવું છે-વર્ડસવર્થની અખૂટ શ્રદ્ધા તેનામાં નથી-તેના Ode to Immortality (ઓડ ટુ ઈમ્મોર્ટૅલીટી) માં જણાવેલા આશાવાદને હાજી પહોંચી શકે તેમ નથી. ટેનીસનની પરમેશ્વરની કૃપાની સચોટ માન્યતામાં હાજીનું સ્થાન નથી-હાજી ભકત નથી-ફીલોસોફર નથી-તે મુંઆએલો આત્મા હોય તેમ સર્વને જુએ છે-અને દુઃખી થાય છે. પણ શાંતિ મેળવવામાં શ્રેય છે એમ માની જગતના જવાળાગ્નિમાં, આધીનતા સેવવાથી સુખ જડે છે એમ માનતો થાય છે-અને આત્માના પ્રકાશમાં જગતના સર્વ ધર્મો-સર્વ સિદ્ધાંતો-અને સર્વ મન્તવ્યોને સમાવી દે છે. તેનું રૂદન મહાકવિ કલાપીના સિદ્ધાંતને મળતું આવે ખરૂ—પણ તેમાં કવિનો વૈરાગ્ય ઉમેરવો પડે—

છે મૃત્યુ જન્મ, જીવવું સહુ ભાસ માત્ર,
તો મૃત્યુથી રૂદન જન્મથી હાસ્ય શાને
વૈરાગ્ય મગ્ન રહી આયુ ન ગાળ શાને ?

હાજીની ફીલોસોફી નીચેના શબ્દોમાં એકઠી કરાય ખરી—તે શુષ્ક છે—તેનાથી કોઈ જીવન ન ટકાવી શકે.

આશા બોલતી "મૃત્યુ નથી"
પણ મૃત્યુ કહે "આશા જૂઠી"
શું જૂઠું ? ન શું જૂઠું અહીં !
એ અંધારમાં દીવો કહીં—? કલાપી—'આશા'

---

## શૂન્ય ગોદ

શરદ-પૂર્ણિમાની નિશીથ શાંતિમાં મ્હારા ખેતરની પાસેના વૃક્ષ-કુંજોએ અપુર્વ મૌન ધારણ કર્યું. મેં જોયું, કે તે નિઃસ્તબ્ધ થઇને એક ટક-આકાશ તરફ લગાડી રહયા હતા. બીજે દિવસે તો એ રંગીલાઓ પેઠે અંગેઅંગ હલાવી શોર મચાવતા હતા, તો આજ આવી શાંતિ કેમ ?

બહાર અનંતની તરફ દૃષ્ટિ ફેરવી જોયુ, તો એક આકાશ-શ્વેત વૃદ્ધ પિતા પોતાની ચિરકાળ પછી આવેલી ષોડશ વર્ષની કન્યાના સઘન જ્યોત્સ્નામય કાળા કેશો પર સ્નેહ-સ્નિગ્ધ હાથ રાખી, પ્રેમ તથા કરૂણાના ભારથી પૃથ્વી તરફ ઝુકી રહયો છે, એની આંખોમાં તરલ તારાઓ ટમટમતા હતા, અને એની દાઢીની કેશ રશ્મિયો બાળાના સ્નિગ્ધ મુખમંડળ પર વિખેરાઇ પડી રહી હતી.

બાળા પોતાના પ્રેમાશ્રુઓથી ભીંજાયલા મુખને પિતાના અનંત હૃદયમાં છુપાવી રહી હતી. એવું દેખાતું હતું કે તરતમાં જ તેમનો વિયોગ થવાનો છે.

પ્રભાતના તારાઓના પીલા-ફીકા પ્રકાશમાં મેં જોયું, મ્હારા બાગની સમસ્ત વિકસિત કળિઓના મુખો પર આંસૂ પડી રહયા હતા.

અનંતની ગોદ શૂન્ય દેખાતી હતી.

---



તેનો નિર્ણય ઝોકાં ખાતો રહયો—કસીદા.





માયાનીં ઇન્દ્રજાળમાં—કસીદા.



મરેલાને તેણે માર્યો—કસીદા.



ત્યાં સારૂં નથી–ત્યાં ખરાબ નથી—કસીદા.



# એક સંસ્કાર ચિત્ર

(રા. વિજયરાય કલ્યાણરાય)

લેખકઃ—અજીતકુમાર ચક્રવર્તિ

એક ઇતર પ્રાંતીય સજ્જન પોતાની પુત્રી વિશે બોલતાં કહેતા કે, અમને પિતા પુત્રી માનતાં ઘણા અચકાય છે. મારી પુત્રી એટલી મોટી લાગે છે અને હું એટલો નાનો દેખાઉં છું! અને પછી ઉમેરતાં કે આ સંબંધમાં મને તમારા "કૌમુદી"ના તંત્રીજ યાદ આવી જાય છે. એ ખરૂં કે "કૌમુદી" ઉપરથી ઘણા રા. વિજયારાયનું કદ કલ્પતા હશે. પણ હકીકત, એક મિત્રે એક વેળા કહ્યું હતું તેમ, એ હશે કે 'કૌમુદી' જેમ કદમાં વધશે તેમ તેનાં તંત્રી ઘટતા જતા દેખાશે. સ્હેજ અતિશયોકિત છતાં આ વચનમાં સત્યતો છેજ.

પરંતુ વિચિત્ર તો એ છે કે બીજા માણસો વિશે તેમનાં જ્ઞાન, બુદ્ધિ, હાસ્યરસ, કે નિર્માલ્ય, ચાવળાટ, કે અભિમાનથી વાત શરૂ કરીએ તેમ રા. વિજયરાય વિશે મોટે ભાગે તેમના કદથી વાત શરૂ થાય છે. (આ ચિત્ર પણ અનિચ્છાએ ત્યાંથીજ શરૂ થઇ ગયું) એકને તે બહુ ન્હાના લાગ્યા. પણ એમાં કોઈનોજ ઉપાય નથી. તેમના ચશ્માંની દાંડી જેટલા પાતળા એ થશે તોયે એજ ઉત્સાહ એજ ગતિ, અને એજ ધ્યેયથી ઘૂમતા દેખાય, કે દેખાય પણ નહિ છતાં હોય.

અને બીજા માણસોને તેમના દેહની એટલી ફિકર છે ત્યારે રા. વિજયરાય એની ઉપેક્ષા કરવામાંજ રસ લે છે. 'શરીરશાસ્ત્રનો મહિમા' સમઝાવી તેમણે 'વગર ગુન્હાની સઝા' રૂપી વૈદ્યકીય સલાહો આપનારાં મ્હોં બંધ કર્યાં હશે છતાં કલમ બંધ નથી કરી કેમકે એક વેળા રા. બ ક. ઠાકોર સુદ્ધાં તેમને એ જાતની નિષ્ણાત સલાહ આપવા—અને લંબાણથી પત્રદ્વારા–પ્રેરાયા હતા એમ સાંભળ્યું છે. 'કૌમુદી' નો પોષક પિતા કોઈ મળે

તો રા. વિજયરાયને ગુજરાતને ખર્ચે શરીર સુધારણા અર્થે કોઈ વિખ્યાત સ્થળે લઈ જવાની દરખાસ્ત લાવી શકાય, અને તોયે રા. વિજયરાય કદાચ ના જાય.

તેમના શરીર પછી ઘણા ખરા તેમના પોશાક વિશે વાતો ઉપાડે છે. એક વેળા તેમનો કાળો લાંબો કોટ ચીનાઈ બ્રધર્સની મોટી ટોપી, અને સફેદ પાટલૂને તેમના કેટલાક સહવાસીઓને એટલા ઉશ્કેર્યા હતા કે બીજો વેશ ધરવાનું કહેવા સ્વીકારે તો પોતે તૈયાર કરાવી દેવા તેમનું એક પ્રતિનિધિ મંડળ તૈયાર થયું હતું. ત્યાર પછી તો 'સેવકગણ'ના ભેખધારી થઈ, એક લેંઘો એક ઝભ્ભો ઉપર શાલ અને નીચે ચંપલ બેગને સ્થળે ખાદીની બગલથેલી આવી ગઈ છે એવો લાક્ષણિક વેશ તેમણે ધર્યો. એ વેશની ઉત્પત્તિની ટીકાઓ, તેના દેખાવના મર્મો, વગેરે વિશેના રા૦ વિજયરાયના ભાવો પરમ કોમલ છે એમ એક મિત્ર કહેતા હતા. તેણે તો એટલે સુધી ઉમેર્યું કે એ વિશેની મશ્કરી સુદ્ધાં તે સહી શકતા નથી. "એક વેળાના હાસ્યરસના અથંગ પૂજારીનો હાસ્યરસ કમી થતો લાગે છે?" "કદાચ વૃદ્ધ થતા જતા હશે." "હા, હા, 'કૌમુદી' એ તેમને ચૂસી લેવામાં બાકી નથી રાખી, તેમને ઘડપણ વહેલું જણાશે."

પરંતુ જે લોકો તર્કથી જ બીજાના દેખાવ વગેરેની વ્યર્થ કલ્પના કરી રાખે છે તેઓજ બહારના વિજયરાય વિશે પ્રથમ બોલે છે. જેમના હૃદય સાથે તેમનું હૃદય બોલ્યું છે, જેની આન્તરોર્મિને ઉત્તેજન કે સૂચનાના એક બે શબ્દે જેણે જગાડી છે, તેને તો તેમના પ્રાણની પ્રબળતા હૈયે વસીજ ગઇ હશે. તેમને નથી રા૦ વિજયરાયના આકારનું કે નથી પહેરવેશનું સ્મરણ થતું. તેમને તો ઘોર નિદ્રામાંથી જગાડનાર, અંધકારમાંથી પ્રકાશમાં લાવનાર, એક નાયક, અને મિત્રરૂપે જ વિજયરાયનું ભાન રહે છે. કદાચ કોઇને ભાન પણ નહિ હોય તેમ વિજયરાયે તેના સુપ્ત સ્વરોને જગાડયા હશે. અત્યારના તરુણ લેખકોમાંથી અનેકે પોતાનાં ઋણ સ્વીકારવાનાં છે, ચૂકવવાનાં તો છે જ.

રા. વિજયરાય તરુણ ઉપરાન્ત બીજા વર્ગને પણ અસર કરે છે. અને તેનું મુખ્ય કારણ તેમની આડમ્બર હીનતા છે. તે કોઇ દબદબાથી, અદાથી pose થી મળવા જતા, કે મુલાકાતો સ્વીકારતા નથી. રસ લેવા જતા મધુકર જેમ જ તે કુદરતી રીતે ભમે છે. તે assert કરવા, બળ પૂર્વક આત્મ પ્રતિપાદન કરવા નથી જતા. ચશ્માં નીચેથી ચમકતી આંખો,—કદી કાચની બહાર તે બતાવી દે ત્યારે—હમેશનું તેમનું મૃદુ હાસ્ય, એ બધામાં હાલના કેટલાક સાક્ષરોના 'હું' થી જૂદોજ સ્વર નીકળે છે, જૂદો હોવાથી જ પ્રિય થાય છે તેમ નહિ પણ સાચો હોવાથી વધારે સારો લાગે છે.

એક સૂર્યમંડળ જોસથી, વેગથી, ગતિ કરી રહ્યું હોય અને એ ગતિનાજ કારણથી તેમાંથી એક અંગ છુટું પડી જાય, અન્ય સ્વતંત્ર ગ્રહ બની જાય, તેમ વિજયરાય સ્વતંત્ર ગ્રહ બન્યા છે–સંસદ્‌ના મંડળથી છૂટી જો કે સ્પષ્ટ રીતે નહિ. અને છતાં ગ્રહો પ્રકૃતિ નિયમને વશ રહી જેમ મંડળમાં ઘૂમ્યા કરે તેમ રા૦ વિજયરાયને ઘૂમવું જ પડશે? શું તે પણ પ્રકૃતિ નિયમ પાસે વિવશ છે? ના, ના, તેમનો આત્મા બળવાન છે. તેમનામાંયે યુદ્ધના ચમકારા દેખાઇ જાય છે. અને એજ કયારેક સ્પષ્ટ થઇ તેમને સ્વતંત્ર વિહાર કરતા જોશે, રા૦ વિજયરાયને ખુદને આમ બીજાથી અંજાવાનો ભય હતો અને તેથી જ એ ચમકતાં કિરણોની હદની બહાર જઇ તે વસ્યા એવાં અનુમાનોમાં કેટલું સત્ય છે તે તો તેજ જાણે.

દશેક વર્ષ પહેલાં 'ચેતન' માટે ફાળો ઉઘરાવતા, તાજા ગ્રૅજ્યુએટ વિજયરાય અને આજના 'કૌમુદીકાર'–'સદ્ધર વિવેચક'–વિજયરાય વચ્ચે એક દાયકાનો ફરક એટલે એ ગતિ કેવી પ્રશાન્ત, અને સરલ થઇ હશે? રા. વિજયરાય જેવીજ થઇ હશે તે સમઝી શકાશે. 'ચેતન' વડે તેમણે પોતાનાં ચેતનની ઝાંખી કરાવી. 'ગુજરાત' ના ઉપતંત્રી બની તંત્રી પદની ગલીગૂંચીઓ જાણી. 'કૌમુદી' ના પિતા બની તેમણે કીર્તિની વરમાળ ધરી. વાર્તાઓમાં વાંચતા કે "રાજાએ મણિ હાથમાં લીધો અને પાણીએ મારગ દઈ દીધો" એવોજ સરળ માર્ગ કેવી શાન્તિથી તેમણે કરી લીધો. લગભગ જાદુઇ જરા પણ આવેશ કે ઉશ્કેરાટ વિના તે કીર્તિના ઉજ્જ્વલ પ્રકાશમાં ચાલ્યા આવ્યા છે.

રા. વિજયરાયમાં આવેશનો આભાવ ઘણાને લાગ્યો છે, કેટલાકને સાલ્યો છે. તેને લીધેજ તેમના જીવન ધ્યેયની પૂરી પીછાણ કે પૂરી કદર થઇ નથી. તેમણે સાહિત્યને પોતાનું જીવન અર્પણ કર્યું, પણ શાન્તિથી. રા. મેઘાણીએ લોક સાહિત્ય ખાતર બીજી કારકીર્દી જતી કરી. પણ એમના ઉત્સાહનું પૂર ધસતું, રગેરગમાં આવેશ, સ્પન્દને સ્પન્દને એજ ઉચ્ચાર. રા. વિજયરાયમાં કઇ સમાધાન વૃત્તિ, કંઇક સહુને સારૂં લગાડવાની વૃત્તિ કંઇક કોઇની માઠુ લાગી જવાની દહેશત વગેરે હોઇ તેમના કાર્યમાં હજુ ઓછા પ્રાણ લાગે છે.

અને છતાં કામ કરવામાં તે જબરા છે. દહાડામાં કેટલાને મળતા હશે, કેટલાની ઓળખાણ તાજી કરતા હશે, કેટલાની, નવી કરતા હશે, કેટલાની વધારતા હશે. ઉપરાંત કેટલા કાગળો લખતા હશે! અને છતાં તે હિંદના પ્રાંતવાર તેમજ પાશ્ચિમાત્ય દેશોની સાહિત્ય સમૃદ્ધિના સ્મૃતિ ભંડાર જેવા લાગે છે. માહિતીનો આટલો વિપુલ વિસ્તાર, હકીકતોનું એટલું જ્ઞાન એ બધું મેળવી લેવાનો, વાંચવાનો, પચાવવાનો, લખવાનો તેમને કયારે વખત મળતો હશે?—મારા એક મિત્ર એક પરીક્ષા માટે સખત વાંચતા હતા ત્યારે તેમને દિવસ ટુંકો પડતો હતો. એક જણે સલાહ આપી કે period પાડી નાંખો, નિશાળમાં કરે છે તેમ! પણ એથી વખત લંબાતો નથી. કામ જ ટુંકું થાય છે–શું વિજરાયને વખત લાંબો કરવાનો કીમીઓ જડી ગયો છે? કયારે એ ભવભૂતિથી માંડી રેમાં સુધીનુ બધું વાંચી નાંખે છે? કયારે પ્રેમાનંદનાં નાટકોથી પાઠક સુધીની ખબર લઇ લે છે?

એક બીજો કોઠો તેમના આખા જીવનનો–રા. બટુભાઇ ઉમરવાડિયા માટેની તેમની વીરપૂજાનો. વિજયરાયના જીવનમાં બધું સમજાય પણ એ ભકિતભાવ,બન્નેનાં વિરોધી તત્ત્વોની

સંખ્યા એટલી મોટી હોવા છતાં, તે ઉકેલ ઉખાણા રૂપેજ રહેવાનો. એમ બને કે કોઇ વાર તોફાની હૃદય સરોવરનાં પાણી હેલે ચઢે અને ઉછાળા મારે, પાળો તોડી નાંખશે તેમ લાગે, અને ત્યારે જ્યાં પણ કયાંય પ્રતિધ્વનિ મળે, જ્યાં જગ્યા મળે, ત્યાં ઉર ઠલવાઇ જાય અને એ સંબંધ આ જીવનનો બની રહે. એ પળે સાહાય્ય કરનાર માટે અખંડ પ્રેમદીપ બળે ? પણ પૂજા, ભકિત, શ્રદ્ધા, એ બધું બહુ વધારે લાગે છે.

એવો પણ એક મત છે કે વિજયરાયે એક વિવેચન મંડળ કાઢયું છે. પ્રાકૃતમાં જેને 'છોલણ મંડળ' નું નામ મળ્યું છે. તેનું કામ બીજાઓની નિન્દાનું, દોષ જોવાનું, 'ઉતારી પાડવાનુ" છે. કોઇ એક વ્યકિતપર નહિ પણ આખા એક મંડળને એ આરોપ આરોપવામાં આવે છે. પરંતુ એવું જો મંડળ હોય તો તે ચૂંટી કાઢેલા નવયુવકોનું નથી પણ સમસ્ત ગુજરાતના તરુણ લેખકોનુંજ છે. આત્મ પ્રશંસા, અને મિથ્યાભિમાનથી આત્મવંચના કરી સંતોષ પામવાને બદલે સત્યાસત્ય અને સારાસારનો નિર્ણય સ્વસ્થ અને તટસ્થ રીતે થઇ શકે તેમ બતાવનારો એક વર્ગ ઉઘડયો છે. તેના દ્વાર દરેકને માટે ખુલ્લાંજ છે.

રા૦ વિજયરાય શું કરી ચૂકયા છે તે સહુ જાણે છે. 'કૌમુદી' દ્વારા ક્ષીર અને નીર જૂદાં તારવી રહ્યા છે, એ સુવિદિત જ છે. કૌમુદી જો કે--ગુજરાતના કમનસીબે-- "સાહિત્ય, કલા અને વિવેચન" ઉપરાન્ત પૈસાની સતત ચિંતાનું 'ત્રૈમાસિક' બન્યું છે છતાં તે માટે જવાબદાર ગુજરાત જ છે. ગુજરાતે પોતાનાં મન અને ધન—જેનો સદુપયોગ ઇષ્ટ છે—આથી વિજયરાયના જીવન કાર્યની સિદ્ધિ કરવામાં આપ્યે જ છુટકો. વિજયરાયની વિવેચન શકિત, તેમના જ્ઞાન ભંડારનું માપ, પ્રેરક શકિત, તેમનો હાસ્યરસ, તેમની સર્જક શકિત, તેમની ઉર્મિઓ બધું જીવાડવુ હોય તો તેને ડામી રહેલી ચિંતા દૂર કરવા સહુ સહાનુભવીઓએ મથવું જોઇએ. વિજયરાયને અવ્યવહારૂ ગણી તેમને મદદ ના કરનાર જેવા જ બધા પ્રગતિની આડે આવનાર છે. આપણે સ્વપ્નો કે ભાવનાઓ સેવી ના શકીએ તો જેણે તેને ખાતર બીજા અનેક અને કીંમતી લાભો જતા કર્યા હોય તેને ખાતર જરૂર કંઇક કરીએ. એ થશે ત્યારેજ સાચા વિજયરાયની ખરી કદર થશે કેમકે ત્યારેજ તે ખરે સ્વરૂપે સ્પષ્ટ રીતે, દેખાશે. ત્યારેજ તેમનું ખરૂં ચિત્ર 'સમજાશે' સાચાં મૂલ પરખાશે.





# રાજમાર્ગની બાજુએ

લેખક:-નવનીતલાલ સી. વકીલ

ચતુર્દિક્ ત્રિકાલ પ્રભૂત યશસ્ક મહાધરણીધરોની ગુપ્ત રાજખટપટોના ભેદો ઉકેલવા ઘણાઓને નવરાસ સાંપડી છે. તેઓના અમલદારોના નીચ કાવાદાવા વખાણાયા છે. લાખોના લોહી રેડી તેઓએ પ્રાપ્ત કરેલી ક્ષુદ્ર પરંતુ—રક્તોષિત રાજલક્ષ્મીએ પોતાના તોર વડે સમાનકાલીન તેમજ પશ્ચાત્સામયિક પ્રજાઓ પાસે પોતાના લાકતારૂણાંકિત પાદોપર વાહવાહના નઝરાણાના વરસાદો વરસાવ્યા છે. આનો ઐતિહાસિકોનું થયું. તેમજ થયું છે કાલ્પનિક વીરપૂજા કરો થકી. કવિકુલ સપૂતોએ તો ફક્ત સુંદરને રસિક યુવકયુવતિઓની પ્રેમકથાઓ ચૂંથી, લવી, કવવામાં સમય અને સાદ વાપર્યો છો. ફિલ્સૂફો અને ધર્મ સ્થાપકોએ કાલ્પનિક વા અસત્ય સદ્‌ગુણોના પુણ્યફલરુપ પ્રાપ્ત થતિ અલૌકિક સુરવાટિકાની મોજો વર્ણવતાં ચેલાસમુદાય ઉભો કર્યો છે. વૈજ્ઞાનિકોએ પ્રકૃતિમાડીના ગૂઢ તથાપિ પોષક (મારક પણ ખરા) સદ્‌ગુણો ખોદી ખણી કાઢયા છે, આમ જેમ જેને ફાવે તેમ માન્ય ગણાતા મહાજનોની વીરપૂજા કરી સ્મરણાંજલિઓ આપી છે તેમજ બીજાઓ માટે વર્ણવી છે. છેવટે આપણા દૈનિક પત્રોએ કોરપોરેશન કે કાઉન્સીલના ધુરંધર વૃષભસિંહોના દેશહિત વા લોકસેવા માટે કરેલા ગંભીર (અને ગૂઢ) પ્રયત્નો યાને પૂચ્છ પછાડણાઓ તરફ વખાણ ધારાઓ છાપા વેચનારો પોરીઆઓના તુંડનાલ મહીંથી કે તંત્રી મહાનળ (editorial column) માંથી ધોધમાર વહેવડાવી છે. પણ રસ્તાના ફુટપાથ પર ભાંગીભીંત પાસે પડેલા અવશ અને અંધ ભિખારૂનો પગ, પાસેથી પટપટ ચાલી જનારો પોતાની એડી નીચે ચંપાય છે તેની જરાયે દરકાર કરતો નથી, તેવા કૈંક દુ:ખિઆઓને ભ્રાતૃવત ગણી પોતાની અલ્પ ગુંજાસમાંથી મદદ કરનારાઓનાં ચિરકાલથી અવશિષ્ટ રહેલી કીર્તિસ્તંભો અક્ષમ્ય ગણાય ત્યારે આપણા અનેક દિશાગામી ગુજરાતી સાહિત્ય માટે શું જ કહેવું !

તે ભિક્ષુક હતો; અંધને બધિર હતો, થયો હતો,-સમાજરૂપ વિધિએ તેને એવો બનાવ્યો હતો. પરમ દિવસથી તે ભુખ્યો હતો. ભિક્ષા મેળવી ખાવાનું લેવા જવા જેટલી તાકાત તેનામાં રહી નહોતી. પણ આજે તેનામાં અંતકાલનું જોસ આવ્યું; અને તે અબાધિત શકિત થકી ખાવાનું વેચનારની હંમેશની નિયમિત દુકાન તરફ તે ઘસડાયો.

પૂર રોશનીવાળું બેકી માળવાળું એક ઘર આવ્યું. 'આ, આ, આ, આ, આં, આ, આ, આ''-ગાનારીનો અવાજ આવ્યો. આજે તે ત્યાંજ થંભી ગયો. હમેશ એજ રસ્તેથી જનારાને આજ સુધી કૈં અવાજ આવ્યો નહોતો કે રોશની દેખાઇ નહોતી. પણ આજે મૃત્યુએ તેના બંધ થએલા નેત્ર કર્ણદ્વારો કંઇક મોકળા કરી દીધા હતા.-હા.

એજ અવાજ. એજ તેની-તેનીજ પુત્રીનો અવાજ! જર્જરિત સ્મરણપટ ચીરાયો; વર્ષો પહેલાં પરદેશમાંથી તેની નિર્દોષ બાલુડીને ફસાવી જનારો નજર આગળ તરી આવ્યો. આખરૂ ગઇ; નોકરી ધંધો ગુમાવ્યા. રૂઠેલા વિધિએ અનેકાનેક સપાટા લગાવેલા-આપણને એ બધા જોડે શું કામ છે?—

"વીણી! ઓ, મારી લાડકી-તું, તું આખરે આજ રસ્તે ચઢી?" ડોસો કકળી ઉઠયો. હા, એમજ. પોતાની ફસામણુ આખરે સમજેલી કંઈક એજ રસ્તે-કદાચ ફકત પેટનેજ અર્થે ચઢી છે. અસ્તુ.

ભૂખથી ફાટતા પેટે આવી પોતાની દીકરી પાસે ભિક્ષાર્થે એણે હાથ લંબાવ્યો, પરિણામે કંપાઉંડના રેઇલીંગના સળીઓની અણીઓ હાથમાં ભોંકાઈ, અને અંદરથી 'હા, હા, ખી, ખી" નો અવાજ આવ્યો એમ ડોસાને લાગ્યું. મ્યુનિસિપાલટિના ફાનસના અજવાળામાં એક રસ્તે ચાલનારને એના બહાર તરડાઇ આવેલા ડોળા જોઈ ભય ઉત્પન્ન થયો, અને તે જલદી આગળ ચાલ્યો ગયો.

આખરે જેમ તેમ તે બુઢ્ઢો બિચારો ગ્રાંટરોડના નાકાપરની દુકાને આવી પહોંચ્યો. તે દુકાને આજે કંઈ બહુ વિશેષ રોશની હતી અને ત્યાં ઘણી ધાંધલ હોય એમ આંધળાને ભાસ્યું. ભિક્ષામાં એક પૈસોએ ન મળ્યાથી આજે મફત ખાવાનું માંગવા તેણે હાથ ધર્યો.

"ચાલ........"

દયાનિધિ વાંચક, ગરીબ લુલાઓને મળતો આવો તડુકાર ત્હેં ઘણીય વેળા સૂણ્યો હશે. હું એમ કહીશ કે તે બીચારો આથી ધરણીપર ઢળી પડયો તો તેમાં અતિશયોક્તિ ના ગણીશ. પડયા પડયા તેના મુખમાંથી દીપચંદ દુકાનવાળા માટે નિરાધારીનો તિરસ્કાર દર્શાવતા બે ચાર અપશબ્દો પણ નીકળી ગયા. પણ વેચવા બેઠેલો તો નિર્લજ્જ નિઃશબ્દતાં રાખી રહ્યો.

ત્યાં 'કવિ' આવ્યો. પછવાડેની ગલીમાં તે રહેતો. દીપચંદ જોડે તેને મૈત્રી, અને રોજ સાંજે ઘેર જતી વખતે તેની દુકાને જરા બેસતો. લોકો તેને કવિ તરીકે પીછાનતા અને બોલાવતા. હંમેશ દેખાતા પેલા ભિખારૂને દીપચંદને ગાળ દેતો જોઇ કવિથી ન રહેવાયું-"બીચારા દીપચંદને નાહક શા માટે ગાળો ભાંડે છે? એનો તો તારા પર કેટલો ઉપકાર છે! તું એક વર્ષથી રોજ આવતો, અને જો કે એતો તને મફત ખાવાનું આપવા ઇચ્છતો છતાં તું તારી આગલી ગૃહસ્થાઇનું કારણ બતાવી એક ભીખપર બીજી ભીખ ન કરવી એમ કહી તું તારા ફાટેલા તુટેલા ગજવામાંથી તેને (હાથે તારા હાથ ધ્રુજતા હોવાથી) તારી દિવસની ભીખના દોઢીઆં કાઢી લઇનેજ ખાવાનું આપવા કહેતો. હા! તારા કોથળી જેવા ખીસામાંથી બે ચાર પૈસાજ નીકળતા ત્યારે એ તને ચાર આઠ આનાનો માલ આપતો. તારા દોઢીઆં તો તેણે એક પેટીમાં આ દિવાળીએ તને ભેટ આપવા જમા કરી મુકયા છે!"

"માફ, માફ, ઓ મારા દાતાર દયાળુ દેવ, તારે ઘેર સદાય સકળ સમૃદ્ધિ હજો" રસ્તાપર પડેલો રડી પડયો.

"રડ, રડ, એને માટે રડાય તેટલું રડ. આજે તો એ કિરતારને ત્યાં ચાલી ગયો છે–કોઇ અનેરીજ સમૃદ્ધિનો ઉપભોગ કરવા."

"હેં, શું? કયાં?" દુ:ખરોગના ભાર નીચે દબાયલો પણ ઉપકાર વૃત્તિના આવેશથી એકાએક બેઠો થઇ ગયો.

કવિ તેના કાન પાસે જઈ (આજે છેલ્લે દહાડે બધિર સાંભળતો થયો હતો અને ચક્ષુપડળ ખુલી ગયા હતા) ધીમેથી બોલ્યો, "આ નવા દુકાનવાળાએ કંઇ દગો કરી એનું બધું પચાવી લઇ આ દુર્જનોની દુનીઆમાંથી એને છુટો કર્યો છે, કાલે નવું વરસ બેસે છે, ત્યારથી નવી દુકાન ચાલશે. અને તેની આજે રોશની છે."

આમ કહી કવિ દુકાનની અંદર ગયો અને બારણા પછવાડે એક ખૂણામાં નાની પેટી પડી હતી તે લઇ પેલા ડોસાને આપી દીધી, "લે આ તારી દોલત." દુકાનનો નવો ધણી આ ક્રિયા તિરસ્કારથી જોઇજ રહ્યો. પણ કવિ પ્રતિષ્ઠત હોવાથી તેનાથી કૈં કહેવાયું નહીં.

ડોસાએ પેટીમાંથી આઠ આના કાઢી, ખાવાનું લઇ, ગાંડા જેવો બની, ત્યાંજ બચડ બચડ બધું સામટું પેટમાં નાંખવા માંડયું.

જતાં જતાં કવિને પેલાની ઓખી દાઢ અને ગાંઠીઆ પુરી વચ્ચેના તુમુલ યુદ્ધનાદમાંથી તેનો ખોખરો અવાજ સંભળાયો, "પેલાને સ્વર્ગમાં સૂર્ય ભગવાન પોતાના જેવી રોશની આપજે અને આ પોતાની શયતાની રોશનીમાં બળી મરજે."

× × × × ×

બીજી સવારે કવિને વહેલા કામે જવું પ્રાપ્ત થયું, ગલીને નાકે રાતવાળો ભીખારૂ રોજ સૂઇ રહેવાની જગોએ આજે મોટા ઉલટીના ખાબોચીઆમાં ચીરનિદ્રા લેતો પડયો હતો. ગંદકીની દુર્ગંધ હવામાં તરવરી રહી હતી. "સંસારની હવા પણ એવીજ છે," કવિ મનમાં બોલ્યો. ઉલટીમાં ગરીબોના અગણિત દુ:ખો દર્શાવતા અણુપચ્યા અન્નકણો પડયા હતા; મેલું પીળું પિત્ત દુર્જનોના અંતઃકરણનું લીલું ઝેર ના હોય એમ કવિને ક્ષણિક ભ્રમ થયો.

ત્યાં તો બે ચાર બંબાઓ ઝપાટા બંધ પસાર થઇ ગયા, પાછળ દોડતા આવતા છોકરાઓને પૂછતાં જણાયું કે દીપચંદને મારનારો વધુ પ્રમાણ વિજળીને લીધે લાગેલી આગમાં બળી મુઓ હતો.

"ગરીબનો શ્રાપ આવો જલદી ફળ્યો!" કવિ બબડયો, "પણ એની હૃદયાશિષ—?"

સામે મેદાનમાં અરુણાંકિત, દીપચંદના સ્મરણ ચિન્હ જેવો, જગદીપ ભગવાન સહસ્ત્રરશ્મિ ઉપર આવ્યો. આજે તેનું તેજમુખ હસી રહેલું કવિને ભાસ્યું. અને પેલી મેર ક્ષુધા શમિત કરાલ આગ જ્વાલાની લોલાયમાન જિન્હા પર તેની ભયંકર પ્રસન્નતા દાખવતા રહ્યા સહ્યા અગ્નિકણો ચચણી હસ્યા.






અનુવાદકઃ—ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

## પ્રવેશ ૧ લો

[ડાકોરમાં રણછોડરાયના મંદિરની બ્હાર સૂર્યાસ્તનો સમયઃ ફુલ પ્રસાદ લઇને જતા આવતા યાત્રાળુઓની ઠઠઃ એક અંત્યજ એક ખુણે એકલો બેસી પ્રાર્થના કરી રહ્યો છે. મંદિરના ત્રણ પૂજારી બ્રાહ્મણો માંહે માંહે વાત કરતાં બ્હાર આવે છે]

'૧ લો બ્રાહ્મણઃ—જોયો કે મ્હણે, પેલો અંત્યજ, મંદિરના દ્વાર આગળ પ્રાર્થના કરે છે તે,

૨ જો બ્રાહ્મણઃ—એ અસ્પશ્યને અડીને તો આ સૂર્ય કિરણો પણ શ્યામ થતા જાય છે.

૩ જો બ્રાહ્મણઃ—રણછોડજીના દર્શને આવતા સર્વે ભાવિક ભકતોનો માર્ગ એ એના પડછાયાથી કલંકિત કરે છે.

૧ લો બ્રાહ્મણઃ—આ ઝાડ કે પત્થર જેવો નિર્જીવ એ આ કાદવ કીચડમાં પડી રહે છે,-તે એ તે શું સમઝતો હશે એના મનમાં?

૨ જો બ્રાહ્મણઃ—આપણે બ્રાહ્મણો જેને પરમાત્મા કહીએ છીએ એ કોઇ પત્થર કે ઝાડ જેવી નિર્જીવ વસ્તુને પ્રાપ્ત થયા હોય એવું તો મ્હેં એકે શાસ્ત્રોમાં નથી વાંચ્યું.

૩ જો બ્રાહ્મણઃ—અગ્નિ સંસ્કારાર્થે ચિતાપર સુવાડેલા મૃતજન જેવી એની આંખો છે. અને એની આ પ્રાર્થના તો એ અંત્યજના હાયામાંથી નીકળતા, એના શ્વાસોશ્વાસથી ગંધાઇ લજવાઇ જતી હશે!

૧ લો બ્રાહ્મણઃ—પણ એ આમ બ્હાર ઉભો ઉભો કયા દેવની ભકિત કરી રહ્યો હશે?

૨ જો બ્રાહ્મણઃ—દેવ કેવા વળી? ગંદકી અને નર્કથી ઉભરાતી કોઈ ખાળકુડીમાં રહેનાર એના જેવા પીશાચનીસ્તો.

૩ જો બ્રાહ્મણ:—હા. હા. ભૂતડાકણોએ રચેલી હત્યાકાંડની ભૂમિપર એકાદ આસનપર અસાવેલા કોઈ—

અંત્યજ:—રણછોડરાયની જય! શ્રી રણછોડરાયની જય! મ્હારા વ્હાલાજીની જય!

૧ લો બ્રાહ્મણ:—ઓઉ! અહીં બેઠો શા લવારા કરે છે.

૨ જો બ્રાહ્મણ:—એ મુર્ખ! અહીં આ પવિત્ર મંદિરના પગથિઆપર ત્હારો આ મલિન પડછાયો નાંખવાનો અધિકાર ત્હને કોણે આપ્યો છે?

૩ જો બ્રાહ્મણ:—ચાલ, નીકળ અહીંથી; ત્હારા અને હમારા જન્મ વચ્ચે તો હજારો જન્મોનું છેટું છે. હમે મંત્રોચ્ચાર કરનારાના જન્મ લેતાં ત્હને તો બીજા ચોર્યાશી ફેરા ફરવા પડશે નીચ!

અંત્યજ:—મહારાજ ભુલ થઈ હોય તો માફ કરો. મ્હારા વ્હાલાજીનું તેજ ઝાંખુ થતું હોય તો માફ કરો. મ્હને ખબર ન હતી કે મ્હારા આ દેહના ખોળીઆમાં વસતા ભગવાનનું સ્મરણ કરવામાં પાપ હશે.

૧ લો બ્રાહ્મણ:—ત્હારા એ ભગવાન કોણ?

અંત્યજ:—એતે એકજ છે. જેને ત્હમે આ મંદિરમાં શોધી રહ્યા છો. અને હું એને આ મ્હારા અંતરમાં શોધી રહ્યો છું. હમારા ગયા જન્મના પાપને લીધે હમે આ મંદિરમાં આવી શકતા નથી. એજ.

૨ જો બ્રાહ્મણ:—છિઃ છિઃ છિઃ અલ્યા રાજમહેલના દરવાજા આગળ ભૂખે મરતો ભિક્ષુક શું રાજવીઓના રાજભોગનો એક ગ્રાસ પણ પામી શકે ખરો?

અંત્યજ:—આ જુઓને, મ્હણે સુરજ લાખો ગાઉ દૂર રહીને પેલા કમળની પણ ભૂખ મટાડે છે, અને પેલો ચાંદો પણ દૂરદૂર ઉગીને ચાતકના તરસ્યા હૃદયમાં કેવી શીતળતા રેડે છે? મ્હારો રણછોડરાય મ્હારી આંખોથી દૂર સંતાઈને મ્હારી દરેક ઈચ્છા પાર પાડે છે. અને કૃપાની વૃષ્ટિ કરી મ્હારા અંતરાત્માને કેવો ઠારે છે?

૧ લો બ્રાહ્મણ:—દર્પથી ઉન્મત્ત બની ગર્વના પાંજરામાં પુરાઈ કેવો એ પોપટ જેવો પટપટ કરે છે.

૨ જો બ્રાહ્મણ:—ચાલો મંદિરમાં દીવા થયા, આપણે અંદર જઈએ.

૩ જો બ્રાહ્મણ:—અને એને એકલો અહીંઆ ગટરમાં ગંધાવા દઈએ.

(બ્રાહ્મણો મંદિરમાં જાય છે.)

અંત્યજ:—હા, હા. બાપા હા, ગટરમાં રહીને દેવનો પ્રસાદ લેવા.

(લોકની ઠઠ ધીમે ધીમે ઓછી થાય છે, અને જ્યારે કોઈ નથી રહેતું ત્યારે રણછોડજીનો દૂત આવી ઉભો રહે છે).

દૂતઃ—હું શ્રી રણછોડરાનો સંદેશવાહક છું, એ ભાઇ!

અંત્યજઃ—મ્હારી વર્ષોની ઇચ્છા પાર પાડવા જ તું પધાર્યો હોય એમ લાગે છે.

દૂતઃ—એના સ્વપ્નમાં તરવરતી ધગધગતા અંગારા જેવી ત્હારી એકાંત પ્રાર્થના સાંભળીને, અને ત્હારો આત્મા તરફડતો જોઈને, એ પણ એના ભાવિક ભકતને ભેટવા દરિઆના મોજા માફક અસ્થિર થઇ ગયા છે. એનું ધ્યાન ધરવામાં ચૂક કરીશ તો ભર વરસાદમાં પટકાઇ પડતી કોઇ ગરીબની ઝુંપડી માફક એનું હૃદય તુટી પડશે.

અંત્યજઃ—મ્હારા જેવા પામર પર એની આટલી બધી કૃપા! એના દર્શન કરવાનો સ્વપ્ને પણ ખ્યાલ કરવાને નાલાયકમાં, એને સ્વપ્ના આવે છે!

દૂતઃ—આ ટોળેટોળા જે મૂર્તિના દર્શન કરે છે એ તો સોના અને હીરાથી લધાયલી એક નિર્જીવ મૂર્તિ છે. રણછોડરાયતો એના પૂજારીઓના હૃદય પર પથરાયલા અજ્ઞાનનાં એંધારા જોઇને અને આ દંભદમાટ જોઇને દુઃખી થાય છે.

અંત્યજઃ—કયારે કયારે હું એના દર્શન પામીશ?

દૂતઃ—આજેજ આજ રાતે જયારે આ બધા ઢોંગી ગોર મહારાજો સુઇ જશે ત્યારે એ જાતેજ ત્હારી સન્મુખ આવશે. અને ત્યારે તો મધરાતે વ્યોમ સાથે ગૂઢ સંવનન કરતા કે ગિરિરાજ તારલીઆની જે અનંત શાંતિ પીએ છે. એવી શાંતિથી ઉભરાતું ત્હારૂં હૃદય શોધતી ઉષા પણ રંગબેરંગી સુવર્ણમય ઝાકળ જ્યોતિ લઇ ત્હને અભિનંદન દેવા આવશે.

અંત્યજઃ—અને મ્હારો વ્હાલોજી મ્હારૂં અસ્પર્શ્ય શરીર ગ્રહણ કરશે.

દૂતઃ—કેમ નહિ! એજ એનું ઉજ્જ્વલ મંદિર છે.

અંત્યજઃ—હો શું? ભગવાન મુજ ભિખારીને મળવા આવશે.

દૂતઃ—કેમ નહી આ ત્હારા ચીંધરા પીંધરામાં તો એનું ગૌરવ સંતાયું છે.

અંત્યજઃ—અને મ્હારો વ્હાલોજી મુજ કિંકર પર કૃપા કરશે?

દૂતઃ—હા, ભલા હા, કિંકરની ભકિત સેવા જોઇ દેવે પણ એ કિંકરની સેવા કરવા મન ધર્યું છે.

અંત્યજઃ—અને મ્હારા આંસુ પણ લુછશે!

દૂતઃ—એ આંસુ ત્હારા નથી, ત્હારા વ્હાલોજીના છે, તે પણ લુછશે.

[મંદિરમાં રહ્યા સહ્યા લોક બ્હાર આવી ખાળા વળે છે દૂત અદૃશ્ય થઇ જાય છે.]

એક મનુષ્યઃ—પેલા અત્યંજના હાથ પગ જોયા, કેટલા કાદવવાળા છે!

એક સ્ત્રી:—ઓ ભગવાન! કઇ અભાગણીને પેટે પડયો હશે એ!

૧ લો બ્રાહ્મણ:—બન્ધુ! પેલો તો હજી ત્યાંનો ત્યાંજ છે!

૨ જો બ્રાહ્મણ:—ભાઇ, એ હસે છે, હસતો કેમ હશે?

૩ જો બ્રાહ્મણ:—એ ઠગ ભગત વિધિનું દૌર્બલ્ય ઢાંકવાને બધું કરશે.

---

## પ્રવેશ ૨ જો

### મધરાત

[ મંદિરનો અંદરનો દરવાજો ત્રણ બ્રાહ્મણો ગૂપચૂપ બારણા પાસે આવી કાન માંડે છે.

૧ લો બ્રાહ્મણ:—મને પહેલાં તો આ સ્વપ્નું હશે એવી ભ્રાંતિ થઇ. પણ જાગીને જોયું તો જણાયું કે એ અવાજ તો મંદિરમાંથી જ આવે છે.

૨ જો બ્રાહ્મણ:—ઓ એ રહ્યો, પેલો, મૂર્તિ પાસેજ પડયો છે તે!

૩ જો બ્રાહ્મણ:—આ તો પેલો અંત્યજ, રોજ સાંજના એકાંતમાં મંદિર બ્હાર બેસી પોપટ માફક પ્રાર્થના કર્યા કરે છે, એ.

૧ લો બ્રાહ્મણ:—એ અભાગિઆના સ્પર્શથી આ પવિત્ર મૂર્તિ પણ કાળી પડતી જાય છે.

૨ જો બ્રાહ્મણ:—પણ આ કુંચી તો આપણી પાસે છે, ને એ અભાગિઓ અંદર ઘુસ્યો કયેથી એ નથી સમજાતું.

૩ જો બ્રાહ્મણ:—હ્‌વેણે જોયુ કે મૂર્તિપરના સુંદર વસ્ત્રાભૂષણ અપવિત્ર થઇ શ્યામ થઇ ગયા, જુઓ તે, મૂર્તિ પણ શ્યામ થઇ ચાલી, જાણે ચન્દ્રે રાહુને ઘેર્યો ન હોય, કે સૂર્ય પર કેતુએ કાળો પડદો નાંખ્યો ન હોય!

૧ લો બ્રાહ્મણ:—દ્વાર ઉઘાડી કાઢો બ્હાર એ હરામખોરને.

૨ જો બ્રાહ્મણ:—હા, અને આ શું રમખાણ છે એ તો જાણીએ.

૩ જો બ્રાહ્મણ:—(બારણું ઉઘાડે છે) એઈ! અસ્પર્શ્ય, નીકળ બ્હાર અહીંથી.

અંત્યજ:—ઓ, હ્‌મારી આંખમાંથી તો જાણે ક્રોધની જ્વાલાઓ નીકળે છે. મ્હને બાળી નાંખશો કે શું?

૧ લો બ્રાહ્મણ:—ચાલ ચૂપ રહે, તું, જરા ઓછો અપવિત્ર હોત તો કયારનોએ કોઇ મહોત્સવ પ્રસંગે ત્હારો હમે ભોગ આપી ચૂકયા હોત.

૨ જો બ્રાહ્મણ:—અસ્પૃશ્યા, બધે બારણે અંદર કેવી રીતે આવ્યો?

૩ જો બ્રાહ્મણ:—સાચું બોલજે, નહીંતો મુવો સમજજે.

અંત્યજ:—કેવી રીતે શું, મ્હારો પ્રિય ભગવાન લાવ્યો.

૧ લો બ્રાહ્મણ:—આનું તો ખસ્યું લાગે છે!

૧ લો બ્રાહ્મણ:—જો, એ, કાલ પરોઢ પહેલાં અહીંથી ન્હાશી છૂટ.

૨ જો બ્રાહ્મણ:—અને આ ગોમતી નદીને પેલે પાર જા, અને કદી આ બાજુ આવ્યો છે તો સમજજે કે.—

૩ જો બ્રાહ્મણ:—કંગાલ નીકલ અહીંથી, હમણાંજ ત્હારૂં કાળું કર. ત્હારો પડછાયો સરખો આ બાજુ પડવા દઈશ નહી.

અંત્યજ:—મહારાજ તમારા સૂર્ય જેવા તેજસ્વી હૃદય પર મ્હારો પડછાયો પડ્યો હોય તો માફ કરો. અને મ્હને ઉષાના આવવા પહેલાંજ હું અહીંથી ચાલ્યો જઈશ. કારણ કે મ્હારે હવે એ કશાની જરુર નથી કેમકે આ મધરાતના અંધારામાં ઉભો છું છતાં મ્હારા આત્માના સુવર્ણમંદિરમાં અનસ્ત ઉષાના અનંત અજવાળા પ્રગટી ચુકયા છે. અને ત્યાં મ્હારો વ્હાલોજી શાંતિની સમાધી ધારી રહ્યો છે.

૧ લો બ્રાહ્મણ:—જા, જા હવે, ત્હારા સ્પર્શથી ત્હેં રણછોડરાયને દૂષિત કર્યા છે.

૨ જો બ્રાહ્મણ:—એ પવિત્ર મૂર્તિને ત્હેં કલંકિત કરી છે.

૩ જો બ્રાહ્મણ:—એ નિર્મળને ત્હેં મલિન બનાવી છે.

અંત્યજ:—અરે રે, જ્ઞાન કુંડના પવિત્ર વારિ પીપીને આટ આટલે વર્ષે પણ ત્હમે આવું જ્ઞાન સંપાદન કર્યું છે, કેમ? પાપ મોચની ગંગાજીમાં આજ વર્ષો થયા બ્રાહ્મણો અને અંત્યજો સાથે ન્હાય છે છતાં એની પવિત્રતા વધી છે, એ કેમ ભૂલો છો? અને મહાત્મા અને ધુતારાના કાનમાં આ મધુર પવન સુંદર ગીત ગાય છે. એટલે એને ત્હમે અપવિત્ર કરેલો કેમ? જાત ભાતથી અજ્ઞાન એવો મ્હારો વ્હાલોજી તો અણુ અણુમાં પ્રગટી રહ્યો છે તે મ્હારા સ્પર્શથી અભડાઈ ગયો એમ?

૧ લો બ્રાહ્મણ:—શાસ્ત્રથી તદન અનભિજ્ઞ, આવા નિરર્થક વાદવિવાદ કરતા શરમાતો નથી, ચાલ નીકળ અહીંથી.

૨ જો ને ત્રીજો બ્રાહ્મણ:—હડે, હડે, હત;

અત્યંજ:—જાઉં છું, મહારાજ જાઉં છું, પણ ભૂદેવો! એટલું યાદ રાખજો કે મને તો કુતરાની પેઠે કહાડો છો, એમાં ભગવાન રાજી નહી રહે અને એના શ્રાપ લાગતા આવતે જન્મે ત્હમે બ્રાહ્મણ મટી શુદ્રજ અવતરશો. કુદરત વેર લીધા વગર નહીં રહે.

( અંત્યજ જાય છે ).

૧ લો બ્રાહ્મણ:—કેવો મૂઢમતિ!

૨ જો બ્રાહ્મણ:—કેવો, પાળેલા જાનવરની પૂછડી પેઠે, એની જીભલડી વ્યર્થોચ્ચાર કરતી હતી.

૩ જો બ્રાહ્મણ:—મ્હને થાય છે કે આ બગભગતડા અંત્યોજોનો તો સમૂળગો નાશજ થવો જોઇએ.

---

## પ્રવેશ ૩ જો

### ( મંદિરના બહારનો દેખાવ )

૧ લો બ્રાહ્મણ:—હમણાંજ ગોમતી કાંઠે એ અંત્યંજને એની પત્નિ સાથે લીંબડાના ઝાડ તળે સાથે જમતાં જોયા.

૨ જો બ્રાહ્મણ:—અરે, કોઇ ગામડીયો હશે.

૩ જો બ્રાહ્મણ:—ના, ના, એજ અંત્યજ ભગતડો, જરા આખી વાત તો સાંભળો.

૩ જો બ્રાહ્મણ:—હા, હા, કહે તે, શું?

૧ લો બ્રાહ્મણ:—એની પત્નિતો એવી સૌન્દર્યવતી હતી કે—

૨ જો બ્રાહ્મણ:—હા હા, મ્હેં એને ઘણીવાર જોઈ છે એ પાજીની સ્ત્રી સ્વરૂપવંતી છે.

૩ જો બ્રાહ્મણ:—મ્હેં તો એને મ્હારી સ્વાનસૃષ્ટિની દેવી બનાવી છે. હું અને.

૧ લો બ્રાહ્મણ:—એજ, એજ તો એને ભોજન પીરસતી હતી.

૨ જો બ્રાહ્મણ:—મ્હને એમ થાય છે કે આપણે પણ એવા જનમ્યા હોત તો.

૩ જો બ્રાહ્મણ:—એના હાથ પગ તો દેવને પણ લલચાવે એવા છે.

૧ લો બ્રાહ્મણ:—હું તો એક ખુણે ઉભો રહીને બધો વાર્તા-પ્રલાપ સાંભળતોજ હતો, એ વાતો સાંભળીને તો ત્હમે વિસ્મય થઈ જશો.

૨ જો બ્રાહ્મણ:—તો કહેની, શું વાતો સાંભળી?

૧ લો બ્રાહ્મણઃ—પહેલા તો એ ઝાડ પર એક કાગડો બેઠો હતો તેને પેલા અંત્યજે કહ્યું કે એ કાકરાજ ? આ ત્હમારા ખાધેલા ફળના બી અહીં નીચે આ આપણા ભગવાન રણછોડરાયના ભાણામાં પડે છે તેથી કૃપા કરીને અંહીથી ઉડી જશો, અને બીજે સ્થળે બેસશો !

૨ જો બ્રાહ્મણઃ—અલ્યા, પુરો મુર્ખ, કાગ સાથે વાત કરતાં કદી કોઇને સાંભળ્યો છે ?

૧ લો બ્રાહ્મણઃ—અરે એ તો જાણી જોઇને આપણે બ્રાહ્મણોનું અપમાન કરવાને જ આ બધો ખેલ એણે કર્યો હશે કારણકે તરતજ એમ બન્યું, કે ભૂલથી જરા માખણ પેલીના લુગડા પર પડયું, એટલે એ તો મોટેથી રણછોડરાયનું પીતાંબર બગડયું, કહી મોટેથી બોલવા લાગ્યો.

૨ જો બ્રાહ્મણઃ—હા, હા. આ બધું આપણે બ્રાહ્મણોની પ્રતિષ્ઠાને લાંછન લગાડવાનેજ.

૩ જો બ્રાહ્મણઃ—તે ત્હેં જોયા શું કર્યું, જરા ખીલાવી દેવી હતી ને એકાદ,

૧ લો બ્રાહ્મણઃ—ને હું ચૂકયો હઇશ કે, એ બોલ્યો કે તરતજ હું પાસે દોડયો અને તેના જડબામાં એક એવી તો થપડાક લગાડી—

( લોકોનું ટોળું ધીમે ધીમે વાત કરતું દર્શન કરવા જાય છે. )

૨ જો બ્રાહ્મણઃ—ભગવાનનું નામ રાખવાને, આપણી પ્રતિષ્ઠા જાળવવા એને તો એવો માર મારવોજ જોઇએ કે સદાનો ચૂપજ થઈ જાય.

૩ જો બ્રાહ્મણઃ—એમ કરીએ તો ? આ એની પેલી ધણીઆણીનું શરીર બેળવી એને સ્હેજ સ્હાજ પવિત્ર કરી હોમમાં હોમી દઈએ તો કદાચ બંનેની મુક્તિ પણ થાય

( લોકોનું ટોળુ ધસારાબંધ આવે છે. )

એક પુરૂષઃ—ઓરે ! રણછોડરાયના ગાલપરથી તો લોહી પડે છે.

એક સ્ત્રીઃ—હાયરે એની પવિત્ર આંખો તો લાલચોળ દેખાતી હતી.

કેટલાક પુરૂષોઃ—વેદિ આગળ તો આંસુનો વરસાદ હતો જાણે.

કેટલીક સ્ત્રીઃ—અને એના વાગાપર એક કાળું ધાબું હતું.

કેટલાક પુરૂષોઃ—કયા પાપીઓએ આવું કાળું કૃત્ય કર્યું હશે ?

કેટલીક સ્ત્રીઃ—અરે ઓ ગોર મહારાજઓ ત્હમે મંદિરના પૂજારી થઈ કેમ મુંગા ઉભા છો ?

( બ્રાહ્મણો નીચું મોઢું ઘાલી શરમાતા જાણે વીજળી પડી હોય એમ દિગ્મૂઢ થઈ ઉભા રહે છે. )

કેટલાક પુરૂષોઃ—શરમાઓ છો કેમ ! ત્હમારાંજ મન મેલાં જણાય છે. ત્હમારા કલંકિત ગોરપદાપર રણછોડરાયના શ્રાપ વરશસે. સંતાડો ત્હમારા કાળાં મ્હોડાં.

બધાંઃ—જય. શ્રી રણછોડરાયની જય.

સમાપ્ત.



# ગૂઢલિપિ

ગૂઢલિપિ—એ સંબંધે એક અત્યંત પ્રાચીન અને દુર્મિલ ગ્રંથમાં કેટલોક ઉલ્લેખ મળે છે. એ ગ્રંથનું નામ રાજતંત્ર પ્રકરણ છે તેના ૯ પરિચ્છેદના ૮ અધ્યાયમાં એ વિષય છે.

રાજ્યનું રક્ષણ કરવા માટે રાજ્યના અંતરપ્રદેશમાં તથા રાજ્યના બાહ્યપ્રદેશમાં–પરરાજ્યમાં બનતા બનાવોથી વાકેફ રહેવાનું રાજાને માટે ઘણુંજ જરૂરનું છે. રાજાઓને પ્રાચીન નીતિગ્રંથોમાં ચાર ચક્ષુ કહ્યા છે, તેનો અર્થ એટલોજ છે કે જ્યાં જ્યાં જે જે બનાવ બને છે તે તે જેવા રૂપમાં દેખાય છે તેવાજ રૂપમાં રાજાએ જાણવો જોઇએ અને તે જાણવાનાં સાધનમાં મુખ્ય ભાગ ભજવનાર વર્ગ તે ચાર વર્ગ તેમણે જે જે પ્રયોગ જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે જેમ બને તેમ તુરત તે બનાવની હકીકત યથાદૃષ્ટ-જેવી જોઇ તેવી રાજાની પાસે નિવેદન કરવી. અને પોતાની પાસે રજુ થએલ હકીકત ઉપરથી તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરી તેને અનુસરીને ઉચિત પ્રબંધ કરવો. આ પ્રમાણે સ્વરાજ્ય કે પરરાજ્યમાં બનતા બનાવો જાણવાનું સાધન તે ચાર સંસ્થા.

એ ચાર સંસ્થાના બે ભાગ પડે છે, એક ભાગને સ્થાયી ચાર વર્ગ અને બીજાને સંચારી ચાર વર્ગ કહે છે. તેમાં હકીકત જાણવાનું કામ પ્રથમ વર્ગનું અને જાણેલી હકીકત યોગ્ય સ્થળે નિવેદન કરવાનું બીજા વર્ગનું કામ છે. પ્રથમ વર્ગ તરફથી આવેલી હકીકત બે રૂપમાં હોય છે, કેવળ શબ્દદ્વારા કે લેખદ્વારા.

લેખ એ જાતે સ્પષ્ટ હોવા સાથે અન્યને અજ્ઞાત રહી શકે તેવો હોવો જોઇએ. અને એ કાર્ય સિદ્ધ કરવા સારૂ ગૂઢલિપિનો આવિષ્કાર થએલો. એવી ગૂઢલિપિના અનેક પ્રકારો પ્રાચીનકાળના રાજનીતિના ગ્રંથોમાં વર્ણવેલા છે. તેમાંનો સહુથી સરળ તથા અન્યને દુર્જ્ઞાત એવો એક પ્રકાર ઉપરના ગ્રંથમાં પણ ઉદાહરણસહિત જણાવેલો છે તે અમે અહીં આપીએ છીએ.

જે પ્રસંગને ગૂઢલિપિ દ્વારા નિર્દિષ્ટ કરવો હોય તો તેને પ્રથમ કોઇ પણ ભાષામાં લખવો, પછીથી તેના આઠ આઠ અક્ષરના વિભાગો કરવા એ વિભાગોના અક્ષરોને અનુક્રમથી નીચેના ક્રમે ગોઠવવા. એટલે શુદ્ધલિપિનું રૂપાંતર થઇ તે ગૂઢલિપિ તરીકે જણાશે.

ગૂઢલિપિ લખવાનો અનુક્રમ—સાત પાંચ ત્રણ એક આઠ છ ચાર બે એ ક્રમે મૂળલિપિના અક્ષરો અનુક્રમથી એક બે ત્રણ ચાર પાંચ છ સાત આઠને ગોઠવવા. લખેલી ગૂઢલિપિને વાંચવી હોય કે ઉકેલવી હોય તો તેનાં એકથી આઠ સુધીના અક્ષરોમાંથી ચાર આઠ ત્રણ સાત બે છ એક પાંચ એ અક્ષરોને બતાવેલા ક્રમે લઈને ગોઠવવા એટલે મૂળલિપિ થશે. આ લિપિ પ્રમાણે કોઈપણ ભાષામાંના પ્રબંધનો વ્યવહાર થઈ શકે છે. ઉદાહરણ સંસ્કૃત ભાષાનું.

मूळ लिपि—

१ २ ३ ४ ५ ६ ७ ८
अहं चात्राधिकारी चेन्नायासस्ते च वाग्व्यये।
प्रार्थयाम्यासमलाभार्थं वक्तव्यमिति तद्विमो॥

गूढ लिपि—

१ २ ३ ४ ५ ६ ७ ८
रीधित्राअचेकात्राहं, ग्व्यचसन्नायेवास्तेया।
भारमयाप्रार्थ साम्याथं, द्विति्व्यवभोतमिक्त.

હવે ગૂઢ લિપિને ઉકેલીએ.

अहं चात्राधिकारी चेन्नायासस्ते च वाग्व्यये।
प्रार्थयाम्यासमलाभार्थं वक्तव्यमिति तद्विमो॥.

૨ ઉદાહરણ ગુજરાતી ભાષાનું.

મૂળ—કેટલાક દિવસ થયાં રાણીજીએ જનાનાની મુલાકાત ન લીધી.

ગૂઢ—સદિલાકે થવકટ, ના એણીયાંના જજીરા. લીતલાની ધીન કામુ.

૩ ઉદાહરણ હિંદીનું.

भारतकी आरत पुकार सुनिवेकों एक,
ज्वालामुखी मात जोति, जागति तिहारीहों है

गूढ—

तभातमा पुर कीर, एवे सुकाकको निर।
जो मामुउषातिस्तीला, ही हाति जा है रीति ग॥

૪ ઉદાહરણ મરાઠી.

पुष्हां थोडा वेळ झाला

गूढ—

झावेथो पुष्ठाळ डान्हा

૫ અંગ્રેજી.

We are and, shall always remain under a great obligation to,

गूढ—

Neawdare Llaswalh Aesaimry Aenngrdu Loaribte Totgonia.

આ એક રીત થઈ.

માનવસ્વભાવ સર્વ દેશ અને સર્વ કાળમાં લગભગ એક સરખો જ છે. અને તેથી જેમ રાજ્યતંત્રમાં ગુપ્ત સંદેશ માટે ગૂઢલિપિનો ઉપયોગ થતો તેમજ કેટલીએક ગુપ્ત વિદ્યા સંબંધમાં પણ એનો ઉપયોગ થતો હતો. એનો ઉદ્દેશ એ હતો કે અનધિકારીઓને એ વાત તુરતમાં સમજાય નહી. તેમણે પણ આઠ આઠ અક્ષરના વિભાગ પાડીને લખવાનો ક્રમ રાખેલો પણ અનુક્રમ બદલેલો. આ લિપિ તંત્ર શાસ્ત્રમાં બ્હોળે હાથે વાપરેલી હોવાથી આપણે એને તાંત્રિક ગૂઢલિપ કહીએ. તંત્રશાસ્ત્રમાં તો તેને વ્યાકુલાક્ષર એ નામ આપેલું છે. અનુક્રમે આઠ અક્ષરોને ગૂઢલિપિમાં લખવા હોય તો–પ્રથમમાં આઠમો ચોથો છઠ્ઠો બીજો સાતમો ત્રિજો પાંચમો અને પ્હેલો એમ લખવો. અને વાંચતી વખતે અનુક્રમે પ્રથમ આઠમો ચોથો છઠ્ઠો બીજો સાતમો ત્રીજો પાંચમો અને પ્હેલો એમ ગૂઢલિપિના અક્ષરોને ગોઠવીને વાંચવા.

ઉદાહરણ–સંસ્કૃત.

अनन्याश्चितयंतो मां य जना: पर्युपासते।
तेषां नित्याभि,युक्त नां यागक्षेमं वहाम्यहं॥

गूढ लिपि—

मांश्चियस तोन्यातअ, तेपपारसना:र्युये।
नांत्याद्युपांक्तानिभिते हंमंहागस्यक्षेवयो॥

ગુજરાતી—કે અનારસિધ આવેતો તેને અટકાવવો.

ગુઢ—વેરધઅઆનાસિકે, વોઅક.તેવનેટતો

આ શિવાય નાગરિક જનોમાં અને વારવનિતા વર્ગમાં પણ આવી કોઇ લિપિ પ્રચલિત હતી એટલુંજ નહિ પણ તેનું જ્ઞાન સંપાદન કરવું એ એક નાગરિક તરીકે ગણાવામાં પણ જરૂરનું ગણાતું. એમ વાત્સ્યાયન સૂત્રના પ્રથમના અધિકરણના ત્રીજા અધ્યાયમાંના ઉલ્લેખથી સમજાય છે.

આપણા લોકોમાં ચતુર પુરૂષની પ્રશંસા એવી છે કે ચૌદ વિદ્યા અને ચોસઠ કળામાં પ્રવીણ. હવે ચોસઠ કળામાં ૪૬ મે નંબરે જે કલા જણાવેલી છે તેનું 'મ્લેચ્છિતક–વિકલ્પ' એ નામ આપ્યું છે. પરંતુ નામ ઉપરથી આપણને ગૂઢલિપિ સાથેનો સંબંધ સમજાતો નથી. પણ એ શબ્દની વ્યાખ્યા જે એ ગ્રંથની જયમંગલા નામની ટીકામાં જણાવેલી છે તે પરથી સ્પષ્ટ જણાઈ આવેછે. શુદ્ધ ભાષાને વર્ણના હેરફેરથી અસ્પષ્ટ રૂપ આપ્યું હોય તે મ્લેચ્છિતક. વાતને છાની રાખવામાં એનો ઉપયોગ. પૂર્વાચાર્યોએ તેના ઘણા પ્રકાર કોટિલીયકમાં કહ્યા છે.

આ પ્રમાણે વિવેચન કરીને તે સ્થળે તેના ત્રણ પ્રકારો જણાવેલા છે. તેમાં પ્રથમ પ્રકારને દુર્બોધ એ નામ આપેલું છે.

દ થી અનુક્રમે ક્ષ સુધીના સતર અક્ષરોને બદલે ક થી ધ સુધીના અનુક્રમે સતર અક્ષરો વાપરવા. એમજ ક થી ધ સુધીના અક્ષરો માટે દ થી ક્ષ સુધીના વાપરવા. સ્વર સોળ છે તેમાં એકી સ્થાનના સ્વર બદલે બેકી સ્થાનના અને બેકી સ્થાનના બદલે એકી સ્થાનના વાપરવા. અનુસ્વાર બદલે વિસર્ગ અને વિસર્ગ બદલે અનુસ્વાર. આ પ્રમાણે કરવાથી મૂળને બદલે તે ગૂઢલિપિ–મ્લેચ્છિતક–નું રૂપ ધારણ કરી દુર્બોધ થાય છે.

ઉદાહરણ—સંસ્કૃત.

उपायनविहीनस्य सर्पशास्त्रविदोऽपि वा

ગૂઢ લિપિ—ऊधमागार्दीतिगाव्शालानूड़ाङणूसूर्दकोंपीह

ગુજરાતી—તેને બોલાવવાનું કાંઈજ કારણ નથી.

ગૂઢ લિપિ—ईगैबोटटाटगृः दःद मादमामागाशि

કૌટિલીયમાં આવેલા બીજા પ્રકારનું નામ મૂળદેવીય—આપેલું છે. નામપરથી એમ સમજાય છે કે મૂળદેવ નામના અત્યંત ચતુર પુરૂષે આ બીજો પ્રકાર ખોળી કાઢયો અને પ્રચારમાં મૂકયો.

તેમાં અ અને ક, ખ અને ગ, ઘ અને ઙ, ચવર્ગ અને ટવર્ગ, તવર્ગ અને પવર્ગ, ય અને શ, ર અને ષ, સ અને લ, તથા વ અને હ એમ એક બીજાને બદલે વાપરવા. સ્વર મુળના કાયમ રહે છે.

ઉદાહરણ.

महात्मा निर्गुणोपासितनृणां भोगाय संभवेत्

ગૂઢ લિપિ—सभात्मानिपगुणोपालपितनृमांघोनाबामसंपहेत्

૨ ગુજરાતી—જનાનામાં જનાનો હુકમ નથી.

ગૂઢ લિપિ—ડમઆમાનાં ટદામોતુ ઝનમરી.

ત્રિજા પ્રકારમાં રાજતંત્રમાં વર્ણવેલી રીતે અક્ષરોનેજ ઉલટ સુલટ લખવાનો પ્રકાર બતાવેલો છે. તેમાં નવ નવ અક્ષરના વિભાગ કરીને પ્રથમ નવમો ત્રીજો આઠમો છઠ્ઠો પહેલો ચોથો સાતમો પાંચમો અને બીજો એમ અનુક્રમે અક્ષરો લખવા.

ઉદાહરણ.




## રોટી અને બેટી વ્યવહાર સંબંધી વિચાર

---

૧ હવે રોટી બેટી વ્યવહાર સંબંધી વિચાર (કરીએ)
૨ બેટી વ્યવહાર મ્હોટો
૩ રોટી વ્યવહાર તેનાથી છોટો
૪ માટે રોટી વ્યવહાર હોય તેની જોડે જ બેટી વ્યવહાર ઉચિત
૫ તેથી ઉલટું નહિ
૬ પ્રમાણ વિચારાનુંસારે હોય તો જ આદર કરવા લાયક
૭ શાસ્ત્રને છોડીને પણ નહિ
૮ હવે રોટી વ્યવહાર સંબંધી
૯ લાકડાં પાણી મૂળ ફળ એ અભ્યુદ્યત સર્વની પાસેથી (લેવાય) મનુના
૧૦ કુલટાષંઢ પતિત શત્રુના શિવાય બીજેથી યાજ્ઞવલ્કયના (મતે)
૧૧ અને અભ્યુદ્યત અન્ન પતિતનું પણ પ્રજાપતિના
૧૨ શય્યા, ઘર, કુશ, પુષ્પ, ગંધ, જલ, મણિ, દહીં, સાથવો, દુધ અને શાક વગેરેને પાછાં ઠેલાય નહિ
૧૩ કાર્ષક, કુળમિત્ર, ગોપાલ, દાસ, નાપિત એ શૂદ્રોમાં ભોજ્યાન્ન (મનુના)
૧૪ દ્વિજોમાં પરસ્પર ભોજ્યત્વ શ્રુતિથી
૧૫ શૂદ્ર હવિષ્કૃત્ પણ શતપથથી
૧૬ પછી (ના કાળમાં) વિદ્યાના અભાવને લીધેથી શૂદ્રનો પ્રતિષેધ
૧૭ કારણકે ઉપનયનજ શ્રુતિએ કહેલો, વિદ્યાર્થનો સંસ્કાર આપસ્તંબના
૧૮ કારણના અભાવથી કાર્યનો અભાવ
૧૯ તે પછીથી દ્વિજોમાં પણ વૈશ્યોનો પ્રતિષેધ

૨૦ આચાર અને વૃત્તિભેદ વગેરે કારણ

૨૧ એ (કારણો) થી જ કલિયુગના પ્રારંભમાં ક્ષત્રિયોનો

૨૨ પરચક્રના ઉપદ્રવથી અતિ સંકોચ થતાં અને આચારના અત્યાગ્રહને લીધે કાળદેશ પરિસ્થિતિને અનુકૂળ પ્રતિબંધો બ્રાહ્મણોમાં પણ

૨૩ તેને લઇને દેશવૃત્તિ આચાર પરિસ્થતિ વગેરે ભેદથી એક વર્ણમાં પણ જાતિભેદ

૨૪ જાતીઓમાં પણ ગોળ અથવા મંડળ

૨૫ એમજ અવાંતર ગોળ–તડ–ની ઉત્પત્તિ

૨૬ હેતુનું વિસ્મરણ થતાં તેઓને દ્દઢતા (આવી)

૨૭ આચારતો કારણનું અનુસંધાન ન રહેવાથી રૂઢી દ્દઢ થવાથી,

૨૮ દેશકાળ પરિસ્થિતિનાં પરિવર્તન થતાં જ અચિંતિત અનિષ્ટ ફળની તેથી ઉત્પત્તિ

૨૯ અનાચાર, અન્યથાચાર, અને અત્યાચારનો ફેલાવો

૩૦ વિદ્યા, તપ અને પ્રજાની હાની અટકી

૩૧ અત્યાચાર વ્યવહાર યોગ્ય નથી શાસ્ત્ર પ્રમાણથી

૩૨ આચાર એટલેથી શીલાગૃહિત, શ્રુતિ સ્મૃતિથી અવિરૂદ્ધ વર્ણાશ્રમનો વ્યંજક શિષ્ટાચરિત કર્મકાંડ

૩૩ શીલ બ્રાહ્મણ્યતા વગેરે તેર પ્રકારવાળું હારીતના

૩૪ ધર્મ માર્ગે પરિબૃંહણ સહિત વેદાધ્યાયી શ્રુતિના અર્થને પ્રત્યક્ષ કરનારા બ્રાહ્મણો શિષ્ટ એમ મનુના

૩૫ અવ્રત, અમંત્ર, અને જાતિમાત્રો જીવોઓ નહીં

૩૬ સદાચરણ આર્યત્વનું વ્યાપક

૩૭ તેનાં અસ્તિત્વનો દ્યોતક બાહ્યાચાર

૩૮ કેવળજ હોય તો દંભ, આસુરી સંપત્

૩૯ તે કર્મજ લોકપ્રતારક

૪૦ પ્રાયશ્ચિત્ત કરવા લાયકજ

૪૧ અંતરાચાર (એ) સદાચાર

૪૨ અને એથી પરમધર્મ

૪૩ ધૃત્યાદિક દશ લક્ષણવાળો મનુના

૪૪ અને અહિંસા પંચકવાળો પણ

૪૫ તેની પૂર્તિ અને સ્થિતિ જણાવવાને બાહ્યાચાર

૪૬ અંતર્બાહ્ય એકરૂપતા સત્ય

૪૭ સત્યથી પર ધર્મ નથી

૪૮ અનૃતથી પર પાતક નથી
૪૯ આચારના બે પ્રકાર, ધર્મમૂલક અને આર્યત્વવ્યાપક
૫૦ આર્યત્વવ્યાપકમાં આહારાદિકનો સમાવેશ
૫૧ તેમાં દેશકાલાદિકૃત ભેદ આપત્તિથી પ્રેરિત
૫૨ વ્રતાદિક પણ આચાર
૫૩ દેશકાલાદિનાં સ્મરણપૂર્વકજ સકલ શ્રૌતસ્માર્ત કર્માચરણ
૫૪ તેને અનુસારે જાતિગોલ વગેરે ભેદનો પરિત્યાગ શ્રેયો મૂક્ષ
૫૫ ભેદબુધ્ધિ એજ દુઃખનું કારણ વેદાંતિઓના
૫૬ તેથી એકજ વર્ણમાં રોટિ વ્યવહાર જરૂરનો
૫૭ દુષ્ટાચારીને તજીને
૫૮ સંસ્કાર પારપાલનપૂર્વક હોય તો ત્રૈવર્ણિકમાં પણ
૫૯ કાળધર્મનું કારણ
૬૦ રાજ્યવ્યવસ્થા તો કાળનું કારણ
૬૧ હવે બેટીવ્યવહાર
૬૨ રોટીવ્યવહાર હોય તેવાં પરિચિત કુળમાંજ માનવસ્વભાવને અનુસરીને
૬૩ સવર્ણમાંની શ્રેષ્ઠ
૬૪ ચારે વર્ણોમાંથી બ્રાહ્મણને ( બેટી ખપે ) ગૃહ્યસૂત્રોપરથી
૬૫ ક્ષત્રિયને પોતાને લઇને ત્રણ વર્ણમાંથી
૬૬ એમજ વૈશ્યને
૬૭ શૂદ્રને શૂદ્રોમાં
૬૮ ક્ષાત્રયનો કોઇક વખત બ્રાહ્મણોમાં થયો એમ પુરાણમાં વર્ણવેલ છે
૬૯ તેની સંકરમાં ગણના નથી
૭૦ હીનક્રિય વગેરે કુળો તજવાલાયકજ
૭૧ સગોત્ર અને સમાન પ્રવર
૭૨ માતૃગોત્ર પણ કોઇ એકના ( મતે )
૭૩ ધર્મ્ય વિવાહને અનુસારે
૭૪ ક્રિયાલોપ, વેદનું અનધ્યયન, અયાજ્યયાજન, નાસ્તિકયાદિયુકત કુળો પણ ત્યાજ્ય
૭૫ આપત્તિ સિવાય શિલ્પ, વ્યવહાર, બળદ અને ઘોડાનાં વાહન વગેરે કૃષિ રાજસેવા વગેરેથી બ્રાહ્મણનું પતન
૭૬ બ્રાહ્મણોના અતિક્રમથી સહુનું
૭૭ એમજ બંને સ્થળે ( ઉભયકુળમાં ) પરીક્ષણ
૭૮ નિર્દોષ હોય તો સંબંધ વખાણવાલાયક
૭૯ તેવડે સત્પ્રજા-સત્સંતતિ
૮૦ શાસ્ત્રને અનુસારે કર્ત્તવ્યનો નિશ્ચય અને અનુષ્ઠાન ( વર્તાવ ).
૮૧ તેથી શિવ

---



# જગતકર

લેખકઃ—ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

એક ફેશનબલ ઇરાનીની હોટેલમાં હું બેઠો બેઠો ચ્હા પીવાની તૈયારી કરી રહ્યો હતો. જે ટેબલે હું બેઠો હતો તે ટેબલે હું એકલોજ હતો. પણ મારી ચ્હા આવે તે પહેલાં ઘણાજ અપ-ટુ-ડેટ પોષાકમાં સજ્જ થઇને એક ગૃહસ્થ ત્યાં આવ્યો અને ખુરશી ખેંચીને મારે ટેબલેજ બેઠો. ગૃહસ્થ આધેડ વયનો અને વાત કરવાનો શોખીન લાગતો હતો કારણકે આવતાં વેંતજ તેણે વાત ઉપાડી. પણ એની જાત, એનું ગામ, એનો ધંધો વગેરે બાબતમાં કશું ધારી શકાતું નહોતું તેમજ તે પોતે એ વિષે કંઈ માહીતી આપે તેમ જણાતું નહોતું.

પેલો ગૃહસ્થ તરતજ બોલ્યો. "કેમ ? મંગાવ્યું છે? ચ્હા મંગાવી છે? હરકત નહિં. મારી સાથે કંઇક તો લેશોને?"

મેં ડોકું ધુણાવીને ના પાડી.

અને એમની પ્રજાઓને રવિબાબુ વધુ નિકટ લાવવા માગે છે. પણ મને તો એથી હસવુંજ આવેછે! પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એવા ભાગ પાડવાજ શામાટે? આપણી આ પૃથ્વી એટલી નાની છે કે એમાં ભાગ પાડવાની આવશ્યકતાજ નથી. તેમાં વળી હાલની નવી નવી શોધોથી એ નાનાપણું વધવાને બદલે ઘટતું જાય છે."

હું જેમ જેમ આ વિચિત્ર માણસની વાત સાંભળતો ગયો તેમ તેમ મને એને માટે અસાધારણ માન ઉત્પન્ન થતું ગયું. મહાત્માજી અને રવિન્દ્રનાથ જેવા મહાપુરૂષોથી પણ આ માણસના હૃદય તેમજ દ્રષ્ટિ વિશાળ હતાં. મહાત્માજી હિંદુસ્થાનને સ્વરાજ અપાવવા અને તેમ કરીને દુનિયાના જુદા જુદા દેશોને પવિત્રતાના સિધ્ધાંતો સમજાવવા યત્ન કરી રહ્યા છે. મશહૂર બંગકવિ પૂર્વ અને પશ્ચિમનો સુયોગ સાધવા મથી રહ્યા છે પણ આ મહાપુરૂષ તો "સબી ભૂમિ ગોપાલકી" એ સુત્રને હ્રદયમાં જડીને પોતાના વ્યવહારમાં પણ તેનું પાલન કરી રહ્યો છે! જેમ કેટલાકો પોતાના ગામના નામ પાછળ 'કર' લખીને પોતાની અડક લખેછે અને કોઇ પોતાને મહુઆકર, તો કોઇ પાટણકર, કોઈ શોલ્લાપુરકર તો કોઇ મધોલકર એવી અડકે.થી ઓળખાવે છે તેમ આ પુરૂષ પોતાની અડક 'જગતકર' રાખે તોજ યથાર્થ છે એમ મને લાગ્યું.

આખી દુનિયાની મુસાફરી કરનારાઓ તો ઘણા પડયા છે પણ આવી મુસાફરીઓ પણ તે મુસાફરોના હૈયાંમાંથી પોતાના દેશની કે પોતાના પ્રાંતની દાઝ કઢાવી શકવાને સમર્થ થઇ શકી નથી અને પરિણામે આવા મુસાફરો માત્ર મુસાફરોજ રહ્યા છે અને આ પુરુષની માફક 'જગતકર' અડક ધારણ કરવાને યોગ્ય નથીજ.

"પણ તમે જે ગામમાં જન્મ્યા હશો તે ગામને માટે અથવા તો તમારા પ્રાંતને માટે કે દેશને માટે સહેજ પણ લાગણી તમને નથી થતી?" મેં આ જગતકરને પુછયું

"લાગણી કેવી રીતે થાય? કયા દેશને માટે થાય? કયા પ્રાંતને માટે થાય? કે પ્રજાને માટે થાય? પેકીનમાં મારા દોસ્તો છે. આ હોટેલનો ઇરાની મને ઓળખતો નથી એટલા ટોકીઓ અને નાગાસાકીના હોટેલવાળા મને ઓળખે છે. વીએનામાં એક હોટેલવાળી મારી રૂમ તો મારે માટે તૈયાર રાખી મુકે છે એટલુંજ નહિં પણ મારાં લુગડાં પણ ત્યાં પડેલ ટ્રંકોમાંથી કાઢીને પંદર પંદર દિવસે સાફ કર્યા કરે છે. હું પારીસમાં કોઈપણ વખતે કોઇપણ થીએટરમાં જાઉં તો ઓછામાં ઓછાં પચાસ સ્ત્રીપુરૂષો મારાં ઓળખીતાં નીકળે. ન્યુયૉર્કના રેલ્વેના પોરટરો પણ મને જુએ તો બીજા ઘરાકો છોડીને મારો સામાન ઉંચકવા દોડે. બરલીનમાં હમણા એક યુવતીના લગ્ન છે તે મારે આજે કે કાલે ભેટ મોકલાવવી પડશે. ગ્લાસગો, ડબ્લીન અને લંડનના કેટલાય ઓળખીતાઓ તો હમણા ચારેક માસ થયાં હું એમને મળી શકયો નથી એટલે મારા ઉપર ગુસ્સે થઇ ગયા છે. લેનીનગ્રેડની પાસેના ગામડામાંનો એક રશીઅન મને પોતાના ખેતરમાંનો પોંક ખાવાને જવાનો જ આગ્રહ કર્યા કરે છે. આ તમારા હિંદુસ્થાનમાં પણ કલકત્તા, લખનૌ, લાહોર, મદ્રાસ, સીમલા, દાર્જીલીંગ, આગ્રા વગેરે ઠેકાણેથી મને ટપાલ આવવાનીજ. હું જે એકએક કાગળનો જવાબ આપવા બેસું તો ઓછામાં ઓછા મારે ચોવીસ કલાકમાંથી વીસ કલાક એ કામ પાછળ ગાળવા પડે. હવે બોલો! મારે કયા ગામનું અભિમાન રાખવું? કયા દેશની

સ્વતંત્રતા માટે પ્રાણ અર્પયો? હાહાહાહા! એ તો જે લોકો કુવામાંના દેડકાં માફક 'આ મારૂં. આ તમારૂં' વગેરે કરી શકે એને માટે એ બધું!

"પણ હા, એટલું તો ખરૂં કે હજી કદાચ ચંદ્રમાંથી કે મંગળના તારામાંથી લોકો મને મળીને કહે કે તમારી દુનિયા અમારી દુનિયાથી જુદી છે તો કદાચ મારાથી તેમને ના નહીં કહી શકાય. હાહાહા!" મોટેથી હસતાં હસતાં તે બોલ્યો.

થોડીવાર અમે બન્ને મુગા રહ્યા અને કેકો ઉપર મારો ચલાવ્યો તેટલામાં વળી પાછું પેલાએ ચલાવ્યું. "લોકો કેવા પોત પોતાના ગામોને માટે લઢી પડે છે એ જોઈને મને તો બહુ જ હસવું આવે છે. કોઈપણ અમેરીકન જરમનીમાં કે ફ્રાંસમાં કે રશિયામાં કે કોઈપણ જગ્યાએ વાત કરતો હોય તો ત્યાં પણ પોતાના અમેરીકાના જ વખાણ કરતો હોય! એજ પ્રમાણે તમારે અંગ્રેજનું, ફ્રેંચનું, જરમનનું, રશિયાનું વગેરે બધાનું સમજી લેવું!"

પછી થોડીવાર અમે હવા બાબત વાત કરી એટલે પેલો ગૃહસ્થ મારા ટેબલ આગળથી ઉઠીને ઉભો થયો અને બીજે ખુણે કેટલાક ઓળખીતા હતા તેમની સાથે વાતો કરવા ગયો. મારે કં ખાસ કામ ન હતું એટલે ત્યાંજ વર્તમાનપત્ર વાંચતો હું બેસી રહ્યો.

વીસ પચીસ મીનીટ એમ વીતી ગઈ હશે એટલામાં મેં અચાનક એક ખુણામાં હોહા સાંભળી. હું ઉંચું ડોકું કરીને જોઉં છું એટલામાં તો મારામારી થતી મેં જોઈ. બે પુરૂષોએ સામસામા બે ચાર મુકકા લગાવી દીધા અને મોંયેથી ગાલિપ્રદાનો પણ ફેંકી માર્યાં. પણ થોડીવારમાં જ એ બે પોને પુરૂ બીજા માણસોએ છુટા પાડયા અને એ બે પુરૂષો બીજા માણસો સાથે એ હોટેલમાંથી ચાલ્યા ગયા. એ લોકો જતા હતા તેવામાંજ મારી નજર તેમના ઉપર બરાબર પડી અને ત્યારે મને જણાયું કે મારામારી કરનાર બે પુરૂષોમાંથી એક પેલો મારી સાથે વાત કરનાર 'જગતકર' જ હતો ત્યારે હું જરા આશ્ચર્ય પામ્યો. મેં તરતજ એક બોયને બોલાવીને મારામારીનું કારણ પુછયું. "કયા હુઆ કયા?"

"અરે કૈં મોટી વાત હતી નહિં સાહેબ!" પેલા બૉયે મને કહ્યું "તમારી સાથે જે માણસ વાત કરતો હતો તે સુરતનો છે અને જો કોઇ પણ માણસ ભુલેચુકે પણ સુરતના લોકોની કે તેમના ખાવાપીવા બાબતની મશ્કરી કરે છે તો તે બહુજ ઉશ્કેરાઈ જાય છે. સામાવાળાએ સુરતના લોકોની પાપડી ઉપર ફીલાગીરીની કંઇક મશ્કરી કરી અને કહ્યું કે પાપડી એ ઢોરને ખાવાનો ખોરાક છે! બસ, આટલું સાંભળતાની સાથેજ પેલાએ ઉઠીને બેચાર મુક્કાઓ લગાવી દીધા!"

હું આ વાત સાંભળીને સડકજ થઈ ગયો! જેને મેં 'જગતકર' ની અટક આપી દીધી હતી તે સુરતનો વતની એટલે મારાજ ગામનો અને તેણે પાપડીને માટે મારામારી કરી!

જગતકર તરીકે મને એને માટે જેટલું માન ઉત્પન્ન થયું હતું તેના કરતાં પણ વધુ માન મને એના આ વર્તનથી થયું.



વૈશાખ માસ.

રજપુત કલમ ૧૮ મી સદી




# કલાનું હૃદય

લેખકઃ—સૈનિક

ક્ષણભર મોહિની લગાડનાર કૌતુકના જમાનામાં કલા કરમાય છે. સૌન્દર્ય અને કલાથી જીવનને વિભૂષિત કરવાના મનોરથમાં કલા યંત્રવત બની રહી છે. બાહ્ય સૌન્દર્યની ઉપાસનામાં કલાનું ધબકતું હૃદય ધીરૂ પડયું.

લક્ષ્મિ માફક કલા મેળવી શકાય એ વિચાર ઘર ઘાલી બેઠો છે. ભૂગોળના બંધ બાંધેલ કલાની ખેંચતાણમાં જગત્ પડયું છે. આથી કલા પ્રજાના શણગારની વસ્તુ બનવા માંડી છે. અનુકરણ એ કલા નથી. શરીરની ત્વચા કરતાં વસ્ત્રની વધારે દરકાર લેવાય છે.

મનુષ્યના જન્મ પહેલાં કલાનો અવતાર આ સૃષ્ટિમાં થયો. માણસ કરતાં બીજા પ્રાણી કલાનું પ્રથમ સ્વરૂપ દેખાડી શકયાં છે. પંખાકારે પીંછાં રાખી નાચતો મોર કે પ્રેમથી દાઝી રહેલા બુલબુલના આલાપમાં કલાની સુક્ષ્મ ધારા સરે છે. એ ધારાથી પલળી ઢેલ મોર ઉપર વારી જાય. વગર વાચાએ કલા અંતરની લાગણી વ્યકત કરે. અંતરીક્ષ તરંગોથી તે નિહાળનારને સ્પર્શે છે. ભાષા કરતાં વાચા અને તે કરતાંએ અવાજ કહાડવાની શકિતની કુદરતી બક્ષીશ પહેલી મળી લાગણી વ્યકત કરવા ધ્વનિ અને ચલન મનુષ્યનાં જુનામાં જુના સાધન છે. મન ઉપર અસર કરવા માટે આંખ અને કાન લાગણીનાં પ્રવેશ દ્વાર છે. હાસ્ય અને રૂદન વિના ભાષાએ આથીજ મનુષ્યમાં ટકી રહેલ છે.

કલાની ગાંડી શોધમાં કલાનું સ્વરૂપ વિસરાઈ ગયું છે. કલા અને કારીગરી વચ્ચેનો તફાવત હુન્નરના જમાનામાં ઘસાતો ગયો. નવનવાં આકર્ષણોથી લલચાવતી વસ્તુઓએ આજ કલાનું સ્થાન લેવા માંડયું છે.

સૌન્દર્ય, કલા અને રસિકતા બરાબર ઓળખવા પારખવાની જરૂર છે.

સૌન્દર્ય સમજાય તેટલુ આલેખવું મૂશ્કેલ છે, નયનને આંજે તે સૌન્દર્ય. છતાં સૌન્દર્યમાં કાંઇક ગણીતનું પ્રમાણ છે. જેને પ્રમાણસર કહીએ છીએ તે સૌન્દર્યનો પ્રાણ છે. પ્રમાણ વગરનું સંગીત તે અવાજ, પ્રમાણ વિનાનું સ્વરૂપ તે કદરૂપ, એ પ્રમાણના મીલનના વિચારના ફેરમાં દેશદેશની સૌન્દર્ય ભાવનામાં ફેર છે. ચીનના

લોકોને ગમતુ ચીબુ નાક કે હબસીઓને ગમતા જાડા હોઠનું કારણ આજ. કાળે કાળે બદલાતી સૌન્દર્યની ભાવના તે કાળની કલા ઉપર અજબ અસર કરે. કલાના ગમે તે અંગમાં આ સૌન્દર્ય વેરાયલું છે.

કલાના જુદાં જુદાં અવયવો એકજ દેહના અંગો છે હાથમાં નાડી ધબકે કે પગમાં ધબકે પણ એકજ હૃદયનો તે ધબકારો. પત્થરનું કોતરેલું પુતળુ હોય, પડદા ઉપર ચીતરેલુ ચિત્ર હોય. વિણાનો વાગતા તાર હોય અંગનું અભિનય હોય, કે કાગળ ઉપર લખેલી કવિતા હોય તો પણ તે એકજ વૃક્ષની ડાળીઓ છે. તે સર્વમાં એકજ રસ ફરી રહ્યો છે. કલા કોઈ વ્યકિતનો ઇજારો નથી કે કોઇ પ્રજાના પીંજરામાં પુરાયેલ નથી. જ્યાં જીવન છે ત્યાં કલા છે, જીવન સાથે જન્મેલ સર્જન શકિત કલામાં છે. કલાના ગર્ભમાં કૃતિ છે. એ કૃતિ મન મગ્ન કરે.

કલા વિચારનો વિષય નથી. ઢંકાઈ રહેલા અંતઃકરણમાંથી તે જન્મેલી હોવાથી તેના ઉપર કલાવાનનો પણ કાબુ ઓછો છે. કલાનું હૃદય વ્યકત કરવા કલા પુરેપુરૂ સાધન નથી. લાગણીને દેહ આપતાં ઘણીવાર કલાવાનોને તેની ઉણપ લાગે છે. કવિતા અને સંગીત, અભિનય અને સાહિત્ય, શિલ્પ અને ચિત્ર એકબીજામાં ઓતપ્રોત થઈ રહેલાં હોય તો તેનુ કારણ તેમની સગાઈ છે. ઘણી વખત એક, બીજાની ઉણપ પુરે છે.

કલાની ગહનતા તેની નજરમાં આવતાને સ્પર્શ કરી મહાત કરવામાં છે. જે કલા અનુભનારને મહાત નથી કરતી તે કલા નથી. સળગતા કોલસાનીજ જેમ તાપ લાગે તેમ કલામાં જીવન જેવોજ અગ્નિ હોય તોજ પીગળાવી શકે. કોલસા અને અંગારામાં રહેલો ફેર ખરા અને ખોટા કલાવાનનો ફેર છે. કલાતો અગ્નિમાંથી ઝરતુ અમી છે.

રસિકતા એ કલાની ફીલસુફી. ફીલસુફી મનોવૃતિ છે રસિકતાનો આધાર સૌન્દર્યની ઉપાસના ઉપર છે. જેટલે અંશે સૌન્દર્યની વધારે ઉપાસના તેટલે અંશે વધારે રસિકતા. સૌન્દર્ય ભાવ છે-પ્રમાણ છે એ ભૂલનાર જરૂર ઠોકર ખાય. રસિકતાથી ઉલટ જડતા છે. નીતિ કે ધર્મના વિચારથી સૌન્દર્ય પર છે. રસિકતા સૌન્દર્યને કલાના આકારમાં પણ નિરાકાર સ્વરૂપે જુવે. દિગમ્બર દેહના બાવલામાં આથીજ તે અનીતિ નિરખતો નથી.

કલા એ પ્રજાના અંતર જીવનનો પડઘો છે. પ્રજાની સંસ્કૃતિનું અમર ચિન્હ તેની કલા છે. ફુલ ચીમળાઈ ખરી પડે પણ તેની સુગંધ પ્રસરેલી રહે તેમ પ્રજાનો નાશ થાય તો પણ તેની કલા કાળ વશ નજ થાય. ઈજીપ્ત અને ગ્રીસ હતાં નહતાં થયાં પણ તેમની કલાની જ્યોત હજુ પણ જલે છે.

આર્ય પ્રજાએ સરસ્વતિની મનોરમ્ય કલ્પના કરી. રીવાજ ત્યાં તે કલાનો ભક્તિથી આરંભ થયો. વર્ણવાર કલાનો ઇજારો થયો. કલા ગુણાંતર થઈ. પ્રજાનું જીવન રસહિન થયું. કલાનું મૌલ્ય સમજી તેની ભક્તિથી જીવનનાં મીઠાં પાણી પાવાં નાં અરાઃપ.પ

---



# વિરહિણી વાણા

૧

(ઇન્દ્રવજ્રા–વંશસ્થ)

ચૈતન્યવંતી મૃદુ દેહછાયા ઘેરા વનાન્તે દિનરાત ઝૂલતી
સંગીતના મન્દ સ્વરોની લીલા અંગો ભરી અંતરને પ્રફુલ્લતી
કિલ્કિલ કરતાં વિખરે વિહંગો નિઃસર્ગમાં ગાય સહસ્ર ગીતડાં
ગાઢા ઝીણા ચંચલ વ્યોમરંગો સૌન્દર્ય દશ્યો જગવે અદીઠડાં
વાયુતણી નાજુક પિચ્છમાળ આલિંગતી ઉડી સુખાર વિંદને
ને શુભ્ર શી ભાસ્કર ભર્ગશોભા ભીંજાવતી અંતર મોદ સિંચને
સેંથી સમાં સ્વચ્છ વહંત ઝર્ણા હિમાદ્રિના શાશ્વત છંદ ગુંજતાં
જાણે લઘુ અર્ભક શ્વેતવર્ણાં યોગીપદે ઘેલું ઘણુંક કૂજતાં
કો વેળ વર્ષા ઘનઘોર ગાજે ચોમેર છૂટે ચમકંત વીજળી
આનંદનાં અશ્રુ વિખેરી જાણે રાસે રમે વિશ્વની આત્મમંડળી

૨

ગાઢું વળી શૈત્ય અઘોર ફેલી મર્મે છુપા મારણમંત્ર ફુંકતું
મુર્છા વિષે ઢાળી સુરમ્ય સૃષ્ટિ સૌભાગ્યસોહાગ અકાલ લુંટતું
એવે પધારેલ વસંતદેવી વાત્સલ્યની હાસતી નેત્રપલ્લવી
શૃંગારના અંકુર રત્ન વેરી શોભાવતી પ્રાણભરી વનસ્પતિ
ઉછાળતો અબ્ધિ અનંત છોળો પીધાં મધુ અમૃત ચંદ્રિકાતણાં
હું યે ભુલી બાલ વિલાસ ખેલો જાતી સરી સુંદર દિવ્ય સ્વપ્નમાં
સૌન્દર્યના ચંદ્ર સમો સુહાગી સંગીતનો પ્રાણ અબોલ ડોલતો
આકર્ષતો અંતરને કલાથી કૌમાર કેલિ મદલોલ ખોલતો
વેણી સમારી શિર ચુંબી મે અંકે ગ્રહી અંતરતાર ગુંથીઆ
મિલાવી સૂરાવલિ આત્મગીતે સત્પ્રેમના રાગ અભંગ છેડીઆ

૩

સંગીત સંવાદની ધૂન જામ્યે ઉસ્તાદ ઉન્મત્ત વધુ વધુ થતો;
નિઃસર્ગ માધુર્યનું પૂર વાધ્યે બેશુદ્ધિમાં પ્રેમલ મંત્ર બોલતો.
મધ્યાહ્ન સંધ્યા મધરાત રાગો કંપાવી તારો ઉરમાં ઉતારતો;
જોતાં અતિ અદ્‌ભુત સૂક્ષ્મ સ્વપ્નો સંસાર સુદ્ધાં સઘળોજ ભુલતો.
નિષ્પાપ ન્હાનું હસતો સુહાસ્ય ગંભીર થૈ સૂર કરુણ કૈં લવે;
ધીરે બજાવી મુજ એક તાર તેનો મચી અંતર ધુનમાં રહડે.





સંગે લઈ દેશ વિદેશ ઘુમી ગીતો અલૌકિક હમેશ રેલતા,
એકાન્તમાં એ મુજ પ્રાણુ ચૂમી આત્માતણા ઉદયને વિલાસતો
એ દૃષ્ટિએ હું ન હતી જ વીણા હૈયાની ઘેરી રસગીત કલ્પના;
સંગાથમાં કેમ કલાકળીના સાધે અધુરી નવ આત્મ અર્ચના?

૪

મ્હાશ હતા માત્રનિઃસર્ગ સૂરો એમાં મળ્યું ગાયકદિલ કોમળું;
કે તુર્ત સ્પર્શે મમ તાર જાગ્યો દેહે પ્રવેશ્યુ બલ પ્રેરણાતણું.
તે વેળથી માનવદુઃખ મુને ઉર્મિ રૂપે આવી સદાય લાગતું;
માયાથી કંપી હઇયું રહ્યું તે નાના હજુ કોઇ મનુષ્ય જાણતું.
કિંતુ હતી ક્રૂર મનુજ જાતિ ધિકકારતી પાગલ ગીતને મ્હને;
નિંદે અમારી સ્વરની સમાધિ 'ઘેલો કરે પ્રીત શું કાષ્ટમૂર્તિએ'.
ઢીલા કરે કો મમ ગીત તાર આઘાત ઉંડા ઉર કોઇ અર્પતું;
કોઇ કથે 'પત્ની અતિ રસાળાં' 'સંગીત ભારે પ્રગટે મધુરવું'.
સંસારને હોય ન સ્નેહ સ્વપ્ન ખુંચી દિલે કેવલ મોહ મસ્તતા;
તેથી ભમે આત્મવિકાસ ભ્રષ્ટ પૃથ્વી પટે અંધ અનાથ અદીતા.

૫

છાંડી અમે એ અપમાન ભૂમિ વાસો કીધો નિર્જન રેતને રણે;
ગાતાં જરા ચેતનવંત ધુલિ નાના રૂપે નાચતી એમની કને.
સૂરો સુણી વાદળ થંભી જાતું વાતો તુફાની પવને વિરામતો;
ટોળું ઉડતું ત્યમ આસરાનું થોભી લીએ એક રસાલ રાસડો.
હાવાં શમ્યો એ મુજ નેત્ર તારો સંધ્યાસમે પીગળતો ઉડી ગયો;
ધીરો થતો કુજત રાગ છાયો ભાળું છ વ્યોમે સહસા ભળી જતો.
રેતી ઉડીને મનને મુંઝાવે, રે! દર્દ હુમે નવકો ઉગારતું;
ચૂડેલ શી રાત્રિય બ્હીવરાવે સંસાર સન્મુખ ન શીરખી શકું.
આજે અહીંના મમ જન્મભૂમિ, જોઉં ન જુનાં સ્વજનો રસીકડાં;
કેમે નથાયે મુજ ચિત્તતુષ્ટિ ગીતાત્મને અર્ચન શું સમર્પવાં?

૬

હારૂં ગળ્યું સર્વ જ ગાનતાન રુંગો બની દેહ રણે પડયો બળે;
હારૂં જતું ચચલ ચિત્તભાન ને આત્મ ઉદ્ધારણુ શુન્યમાં શમે
ભૂતેલ તારો પ્રિયના સતાવે ઉડી સુગન્ધી સ્મરણોની મંજરી;
દો ઝીણેરા રૂદને દબાવે આન્દોલને અર્પી અલક્ષ્ય અંજલી.
ભૂકાય મ્હારૂં રસ પૂર્ણ હૈયું જુના થઈ અંતરતાર તૂટતા;
તતું હવે છેક અધન્ય છળ્યું પ્રેમી જતાં શે નવ પ્રાણ છુટતા?
નઃસર્ગલીલા ભવની સ્મરીને અંધારીએ એક લડી રડી રહું;
ગાળી દુખી દિવસ વર્તમાને આશાભરી ભાવિ પરે જીવીશહુ.
આકાશ ગંગા અવલોકતી હું શ્રદ્ધાતણા શ્વાસ અવાક યૈ ભરૂં;
ગીતાત્મની તંજ લહેર ઝીલી સ્નેહકયની શાન્ત સનાથતા વરૂં.



દેશળજી પરમાર.




લેખકઃ—સનત્કુમાર ચીમનલાલ વીણ

૧

"સુધા!" ચંદ્રકાન્ત બોલ્યો. તેના અવાજમાં નિરાશા સ્પષ્ટ માલમ પડતી હતી. "આ મહીનાનું સરવાયું કાઢતાં તારી મીલ્કતમાંથી મારાથી બીજા સો રૂપીયા વપરાય છે. હવે તારા ફક્ત ત્રણસો રૂપીયાજ રહ્યા!"

નાનકડા સુવ્યસ્થિત ઘરમાં ઝીણો દીવો ટેબલ પર બળતો હતો. ટેબલ ઉપર બે હાથની કોણી ટેકવી, માથે હાથ મુકી, ચંદ્રકાંત એક ખુરશી ઉપર બેઠો હતો. તેની નજર ટેબલ ઉપર પડેલી બે ત્રણ હીસાબની ચોપડીઓ તરફ હતી.

"કાન્ત! એ મીલ્કત મારી શાની? જ્યારથી હું તમને પરણી ત્યારથી એ મીલ્કત તમારી જ છે!" સુધાએ જવાબ આપ્યો. તેના પતીની નિરાશા તેના મન ઉપર કે ચહેરા ઉપર કંઈ અસર કરી શકી નહોતી, તે તેના મુખ ઉપરની દૃઢ નિશ્ચય દેખાડતી રેખા બતાવી આપતી હતી. તેની આંખો હસતી હતી, મુશ્કેલીઓને તિરસ્કારતી હતી. તેનામાં તેજ હતું, તેનામાં જોમ અને જુસ્સો હતા.

"પણ આમ કયાં સુધી ચાલશે? આ દવાખાનાનો ભપકો કયાં સુધી? આ પ્રમાણે થોડા વખત પછી આપણી પાસે કંઈ નહી રહે! અને પછી? પછી મારે કોઈ પણ જગ્યાએ નોકરી શોધવી જ પડશે ને? ત્યારે આજથી જે તેમ કરવા માંડુ તો શો વાંધો?" ચંદ્રકાન્તની નિરાશા શબ્દે શબ્દે વધતી જતી હતી.

"વધારે નહી તો એક માસ હજુ દવાખાનું ચાલુ રાખો. પછી હઠ નહી કરૂં. પણ મારૂં ચાલશે ત્યાં સુધી અંતે આવી રીતે પાછા ફરવા દઇશ નહી. સુધાએ કહ્યું અને તેમની આ નિરાશ જનક વાતનો છેડો આણ્યો.

૨

એક યુવક હતો. પોતાના પર તેને અગીમ શ્રધ્ધા હતી. મન પર અપાર કાબુ હતો. તેની બુધ્ધિ અને હોશીયારીની બધા મુક્ત કંઠે પ્રશંસા કરતા હતા. એના જેવા વિચાર સ્વાતંત્ર્યના હીમાયતી થોડાકજ હશે. તે કોઇ બંધનને ગણકારતો નહોતો, કોઇ નીચે સલાહ માનવી એ પોતાને લાંચ્છન રૂપ છે એમ તે ગણતો.

ડાકટરની પદવી સહેલાઈથી તેણે ઉચ્ચપદે રહી પ્રાપ્ત કરી, અને તે પોતાના શહેરની સરકારી હોસ્પીટલમાં હાઉસ સરજ્યન નીમાયો. તેની મહત્વાકાંક્ષાઓ ચારે દીશાએ દોડતી. લોકો એનામાં કંઈ કંઈ મોટી આશાઓ બાંધતા. પોતે પણ ધારતો કે પોતે એક મહાન પુરુષ થવા સરજાયો છે.

લોકો કહે છે કે પરમેશ્વર કોઈનું અભિમાન સહી શકતો નથી. આનું અભિમાન ઉતારવાનો પરમેશ્વરને વિચાર થયો. દીવસની મહેનત અને રાતના ઉજાગરાના થાકને ઉતારવા હજારો ડાકટરોની માફક તેણે દારૂ પીવા માંડયો. ટુંક વખતમાં તે ટેવ ગંભીર થઈ પડી. અધિકારીઓના જોવામાં આ આવતાં તેને નોકરી પરથી દુર કરવામાં આવ્યો.

આ અણધાર્યા પરિણામથી તેની મહત્વાકાંક્ષા દુર થઈ. પોતાની શકિતનું અભિમાન ડોલવા લાગ્યું. પરંતુ દારૂના વ્યસને તેને જકડેલો હતો. આથી બચાવેલું દ્રવ્ય ખલાસ થતાં, તે ગટરનાં રઝળતા માણસની કોટીમાં આવી પડયો. હજુયે તેનું વધુ અધઃપતન થાત, પરંતુ તે એક સ્રીના સંસર્ગમાં આવ્યો. તે સ્રી-એક વિધવા નર્સ-તેને અચાનક મળી. તેણે ચંદ્રકાન્તના દારૂના વ્યસન રૂપી કાળી ચાદરથી ઢંકાયેલા ઉત્તમ શકિત અને પ્રભાવ જોયા. તેને આવા ગુણો નકામા ધુળમાં રગદોળાય તે ન ગમ્યું. અને ચંદ્રકાન્તને સુધારવાનું નકકી કર્યું.

તે સ્રીમાં-સુધામાં-નિશ્ચાત્મક બુદ્ધિ અને દૃઢતા હતી, તેને જ જોરે આ કામ તેણે માથે લીધું હતું. શરૂઆતમાં રખડેલ દારૂડીઆ અને વિધવા નર્સ વીષે લોક કેં કેં વાતો કરવા લાગ્યા. પરિણામે સુધા ચંદ્રકાન્તને ચહાતાં શીખી અને તેઓ પરણ્યા. ઘણા જ થોડા વખતમાં ચંદ્રકાન્તે દારૂનું વ્યસન તજી દીધું. સુધાએ નર્સની નાની કમાણીમાંથી પણ થોડાક પૈસા એકઠા કર્યા હતા. આનો ઉપયોગ તેણે ચંદ્રકાન્તને માટે શહેરમાં એક નાનું દવાખાનું ખોલવામાં કર્યો. પગભર થયેલા ડાકટરોને લીધે અને પોતાની આગલી જીંદગીના ઇતિહાસથી તેણે ખર્ચ કરતાં વધુ કંઈ પણ મેળવ્યું નહોતું પછી ચંદ્રકાન્તમાં નિરાશા કેમ ઉત્પન્ન ન થાય?

૩

તેમનું શહેર દરીયાકીનારે આવેલું હતું, આથી દર વર્ષે મોટા મોટા શહેરોમાંથી લોકો ત્યાં હવા ખાવા આવતા પણ ચંદ્રકાન્તને માટે તો સીઝન હોય કે નહોય તો યે બધું સરખું જ હતું. તેને આડે દીવસે જે આવક થતી તે સીઝનમાં થતી. આથી આ વર્ષ પણ સીઝન આવવાથી તેની નિરાશા ઓછી ન થઈ. એની વીઝીટીંગ બુકમાં એક પણ નવું નામ નહોતું.

એક દીવસે સવારે તે આમ નિરાશાને સોડમાં ઘાલી, દવાખાનામાં બેઠો હતો. એવામાં એક માણસ ઘોડા પર બેસીને આવ્યો. દરવાજા ઉપર ચંદ્રકાન્તનું નામ વાંચી, ઘોડા પરથી ઉતર્યો અને ઘોડો એક કઠેરા સાથે બાંધી, દવાખાનામાં આવ્યો.

"ડોકટર ચંદ્રકાન્ત તમારૂં નામ?" તેણે ચંદ્રકાન્તને જ દવાખાનામાં બેઠેલો જોઈ પુછયું.

"હાજી." ચંદ્રકાન્તે નમ્રતાથી જવાબ આપ્યો.

"મારે મારૂં શરીર તપાસાવવું છે. મને લાગે છે કે મને સહેજ ક્ષયની અસર છે. મારી મા તરફથી એ રોગ મને વારસામાં મળ્યો છે. તમે મને તપાસશો? ફોરેનના પારસી કે યુરોપીયન ડાકટર કરતાં ગુજરાતી ડાકટર પર મને વધુ વિશ્વાસ છે."

ચંદ્રકાન્તે આ નવા દરદીને તપાસ્યો. તપાસને અંતે તેણે કહ્યું "હાલ તો તમને કૈં બીક નથી. રોગનું નામનિશાન પણ નથી. નીયમિત વ્યાયામથી તમને ઘણો ફાયદો થશે. અહીં છો ત્યાં સુધી ઘોડા ઉપર ફરવા જશો કે તરશો તો ઘણું સારૂં. તે છતાં યે કૈં બેચેની લાગે તો જરૂર અહીં આવજો."

પેલો માણસ જવાને ઉભો થયો. ચંદ્રકાન્ત પોતાની વીઝીટીંગ બુક લાવ્યો. તે જોઇ પેલા માણસે જવાબ આપ્યો, "મારૂં નામ શેઠ, રજનીકાન્ત શેઠ."

ચંદ્રકાન્ત એકદમ ચમક્યો, "શું સર રજનીકાન્ત! મુંબઈના સુપ્રસિદ્ધ સરજ્યન!" ચન્દ્રકાન્તથી બોલી જવાયું.

"હા, હું એ નામે પણ ઓળખાઉં છું." સર રજનીકાન્તે હસતાં હસતાં જવાબ આપ્યો, અને ફીના પૈસા આપ્યા, "ચાલો, સાહેબજી."

રજનીકાંત બહાર આવ્યો. તે કદાવર અને તેજસ્વી દેખાતો હતો. ખમીસ, બ્રીચીસ, અને હેટમાં તે સુંદર લાગતો. મોઢા પરથી તે આનંદી અને રસીક લાગતો. "ચંદ્રકાન્ત પ્રખ્યાત ડાક્ટર થઈ શકે ખરો!" તે ઘોડો છોડતાં બબડયો. વિચારમાંને વિચારમાં તે ઘોડા ઉપર બેઠો અને સ્ટેશનનો રસ્તો લીધો.

૪

શહેરના લોકોને સીઝનમાં સ્ટેશન ઉપર જવામાં મઝા પડતી. કોણ નવા માણસો શહેરમાં આવે છે, તે જાણવામાં તેમને રસ પડતો. આજે સાંજે પણ લોકો ઠીક એકઠા થયા હતા. સર રજનીકાંત એકલો પ્લૅટ ફૉર્મ ઉપર આંટા મારતો હતો. સ્ટેશન પરનો દરેક માણસ આ પ્રખ્યાત સરજ્યનને ઓળખતો હતો. ઘણા જણને તેની જોડે ઓળખાણ કરવાનું મન હતું. પણ તેના મુખ પરના પ્રભાવથી તેઓ પાછા પડતા. હજુ ટ્રેન આવવાની વાર હતી. લોકોની ટોળીઓ વેંચાઇ જઇ, બધા આ પ્રસિદ્ધ માણસની વાત કરતા હતા.

ચંદ્રકાન્તને સ્ટેશન ઉપર જવાનો અણગમો હતો. તેના સ્વતંત્ર પણ નિરાશ મગજને ઘોંઘાટ ભર્યું વાતાવરણ ગમતું નહી. તેને શાંતિમાં શકિત મળતી. નિરવતામાં તેને નરપુંગવ બનવાની આશાઓ આવતી. ઘોંઘાટમાં આવતાં તે સાધારણ માણસ બની રહેતો. છતાં યે આજે તેણે તેનો નિત્યક્રમ ફેરવ્યો—કંઇક પોતાની ઇચ્છાથી અને કંઇક સુધાની હઠથી.

તે સ્ટેશન પર સુધાને લઇને આવ્યો. ડાક્ટર ચંદ્રકાન્તને લોકો ઓળખતા હતા, સારી રીતે ઓળખતા હતા. કેટલાક જણ સર રજનીકાંતની અને ચંદ્રકાન્તની શકિતની સરખામણી કરવા લાગ્યા અને તેમની વચ્ચેનું ગંભીર જુદાપણું બતાવવા મંડયા. એવામાં સર રજનીકાંતે ચંદ્રકાન્તને અને સુધાને આવતાં જોયાં. તે એકદમ તેમની પાસે આવ્યો અને આજુ બાજુ સ્પષ્ટ સંભળાય એમ કહ્યું, "ડાક્ટર! તમારી સલાહથી આજે મને ઘણું સરસ લાગે છે!"

ચંદ્રકાન્તને સહેજ ખરાબ લાગ્યું. આમ બધા સાંભળે એમ કોઇ તેની જોડે વાત કરે તે તેને ન ગમ્યું. તો યે તેણે જવાબ આપ્યો, "જો તમે નીયમિત રીતે વ્યાયામ તરફ ધ્યાન આપશો, તો તમારે સપીવાની કેં બીક નથી," એમ કહી તેણે સુધાનું સર રજનીકાંત જોડે ઓળખાણ કરાવ્યું.

"હું તો આ ઘોંઘાટથી કંટાળી ગયો છું. દરીઆ ઉપર ફરવા જઇશું? રજનીકાંતે પુછયું.

ચંદ્રકાન્તને તો તે ગમતું જ હતું, સુધાએ પણ કૅં વાંધો ન બતાવ્યો, ત્રણે જણ બહાર નીકળ્યા.

પળભર આખું પ્લૅટફૉર્મ શાંત થઈ ગયું. દરેક જણ એક બીજા તરફ જોઇ, કૅં કહેતો લાગ્યો, પછી દરેક જણે જે રસ્તે થઇ સર રજનીકાંત, સુધા, અને ચંદ્રકાન્ત ગયા તે તરફ જોયું. ને એકદમ બધાના મોંમાંથી ઉદ્ગાર નીકળ્યો.

સર રજનીકાંત જેવા પ્રખ્યાત સરજ્યન જેની પાસે પોતાના શરીર સંબંધી સલાહ લેવા જાય એવા ડોકટર ચંદ્રકાન્તનું ભાગ્ય આજથી ખીલવા માંડયું, તેને ત્યાં દરદીઓ વધવા લાગ્યા.

૫

એક મહિનામાં ચંદ્રકાન્તમાં અદભુત ફેરફાર થયો નિરાશા અને શ્રદ્ધા દુર થયાં અને આશા, મહત્વાકાક્ષાં અને અદ્ભુત શકિત તેની જગ્યાએ આવ્યા. પ્રજ્વલંત અંગારા જેવી શકિત અને અચળ મહત્વાકાંક્ષા ઉપર જે રાખોડી વળી ગઇ હતી, તે આ અણધરી ભાગ્ય કૃપાથી દુર થઈ, અને તે અંગારો ભભુકવા લાગ્યો. ચદ્રકાન્ત હવે એક જુદોજ માણસ બની ગયો. અત્યાર સુધી તેની શકિત, નદીના પાણી પુસ્તાને લીધે મુખ્ય દીશા છોડી દઈ બીજી દીશા તરફ વળે તેમ ભમણ કરતી હતી: તે શકિત, એકાએક પુસ્તો તુટી જવાથી, બીજી બધી દીશા તરફનું વહેણ સંકેલી લઈ, પાછી મુખ્ય દીશા તરફ વળી. હવે એને એની આગળ શું કામ કરવાનું છે, તે સુરેખ દેખાવા માંડયું. એના ધ્યેયની એને ઝાંખી થવા લાગી, અને તે આજુબાજુ નજર નાંખ્યા વિના તે તરફ ધસ્યો.

તે દીવસે દીવસે સુકાતી ચાલી, અને ઉદ્યોગી ચંદ્રકાન્તની નજરે પણ આ શારીરિક સ્થીતિ પડી.

"તને કૈં તાવ આવે છે? સુધા!" ચંદ્રકાન્તે એક દીવસ પુછ્યું.

"ના, કૈં નથી?"

"તું ના કહે છે, તો યે તું સુકાઇ તો ગઈ જ છે"

"દરેક વસ્તુમાં ફેરફાર થવો જોઈએ એ કુદરતી નીયમ છે," સુધાએ વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

"પણ એ ફેરફાર ખરાબ હોય તો દરેક માણસનો સુધારવાનો ધર્મ છે. જો મારૂં માનતી હોય તો હવાફેર માટે કોઇ જગ્યાએ જા. કોઇપણ જગાએ તું એક મહીનો રહી આવ. એનાથી જરૂર તને ફાયદો થશે."

સુધા જો કે સમજતી હતી કે ચંદ્રકાન્ત આ સલાહ પતી અને ડાકટર તરીકે આપતો હતા, તો યે આ વખત તેને ચંદ્રકાન્તના શબ્દોમાં તે જાણે તેને કાઢી મુકતો હોય એવો ભાસ થયો. એને લાગ્યું કે ચંદ્રકાન્તને હવે એના વગર ચાલશે. બીજે દીવસે તે હસતે મોઢે પુના એની માશીને ત્યાં જવા વિદાય થઈ. ચંદ્રકાન્ત એકલો પોતાના કામમાં મશગુલ થઇ સુખમાં રહેવા લાગ્યો. સુધા ઉપર કોઇના કાગળ આવે અને તે રીડીરેકટ (Redirect) કરવાના હોય ત્યારે કે સુધાનો તેના ઉપર કૈં કાગળ આવે ત્યારે જ એને સુધાના અસ્તિત્વનું ભાન થતું.

૬

લગભગ એક મહીનો પસાર થઇ ગયો, ત્રણ દીવસ રહી સુધા આવવાની હતી. આટલા વખતમાં ચંદ્રકાન્તની સુધાને માટે બેદરકારી ઘણી ઓછી થઇ ગઈ હતી. ઉલટો, તે સુધા કયારે આવે તેની વાટ જોતો બેઠો હતો. તેવામાં ટપાલ આવી, પોતાના બે પત્રો હતા, એક સુધાનો હતો., તેણે સુધાના કાગળનું સરનામું છેકી પુનાનું સરનામું લખવા માંડયું. તેવામાં તેના સરનામાના અક્ષર ઓળખાયા. તે કાગળ ડૉ૦ સર રજનીકાંતનો હતો. ચંદ્રકાન્ત વિચારમાં પડયો. રજનીકાંત સુધા ઉપર કાગળ કેમ લખે? અંદર કદાચ જરૂરનું અને ઉતાવળનું હોય તો? કદાચ કાલે રજા છે માટે અહીં પરોણા તરીકે આવવાના હોય તો?

એણે પાંચેક મીનીટ તે કાગળ ફોડવો કે નહી તેનો વિચાર કર્યો, આખરે તેણે ફોડયો, તે ટુંકો જ હતો.

વ્હાલી બેન સુધા,

"આખરે તને લખવા માટે બે શાંત પળ મેળવી શકયો છું. તને અને ચંદ્રકાન્તને સુખી જોઇ મને પણ આનંદ થયો. તારી મહત્વાકાંક્ષાઓ ચંદ્રકાન્તને માટે તું જતી કરે, તે આત્મત્યાગ જ ગણાય. ભવિષ્યમાં મારી મદદની જરૂર પડે તો મને તરત લખજે, દસ વર્ષે પણ યાદ કર્યો માટે તારો ઉપકાર."

લી૦ સ્નેહી રજનીના સ્નેહવંદન.

પત્ર વાંચતા જ સત્વર સમા શાંત ચંદ્રકાન્તના મગજમાં દરિયાના તોફાન પૂર્વે પથરાઈ રહેલી શાંતી આવી. તે અનીયત શાંતિમાં ચંદ્રકાન્ત વિચારવા લાગ્યો, પણ એ વિચારો પાછળ તોફાની અસર સ્પષ્ટ દેખાતી હતી. તે વિચારોમાં ભયંકર આસુરી અસૂયા સળગતી હતી; તેમાં નહોતી દૈવી ક્ષમા કે આનુપી માર્દવતા. એને ધીમે ધીમે બધું સમજાવા લાગ્યું. "સુધા પહેલા વરોદરામાં નર્સ હતી, રજનીકાંત પણ તેવામાં ત્યાં હાઉસ સરજન હતો. ત્યારથી તેઓ એક બીજાને ઓળખતા હોવા જોઈએ. કદાચ એક બીજાને ચહાતાં હોવા જોઈએ, કદાચ—" એના વિચાર તરંગ એકાએક અટકયા. થોડી પળ શાંત રહી, તેણે આગળ વિચાર્યું. "પછી રજનીકાંત મુંબઇ આવ્યો ત્યાં તે પ્રખ્યાત થયો, સુધાએ મને જોયો. મને તેની મહત્વાકાંક્ષાનું સાધન બનાવ્યો. મારી પાસે અહીં દવાખાનું ખોલાવ્યું. પણ જ્યારે ફત્તેહ ન મળી ત્યારે રજનીકાંતને અહીં બોલાવ્યો. તેને લીધે મને પૈસાદાર બનાવ્યો. હું પત્નીના મિત્રની મદદથી પૈસાદાર બન્યો. અને મને આમ ભોળવી, છેતરી, એ અત્યારે પોતાની હોંશીયારીથી ફુલાતી પુનામાં મહાલતી હશે!........કદાચ પુના પણ નહી હોય, વચ્ચે મુંબઇ આવે છે. કદાચ હાલ રજનીકાંત અને સુધા બે મુંબાઇમાં મોજ—" આગળ વિચાર કરવાની તેના ધુંધવાઈ ઉઠેલા મગજે ના પાડી. તોફાન આવ્યું. પત્નીના સ્વામી તરીકેના મદ આગળ સુધાનો પ્રેમ, સ્વાર્થત્યાગ, અને મદદ નકામાં હતાં.

તેણે હવે સુધા જોડે અંત આણવા નિશ્ચય કર્યો.

૭

ચંદ્રકાન્તે એ ત્રણ દીવસ ગ્લાની અને દીલગીરીમાંજ પસાર કર્યા. સુધાને તે અત્યારસુધી ઝેરી સાપથી પણ વધું ભયંકર જોઈ શકયો હતો. દુશ્મન કરતાં યે વધુ ધિક્કારી શકયો હતો.

આજે સુધા આવશે અને તેની જોડે સ્ટેશનથી ઘર આવતાં શાંતિથી વાતો કરવી પડશે, એ એને દુષ્કર લાગ્યું. ઘડીભર એણે સ્ટેશન પર ન જવાનો વિચાર કર્યો, પણ આખરે તેનાથી ન રહી શકાયું તે સ્ટેશન ઉપર ગયો.

સુધી આવી. હમેશની માફક તેના મુખ પર આછું સ્મીત ઝળકતું હતું. પણ ચંદ્રકાન્તનું કઠોર અને ક્રોધપૂર્ણ મોં જોઇ તે બીધી, અને તે સાથે તેનું હસવું અદ્રશ્ય થઇ ગયું. રસ્તે સુધાએ ઘણા પ્રશ્નો પુછયા. પણ ઉત્તરમાં કયાં તો ચંદ્રકાન્ત ડોકું હલાવતો કે કયાં તો ટુંકામાં જ પતાવતો. સુધાને આજની તેની આ રીતની સમજ પડી નહી.

ઘરમાં આવી તે પોતાનાં ઓરડામાં કપડાં બદલવા જતી હતી, પણ ચંદ્રકાન્તે અટકાવી કહ્યું. "સુધા, પછી જજે. મારે તારૂં કામ છે."

સુધા પાછી ફરી. હવે તેને લાગ્યું કે આજના ભરમનો ભેદ ભાંગશે. મોંઢા પર ખોટું હસવું રાખી તે પાછી ફરી. "કેમ શું કામ છે?' તેણે ધીરેથી પુછયું.

ચંદ્રકાન્તે વાત કેવી રીતે ઉપાડવી તેનો વિચાર કર્યો નહોતો. આથી હવે તેણે કરવું તે સમજ પડી નહી. તેના મગજમાં ગોટાળો થઈ ગયો. તેને હવે અનેક

વિચારો આવવા લાગ્યા. એમ પણ થયું. કે સુધાને કૈં કહેવું નહીં. બધું વિસરી જવું. એટલામાં સુધાએ ફરી પુછયું. "તમારે જો ઉતાવળ નહી હોય તો હું કપડાં બદલી આવું."

' ના, મારે હમણાં જ કામ છે." ચંદ્રકાન્તનું મોઢું ફીકકું થઇ ગયું હતું. એના હોઠ ધ્રુજતા હતા, હૃદય ધબકતું હતું. હજુ વાત કહેવી કે નહી, છેવટનો નિકાલ આણવો કે નહી, તે બે વચ્ચે તુમુલ યુધ્ધ ચાલતું હતું. આખરે તે બોલ્યો, "સુધા, તેં મને ઘણી નિચ રીતે છેતર્યો છે. મેં બે દિવસ પર તારા ઉપર આવેલો એક પત્ર ફોડયો. મેં ધાર્યું કે મેકટીસને લગતો હશે. કોનો કાગળ હશે? તું શું ધારે છે?"

"સર રજનીકાંતનો?"

"હા. તે વાંચતા મને જણાયું કે તું એને દશ વર્ષ થયાં ઓળખે છે. તે વાત ખરી છે?"

"હા."

"તમારી બે વચ્ચે કેવી જાતનો સંબંધ હતો તે જાણવાનો મને હકક છે?" ચંદ્રકાન્તના આ પ્રશ્ને સુધાનું કાળજું કાપી નાંખ્યું. તો યે તે મોંઢા ઉપર હીંમત લાવી બોલી, "અમે મિત્રો હતાં."

"મિત્રો જ? હું માની શકતો નથી. જો તમે મિત્રોજ હતા તો તેં એ વીષે મને કહ્યું હોત. તું આમ છુપાવત નહી! ખોટો ઢોંગ કરત નહી!"

"મેં જાણી જોઇને એ વાત છુપાવી. તેમ ન કર્યું હોત, તો તમે મારી મદદ લેવા અચકાત, તમે ના પણ પાડી હોત, રજનીનું અપમાન કર્યું હોત! અને છેવટે આશા અને શકિત કચરાઈ ગઈ હોત!"

ચંદ્રકાન્તે આ બધી વાતની શકયતા જોઇ. એનું મન પાછું ઢચુંપચું થયું. સુધાના શબ્દો એને સત્ય લાગવા માંડયા. પણ આખરે પતીના પત્ની ઉપરના હકકને લીધે બળવાન બનેલા અને પોતાના કરતાં પોતાની પત્ની વધારે શક્તિમાન છે તે જાણતાં અદેખાઇથી અંધ બનેલા ચંદ્રકાન્તને આખરે એમજ લાગ્યું કે સુધા એને નચાવે છે. તેનો ક્રોધ વધ્યો. પાશવતા તેને દોરતી હતી. તેણે વિચાર કર્યા વિના કહ્યું. "મને તારૂં બધું ડહાપણ ખબર છે. તું જાણતી હશે કે તારા પૈસાને લીધે હું દબાઇ રહીશ, તું જે કરશે તેની તરફ આંખ આડા કાન કરીશ. પણ તે તારી ભુલ છે. આજેજ તારા પૈસા તને પાછા મળશે. રજની અને તારી વચ્ચેનો સંબંધ જો મારે જાણવો હોત તો ઘણીજ વાત હતી. તારા ટેબલમાંના લાલદોરીથી બાંધેલા કાગળોના બંડલથી હું બધું જાણી શકત, પણ હું જાણું છું તેટલું પુરતું છે. તારે રજનીને ત્યાં જવું હોય, તેનું ઘર શોભાવવું હોય તો તું છુટી છે—."

સુધાને છેલ્લા શબ્દોએ કારી ઘા દીધો, તે એકદમ ઉભી પોતાના ઓરડા તરફ દોડી. તેની લાલ થઈ ગયેલી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. તેના પગલાં થથર

ભમર થતાં હતાં. એને એના ઓરડામાં જતી ચંદ્રકાંત જોઇ રહ્યો. પછી ખોખરે અવાજે અસુરો શત્રુનું લોહી પીતાં જેવું અટ્ટહાસ્ય કરે તેવું હસ્યો. પણ થોડી જ વારમાં તે સંતોષની લાગણી દુર થતાં, તેનામાં વસ્તુસ્થીતિનું ભાન આવ્યું. તેને પહેલો વિચાર આવ્યો કે સુધા આપઘાત કરશે? પણ બીજો વિચાર આવ્યો, "શું કામ આપઘાત કરે? હજુ તે યુવાન છે. હજુ તેનામાં શક્તિ છે, પૈસો છે, હીંમત છે. પછી શું કામ આપઘાત કરે? કદાચ તે રજનીને ત્યાં જવા તૈયારી કરવા ગઇ હશે. શું ત્યારે તે વિશ્વાસઘાતિની હશે? શું તે તેના પતીને છોડીને જતી રહેશે? અને કેમ ન જાય? મેં પોતે જ તેને જતા રહેવાનું કહ્યું છે! હવે ઓશીયાળી થઇને સુધા જેવી સ્વતંત્ર વિચારની સ્ત્રી કદી યે રહે? અને એ જાય તો પોતાનું શું? પોતાનામાં સુધા વગર રહી શકવાની શક્તિ છે? હીંમત છે? મહામહેનતે મારૂં જીવન સીધું અને ખાડાટેકરા વિનાનું કરવામાં સુધાની કેટલી મહેનત હતી! અને તે જવાથી તે સપાટ મેદાનમાં ખાડાટેકરા વધી નહી જાય! પોતાનાથી સુધા વગર રહી શકાશે?—"

આ વિચારપરંપરાનો અંત નહિ આવત, પણ એવામાં સુધા પાછી આવી. એનામાં ક્રોધ કે અશાંતિ રહ્યા નહોતા, એ શાંત હતી. એના મ્હોં ઉપર ગ્લાની નહી દેખાય એવા ચીન્હ હતાં. તેના હાથમાં લાલટેપથી બાંધેલું કાગળનું બંડલ હતું. તે ચદ્રકાન્તની પાસે સીધી ગઇ અને તેની પાસે બંડલ મુકતાં કહ્યું, અમારા ખાનગી કાગળો તમને બધા વાંચવાની છુટ છે."

"પણ મારે નથી વાંચવા." ચંદ્રકાન્તમાં નમ્રતા કયાંથી આવી તે સુધાને સમજાયું નહી.

"પણ મારે તમને વંચાવવા છે." તેણે દોરી છોડવા માંડી, "કે નહી તો આ પહેલો વાંચો, આ રજનીનો જ છે."
પુજ્ય બેન સુધા,

તારો કેટલો ઉપકાર માનું! તું નહોત તો હું મંદાકીની મેળવી શકત નહી. ભવિષ્યમાં તને જો મારી મદદની જરૂર પડે તો બેલાશક મને બોલાવજે."

લી૦ અનુગ્રહીત રજનીકાંત

"મને તો કે સમજાતું નથી, મંદાકીની કોણ?"

"મારી એક બેનપણી હતી. રજની તેને ચહાતો હતો. પણ તે રજનીને નમાલો ગણતી હતી. રજનીએ મારી મદદ માંગી, અને આખરે તેઓ પરણ્યાં. થોડા જ વખતમાં મંદાકીની મરણ પામી. લોકો હજુ રજનીકાંતને કુંવારો જ ધારે છે."

ચંદ્રકાન્તના મનમાં સુધા વિરૂધ્ધ હવે કે રહ્યું નહી. તેણે કહ્યું. "મને માફ સુધા! આવી શંકા આણવા માટે હું ઘણો જ દીલગીર છું!"

"તમને હું માફી આપું? ઉલટી તમારે મને આ બધું છુપું રાખવા માટે માફી આપવી જોઇએ."

"પણ મારે શીક્ષા જોઇએ છે. તું ગમે તે કહેશે તે કરીશ."

સુધા હસી. ટેબલ આગળ જઈ, ગૃહીણીની ગેરહાજરીથી તેના ઉપર ચઢેલી ધુળમાં લખ્યું. ફરી કોઇ પર પાયા વગર શંકા આણુતા નહી."

સુધા લખીને પાછી ફરી અને પછી—પછી તેમણે શું કર્યું તે જાણુવાનો હકક આપણો નથી. *



* અંગ્રેજી પરથી.




## (૧) રાધા

સુંદરીઓના ગવાતા ગરબાની વચ્ચે જ્યોત જેવી રાધા કલ્પિત સૌંદર્યનું કેન્દ્ર છે. રંગ રાગ અને પરણુથી વિંટલાયલી આ સ્વપ્ન રમણી ભાગ્યેજ મોહમય આવરણથી વિખુટી પડે છે. તેના જીવનની પળે પળે માધુર્ય છે. મનગમતા વૃક્ષને વિંટળાઇ પુષ્પથી વૃક્ષને ઢાંકી દેતી લતા જેવી રાધા કૃષ્ણને ઓજસથી ક્યાંએ છુપાવે છે. પુરુષના કઠોર જીવન ઉપર સૌંદર્યના વિજયી રાજ્યની સાક્ષી રાધા છે.

"રસિક શ્યામને સુંદરીએ, થનીક થનીક નચાવીઓ"

માનવ જન્મથી બચેલી માનુની ચોખંડ પૃથ્વી ઉપર ક્યાંથી આવી વસી એ અજ્ઞાન જુતું થતું જાય છે. ભાગવત કે મહાભારત જેવા આ જગત્‌ના મહાન ગ્રંથમાંએ પોતાનું અસ્તિત્વ પ્રગટ કરતાં શરમાતી આ સ્વર્ગ સુંદરી કવિનિ કલ્પનાજ છે. ઇન્દ્રરાજ્યમાં એકલવાઇ મલકતી મોહીની થાપિત થતાં પૃથ્વી ઉપર સંચરી. મહી વેચવા જતી ગોપીઓને નોતરી પજવતા કૃષ્ણે ...ધાને પજવી ઘેલી કરી. ઓ હરજુના દીવસોમાં વગર હરણે રાધા હરાઇ.

રાજાના રાજ્ય કરતાં એ મનોરાજ્યના પાશ વધારે મજબુત છે. કૃષ્ણના દેહ ... આત્મા ઉપર રાધાનું પ્રેમરાજ્ય જામ્યું. પુરાણના નામે ઓળખવા કરતાં આ તારૂ-

.ણીએ પુરૂષને પોતાના પ્રભાવથી ઓળખાવા માંડયો. કૃષ્ણને પગલે ચાલવા કરતાં રાધાની વાટે કૃષ્ણ વળ્યો. વિશાળા નદીત્રના સર્વ તેજ રૂપ લાવણ્યમયી રાધાનો દોર અજબ છે.

સર્વ લોકનું શાશન કરતો કૃષ્ણ રાધાના રાજ્યમાં તો રમતો યુવાન છે. છતાં એ પળવાર એ કીશોર વિલાસનું દ્રશ્ય જોવા મન તલસે છે. ભાકત યુગમાં સર્વ કોઇએ વિલાસી પીચકારીથી છંટકાયુ છે. ગુજરાતમાં આજે પણ એ કેશરી છાંટાનો રંગ રહ્યો છે.

"ઝીણા ઝીણા વરસે મેહ ભીંજે મ્હારી ચુંદલડી."

મહેલની ઉંચી અટારીએ ચાર દીવાળો વચ્ચે પુરાયલા પ્રેમ જેવો રાધાનો પ્રેમ નથી. વંદ્રાવનની ઉઘાડી વાટીકાઓમાં દોડતી રાધાના વિલાસમાં સૌન્દર્ય સર્વ અંગે વિલસે છે. તેના વિલાસમાં વાસના નથી. પ્રેમમાં પરવશતા નથી. સુંવર્ણના દેહ સમી રાધા કાળા કૃષ્ણને વરતાં ઘડી ઘડી સુચવે છે કે પ્રેમને દેહના બંધ નથી. લગ્નમાં સ્ત્રી કે પુરૂષ કોઇની જીત નથી.

રાધાના રંગરાજ્યમાં કળા અને સૌન્દર્યનો ઉપયોગ છે, તેની રસસૃષ્ટિમાં અતડુ જરાયે નથી. કૃષ્ણની મોરલી સાથે કોયલ ટહુકે, મૃદંગ તાલ વાગે, લલનાઓ ઉંચે સ્વરે ગાય, ઘુઘરીઓ વાગે અને સાક્ષાત યમુના પણ પોતાના વહેણનો ધ્વનિ પૂરે. વેશતા ગુલાબમાં ઉડતી જળધાર જોડે કેસુડાં અને આંબાના મ્હોર રંગ ધરે. જગત ઉલ્લાસથી જીવવા યોગ્ય છે એમ પળેપળે આ પ્રેમ સૃષ્ટિમાંથી પોકાર આવે છે.

આ સર્વમાં સ્વતંત્રતા અનોખો સૂર સરે છે. કામી સ્થળના પશુસમા પ્રેમ કરતાં યુવાનીનો મદ છે, મદનની મસ્તિ છે, કુસુમ સમા કામના છુટતાં બાણ છે, છતાંએ આ અર્ણુનિહાળી સૃષ્ટિમાં રાધાતો સ્થિર છે. તે ઘેલી થતી હશે પણ ગાંડીતો નથી જ. ક્ષણેક્ષણે પૃથ્વિ ઉપર સ્વર્ગ કરતાં સુખ વધારે હોવાનું ભાન થાય છે. જાત જાતનાં રંગ બેરંગી ચિરમાં તે સજાય છે. પૃથ્વિનું ભોજન તેને ભાવે છે, ગોપને ઘેર ઉછરવા છતાંએ અંગેઅંગે ગુલાબની પાંદડીઓ જેવી કોમળ છે. છતાં ચાલાક અને ચંચળ છે. તે ચંદ્રવદનીની આંખમાં પલકાર છે, સાદમાં સંગીત છે, ચાલમાં રાજહંસની ગતિ છે.

"વ્રજનારી કહી ન બોલાવીશ, છાનો રહે તું છોગાળાં."

(રાધા કૃષ્ણ સંવાદ)

આ રસાળ સજનીનો ધોધ જેવો નેહ છતાં સ્વમાન તેની નાડીનો ધબકારો છે. સહસ્રરાણીઓની પટરાણી થવા કરતાં એકજ રાણી થવાની તેની ચીંતા છે. કૃષ્ણનાં બીજાં શૃંગાર સ્થાન તેના હૃદયની શુળ છે.

"આજ કહું છુ તુજને, હું પણ પહેલી થઈ ભોળી રે;
મેં જાણ્યું જે હું એકલી, પણ એને અંગે ટોળી રે."

(ભાલણ)

"તું તો કેને નથી લેખતી, મચ્છરાવી મનમાં"

(બ્રહ્માનંદ)

રાધા ચંપક પરહરી, સુણુ ભમરારે;
કીધો ધંતુરે વિશ્રામ, ભોગી ભમરારે.*

(ભ્રમર પચીસી)

કૃષ્ણને સર્વસ્વ અર્પનાર કીશોરી કૃષ્ણનો ભમરા જેવો ભમતો પ્રેમ સાંખી શકિત નથી. આ અસંતોષમાં પ્રણયકલઃનું પગરણ છે. નયનથી વિંધતી મૃગલોચના પછી તો શબ્દ શરથી કૃષ્ણનું હૈયું ભેદે. શાંત કૃષ્ણ પવનને વધાવતા ઘાસ જેવો ઢળી પડે.

"એ કાળો કપટી કામણગારો, લોભી લંપટ લાલચી;
પોતા કેરા સ્વારથ માટે રમત સઘળી કુડી રચી"

(રણછોડ ભકત)

આ વિશેષણો ફૂલના માર જેવા તેને મન છે. રીસાયલી રાધાને ઘડીભર માન મૂકી મનાવે. પછી તો રડતી રાધા એકાએક હસી પડે. રાધાના આ લટકાથી કૃષ્ણનાં અટકચાળાં અટકતાં નથી.

અનાયાસે પ્રાપ્ત થયેલી ભદ્રલોકની ભામીની એકે પળ યૌવન ફીટાવી સૌંદર્યનું તેજ ઝાંખુ પડવા દેતી નથી. તેના રુપના ગર્વ કરતાં સ્ત્રી તરીકેના સ્વમાનના તોરમાં કાંઇક અપૂર્વ લાવણ્ય પૂરાયલું છે. ઉંડા પાણીમાં તોફાની કૃષ્ણનો ઉછાછળો પ્રેમ સમાઈ શાંત પડે છે. કૃષ્ણને તો તે રમાડે છે. રાધાને હિંચકે તે ઝુલે છે. વિના સંતાનેજ આ સુંદરી સનાતન સૌંદર્ય સાચવી રહી છે. રણસંગ્રામે અર્જુનને મનાવતો કૃષ્ણ રાધાપાસે મનાવાની દક્ષતાનું શીક્ષણ લઈ રહયો છે.

રાધાનો પ્રેમ કૃષ્ણના શરીર સૌન્દર્ય કરતાં મનો સાન્દર્ય ઉપર વધારે છે. કૃષ્ણના વિશાળ ભુજ ઉપર મોહવા કરતાં મોરપીંછ ખોસેલા મુગટ ઉપર વધારે મોહે છે. કૃષ્ણના પ્રેમ સંબોધનો કરતાં મોરલીના સૂરે તે ઝુકે છે. ગીતાના ઉપદેશ કરતાં કદમના ઝાડ ઉપર ચડતો કૃષ્ણ તેને વધારે વહાલો છે. વયે વધારે હોવા છતાં કૃષ્ણના મુકત યૌવનમાં તણાવાથી રાધાનું તારૂણ્ય અમર છે. વર્ષો કરતાં અંતરની ઉર્મિ વય નક્કી કરે. જશોદા કરતાં રાધાને હાથે કૃષ્ણ વધારે ઝુલ્યો તે કરતાં એ આપણે તેને હજુએ વધારે હિંચોળીએ છીએ.

રાધાતો ચીરંજીવ છે. તેનું સૌભાગ્ય અખંડ છે. પ્રાણજીવનનો પંથ નિહાળતી કોઈ રૂપસુંદરી ઉભી હોય તો રાધાનો રસ સુકાયો નથી. ન્હાની ઝુપડીમાં પ્રભુ વસવું રીસાતાં હોય તો રાધાએ રૂસણું છોડયું નથી. કોઈ રમણીના ભેદતાં વચન સુણવાનું પુરૂષના ભાગ્યમાં લખાયું હોય તો રાધાનો ક્રોધ સમ્યો નથી. પર મૂકી દોડીદોડી વનેવન રખડવાનું મન થતું હોય તો હજુએ ગોવાળના રાસ રમાય છે. જ્યાં તીરે હૃદયના બંધ છુટતા હોય તો રાધા સોહે છે.




ગુજરાતના ગણતરી બાજીભર્યા નિષ્પ્રાણ જીવનથી પર જઇ જે ત્યાગવીર, કર્મવીર, ધર્મવીર અને કલાવીરોએ નવજીવન ફેલાવ્યું છે તેમાંના એક રવિશંકર મહાશંકર રાવળ કલા ખાતર તેમણે ભેખ ધર્યો. જે પળે એમણે પોતાની જીવન ભાવનાનો આદર્શ સર્જ્યો તે પળે એને ખાતર બધું હોમી દેવાની તત્પરતા બતાવી, નિરાશાઓ, હાડમારીઓ, વેદનાઓ, એ બધા સામે કદરહીણ ગુજરાતમાં તેમને ટકાવી રાખનાર તેમની કલા, અને તેમના થોડાએક મિત્રો, એ વર્ષોના તપનું ફળ તે આ "સોળ સુન્દર ચિત્રો."

સંખ્યાવાચક અને ગુણવાચક એમ વિશેષણોના બે વર્ગ ગણાવીએ તો એટલું માલુમ પડે કે સંખ્યા ગમે તે પદાર્થ, જે ગણતરીમાં આવી શકે, તેને સરખીજ રીતે લગાડી શકાય. પરન્તુ ગુણ તો તેની કસોટીએ ચઢી પાર ઉતરે તેને જ લગાડાય. "સોળ સુન્દર ચિત્રો" માં સોળ વિશેષણ જેટલું સાચું છે–ખરેખર પ્રશંસનીય રીતે સાચું છે–તેટલું સુન્દર સાચું નથી લાગતું. બધાં ચિત્રો સોળ હોવા છતાં–અને ચિત્ર હોવા છતાં–સુન્દર નથી–એટલે કે ચંદ્રની સોળ કળાના જેમ વધતાં ઓછાં સુન્દર છે–સરખાં સુન્દર નથી.

અને નજ હોય, ગમે તેવા કલાકારની બધી કૃતિઓ ઉત્કૃષ્ટ નજ હોય. અને છતાં જ્યારે એક સાથે સંગ્રહ બહાર પાડવાનો આવે ત્યારે તો તેમાં અમુકને જ દાખલ કરવાનો આગ્રહ સ્થાને ગણાય.

એ રીતે જોતાં પુઠાં પરનું ચિત્ર ઘણું જ યોગ્ય છે કેમકે સર્વાંગ સુન્દર છે. પ્રગતિની માનીતી ભારત ભૂમમાં ઠેરઠેર વિસ્તરેલું ચિત્તાકર્ષક લાક્ષણિક દૃશ્ય--આર્યાવર્તની સંસ્કૃતિનું હુબહુ પ્રતિબિંબ–પ્રણયબંસરી ખડું કરે છે. જે ગોપગોપીની પ્રેમકથાઓ ગાતાં કવિઓ થાકયા નથી તેને રંગમાં ચિરંજીવ રૂપે મૂર્ત કરવાનું માન રા૦ રાવળને છે. એ વૃક્ષરાજિ, એ શિશુવત્સલ ધેનુ, એ જલાશય,. એ દૂર જણાતાં મંદિર મહેલો, બધાં પર દિવ્ય રંગની ખૂબી ન્યારી છે. ભરત અને મૃગનું પણ ઘણું સુન્દર ચિત્ર છે, ભાવ ભર્યું, ઋષિ અને કુરંગના અજબ જેવો પ્રેમ સંબંધ ઉકેલતું, આ પ્રથમ કોટિનાં

ચિત્રોની સાથે જ ઉભું રહે તેવું 'સંધ્યાને આરે.' કલ્પના કોઈ કવિ મગજની, પીંછી કોઈ જાદુગરની, શૈલી કોઇ ધુરંધરની, નરી સરળતા અને સુન્દરતા ભર્યું એ હૃદયંગમ દૃશ્ય કોઈ પણ માનવને હલાવવા બસ છે. 'અબોલા રાણી' એ Silhouelte ની કલાનો (છાયા ચિત્રનો) એક અચ્છો, સફળ. સુન્દર નમૂનો છે. હવે માત્ર 'અરૂણ'જ આની સાથે રહી શકનારમાં છે.

'માતૃ દેવો ભવ' એકદમ દેશી ચિત્ર છે, પણ સાથે "શા માટે, મા. તારાં શુષ્કનયન' માં શૈલી પશ્ચિમની લાગે છે. પ્રકાશ અને છાયાનો લાભ લેવામાં ખરી હિન્દી કલા નથી એમ કેટલાક કલાકારો માને છે, અને એ લાભ લેવાય એમ ઈચ્છતા નથી. સુવર્ણચંદ્રક મળ્યા પછી ને જ વર્ષે તૈયાર થએલું આ ચિત્ર ખૂબ ટીકાને પાત્ર થયું હતું. "મીરાંબાઇ" અને 'શ્રીમતી' બંગાળી કલાકારોના પ્રયત્નની યાદી આપે તેવાં ચિત્રો છે, અને સારાં છે. એકલવ્યને ઘણો વધારે ન્યાય કેટલાક બંગાળી કલાકારોએ આપ્યો છે, અને રા૦ રાવળના ઇષ્ટ મિત્ર ડી૦ રામરાવનાં ચિત્ર પછી તો આ ચિત્ર વધારે સારૂં જરૂર કરી શકયા હોત–એક વેળા રવિવર્મા પરથી "મેનકા–વિશ્વામિત્ર"નું યુગધર્મમાં કર્યું હતું તેમ. 'વીરાંગના લક્ષ્મીબાઇ'માંથી ઓત્વ હણાઇ ગયું છે એમ ના લાગતું હોત એમ ઇચ્છાઈ જવાય છે, અને 'સરસ્વતીચંદ્ર'નું ચિત્ર સોળને બદલે, પંદર રાખી, દૂર જ રાખ્યું હોત તો ઠીક ગણાત, 'દિલીપ અને સિંહ' જોઇએ તેવું કુદરતી નથી લાગતું અને 'ગુર્જર સુન્દરી'ની બારીક વીગતો તથા કારીગીરી ઉપર ખુશ થવા છતાં અંદરનો ભાવ બહુ સસ્તો લાગે છે, 'આવાં તો ખુબ જોયાં' એવું થઇ જાય છે. તાદૃશતાના નમૂના રૂપ જે ચિત્રો ના હોય તે કંઇક નવીનતા ભર્યાં હોવા જોઇએ એવી આશા તો જરૂર રહે–'મોહિની' એકની સફળતાનો અને છેલ્લું ચિત્ર ઉપર કહેલી ન્યૂનતાનો નમૂનો છે,

એક સામટી નજરથી આમ એકએકને નિહાળ્યા પછી જ તે દરેકની અન્દરથી બોલતો કલાકારનો શબ્દ સંભળાય છે. શબ્દ, હા. શબ્દ, કેમકે ચિત્ર નીચે ભાષા છે. અને એ ભાષા પ્રેમીઓનાં હૃદય જેવી સોંસરી પેસે તેવી, તરત અસર કરે તેવી ભાષા છે. ચિત્રની સ્થૂળ સામગ્રી નહીં પરન્તુ તેના અંતરમાં રહેલી આત્મવાનતા, ધડકતાં સંવેદનો, અભ્યાસ, એકાગ્રતા વસ્તુની પ્રકૃતિ અને કૃતિનું જ્ઞાન, સાદી સૌષ્ઠવયુક્ત વીગતો, એ બધું આ ચિત્રોમાં ઠેરઠેર ઝરી રહ્યું છે, પણ ઇન્દ્રના અનુયાયી મેઘની જેમ કયાંક ઓછું કયાંક વધારે. રેખા, રંગ રુપ અને પ્રમાણ જેટલું કરી શકે તેટલું ચિત્રમાં આવે. કાવ્યમાં વર્ણ, સ્વ, અર્થ, માધુર્ય, તાલ વગેરે આવે તેમજ કાવ્યમાં ભાવ, વિચાર, દર્દ આવે તેમજ તે ચિત્રમાંયે આવે. અને રા. રાવળનાં ચિત્રોનું ખાસ લક્ષણ એ ત્રણેનું ભાવ, વિચાર, અસ્તિત્વ રંગમાં પૂરવામાં જ છે. એ જેટલું સફળ રીતે કરવામાં આવ્યું છે એટલે અંશે તેમને ધન્યવાદ ઘટે છે.

કોઇપણ ચિત્ર સંગ્રહમાં આ ચિત્રો શોભશે એમાં તો સંદેહ જ નથી. ગુજરાતે કરીને તેની યોગ્ય કદર કરવી જ ઘટે.



રાણી સીપ્રીના મકબરાનો ખુણો.

# અમદાવાદનાં સ્થાપત્યો

૧

રા. દુર્ગારામ મોહનલાલ વછરાજાની, બી. એ.

ગુજરાતનું રાજનગર અમદાવાદ હિંદનાં ચિત્તાકર્ષક શહેરો માંહેલું એક છે. તેનાં મકાનોનું શિલ્પકામ–પથ્થરપરનું કે લાકડાંપરનું-ઉડીને આંખે વળગે એવું અને મનોહર છે. સુલતાન અહમદશાહ પહેલાએ ઇ. સ. ૧૪૧૧ માં અમદાવાદ સ્થાપ્યું અને વસાવ્યું. ચડતીપડતીનાં પાંચ ચક્રો તેણે અનુભવ્યાં છે: બે ચડતીનાં, બે પડતીનાં અને છેલ્લું પુનરોધ્ધારનું પહેલાં સો વર્ષ (૧૪૧૧–૧૫૧૧) તે વધી અને સમૃધ્ધ થયું; પછી ગુજરાત વંશનાં ૬૦ વર્ષ (૧૫૧૨–૧૫૭૮) માં તેની પડતી થઇ; ત્યાર પછીનાં ૧૩૫ વર્ષ (૧૫૭૨–૧૭૦૭) માં મોગલ બાદશાહોના સમયમાં તેનો પુનરોધ્ધાર તે આબાદ થયું; આગળ ચાલતાં ૧૧૦ વર્ષ (૧૭૦૭-૧૮૧૭) નબળા મોગલ બાદશાહો અને ધનલોભી મરાઠાઓના સમયમાં અંધાધુંધી અને પાયમાલી થઇ અને છેવટે ૧૮૧૮ થી તે આજદિવસ સુધી અંગ્રેજી અમલ નીચે પાછું તે આબાદ બન્યું છે.

અમદાવાદનાં પથ્થર કે ઇંટનાં પ્રખ્યાત જૂનાં મકાનોનું શિલ્પકામ મુસલમાની ઢબનું છે અને મકાનો અતિ ભવ્ય અને ઇન્ડો–સારસેનિક ઢબનાં છે. અગાઉ પ્રચલિત જૈન ઢબને બદલે મુસલમાની ઢબ ચાલુ થઇ, પરંતુ તે તેજ સમયની દિલ્હી, આગ્રા, ફતેહપુરસીક્રી કે બિજાપુરની ઢબથી તદ્દન જુદી જાતની છે.

૧

## દાદા હરીની વાવ

પાણી એ કેટલી અમૂલ્ય અને મીઠી વસ્તુ છે તે ઉષ્ણ પ્રદેશોમાં રહેનારાઓજ જાણી શકે છે, અને તેની ખરી કિંમત પણ તેઓજ સમજી શકે છે. હિંદ ઉષ્ણ પ્રદેશ હોવાથી અને વર્ષના અમુક માસ સાધારણ રીતે પાણીની બહુજ તંગી પડવાથી, અતિ પ્રાચીન સમયથી અહિંઆ કુવા, વાવ અને તળાવોનું મ્હોટું માહાત્મ્ય મનાય છે અને તેમને લગભગ પવિત્ર માનવામાં આવે છે; એટલુંજ નહિ પણ આ ભક્તિ ભાવનાને

લીધેજ ઉકત નવાણોનાં બાંધકામમાં હિંદના પુત્રોએ પોતાની સર્વ સમર્થ શકિત અને કળા ખરચેલા છે, જેને પરિણામે તેઓ કળાના અતિ ઉત્તમ પ્રકારના નમુનાઓ બની દુનિયાભરના જીજ્ઞાસુ પ્રવાસીઓને આશ્ચર્યમુગ્ધ કરી રહ્યા છે.

અને કુવા કે વાવ કે તળાવનું દ્રશ્ય, વહેલી સવારે કે સાંજે હિંદમાં શોધ્યો ન જડે એવો અપ્રતીમ, લલિત સૌંદર્યપૂર્ણ, મનોહર દેખાવ બની રહે છે. ઘણું ખરૂં કુવાને માથે એકાદ વિશાળ પિપલા કે વડનાં ઝાડની ઘટ્ટ છાયા આવી રહી હોય છે; અને ચોમેર સ્ત્રીઓ, પુરૂષો અને બાળકોની ઠઠ્ઠ જામી રહી હોય છે સ્ત્રીઓનાં સાદાં અને સ્વચ્છ પરંતુ અત્યંત આકર્ષક વિવિધ રંગી, મનોહર વસ્ત્રો પવનમાં ફરફર ઉડી રહી આંખને આનંદ અને આરામ આપી રહે છે અને કાળી ચમકતી આંખો અનેક જીવનદાર, રમતિયાળ, સુંદર દેહાકૃતિવાળાં નગ્ન બાળકો માતાનો પાલવ પકડી વળગી રહ્યાં હોય છે. અને પાણી ભરવાનાં સુંદર બેડાં! શ્રીમંત ઘરની સ્ત્રીઓનાં બેડાં ત્રાંબા કે પિત્તળનાં, અને ગરીબનાં માટીનાં હોય છે; બધાંય સુંદર, એકેય ખરાબ નહિં. કેટલીક સ્ત્રીઓ રસ્તાપરની ધૂળ લઈ પોતાનાં બેડાંને માંજવાના ઉદ્યોગમાં મંડેલી હોય છે; બીજી જોસબંધ કુવામાંથી સ્તંભ-ણીયાં વતી પાણીના ઘડા ખેંચી ગ્હેલી હોય છે; તો વળી સામી બાજુએથી અન્ય સ્ત્રી મંડળ, માંથા પર બેડાં રાખી, મંદ ગતિથી વાતો કરતું, ડોલતું ચાલ્યું આવતું નજરે પડે છે. એક બાજુએ હવાડામાંથી ઢોર પાણી પી રહ્યાં દેખાય છે. એક છેડે કોસ બાંધેલો અને બીજે છેડે ઉચા બળદ જોડેલા છે એવાં દોરડાં પર બેસી એક માણસ કોસ વડે વાવમાંથી પાણી ખેંચી આસપાસની વાડી કે ખેતરને પાણી પાતો નજરે પડે છે; અને પાણીથી છલકાતો કોસ ઉપર ખેંચાતાં એક ખાસ કર્ણને આલ્હાદક લાગતો ધ્વનિ નીકળે છે અને તે ઘણે દૂર સુધી સંભળાઇ, સાંભળનારની નજર આગળ ઉપર વર્ણવેલું સમગ્ર દ્રશ્ય ખડું કરી દે છે. કબુતર, પારેવાં, ચકલી ઇત્યાદિ પક્ષીઓ પણ કિલકિલાટ મચાવી આનંદમાં વૃદ્ધિ કરી રહ્યાં હોય છે. અને આવો દેખાવ એક વખત જોયા પછી રસિકનાં દિલમાંથી કદી પણ ખસવા પામતો નથી.



દાદાહરીની મસ્જીદના ગોખની ઘોડી.

આવાં અનુપમ દ્રશ્યો ઉત્પન્ન કરવાની ઇચ્છા કોને ન થાય? અને તેવીજ સમગ્ર હિંદમાં સ્થળે સ્થળે માણસ અને જાનવરોને પીવાનું પાણી પુરૂં પાડવા માટે શ્રીમંતો અને રાજા મહારાજાઓએ વાવ, કુવા, તળાવ ઇત્યાદિ નવાણો બંધાવલાં છે. અને તેમાં પણ ખાસ કરીને ગુજરાત અને કાઠીઆવાડનાં નવાણો શિલ્પકળાની દૃષ્ટિએ અત્યંત સૌંદર્યપૂર્ણ છે. દાદા હરીની વાવ એક આવીજ સુંદર વાવ છે.

અમદાવાદ પાસે અસારવા ગામમાં દાદા હરી અને માતા ભવાનીની એમ બે વાવો છે. દાદા હરી અથવા ધાવ હરીની વાવ મહમ્મદ બેગડાની એક બેગમે ઈ. સ. ૧૪૮૫ માં ત્રણ લાખ રૂપીઆને ખર્ચે બંધાવેલી છે. આ વાવ ૧૯૬ ફીટ લાંબી અને ૪૦ ફીટ પહોળા છે. વાવના પૂર્વ દિશાને છેડે ઘુમ્મટવાળાં દ્વારમાંથી અંદર જવાય છે અને આઠ પગથીઆં નીચે ઉતરતાં એક પરસાળ આવે છે. બીજાં નવ પગથીઆં ઉતરતાં બીજી પરસાળ અને ત્રીજી વાર આઠ પગથીઆં ઉતરીને સૌથી નીચેની પરસાળમાં પહોંચાય છે, જ્યાંથી પાણી માત્ર બે ત્રણ પુટ છેટું રહે છે. દરેક વિસામાએ ચારે બાજુ જવાય એવી પરસાળ છે. વાવ પશ્ચિમે આવેલી છે અને અષ્ટકોણાકૃતિની છે. દિવાલો પર ઉમદા કોતરકામ કરેલું છે અને દરેક બાજુએ ઘુમ્મટો આવેલા છે અને તેમની નીચે આવેલી ગોળ પગથી વાટે પાણીને પહોંચાય છે. મુખ્ય દિવાલની પાછળ ૨૦ પુટ પહોળી મ્હોટી કુંડી છે જેમાંથી વાડીને પાણી પાવામાં આવતું. આ વાવ તેની પાડોશી માતા ભવાનીની વાવ કરતાં ઘણીજ સુંદર છે આખા ગુજરાતમાં તેનો જોટો નથી. વાવની બાજુમાંજ ઉપર કહેલી ધાવની કબર અને મસ્જીદ આવેલાં છે. વાવમાં બે શિલાલેખો છેઃ એક પહેલી પરસાળની દક્ષિણ દિશાએ સંસ્કૃતમાં અને બીજો ઉત્તરે અરેબિક શિલાલેખ આ પ્રમાણે છે.


નકસી કામવાળી જાળી, દાદા હરીની વાવ.

" આ પાણી પવિત્ર અને નિરોગી છે; ચારે બાજુએ રંગીન અને કોતરકામ વાળી ભીંતોવાળું મુસાફરો વાસ્તે ઉમદા મુસાફરખાનું, ફળોસહિત વૃક્ષોવાળી વાડી, વાવ અને માણસ અને જાનવરોના ઉપયોગ માટે એક તળાવ, ખુદા અને ઇસ્લામની રહેમથી, મુઝફ્ફરશાહ સુલતાનના પુત્ર મહંમદશાહના પુત્ર અહંમદશાહના પુત્ર મહંમદશાહના પુત્ર અબુલ ફ્તેહમહંમદ સુલતાનોના સુલતાનની કારકીર્દિમાં બંધાયલાં છે. ઇશ્વર તેનાં રાજ્યને આબાદ રાખો. તારીખ સલ્તનતની રાજધાની, રાજ્યઅમલનાં ૨૬ માં વર્ષને જમાદી ઉલ–અવાલની બીજી તારીખ " એટલે ઈ. સ. ૧૪૮૫.

સંસ્કૃત લેખમાં એક મત પ્રમાણે (Brigg's Cities of Gujarashtra, પાનું ૨૧૮) વાવ બંધાયનું વર્ષ સંવત ૧૫૫૬ એટલે ઈ઼ા સ. ૧૫૦૦ છે; અને બીજા મત પ્રમાણે (Captain Lyon, પાનું ૧૪) ઈ. સ. ૧૪૨૧ છે.

મી. ફોર્બ્સ ( Oriental Memoirs, 1781 ) વાવનું વર્ણન આપ્રમાણે કરે છેઃ- "શાહી બાગથી આશરે એક માઇલ દૂર ગુજરાતના એક બાદશાહની ધાવે બંધાવેલી ઉત્તમ પ્રકારની વાવ છે જે હજુ પણ 'ધાવની વાવ' નામે ઓળખાય છે. જમીનની સપાટીથી ઘણે ઉંડે આવેલાં પાણીને પહોંચવા માટે પગથીઓ છે અને તેની બન્ને બાજુએ મનોહર કેતરકામવાળી થાંભલીઓની હાર છે. આ આખી વાવ ઘડેલા પત્થરની બાંધેલી છે અને ચોમેર થાંભલાઓથી ટેકાયલા ઘુમ્મટવાળી આવેલી છે જેમાં ગોળ પગથીઓ વાટે જવાય છે. આ બધી પગથીઓ મૂળ મ્હોટી પગથીઓને મળે છે અને તેથી વાવની ભવ્યતામાં ઘણોજ. વધારો થાય છે, આ ભવ્ય બાંધકામ પાછળ ત્રીશ હજાર પાઉંડથી વધારે ખર્ચ થયું હતું. એક દંતકથા પ્રમાણે ઉપરોકત ધાવે આ વાવ બંધાવી; જ્યારે બીજી દંતકથા પ્રમાણે એક નાચનારી નાયકાએ પોતાના પગનાં એક ઝાંઝરમાંથી આ બંધાવી અને બીજું ઝાંઝર વાવમાં ફેંકી દીધું જે તેને ડુબકી મારી શોધનારનું ઇનામ બન્યું"

૨

## માતા ભવાનીની વાવ-અસારવા

અસારવા પહેલાં અમદાવાદનું પરૂં હતું-જો કે હાલતો તે જંગલ થઇ ગયું છે. અને ત્યાં આ વાવ છે. વાવ ઘણી પ્રાચીન હોય એવી સાબિતીઓ છે અને કરણરાજાએ વસાવેલ કર્ણાવતીની તે સમકાલીન અને તેનું એકજ સ્મારક-અવશેષ છે. અને કર્ણાવતીનો નાશ થયા પહેલાં તે કેટલું આમાદ હતું એ વાત આ વાવનું શિલ્પકામ સચોટપણે દેખાડી આપે છે. ગુજરાતમાંની બધી વાવોની માફક આ વાવમાં પણ પાણીને પહોચવાનાં ઘણાં પગથીઆં છે અને બન્ને બાજુએ થાંભલીઓવાળી પરસાળો છે અને તેમને મથાળે નાજુક ગોખ મુકેલા છે અને તેમને થાંભલીઓના ટેકા મૂકેલા છે. સૌથી નીચેની પરસાળમાં ભવાની માતાનું મંદિર આવેલું છે જેના માનમાં આ વાવ બંધાવેલી છે અને નામ પાડેલું છે.

આબુ કે ચંદ્રાવતીનાં સ્થાપત્યો જેટલી આ વાવ જૂની નથી, પણ શહેરનાં બીજાં અવશેષો કરતાં તો ખચીત પ્રાચીન છે.

૩

## રાણી સિપ્રીની મસ્જીદ

દંતકથાનુસાર અમદાવાદના સુલતાન મહમદશાહની બેગમ રાણી સિપ્રિએ આ મસ્જીદ ઇ૦ સ૦ ૧૪૩૧ માં બંધાવી અને તેના પરથી તેનું નામ 'રાણી સિપ્રીની મસ્જીદ' પડયું. પણ પાછળથી મસ્જીદમાં આવેલા અરેબિક શિલાલેખનું પ્રમાણભૂત ભાષાંતર થયું ત્યારે માલુમ પડયું કે આ મસ્જીદ બંધાવનાર સુલતાન મહમદ બેગડાની વિધવા રાણી અસ્ની હતી. શિલાલેખનું ભાષાંતર નીચે પ્રમાણે થાય છેઃ "પરમ પવિત્ર અને શ્રેષ્ઠ ખુદાએ કહ્યું છે કે 'મસ્જીદ ઈશ્વરની માલિકીની છે માટે બીજા કોઇનું નામ તેની સાથે જોડવું નહિ' અને પયગંબર પણ કહી ગયા છે કે 'ખુદાને વાસ્તે મસ્જીદ બાંધનારને સારૂ ખુદા સ્વર્ગમાં કિલ્લો બાંધી રાખે છે?' આ મસ્જીદ સુલતાન મુઝફ્ફરશાહના પુત્ર મહંમદશાહના પુત્ર મહંમદશાહના પુત્ર મહંમદશાહના પુત્ર ખુદાના બંદા

શમ્સુદ્દીન વાદી અબુન્નાસીર મુઝફ્ફરશાહના રાજ્ય અમલમાં બંધાઇ છે. એની સલ્તન અમર રહો! આ મસ્જીદ બંધાવનાર મહંમદશાહ સુલતાનના પુત્ર અબુબકર ખાનની માતા-રાણી અસ્ની છે. રાજ્ય અમલના ચોથા વર્ષ–(હિજરી ૯૨૦ (ઇં૦ સં૦ ૧૫૧૪) ના માહનાઓમાં."

મસ્જીદનાં મોઢાં આગળ રાણી અસ્નીની કબર અને મકબરો છે, અને તે વખતના રિવાજ મુજબ રાણીએ પોતાની હેયાતીમાં જ તે બંધાવેલા હતાં. આ મસ્જીદ અને



રાણી સીપ્રીની કબર.

મકબરો અગાઉના કોઇપણ જાહેર મકાનો કરતાં વધારે શણગારલાં મકાનો છે અને આવી જાતનાં મકાનોમાં પ્રથમ સ્થાન ભોગવે છે. વિસ્તારમાં મસ્જીદ ૫૫ ફુટ પહોળી અને ૨૦ ફુટ લાંબી છે. છાપરાને ટેકો આપી રહેલી છ થાંભલીઓની બેવડી બે હાર આવેલી છે. આની નજીકમાંજ, દંતકથા પ્રમાણે અશાવલગામમાં આવેલું હતું જેના ભીલ સરદારને કરણે હરાવ્યો હતો.

આ મસ્જીદનું વર્ણન કરતાં મી. ફર્ગ્યુસન કહે છે. "વિસ્તારમાં ન્હાની છતાં રાણી સિપ્રીની મસ્જીદ અમદાવાદનું રત્ન છે, એટલું જ નહિ પણ આવી જાતનાં મકાનોમાં આખી દુનિયામાં પ્રથમ પંકિતનાં મકાનો માંહેલી એક છે. તેની રચના તદ્દન હિંદુ ઢબની જ છે તે એટલે સુધી કે રચનાની જરૂરીઆત કે શોભા માટે પણ એકેય તાક તેમાં મુકવામાં આવ્યો નથી. મિનારાઓનો ઘાટ પણ અતિશય સુંદર છે જોકે ખરી રીતે તો તે મિનારાજ નથી, કારણ તેમની અંદર સીડી નથી તેમ બાંગ પોકારતી વખતે ઉભા રહેવાની ઓસરી જેવું પણ કંઇ નથી. આ મકાનની મોહકતા બે વસ્તુમાં રહેલી છે. પહેલું તો મસ્જીદનો ઘાટ એકજ સરખો–અવિચ્છિન્ન–છે અને સર્વાંગે બધી રીતે સંપુર્ણ છે; દરેક ઘાટ કે શણગાર તેનાં સ્થળને અનુરૂપ જ હોઇ બધાંનો બરાબર મેળ બેસી જાય છે. એકે એક વસ્તુ બરાબર યોગ્ય સ્થળે જ છે; અને બીજી વિશિષ્ટતાએ છે કે

મકાનની ઝીણી ઝીણી વિગતો પોતે ઘણીજ સુંદર છે અને સમસ્ત રચના તે ઢાંકી દઈ મગાડી નહિ નાંખતાં તેની શોભા વધારે છે. પાર્થેનોન કે બીજાં મહાન ગૉથિક દેવળો સાથે આની સરખામણી થઇ શકે નહિ. પરંતુ અથેન્સનાં ઇરેકથિઑન કરતાં શિલ્પકળાની દ્રષ્ટિએ આ મસ્જીદ વધારે સર્વાંગ સંપૂર્ણ છે. અને જોકે આપણે ત્યાં ઘણાં સુંદર ગૉથિક ઢબનાં દેવળો છે, પણ આ મસ્જીદની સાથે સરખાવતાં તે સાદાં અને અશિષ્ટ લાગે છે."

આ મસ્જીદની આગળ જ રાણીસિપ્રીની કબર અને મકબરો છે. તે પણ સુંદર છે પણ તેનો ઘાટ મસ્જીદના જેટલો મોહક નથી. મકબરાનો ઉપરનો માળ તેના પાયાના પ્રમાણમ બહુ ઉંચો છે અને નીચેનો ભાગ વધુ પડતો ભારે લાગે છે. ફરતી આવેલી વંડી પણ શણકાર કામનો ઉત્તમ નમુનો છે અને કબરની ફરતી આવેલી માળાઓ પણ ઘણી જ મનોહર છે

## ૪

### કોતરકામવાળું લાકડાનું કબુતરખાનું

અમદાવાદની ખાસ વિશિષ્ટતા તેનાં કબુતરખાનાંઓ છે. શહેરમાં ફરતાં ફરતાં પ્રથમ જ જોનારનું લક્ષ્ય તેમના તરફ જાય છે. આ કબુતરખાનાંઓમાં શિકારીની બંદુક કે જાળની ભીતિ રહિત હજારો કબુતરો રહે છે. ઘણાં ખરાં લાંકડાંનાં હોય હોય છે અને તેમના પર મનોહર કોતરકામ કરેલું હોય છે, અને સાધારણ લોકોની કળારસિકના કટલી બધી ઉચ્ચ કોટિની હતી અને તેમની શોધક વૃત્તિ કેટલી અદ્‌ભૂત હતી તેનો સાચો ખ્યાલ આપે છે.



રાણી સીપ્રીની મસ્જીદની બારી.



# માસિક મનન

પ્રો. બલવંતરાય ક. ઠાકોર

"Lead, Kindly Light!" "દોરો, સુકોમલ પ્રજ્ઞા!"

## ૧ હિંદુ મુસ્લિમ

કોઈ ઠેકાણે જરા ચકમક ઝરતાં જાપતો શિથિલ પડયો છે એવી લોકવાયકા ચાલતાં જ બદમાશો ઉજાણીએ નીકળી પડે છે, એ વિષે આપણે ગયે મહિને થોડી ચર્ચા કરી. પણ આવો આરંભ જો હિંદુ અને મુસ્લિમો વચ્ચે મારામારીથી થાય છે, તો પછી જ્યાંજ્યાં થોડા હિંદુ અને થોડા મુસ્લિમો મળી જાય ત્યાંત્યાં એવા ભેટામાંથી મારામારી થતાં વાર લાગતી નથી, અને એવી મારામારીઓ જાહેર રસ્તાઓ ઉપર તેમ ખૂણેખાંચરે દિવસે અને રાતે પાંચ પંદર દિવસો લગી થયા જ કરે છે. કલકત્તામાં ઇસ્ટરથી મંડાઇને હવે ઘણે દિવસે શાંત પડેલા પ્રકરણનું બીજું અને ઘણું વધારે ગંભીર લક્ષણ આ છે.

સર સૈયદ અહમદ કહેતા–હિંદુ કોમ અને મુસ્લિમ કોમ એ તો હિંદમૈયાની બે આંખો છે. એકમાં જરા કણું પડતાં જ બીજી પણ દુઃખવા આવે એવાં એમને બ્હેનપણાં છે. પણ આ તો ઓગણીશમી સદીના ચોથા પાયાની વાત.

પૂર્વ બંગાળ અને આસામના નવા પ્રાંતના પ્હેલા હાકેમ કહેતા:–જી હાં હમારે બે બીબી છે, આ પ્રાંતની મુસ્લિમ રૈયત એ હમારાં માનીતાં બીબી, આ પ્રાંતની હિંદુ રૈયત એ હમારાં બીજાં બીબી. પણ એ વાતને યતે વીશ વર્ષ થઈ ગયાં છે.

એ વીશ વર્ષમાં પણ આ બે કોમના પરસ્પર સંબંધમાં અનેક ઉથલપાથલ થઇ ગઈ છે. અને આજની હાલત એવી જણાય છે કે—

"હશેવૃત્તિ રાખે બાયલો–અમે શેના જતું કરિયે–એ અમને દબાવનાર કોણ–આ પ્રકારની ટૂંકી બુદ્ધિ કે છોકરમતમાં બે ય કોમ સમાન થઈ રહી છે; અને જરા અકસ્માત કે અટકચાળું થતાં બે ય તપી જાય છે અને વાત વધી પડે છે. એક ક્ષણે એક સ્થળે બેચાર માથાં ફૂટે તે જ બનાવ અનેક ઠેકાણે અને પાંચપંદર દિવસો સુધી સામસામાં માથાં ફોડયા જ કરવાનું કારણ બને છે.

બાવળિયા ઉપર શૂળો જ થાય, જેમ બાવળ વધારે ખીલે અને ફાલે તેમ વધારે શૂળો. દ્વેષથી તો દ્વેષ જ વધે અને વધારે ફેલાય.

દ્વેષ કે પક્ષપાત રહિત ત્રીજો માણસ હોય અને તે વચ્ચે પડે, અથવા વચ્ચે પડવાની તેની ફરજ હોય, અથવા તો તેને વચ્ચે નાખવામાં આવે, તો ફેર પડે ખરો. પરંતુ ખરી શાંતિ તો બે ય પક્ષકાર પોતે પોતાના અંતરમાંથી ઉપજાવી શકે ત્યારે જ તેઓ પામી શકે. ત્રીજા ત્રાહિત અને ન્યાયી કે જબરા માણસથી આવી પરિસ્થિતિમાં માત્ર થોડા માથાં ફૂટતાં અટકાવી શકાય એટલું જ. બંને પક્ષકારના દિલમાં ઘર કરીને બેઠેલી પ્રતિકૂલતા ફેરવી નાંખીને તેને ઠેકાણે અનુકૂલતા જમાવવાની શકિત કોઈ ત્રાહિતમાં નથી, હોય જ નહીં.

અને હાલ જે યુગ આપણા દેશમાં નવો મંડાયો છે, તેમાં તો ન્યાયી કે જબરો કે ગમે તેવાં શુભ લક્ષણ કે અપલક્ષણવાળો, ત્રાહિત આપણા બે વચ્ચે-હિંદની હિંદુ કોમ અને મુસ્લિમ કોમ વચ્ચે-છે જ નહીં. કેમકે કે જે ત્રીજો છે તેને ત્રાહિત ગણવાને આપણામાંના ઘણા આ નવા યુગમાં ઘસીને ના પાડે છે. પક્ષપાત રહીત હોય તે જ ત્રાહિત. પોતાનો સ્વાર્થ-આ મસ્લહત પૂરતો તો-તજી વા જીતી શકે તે જ ત્રાહિત. અને આપણા ઘણા લોક માને છે કે રાજકર્તા ઈંગ્રેજમાં સાચા ત્રાહિતનાં એ લક્ષણ છે જ નહીં. આપણે ઘણા ચોક્કસ માનિયે છિયે કે ઇંગ્રેજને પોતાનો અમલ અહીં ચાલૂ રાખવાનો ભારે સ્વાર્થ વળગેલો છે. અને એ સ્વાર્થનો મારેલો ઈંગ્રેજ હિંદુ મુસ્લિમ વચ્ચે સાચી મસ્લહત ન તો પોતે ચલાવે, અગર ચાલતી હોય તો તેમાં પણ બનતાં વિઘ્ન નાખે જ નાખે. હિંદુ મુસ્લિમ કુસંપ સંપમાં ફેરવાઈ જતાં જ એના અમલનો અંતકાળ આવી લાગે, માટે એવો સંપ ન થવા દેવામાં જ એનો તો મોટામાં મોટો સ્વાર્થ, એમ હાલ આપણામાં ઘણા લોક માને છે. તેથી જ એ સૌ ઈંગ્રેજને સાચો ત્રાહિત માનવાની ઘસીને ના પાડે છે.

**भावनासदृशी सिद्धि:** આ સૂત્ર ભકતને મળતા સાક્ષાત્કાર વિષે સાચું છે, તેમ દુનિયાના વ્યવહારમાં પણ એ ઘણી રીતે સાચું છે. બે આંખની શરમથી દુનિયામાં જે જે વિકટ કામ સહેલાઈથી પાર ઉતરે છે, તે સર્વ આ સૂત્રની સચાઈના દાખલા છે. સામા માણસને આપણે પ્રામાણિક માનિયે, ભલે બીજા સાથે તે ગમે તેવું વર્તન રાખતો હોય પણ આપણી સાથે તો એ સીધો છે તે સીધો રહેવાનો જ એવી આપણી દૃઢ માન્યતા હોય છે, તો તેની અસર સામા ધણી ઉપર થાય છે જ, અને તે આપણી સાથે સીધો જ ચાલે છે

વિરૂદ્ધ વકતવ્ય ન જડે એટલું સમાલીનેઃ મ્હારી ચોકખી અને ઓછામાં ઓછી (Minimum) ફરજ આટલી, તે એટલી હું બજાવીશ, એટલું કરવું પણ બેદિલ પ્રજાની વચ્ચે સહેલું નથી, તો એથી વધારે રજ પણ હવે માથે લે એવો આ ગોકળિયો ઘેલો નથી'.

હાલના ઈંગ્રેજ અમલદારનું માનસ, આપણા આ નવા યુગના માનસના પ્રતિફલ નથી, આ પ્રકારનું થઈ ગયું હોય એમ જણાય છે. અને એનામાં આવો પરિવર્ત જેટલે દરજ્જે થઈ ચૂકયો છે, તેટલે દરજ્જે તે રાજકર્તામાં જે અવશ્ય તે ઇશ્વરી અંશ ગુમાવી બેઠો છે. તેટલે દરજ્જે એ નથી સાચો ન્યાયી, નથી પૂરો અપક્ષ, નથી ખરો ત્રાહિત. મતલબ કે હિંદુમુસ્લિમ વચ્ચે ત્રીજું કોઇ જ નથી એ જ હકીકત અત્યારે સાચી છે. અને એ બંને કોમ પોતે તો અત્યારે ઉપર કહેવાઇ ગયું છે કે છોકરમતમાં સમાન થઈને રહી છે.

ત્યારે કરવું શું?

એક જણ–એક નેતા–કહે છેઃ કહાડો એ ઈંગ્રેજને, એ પ્હેલું કરો. એને કહાડવા પૂરતા આપણે એક થઈયે, તો એ આપણ બેનું ઐકય એને કહાડવાના સંયુકત પ્રયાસ દરમિયાન જ બળ મેળવીને એવું તો જામશે કે ઐકય કરવાને સારૂ બીજું કશું વિચારવાની જરૂર જ નથી.

આ વસ્તુને જેટલી દૃઢતાથી એક ગંભીર સત્ય લેખે આગળ કરવામાં આવે છે, તેટલી જ દૃઢતાથી અમે કહેવા માગિયે છિયે કે એ એક ગંભીર ભુલ છે.

કહાડો ઈંગ્રેજને એ સાદી જેવી દેખાતી સલાહનો ખરો અર્થ એવો છે કે રાજસત્તા અત્યારે ઈંગ્રેજના હાથમાં છે તેને ત્યાંથી ઝૂંટવી લ્યો, આપણા હાથમાં લઇ લ્યો. ખરૂં ને?

પણ આપણા એટલે શું વારૂ? એકલા હિંદુના? ના! એકલા મુસ્લિમના? ના! અમુક પ્રમાણમાં હિંદુના અને અમુક પ્રમાણમાં મુસ્લિમના. તો તમામ ભાંજગડનું મૂલ જ અહીં છે. આ વ્હેંચણ વિશે હિંદુમુસ્લિમ માંહોમાંહ્ય સમજી શકતા હોય તો ને!

રાજસત્તા ન્યાયી અપક્ષ નિઃસ્વાર્થી અને ત્રાહિત બલ પ્રમાણે પ્રવર્તે તો પ્રજાબાલકને તે જનેતાના ધાવણ કરતાં પણ વધારે પૌષ્ટિક બને. અને અધિકારી હિંદુના હાથમાં રાજસત્તા હશે તો તેનો આ લાભ પોતાને મળશે એવો મુસ્લિમોને વિશ્વાસ નથી, અધિકારી મુસ્લિમના હાથમાં રાજસત્તા હશે તો તેનો આ લાભ પોતાને મળશે એવો હિંદુઓને વિશ્વાસ નથી. અન્યોન્ય વિશ્વાસ જમાવવો એ જ પ્રથમ પ્હેલું કર્તવ્ય છે. સ્વરાજ્ય પ્રયાસમાંથી અન્યોન્ય વિશ્વાસ પણ ફળશે, એ તો ફાંફાં છે. અન્યોન્ય વિશ્વાસ અને મૈત્રી ખીલે તેની સાથેસાથે અને તેટલા પ્રમાણમાં જ સ્વરાજ પ્રાપ્તિ માટેના ન્હાના મોટા પ્રયાસ થઈ શકશે. અન્યથા વાતો ડહોળવી એ તો, ઇંગ્રેજીમાં કહેવત છે તે પ્રમાણે, ઉંદરોએ બીલાડીની ડોકે ઘંટા બાંધવાના જેવી છેઃ મોહક અને અદ્દભુત, પણ કેવલ અશકય.

બીજો નેતા-બીજો પક્ષ-કહે છે, સંગઠન કરો. હિંદુ મુસ્લિમ બંને કોમો અત્યારે અત્યંત શિથિલ છે. મુવાવડી બેરીના જેવી બેતાકત છે. એકેમાં નાયકો નથી. એકેને સંઘ તરીકે નિશ્ચય કરતાં અને કરેલા નિશ્ચયનો અમલ કરતાં આવડતું નથી. સંગઠન કરો, એટલે આ બધી અશક્તિ,-નાયકાભાવ એ પ્હેલી અશક્તિ, સંઘ લેખે નિશ્ચયો કરતાં નથી આવડતા એ બીજી અશક્તિ, કરેલા નિર્ણયોને વળગી રહેવાની દૃઢતા નથી એ ત્રીજી અશક્તિ, કોમના તમામ માણસો કોમના નિર્ણયો પ્રમાણે જ વર્તે એવો એ નિર્ણયોનો અમલ કરાવવાની કાર્યસિદ્ધિ નથી એ ચોથી અશક્તિ,-એ પ્રકારની સર્વે અશક્તિ ધીમે ધીમે અને સાથેસાથે ઘટશે.

આ વસ્તુ ઠીક છે, પરંતુ આમાં પણ ગુણની અને દોષની એમ બે બાજુ છે.

હિંદુધર્મ અને મુસ્લિમધર્મ હિંદુસંસ્કૃતિ અને મુસ્લિમસંસ્કૃતિ હિંદુમાનસ અને મુસ્લિમમાનસ એ બે વચ્ચે અમુક વિરોધો, અને તેથી કરીને એ બે કોમો વચ્ચે ફરીફરીને ઉપસ્થિત થતાં વિરોધ કારણો છે તે છે જ. જે કોઈ પ્રવૃત્તિથી આ વિરોધો અને વિરોધકારણો આગળ આવે અને ઉત્તેજિત થાય, તે પ્રવૃત્તિ હિંદુઓને એમના સંગઠન માટે મુસ્લિમોને એમના સંગઠન માટે, જેટલી કાર્યસાધક નીવડશે તેટલા જ પ્રમાણમાં તે પ્રવૃત્તિ બંને કોમો વચ્ચે એખલાસ અને ભાઈચારો અને નાતો પોષવામાં અને ફેલાવવામાં ફાવવાને બદલે ઉલટી ઘાતક નીવડશે.

હિંદુ જાતે અને હિંદુ સંઘના અંગ તરીકે સમજદારીમાં દૃઢતામાં ચારિત્રમાં અને ધર્મિષ્ઠતામાં વધશે તેમ તેમ નાગરિક લેખે પણ તેનું મૂલ્ય વધતું જશે:-ધર્મિષ્ઠતામાં, ધર્માંધતામાં નહીં.

મુસ્લિમ જાતે અને મુસ્લિમ સંઘના અંગ તરીકે સમજદારીમાં દૃઢતામાં ચારિત્રમાં અને ધર્મિષ્ઠતામાં વધશે તેમ તેમ નાગરિક લેખે પણ તેનું મૂલ્ય વધતું જશે:— ધર્મિષ્ઠતામાં, ધર્માંધતામાં નહીં.

બેયને જોઇએ એવા હોય, જે હિંદુઓ મુસ્લિમોને રાજીખુશીથી આપી શકે જે મુસ્લિમો હિંદુઓને રાજીખુશીથી આપી શકે એવા હોય, જે મેળવવામાં હિંદુઓને મુસ્લિમોની તેમ મુસ્લિમોને હિંદુઓની મદદ લેતાં હિણપત જેવું લાગવાને માટે અવકાશ જ ન હોય, એવી વસ્તુઓ અને એવા લાભને આગળ કરનારી અને ખ્હડાવનારી પ્રવૃત્તિઓ વડે જ હિંદુમુસ્લિમ સંગઠન સાધ્ય છે. આવી પ્રવૃત્તિઓને આગળ કરવી અને પ્રજાના માનસમાં પ્રકાશકેન્દ્રમાં સ્થાપવી એજ અત્યારે હિંદુમુસ્લિમ નાયકોની મોટામાં મોટી ફરજ અમને તો લાગે છે. હિંદુ સંગઠન ભલે કરો, મુસ્લિમ સંગઠન ભલે કરો, પરંતુ આપણું મોટામાં મોટું લક્ષ્ય હિંદુ મુસ્લિમ સંગઠન છે, અને તેથી કરીને હિંદુ સંગઠન કે મુસ્લિમ સંગઠનની કોમી પ્રવૃત્તિઓ પણ આપણે એવી રીતે સંશોધીને કરવાની છે, કે તેમાં જેજે અંશ હિંદુ મુસ્લિમ સંગઠનને પ્રતિકૂલ હોય, તે દરેક અને તે તમામ અંશને આપણે એ કોમી પ્રવૃત્તિઓમાંથી વીણીવીણીને ત્યજી દેવાના છે.

પ્રજાસત્તા (democracy) એટલે-શું ધાડાંઓનો જુલ્મી દોર (mob-rule)? ધર્મને નામે ઊર્મિજનૂનને વશ વર્તનારાં ધાડાં મુસ્લિમોમાં મનમાન્યાં છે તો હિંદુઓમાં પણ કૈં ઓછા નથી. એવાં ધાડાંઓનો અમલ વધારે તેવું સંગઠન-હિંદુ સંગઠન કે મુસ્લિમ સંગઠન ગમે તે-હિંદુ મુસ્લિમ સંગઠનને માટે અત્યંત વિઘાતક જ નીવડશે નિઃસંશય.

દુનિયામાં મુસ્લિમોની વસતીનો ત્રીજો ભાગ બ્રિટિશ સામ્રાજ્યમાં વસે છે. હિંદમાં સો માણસે અડસઠ હિંદુ બાવીશ મુસ્લિમ અને દશ બીજા છે. હિંદ બ્હારના મુસ્લિમોની સ્થિતિ જમાને જમાને અને સૈકે સૈકે ઊતરતી જ આવેલી છે. કમાલ પાશાના ન્હાના અમથા મુલકમાં છે તે ઉપરાંત એક પણ સ્વતંત્ર મુસ્લિમ રાજ્ય અત્યારે દુનિયામાં નથી, જ્યારે નવમા સૈકાથી સોળમા સૈકા લગી દુનિયાનું સૌથી વધારે બળવાન ધનવાન ઊજમવાન સામ્રાજ્ય મુસ્લિમોનું જ હતું. કવિ હાલીનો મુસદ્દસ વાંચો, (ગુજરાતી તરજુમો થયો છે), બેહરામજી મલબારી જેવાનો સવૈયો પણ જુઓ,-અને મુસ્લિમ બિરાદરોનું આ ભારે દર્દ આપણે સમજી શકીશું. ઉલટ પક્ષે, આજે હિંદમાં મુસ્લિમોની જે સ્થિતિ છે અને હિંદમાં એઓ જે ઉન્નતિ સાધનો મેળવી અને યોજી શકે એમ છે, તેથી વધારે સારાં એમને સારી જહાંમાં કોઈ ઠેકાણે પણ નહીં મળી શકે એમ કહેવામાં અતિશયોકિત નથી. હિંદના મુસ્લિમો ધારે તો દુનિયાના પોતાના તમામ દીન-ભાઇઓની બેહતરીમાં તેઓ હિંદમાંથી જ આગળ પડતો ભાગ લઇ શકે છે. મુસ્લિમ માનસનું આ વલણ, મુસ્લિમ મહેચ્છા અને ઉદયભાવના અને જનસેવાવૃત્તિનું આ સ્વરૂપ આપણ હિંદુઓએ ઉત્તેજવા યોગ્ય છે. પરંતુ એ સર્વને માટે હિંદુઓની સક્રિય સહાનુભૂતિ એઓ મેળવી શકે તેને માટે એમણે પાળવાની સામી શરત એક જ છે. મુસ્લિમોએ પોતે હિંદુઓ સાથેનું પોતાનું વલણ, હિંદુ ધર્મના હિંદુ નીતિના મૌલિક તત્ત્વો વિશેની પોતાની સમજ,-સુધારવાં ઘટે છે. પોતાનાં અભણ ધાડાંથી માંડીને જનૂની મુલ્લાંઓ લગીના તમામને હિંદુ, હિંદુતત્ત્વ, હિંદુ સંસારની તરફ મુસ્લિમોએ મીઠી નજર કેળવતાં શીખવવાનું છે. આ શરત પાળે મુસ્લિમ માનસમાં આ મોટો ફેરફાર સાધી આપે એવું મુસ્લિમ સંગઠન હિંદુ મુસ્લિમ સંગઠન પણ બની જાય.

હિંદુઓને પણ અમારે આને મળતી જ સૂચના કરવાની છે. વૈષ્ણવ, જૈન, અને મરજાદી ઝનૂન હિંદુ ધર્મ અને સંસ્કૃતિનાં મૌલિક તત્ત્વોની પોષક નથી. બનારસના કૂપમણ્ડૂક પંડિતો મુસ્લિમ ઉલમાની જેમ ફતવાઓ કહાડે અને શાસનો છોડે, એ સર્વ પ્રકાર કેવલ અને પૂરેપૂરો અ-હિંદુ છે. હિંદુ ધર્મ એટલે સાત્ત્વિક સંગ્રાહકતા (syncretism). वसुधैव कुटुम्बकम् એ ભાવનામાં હિંદુ ધર્મની પરમ સંગ્રાહકતા અને સર્વોપરિ શકિત છે. "આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી," "ધન હરે ધોખો નવ હરે," વગેરે ચાબખા અખાએ જ લગાવ્યા છે એમ નથી. હિંદુ ધર્મનું ખરૂં નૂર અને શુદ્ધ હીર એના સંતોમાં છે. નાનક કબીર અને ચૈતન્યથી જ માંડિયે, જૂના ઈતિહાસ કાળની ધૂળમાં દટાયલા જ રહેવા દઈયે, તથાપિ હિંદુ ધર્મે સેંકડો અને હજારો સંતો ઉપજાવ્યા છે જેઓ મુસ્લિમને મ્લેચ્છ ગણવાની મુસ્લિમથી અભડાવાની ઘસીને ના પાડી ગયા છે. ચોખલિયાવેડા ધર્મ નથી. વ્હેમ જ છે. એ વ્હેમ અને એ અંધ ઝનૂનનો હવે તો સદંતર બહિષ્કાર કરવો જોઈએ. વળી દરેક ધર્મના અનુયાયીઓમાં નિકૃષ્ટ થાડાં અંધ ઝનૂન મૂર્ખ વ્હેમ અને ન્હાનામોટા દુરાચાર હોય જ. કોઈ પણ ધર્મ કોઈ પણ સમાજ વિશે આ તેની એબો ઉપરથી મત બાંધવો તે એ ધર્મ અને એ સમાજને હડહડતો અન્યાય કરવા બરાબર છે. એ ઘોર પાપ આપણે સૈકાઓ સુધી કર્યું. હવે આપણે ઇસ્લામને અને ઈસ્લામનાં જવાહીરોને સાચા ઉદાર ઇસ્લામી બિરાદરોની આંખે જોતાં શીખવાનું છે. ઈસ્લામના મૌલિક તત્ત્વો તરફ મીઠી નજર કેળવતાં શીખવશે એવું હિંદુ સંગઠન હિંદુમુસ્લિમ સંગઠન પણ બની શકશે.

## ૨ શહેર સુધરાઈ

કલકત્તાની અવ્યવસ્થા દરમિયાન ઘણા "ભદ્ર લોક" એટલે મધ્યમ અને સારી સ્થિતિના માણસો ટોપલા સાવરણા ઉપાડીને રસ્તાઓને વાળવા ઝુડવા સંડાસોને સાફ કરવા અને કચરા પૂંજાને ઠેકાણે પાડવા નીકળી પડયા હતા. સુરત અમદાવાદમાં પણ કેટલાક લત્તાના રહીશોએ એકાદવાર આવું પરાક્રમ કર્યાનું યાદ આવે છે. આવા દાખલા બને છે તેને ઝમાનાની પ્રગતિનું એક શુભ ચિહ્ન ઘણા ગણે છે. કુદરતી સૂગને જીતીને મનોબલ વડે દઢ રહી અપરિચિત અને અત્યંત અકારૂં કામ પણ કરી આવીને લોકસેવાની પોતાની ભાવનાના સક્રિય દાખલા બેસાડે એ ચ્હેલ કરનારાઓને અમે પણ ખરા ઉમળકાથી અભિનંદન આપવા તૈયાર છિયે. પરંતુ આવા કોઇ કોઇ અપવાદ રૂપ બનાવને પ્રગતિના શુભ ચિહ્નનો મહિમા આપવામાં આવે, ત્યારે કહેવું પ્રાપ્ત થાય છે કે સંગીન પ્રગતિની અમારી ભાવના ઉચ્ચતર છે. અપવાદ રૂપ બનાવોથી અમને નથી સંતોષ. વળી માણસ છેક આવી થાકે ત્યારે ગમે તે કરે. એટલે ઉભા ન રહેવાય, બારીએ બેસી ન શકાય, રસ્તે સો કદમ પણ સૂગાયા વગર ચાલી ન શકાય, એટલી બધી શેરીઓની ગલીચી વધી પડી હોય, ત્યારે પાંચપંદર જુવાનો કચ્છ ભીડીને બ્હાર પડે—"ચલો એ આજ આપણેજ ઢેડ" અને એમ અપરિચિત સાહસની મીઠાશ ચાખે, સસ્તા જશનો મોરિયો પણ પીતે:—એમાં અમને સ્થાયી પ્રગતિ થોડી જ દેખાય છે. અથવા વાત મમતે ચ્હડે ત્યારે હાંનો માર્યો માણસ પણ પોતાનો કક્કો ખરો કરવાને ગમે તે કરે.

ઢેડ અને ભંગી ફોજમાં મુકાદમો પણ એમના કે એજ સ્થિતિના ચાલ્યા કરશે ત્યાં લગી આપણાં શહેરોમાં સુધરાઈને નામે હાલ જેમ ચાલે છે તેમ જ ચાલ્યા કરવાનું. એ લોકમાં અંગચોરી ધીમે ધીમે અત્યંત વધી ગયેલી છે. એમને પગાર અને બીજી જે કમાણી મળે છે તેનો જે ખર્ચ આપણે વેઠિયે છિયે તેના પ્રમાણમાં જે બદલો આપણને મળવો જોઇએ તેનો સોળમો કે બત્રીશમો ભાગ પણ આપણે પામતા નથી. અંગચોરી ઉપરાંત એ લોકનું અજ્ઞાન પણ એટલું ઘોર હોય છે કે તે આપણને વળી નડે છે. માટે ખરી પ્રગતિનો રસ્તો સંગીન સુધારાની દિશા અમને તો એક જ દેખાય છે. આ સર્વ કાર્ય ઉપર નિરીક્ષા માટે વધારે જ્ઞાનવાળા અને સેવાબુદ્ધિની બાહોશીથી કામ કરનારા અને કામ લેનાર સ્વયંસેવકોનું ટોળું આપણા દરેક શહેરમાં સ્થપાવું જોઇએ. અમુક લત્તામાં પખવાડિયાનો એક વારો કરે એટલે તેજ માણસને આખા વર્ષમાં બીજો વારો ન આવે એટલી સંખ્યામાં આ નિરીક્ષક સ્વયંસેવકો નીમીને આપણી એ ને એ ઢેડ અને ભંગી ફોજ પાસે આપણે એ ને એ કામ લઈશું તોજ આપણા શહેરોની સુધરાઈ અને તનદુરસ્તી સુધરશે એમ ધારિયે છિયે.

### ૩ જે. એ. સ્પેન્ડર

હિંદના આ મિત્ર આપણા દેશના જુદાજુદા વિભાગ અને રીતરિવાજોની જે છાપ પોતાના મગજ ઉપર પડે છે તેનાં ચિત્ર પાછા પ્રકટ કરવા લાગ્યા છે. ગંગાજીને કાંઠે આવેલાં એક ગામમાં સાત હજારની વસ્તીમાં એટલાં મંદિરો છે કે પૂજારીઓ બસોથી વધારે છે. આ પૂજારી વર્ગ પ્રજાની શી સેવા કરે છે-કેવી કરે છે-પોતાને મળતા મહેનતાણાનો કેવો ઉપયોગ—ઉપભોગ કરી રહ્યો છે? (૧) દેવળની મૂર્તિઓની આરતી વગેરે નિયમિત રીતે અને ચાલી આવેલી રૂઢિ મુજબ કરે કરાવે; (૨) દેવળની મકાન તરીકે સાફસૂફ રાખે મરામત કરાવે, વગેરે; (૩) દેવળમાં આવજા કરતા લોકની સુગમતા જાળવે, તેમને જે કૈં ધાર્મિક ક્રિયાઓ કરવી કરાવવી હોય તે માટે ઘટતી ગોઠવણ રાખે, વગેરે; (૪) દેવળની મિલકતની ધણીની જેમ ઉસ્તવારી કરે, મિલકતને ધણીની જેમ તફરકે પણ કરી મારે.

પૂજારીએ શું કરવું જ, શું ન જ કરવું, કરવાનું હોય તેની પદ્ધતિમાં અને તેને અંગે અમુક નિયમો પાળવા જ પોતાના કામને લગતી અને બીજી અમુક લાયકી મેળવવી જ, સમાજે સ્વીકારેલા શિષ્ટતા ધોરણમાં અમુક પગથિયે રહેવું જ, પોતાની રહેણીકરણી અમુક નમૂના પ્રમાણે રાખવાની જ; ધર્મબોધ ધર્મપ્રચાર ધર્મશોધન આદિમાં આટલો આ તરેહનો ભાગ લેવો જ; આવક અને મિલકતનો અમુક અંશ જ જાત અને કુટુંબ પાછળ ખર્ચવો, વધારો દેવળના અને દેવળમાં આવજા કરતી જનતાના લાભાર્થેજ વપરાય: પૂજારી પોતાના કામકાજમાં સારો હોય પોતાનું પદ દીપાવતો હોય તો તેને અમુક વિશેષ લાભ મળે, ઉલટા પક્ષે પોતાના વર્ગમાં કલંક જેવો નીવડે તો તેને સજા થાય:–એવું એવું કશું જ હિંદુ વ્યવસ્થામાં ન મળે. પૂજારી પદ ઓધે ઉતરે, ગર્ભવતી વિધવા મુકીને એક પૂજારી મરી જાય તો છોકરો અવતરે અને લાયક ઉમરનો થાય ત્યાં લગી બધું કામકાજ ભાડુતી પદ્ધતિએ પણ ચાલે. પૂજારી દારૂડીયો, જુગારી, એથી પણ વધારે ખરાબ નીવડે તેનું પણ કૈં નહીં.

પૂજારીઓને, આખો વર્ગ લેતાં, કમાણી ઘણી વધારે પડતી થાય; આસપાસની ગરીબ જનતાને મુકાબલે એ લોક મઝા ઉડાવે, તેનું પણ કંઈ નહીં. ટૂંકામાં, સામાજીક વ્યવસ્થાને નામે કશું જ ક્રિયાકાંડી કર્મઠતા (retualestic performances)ના વ્હેમમાં હિંદુને એટલી શ્રધ્ધા છે, તેની પાછળ હિંદુ સમાજ પોતાની અત્યંત ટૂંકી આવકનો એટલો મોટો હિસ્સો ખર્ચે છે કે કં કહેવાની વાત નહીં. આ ખર્ચમાંથી એટલો દુરાચરણમાં અને સમાજહાનિમાં વેડફાય છે કે કં કહેવાની વાત નહીં.

હિંદુસંગઠનના પ્રચારકો જે કામકાજ કરવા ધારે છે તેની યાદીમાં આવી બાબતોની સુધારણાને સામેલ રાખવામાં આવી છે ખરી કે? વિચારશીલ ખ્રિસ્તીઓ જેને ક્રિશ્ચિયાનિટિને બદલે ચર્ચિયાનિટિ (churchianity) કહીને નિંદે છે, તેને મળતા દૂષણને હિંદુધર્મમાંથી ઘટાડયા વગર કેવું અને કેટલું "સંગઠન" થઈ શકશે વારૂ?

### ૪ કમાલ પાશાની પ્રતિમા (statue).

ઑસ્ટ્રિયાના જાણીતા શિલ્પી (sculptor) ક્રિમ્પેલે કમાલ પાશાની ઉભા કદની અને સાદા (civilian) પોષાક વાળી પ્રતિમા નિર્મી છે. કમાલ પાશા માને છે કે જુદી જુદી કલાઓ સંસ્કૃતિનાં વિધ વિધ કુસુમો છે, જે કુસુમોમાંના કોઈને પણ ખીલવાની મના કરવા જાય તો તે ધર્મ પોતાના અખ્તિયાર ઉપરાંતની ભૂમિકામાં પેસી જુલ્મ ગુજારતો અધર્મ બને છે. ચિત્રકલાને પણ પોષવાના પ્રયાસ કમાલ પાશાના મુલકમાં ચાલી રહ્યા છે. મુઘલ સમય દરમિયાન આ કલાભકિત ઈસ્લામ સ્વીકારી શકયો હોત–તો?

### ૫ તેર માસી વર્ષ

સૌર વર્ષ ૩૬૫ દિવસ અને થોડા કલાકોનું છે. ત્રણસો ચોસઠને અઠ્ઠાવીશે ભાગતાં તેરની સંખ્યા આવે છે. તો વર્ષમાં તેર માસ રાખિયે, દરેક માસમાં અઠ્ઠાવીશ જ દિવસ એટલે બરાબર ચાર સાતવારિયાં રાખિયે, અને ત્રણસો પાંસઠમો દિવસ બેસતા વર્ષનો "અધિક દિવસ" ગણીયે, એટલે દુનિયાને કાલમાનની વ્યવહારૂ બાબતમાં પૂરેપૂરી સુગમતા થઈ જાય. દર ચોથે વર્ષે લીપ ઈયર (leap year) આવે તેના ત્રણસો છાસઠમા દિવસનું શું કરવું–તેનો જવાબ કે દર ચોથે વર્ષે બેસતા વર્ષનો દિવસ અને વર્ષનો બીજો દિવસ એમ બે "અધિક દિવસ" ગણવા. પછી છેક તેત્રીશસોમે વર્ષે વળી એક દિવસનો તોડ કરવાનો જ રહે, તે ભારે કામ તે ટાંકણે જે હયાત હશે તેમને માટે જ રહેવા દેવું–અને આ ફેરફાર દાખલ કરી જ દેવો એ પ્રમાણે ભારે કામ કાલગણનામાં સુધારાનો પક્ષ યુરોપના ખગોળવેત્તાઓ, હવાનિરીક્ષકો, ગાણિતિકો, વૈજ્ઞાનિકો, આદિમાં ફેલાતો જાય છે.

હા, પણ આપણું હિંદુ કાલમાન તો દુનિયાની તમામ કાલમાન પધ્ધતિઓથી વધારે શાસ્ત્રીય છે, સૌર અને ચાંદ્ર બેય વર્ષને સાથે સાથે ચલવીને વર્ષમાં બાર વેળા આપણે બેયનો નવો મેળ રચિયે છીયે. અને છત્રીશ સંક્રાંતિમાં ચાંદ્ર માસ સાડત્રીશ કરી બેસાડિયે છિયે–એ બધી આપણી વેદના વારાની શાસ્ત્રીયતાને આ આધુનિક સુગમતાનાં ધોરણ તે પરવડે! સુગમતા–વધારો એટલે તો હડહડતો કલિકાલ!

## ૬ અવતરણો

### ૧ ટૉમસ એડિસન અને પ્રગતિ.

દુનિયાને અત્યારે વધુ નવી શોધોની એટલી જરૂર નથી; અત્યારે વધારે જરૂર સામાન્ય જનતાનું ઘોર અજ્ઞાન મટાડવાની છે. જે શોધો કરી ચૂકેલા છિયે જ, જેનો ઉપયોગ દુનિયામાં કોઇ કોઈ ઠેકાણે કોઈ કોઇ માણુસો જેવો તેવો કરી રહ્યા છે, તેનો ઉપયોગ દેશે દેશમાં સારી રીતે કરવા જેટલા જ્ઞાન અને આવડત માણુસોની વધતી જતી સંખ્યામાં બનતી ત્વરાએ ફેલાવવાં જોઇએ. દરેક દેશમાં જેટલા માણુસ પ્રામાણિક, બુદ્ધિશાળી, અને લોકહિત માટે લાગણી વાળા, તેટલો તેમાં સુધારો: આ માણુસોની સંખ્યા જેમ વધે તેમ જનતામાં સુધારાની પ્રગતિ. પણ જનતાની સંસ્કૃતિ વધારવાની ઇશ્વરને ઘેર ઉતાવળ હોય એમ કૈં દેખાતું તો નથી (The Lord appears to be in no hurry).

### ૨ લેડી ચૅટરજી અને મિલ મજૂરોમાં મજૂરણો અને બાલકો.

હિંદની ગિરણીઓમાં સ્ત્રીઓના અને બાલકોના હકક અને તેમનાં હિત રક્ષવાને માટે કાયદાઓ છે ખરા પણ તે કાયદાઓનો લાભ એ વર્ગને પૂરતો મળે તેને માટે નિરીક્ષિકાઓ (Women Inspectors) નીમવી જોઇએ. બીજા દેશો કરતાં હિંદમાં એવી નિરીક્ષિકાઓ વધારે આવશ્યક છે, કેમ કે હિંદી સ્ત્રીઓ અભણ છે અને સ્વભાવે અત્યંત શંક હોય છે.

### ૩ કલકત્તાના રાયટો વિશે 'મોડર્ન રિવ્યું' માંથી—

મસીદો ઉપર હિંદુઓના હુમલા, એ આ તોફાનો દરમિયાન નવોજ બનાવ જોવામાં આવ્યો. પરધર્મીઓનાં પવિત્ર સ્થાનોનો નાશ હિંદુઓએ આજ લગીમાં કદાપિ કરેલો નથી. હિંદુઓના ઇતિહાસમાં આ નવું કલંક લાગ્યું, એ હકીકત શરમાવનારી છે.

કેટલેક સ્થલે હિંદુઓએ મુસ્લિમો અને મુસ્લિમ કુટુંબોનાં રક્ષણ જોખમ ખેડીને કર્યાં; કેટલેક સ્થલે મુસ્લિમોએ હિંદુઓ અને હિંદુ કુટુંબોનાં રક્ષણ જોખમ ખેડીને કર્યાં; આ હકીકત આશાજનક છે.

લોકોએ પોત પોતાના જાન માલ આબરૂ અને પવિત્ર સ્થાનોનાં રક્ષણને માટે જે સ્વાશ્રય જાતે બતાવ્યો છે તેની નોંધ ઇંગ્રેજી અને ઇંગ્રેજોની માલેકીના છાપાએ ન જેવી જ લીધી છે.



## નોંધ

આ વખતે કેટલીક અડચણોને લીધે "મધુસુદન"નો ચાલુ ભાગ આપી શકયા નથી.

તંત્રિ

# અતિશય ઢીલ

દંતકથા કહે છે કે બાદશાહ સોલોમનને શીબાની રાણીએ એક લીલમની નહાનકડી સીસી ભેટ કરી; બાદશાહે આમાં અર્ક–દવા ભર્યું, આ દવાની બનાવટ તે પોતેજ એકલો જાણતો હતો, તેની તાસીર એવી હતી કે એનું એક ટીપું મનુષ્યનું આયુષ્ય દીર્ઘકાળ સુધી લંબાવી શકે. એક મરણની અણીએ આવેલા ગુંન્હેગારે કળકળતે હૃદયે આ અમૂલ્ય રસનું એક ટીપું માંગ્યું, પણ બાદશાહ સોલોમને આ પાપી જીવની જીંદગીને દુનિયામાં વધુ લંબાવવા દેવા ના પાડી. જ્યારે બીજા ભલું કરનારા સદ્‌ગુણી ભલા માણસોએ પોતાનું જીવન લંબાવવા આ રસના ટીપાની માંગણીઓ કરી પણ દરેક વખતે એક યા બીજા કારણે બાદશાહે સીસી ખોલી એક પણ ટીપું કાઢયું નાંહ. અંતે બાદશાહ પોતે માંદો પડયો. મંદવાડ બહુજ વધ્યો, સેવકોને સીસી લઇ આવવા આજ્ઞા કરી, સીસી ખોલી તેના અચંબા વચ્ચે સીસીમાંની દવાઇ સર્વ ઉડી ગઈ હતી. આ બહુ લંબાવવાનું અતિશય ઢીલનું ફળ. એ પ્રમાણે આપણી આશા, આપણી શ્રદ્ધા, આપણો લોભ–આકાંક્ષા, આપણી ઉમેદોનું ઘણી વખત બને છે.

# પ્રાચીન હિંદી કલાનું પ્રદર્શન

વખતો વખત ઘણે ઠેકાણેથી પ્રાચીન હિંદી કલાના ખરા નમુનાઓ જોવાની તક મળવાની માગણીઓ આવતાં હાલ એક નવી સોસાઈટી સ્થપાઈ છે, જેના આશ્રય નીચે જુલાઇ માસની આખરે મુંબઇમાં ટાઉન હૉલમાં પ્રાચીન હિંદી કલા તથા હુન્નર ઉદ્યોગના નમુનાઓનું એક સુંદર પ્રદર્શન ખુલ્લું મુકવામાં આવશે. આ જાતનું પ્રદર્શન આખા આ ઈલાકામાં પહેલી વાર જ ભરાશે. તેમાં મોગલ, રજપૂત પહાડી (કાંગરા), નેપાલી, અને ઇન્ડો-પર્શીઅન કલાનાં અપૂર્વ ચિત્રો મુંબાઇ ઈલાકાનાં જ કેટલાંક રાજ્યો અને સદ્‌ગૃહસ્થોના સંગ્રહોમાંથી મેળવી પહેલી વાર જ દેખાડવામાં આવશે; આ ઉપરાંત ટેક્સટાઇલ કાપડના વણાટકામના પ્રાચીન નમુનાઓ પણ ઉક્ત પ્રદર્શનનું એક વિશિષ્ટ અંગ રહેશે.

આ સોસાઈટીનો પ્રધાનતમ ઉદ્દેશ પ્રાચીન હિંદીકલા તથા હુન્નર-ઉદ્યોગોનો ઉદ્ધાર તથા તેમના વિશુધ્ધ નમુનાઓ લોકોની જાણ માટે બહાર લાવી જનસમાજની યથાશકિત સેવા કરવાનો છે.

જે રાજ્યો અને સદ્‌ગૃહસ્થો પાસે આવા સંગ્રહો હોય તેમને પોતપોતાના નમુનાઓ આ પ્રદર્શન માટે મોકલવા આગ્રહપૂર્વક વિનંતિ કરવામાં આવે છે.

સર દીનશાહ માણેકજી પીટીટ, બેરોનેટ.
સર કરીમભાઈ ઇબ્રાહીમ, બેરોનેટ.
પ્રો. અરદેશર એસ. એન વાડીયા.
શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.
મી. સોલોમન ફૈઝી રહામીન.

વિશેષ માહિતી માટે નીચેને ઠેકાણે પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

પુરૂષોત્તમ વિશ્રામ માવજી
એસ. ફૈઝી રહામીન
પ્રાચીન હિંદી કલા પ્રદર્શન ઓફીસ,
સુદામા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ,
મુંબઇ નં. ૧.

## ચિત્રોની વધુ સૂચી




તંત્રીઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી

# અમારો આવતો અંક



૧ આશાનાં અમૃત–કુસુમાકર
૨ દેશ અને ધર્મ માટે–પુ. વિ. માવજી
૩ મિજાજનાં ખોખાં–વાર્તા. જયન્તકુમાર મ. ભટ્ટ
૪ તાટક અથવા અજપાના અભ્યાસનો અનુભવ–અભ્યાસી
૫ બ્રિટીશ સામ્રાજ્ય–પુ. વિ. માવજી
૬ મધુસુદન–રા. બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ.
૭ શૃંગાર તિલક–તનમનીશંકર લાલશંકર શિવ, બી. એ. એલ. એલ. બી.
૮ વેવિશાળ–રા. પ્રાણજીવન વિ. પાઠક
૯ લોક સંગ્રહ–ભારદ્વાજ
૧૦ રામેશ્વર યાત્રા–રા. પ્રવાસી
૧૧ આત્મઘાતી
૧૨ હીરા ભાગોળ–અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી, બી. એ. એલ. એલ. બી.
૧૩ સિધ્ધરાજ અને જશમાના ઐતિહાસિક રાસડા–છ. બી. રાવળ
૧૪ પરિસીમ–રા. ચીમનલાલ ગોપાળદાસ વખારીયા
૧૫ કાકા કાલેલકરનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન
૧૬ ગુજરાતનું સ્વપ્ન સૌંદર્ય–રા. દુર્ગાશંકર શાસ્ત્રી
૧૭ 'દમયંતી'–રા. સૈનિક
૧૮ રામની કથા–રા. નગીનદાસ પરીખ
૧૯ માસિક મનન–પ્રો. બ. ક. ઠાકોર. વગેરે.

## ચિત્રો

ત્રિરંગી—૧ યોધ્ધા અને ઘોડાનું બખ્તર (ત્રીરંગી)
૨ સાદીના નમૂના
૩ દેશ અને ધર્મ માટે
૪ વર્ષાઋતુની શરૂઆતનું દૃશ્ય
૫ સાદીઓ. ૬ હાથીદાંતનું કામ. ૭ ઝવેરાતનું કામ. પંચદેવતાની છબી
૮ મીનાક્ષી મંદીર–મદુરા. ૯ ત્રીરૂમલ નાયકનું રાજમહેલ–મદુરા.






સંચાલકો:—શેઠ, પુરૂષોત્તમ વિશ્રામ માવજી તથા રા. 'ચંદ્રકાન્ત.'

જ્યેષ્ઠ ૧૯૮૨

## અનુક્રમણિકા

## ચિત્રો ત્રીરંગી



## અન્ય દ્વિરંગી ચિત્રો






સુવર્ણમાલાના મુંબઈના સોલ એજન્ટ:—
મેસર્સ આર. વનમાલીદાસ એન્ડ કું૦
જુની, ભાટીઆ મહાજનવાડી સામે,
કાલબાદેવી રોડ, મુંબઈ ૨.







Printed & Published by WAMAN RAMSHANKER MASTER
at Lakshmi Art, Printing Works, 97B, Sankli St, Byculla, Bombay, 8.
All Blocks are made at our Studio and entire printing work.

## તેડી જજો

મ્હોરી વસન્ત કુન્જ મંજરીને; હઈડામાં હેતની હુંફાળ જો !
વૃક્ષે વીંટાતી ઝૂલે વેલડીરે, મ્હારી ઝૂલે અટૂલી દેહ ડાળ–
હો વ્હાલમજી ! તેડી જજો ત્હમારા દેશમાં:

ફૂલ દડેઃ રસ ઉછળે, નીતરે નમણાં નૂર;
મન મહેરામણ ઉમો, હેરી ભાવબીનાં પ્રેમલ પૂર–
હો વ્હાલમજી ! તેડી જજો ત્હમારા દેશમાં:

ઘૂમે ઘેરાં આભલાં, ઝબુકે વાદળ વેલ;
પ્રગટે પ્રભુતા પ્રેમની, હેલ છલકે અંધારાની ભરેલ–
હો વ્હાલમજી ! તેડી જજો ત્હમારા દેશમાં:

ઉજ્જવલ શશીમુખ શેરડા, ભેદે ગાઢ અન્ધાર;
કુમાર આત્મ અબોલડા, કરે આછાં હસી ઘુંઘટ ઉઘાડ–
હો વ્હાલમજી ! તેડી જજો ત્હમારા દેશમાં

ચન્દ્ર વીહોણી ચન્દ્રીકા, સરવર સૂનુ નીર;
પરાગ હીણી પાંખડી, એમ આતમ વીણ શરીર–
હો વ્હાલમજી ! તેડી જજો ત્હમારા દેશમાં;

સુન્દરી સોહાગ સજી શીળનારે;
નેહે અજવાળે ઉરના ઉલ્લાસ જો !
સૃષ્ટિના સૌભાગ્ય શા સોહામણાં રે,
મ્હારા ઝંખાય આંખડી ઉજાસ–
હો વ્હાલમજી ! તેડી જજો ત્હમારા દેશમાં:

ભોગીકુમાર


રાઘોબાદાદા પેશ્વા.

# તૃષ્ણાનું ઘોર પરિણામ

અથવા

# પેશ્વાઇની પડતીનું મૂળ*

લેખકઃ—રા. સંપટ.

## અંક પહેલો.

### પ્રવેશ ૧ લો.



સ્થળઃ—શનવારવાડા (મહેલ) માંનું એક દિવાનખાનું, એક તરફથી ભવાનરાવ પ્રતિનિધિ, સખારામ હરિ, અને બીજી તરફથી વ્યંકટરાવ અને લક્ષ્મણરાવ પ્રવેશ કરે છે.

ભગ—સખારામ પંત! આજનો આ સૂર્ય અસ્ત થવા પૂર્વે દાદાસાહેબ (રાઘોબાદાદા) પંત પ્રધાન થવાની દ્વાહી પૂણા શહેરમાં ફરશે એવી મ્હારી તો ખાત્રી છે.

સખા—ગારદી (ગાર્ડ) એ બેલ-ભંડાર (શિવ નિર્માલ્ય–બીલ્વપત્ર હાથમાં લઈ પ્રતિજ્ઞા કરવાની-તે બેલ-ભંડારો હાથમાં લીધો કહેવાય છે) થી ઉઠે, તો આજ દાદાસાહેબને બદલે નારાયણરાવ કેદમાં પડે, અને આપણા પક્ષનો અમલ ચોતરફ શરૂ થાય.

* આ નાટક મરાઠીમાં "મહારાષ્ટ્ર નાટક મંડળી" એ ભજવેલા સુપ્રસિધ્ધ "ભાઉબંદકી" નામના ઐતિહાસિક નાટકનો અનુવાદ છે. તેના કર્તા સુપ્રસિદ્ધ લેખક શ્રીયુત કૃષ્ણાજી પ્રભાકર ખાડીલકર છે. ઐતિહાસિક નાટકો મૂળ ઇતિહાસમાં ફેરફાર કર્યા વગર કેટલા સરસ રીતે

ભવા:—આવો વ્યંકટરાવ, લક્ષ્મણરાવ આવો, આવો દોસ્તો આવો; પાર્વતી (પૂણા પાસે ન્હાની ટેકરીપર આવેલ મંદીર) પરથી સર્વ મિત્રો અહીં આવવા નીકળ્યાની.

વ્યંક૦:—હા! નીકળ્યા. ગારદી હમણાંજ આવવા જોઇએ. આ વર્દી તમને આપવા અમે આગળ આવ્યા.

સખા૦:—પાર્વતી પરથી નીકળતાં સુમેરસિંહ, અને મહમદે ઠરાવ્યા પ્રમાણે તમારી પાસે પુનઃ આણુ-શપત લીધા ના!

લક્ષ્મ૦:—હા તેમણે પુનઃ આણુ-શપતો લીધા; કાલે તેમણે આપણા-મરાઠી રાજ્યના પ્રતિનિધિના-હાથપર બેલ-ભંડાર ઉપાડી આપ્યો જ છે; અને આજે આ બેલ-ભંડાર બાઇસાહેબ (આનંદીબાઇ) ના હાથમાં આપવા માટે અમને સ્વાધિન કર્યો છે.

ભવા૦:—દોસ્તો, ગારદીઓ તરફથી બેલ-ભંડારો ઉપડાવવાનાં કામમાં દાદા-સાહેબ અને અમો સર્વે પર તમારો ઉપકાર થયો છે. સુધોજી ભોંસલાએ વહાડથી જો તમને આ પ્રસંગે પૂણા મોકલ્યા ન હોત તો આ ગારદીઓનું કારસ્થાન કાંઇ આટલી સુલભરીતે પાર પડયું ન હોત! સુધોજીરાવને આ વખતે તમને અહીં મોકલવાની બુદ્ધિ થઈ, ત્યારે પરમેશ્વરજ અમને અનુકૂલ છે એમ કહેવું જોઇએ.

વ્યંક૦:—સુધોજીરાવનું આ કામમાં પડયા વગર કેમ ચાલ્યું હોત? સાબાજીરાવના સૈન્યને આટલો વખત તે રોકી શકયા એ ખરૂં પણ પેશ્વાના કહેવાથી નિઝામનું સૈન્ય સાબાજીની કુમકે આવ્યું છે, અને ખુદ હજુરાતને તૈયાર થવા આજ્ઞા થઇ છે.

લક્ષ્મ:—શનવારવાડાની આ કેદમાંથી દાદાસાહેબને છોડવી નાશિક ખાનદેશની તેમની જહાગિરમાં તેમને પહોંચતા કર્યા પછી પેશ્વા જખ મારે છે. સુધોજીરાવનાં આપણુ સર્વેના પ્રાણ આજ દાદાસાહેબને બંધન મુક્ત કરવાપર અવલંબી છે.

---

થઇ શકે છે તેના નમૂના રૂપે આ લેખ આપવામાં આવ્યો છે. આ નાટક જ્યારે મહારાષ્ટ્ર નાટક મંડળી ભજવતી હતી, ત્યારે ઘણોજ લોકપ્રિય થયો હતો અને તે એટલી સરસ રીતે ભજવાતો હતો કે જાણે નજર સામે પ્રત્યક્ષ બનાવો જ બનતા ન હોય! આ નાટકનો શ્રીમંત નારાયણરાવ પેશ્વાના ખુનથી આરંભ કરી રાઘોબા દાદાની કારકીર્દીના અંત સુધી સર્વ મહારાષ્ટ્ર ભરમાં પ્રસરી રહેલા "બાઉ બંદી" "ગૃહ કલહ" નું વર્ણન આ નાટકમાં છે; અને સખારામ બાપૂ, નાના ફડનવીસ, રામશાસ્ત્રી વગેરે સુપ્રસિદ્ધ વ્યક્તિઓએ ભગીરથ પ્રયત્નો કરી બાળ સવાઇ માધવરાવને ગાદીએ બેસાડી "બારભાઇ" નો કારભાર શરૂ કર્યો ત્યાં આ નાટકની પુર્ણાહુતિ છે. ઉપલો લેખ-"તૃષ્ણાનું ઘોર પરિણામ"-રાઘોબા દાદાની તથા આનંદી બાઇની રાજ્ય તૃષ્ણાને પરિણામે થયેલા નારાયણરાવ પેશ્વાના ભયંકર ખુનને લગતો પહેલા અંકનું અવલોકન-છે. આ ગૃહકલહને અંગે આખી પેશ્વાઇ ડુબી મરાઠી સામ્રાજ્યનો અંત થયો.

વ્યંક:—દાદાસાહેબને છોડવવાની પ્રતિજ્ઞા લઈ અમે નીકળ્યા ત્યારે પાંચલાખ રૂપીયા ખર્ચના કહીને મુધોજીરાવે અમને આપ્યા. આમાંથી ત્રણલાખ અમે ગારદીને આ મદદ માટે આપ્યા, અને બે લાખમાં એક હજાર ઘોડા એકઠા કરી તે સૈન્ય આજ ગારપીરની આજુ આસ પાસ છુપાવી રાખ્યું છે.

લક્ષ:—હવે ગારદીઓ દાદાસાહેબને વાડા બહાર કાઢી તેમને ગારપીર પાસે પહોચાડે, એટલે, ગારદી, અમે અને દાદાસાહેબ, નગર (અહમદનગર) ને રસ્તે પડયાજ સમજો. પેશ્વાંનું સૈન્ય હાલ પૂણામાં થોડું છે; ત્યારે હરીપંત, કિંવા મામા (ત્રિંબકરાવ) એ, અથવા હજુરાતની પાગાએ પૂઠ પકડી, તોપણ અમારી ખટપટ ફોકટ જશે નહિ.

ભવા:—તમને યશ મળ્યું તેવુંજ અમને પણ મળ્યા પ્રમાણેજ છે. કારણ બાઈસાહેબના હાથમાં આપવાને ગારદીઓએ તમને બેલ–ભંડાર ઉપાડીને આપ્યો છે.

લક્ષ:—હા! હા, લ્યો આ બેલ–ભંડાર તમારા હાથમાં; આ સંબંધે ગારદીઓની અટ માત્ર એટલીજ છે કે, શનીવારવાડાની ચોકીઓ ગારદીઓ પોતાના તાબામાં લઈ દાદાસાહેબને બંધ મુકત કર્યા પછી અમારા શપતમાંથી તે છુટા થયા. તે પછી નારાયણરાવ સંબંધે જો દાદાસાહેબના મનમાં ગારદીઓને કાંઇ હુકમ કરવાનો હોય, તો, તે સ્વતઃના સહી શિક્કા સાથનો લેખી હુકમ તેમણે આપવો જોઇએ.

વ્યંક:—લેખી હુકમ જોઇએ–આ હઠનું કારણ સમજ્યા! તે આ–પૂર્વે માધવરાવ સાહેબ અને દાદાસાહેબ એ કાકા ભત્રિજા લડી જેમ પુનઃ એક થયા, તેમ નારાયણરાવ સાહેબ અને દાદાસાહેબ પુનઃ એક થવાનાજ; અને ગારદી માત્ર તેમના મુખમાં હોમાશે; પાણી લાકડીથી જોઇએ તેટલુ તોડીયે, તોપણ આખરે એકજ થવાનું; ત્યારે કાઢીએ પ્રથમથીજ પોતાના બચાવની વ્યવસ્થા કરવીજ જોઇએ.

સખા:—ખરૂં છે. અને આ સરતો બાઈસાહેબે તથા દાદાસાહેબે પહેલેથીજ કબુલ કરી છે અને તે ઉપરાંત રૂપીયા પાંચલાખ આપવાનું પણ કબુલ્યું છે.

વ્યંક:—ઠીક ત્યારે! અમે જઇએ છીએ. હમણાજ ગારદીઓ આવી પહોચશે. નારાયણરાવ સાહેબને કેદમાં નાખવાનો બેત જો સિદ્ધીએ જાય, તો ઉત્તમ જ છે. પણ જો તેમ ન થાય, તો, દાદાસાહેબને એકદમ ગારપીર પર પહોચાડવા, અમારા હજાર જવાનો ઘોડાપર જીન નાખી, એક પગ પાગડામાં રાખી, નગરની દીશા તરફ ઘોડાઓના મુખ રાખી તૈયાર જ છે, એમ સમજો.

લક્ષ:—હા પણ એક વાત પુછવી રહી ગઈ. નારાયણરાવ સાહેબને કેદમાં નાખવાના કટમાં સખારામ બાપૂ કારભારીનો હાથ છે ના? દાદાસાહેબને મુકત કરી મુધોજીરાવને નાગપૂરની ગાદી દેવાના કામમાં અમારા કાવાદાવાને તો તેમની સંમતિ છે પરંતુ શ્રીમંત સંબંધે—

ભવાઃ—આ વાત કારભારી પાસે નીકળી હતી; પણ દાદાસાહેબને નાશિક ખાનદેશની જહાગિર સોંપી દઈ, મુધોજીરાવને નાગપૂર પર સ્થાપના થયા પછી ન્હાના શ્રીમંત પુણાની ગાદીપર હોય તોપણ આપણા પક્ષને કાંઈ પણ ભીતિ નથી, એવો તેમનો મત છે. મ્હોટા શ્રીમંત અને મુધોજીરાવની શેહ ન્હાના શ્રીમંત પર હમેશાં રહી એટલે કારભારીની મર્જી બહાર ન્હાના શ્રીમંત જઈ શકશેજ નહિ. આ મતનું કારણ સમજ્યા! આ સ્થિતિમાં કર્તવ્યવાન દાદાસાહેબ કરતાં અજ્ઞાન ન્હાના શ્રીમંત જ સખારામ બાપૂના સ્વતંત્ર કારભાર માટે અધિક સારા; તેથી જ તે બુઢો હાલ નારાયણરાવ સાહેબને કેદ કરવાના દાવપેચને અનુકૂળ થતો નથી, અને તેથી જ અમે તેને પૂર્ણ આશ્વાસન આપ્યું છે કે દાદાસાહેબને છોડવી ભોંસલા પાસે મોકલ્યા ઉપરાંત અમે કાંઇ પણ કરનાર નથી. નહિતો વળી કયાં વિવાહની વરશી કરી દે! એક વખત આ છોકરાને કેદમાં પૂર્યો પછી કારભારી દાદાસાહેબની વિરૂદ્ધ થોડાજ જઇ શકશે?

વ્યંકઃ—હા! ઠીક, બધું બરાબર; ત્યારે અમે રજા લઇએ છીએ. ગારદીઓ હમણાજ આવશે. જો જો, બધું બરાબર કરજો, ગારપીર પર અમે તૈયારજ છીયે, રામરામ.

ભવાઃ—શ્રીમંતની સહી બાઈસાહેબ ગારદીઓના હુકુમ પર લેનાર હતા તે લીધી કે નહિ?

સખાઃ—"હા, જુવો, જુવો, બાઇસાહેબ પોતેજ આવ્યાને! સાથે હજુરીઓ તુળાજી પવાર છે. હમણા જ બધું જણાઇ રહેશે. (આનંદીબાઇ અને તુળોજી આવે છે.)

આનં૦—નારાયણને માત્ર બાંધી ચાલનાર નથી.

તુળોઃ—શ્રીમંત સરકારની જેવી આજ્ઞા થશે; તે પ્રમાણે હું અને ગારદીઓ ચાલવા–તૈયાર છીએ.

આનં૦—તુળોજી, અમારા પક્ષના માણસોનું અભિમાન એમને કેટલું છે તેની તો તને ખબર છે ના? ત્હારી પીઠપર આ નારાયણે મારેલા ફટકા સ્વતઃની પીઠપર માર્યા એવું એમને લાગે છે.

તુળો૦—દાદાસાહેબની મ્હારા પર અતિશય મહેરબાની છે.

આનં૦—અને નારાયણની પીઠપર ત્હારા હાથથી ચાબુકના પડતા ફટકા જોયા વગર મ્હારૂં મન સ્વસ્થ થનાર નથી.

તુળો૦—ચાકર માટે સ્વામિએ આટલું અભિમાન ધર્યાથી જોઇએ તેવી વિકટ કામગિરી હોય તોપણ ચાકર કયારે પણ હઠશે નહિ.

આનં૦—પણ કેમરે, નારાયણની પીઠપર તું ફટકા મારશે અને પુનઃ તે કયારે પણ ગાદીપર આવે તો પછી ત્હારૂં શું થશે?

તુળો૦—અમે ચાકરો એ શું સમજીયે? માલેકની જે ગત, તેજ ચાકરની; બીજું શું થાય.

આનં૦—અરે બહુ તો અમે હમણાંની જેમ પાછા કેદમાં પડશું; પણ મને બાઇ એટલું જ ખરાબ લાગે છે કે, તુળોજી, ત્હારી પીઠપર તો પછી તરવારની ધારના ચાબુકના ફટકા માર્યા શિવાય નારાયણ રહેવાનો નથી. આ વિચાર મનમાં આવ્યો, ત્યારે એમજ થાય કે હાલમાં અમે કેદી છીયે, તેજ સારૂં. સખારામપંત, 'આ હાથમાં શું લીધું છે?'

સખા૦—સરકારના હાથમાં આપવા માટે બેલ-ભંડાર ગારદીઓએ મોકલ્યું છે.

ભવા૦—શ્રીમંત કરશે, તે હુકુમ બજાવવા ગારદીઓ તૈયાર છે.

આનં૦—ભવાનરાવ, મને લાગે છે કે અમે કેદમાં છીયે, એજ ઠીક છે.

ભવા૦—એમ કેમ! બાઇસાહેબ! ગારદીઓ હમણાજ આવી પહોચશે; અને અત્યારે બાઇસાહેબના આ વિચાર-પછી અમે બધા પડયા જ સમજવા.

આનં૦—હા, એમ છે ખરૂં. પણ વર્ષ બે વર્ષ આમ પાછા પડી સર્વ દાંત પાડયા કરતાં આજ સર્વ દાંત રાખી મુખ ફેરવવામાં ખોટું શું?

જાવ૦—તે કેમ, બાઇસાહેબ?

આનં૦—બાપૂ આપણને અનુકૂળ નથી.

ભવા૦—પણ તે આપણી વિરૂદ્ધ નહિ જાય.

આનં૦—હા, પણ બાપૂના મન પ્રમાણે થયું નહિ, તો પુનઃ નારાયણ ગાદીપર બેઠો જ સમજજો. વર્ષ છ મહિના સુધી જ અમારા હાથમાં પંત પ્રધાનનો ઓદ્ધો, અને તમારા હાથમાં કારભાર!

ભવા૦—પણ અમે એટલી અવધીમાં નારાયણરાવને એકાદા પ્રચંડ કિલ્લા પર પકકા બંદોબસ્તમાં રાખી દઈશું ના!

આનં૦—ખરૂં છે-પણ ઠીક-જુવોને! આજ નારાયણે અમારો પણ પકકો બંદોબસ્ત નથી રાખ્યો? આજ જેવી તેની ગત, તેવી જ કાલે અમારી? 'पुनरपि जननं पुनरपि मरणं' 'આવા કારસ્થાનો તમે કેટલા દિવસ કર્યા કરશો તે ભગવાન જાણે.' મને તો બાઈ, આનો ઘણો જ કંટાળો આવ્યો છે, રોજ મરવું અને રોજ જનમવું.

ભવા૦—પણ બાઇસાહેબ, આ ઘટ-માળતો મનુષ્ય પ્રાણીની પાછળ કાયમની જ છે.

આનં૦—પણ હું તો એમ કહું છું કે જેને આ ઘટ-માળમાંથી છુટી કાયમનો સોક્ષ-મોક્ષ કરી લેતાં આવડતો નથી, તે માણસ શાનો?

સખા૦—સરકાર, આ વેદાંત હવે મુકો. ગારદીઓ હમણા જ આવી પહોચશે. ત્યારે લેખી હુકમનું શું કર્યું?

આનં૦—લેખી હુકમમાં જેવા શબ્દો હોય, તે પ્રમાણે કરવા ગારદી તૈયાર છે કે?

સખા૦—હા, તે પ્રમાણે બેલ-ભંડાર તેમણે ઉપાડી રાખ્યો છે.

તુળો૦—મને તો તે કહેતા હતા, કે, સરકારે હવે આ લટકતું ન રહેવા દેતાં એક વખત કાયમનો સોક્ષ-મોક્ષ કરી નાખવો જોઇએ.

ભવા૦—મોક્ષ પ્રાપ્તિને મ્હોટી તપશ્ચર્યા લાગે છે.

આનં૦—મ્હારી તપશ્ચર્યા ન્હાનીસુની નથી-તમે માત્ર મોક્ષ નજરે પડતા ડગમગતા નહિ?

ભવા૦—દાદાસાહેબ પુણાની ગાદીપર બેસે એવી અમારી ખટપટ છે.

આનં૦—અને આ આપણો વિજય કાયમનો ટકે એવી મ્હારી ખટપટ છે. તમે આ વાતથી વિરૂદ્ધ નથી ના?

ભવા૦—અમે કેમ વિરૂદ્ધ હોઈએ? નારાયણને પકડવા સંબંધી પત્ર બાઇસાહેબે માત્ર અમારે સ્વાધિન કરવો, એટલે ગારદી આવતાં જ તેમના હાથમાં તે પત્ર નાખશું.

આનં૦—નહિ, તેમ નહિ. ગારદી આવે કે મ્હારી પાસે મોકલી આપો. તેમની રૂબરૂમાં તેમના હાથમાં હું હુકમ આપીશ.

(પડદામાં ગડબડ)

તુળો૦—સરકાર, ગારદીઓ આવ્યા લાગે છે.

આનં૦—ભવાનરાવ, જાવો, તેમને કહો કે નારાયણને લઈ અહીં આવે. જાઓ જલદી (ભવાનરાવ જાય છે). સખારામપંત, તમે ત્યાં જાઓ, વિનંતિ કરો, કે હમણા કલાક દોઢ કલાક મ્હારા મહાલમાં પધારી બેસવું જોઇએ. જાઓ, એમને લઇને તાબડતોબ આવો.

(સખારામપંત જાય છે.)

આનં૦—તુળોજી, ત્હારી ખરી પરીક્ષાનો વખત હવે છે. જો, તું ગારદીઓ સાથે રહે, અને અમે હુકમ કરીયે તે પ્રમાણે વતવામાં જો ગારદીઓ આનાકાની કરે તો—

તુળો૦—સરકારે તો પછી મને હુકમ કરવો.

આનં—તલવારની ધારનો ચાબુક આગળ ઉપર કયારે પણ ત્હારી પીઠપર પડે નહિ, એવી ત્હારી ઇચ્છા છે ના!

તુમો૦—આ શું કહો છો!? સરકાર!

આનં૦—ભવિષ્યનો ભય, આજ નિર્મૂળ કરી નાખવો, એજ કહું છું, સમજ્યો.

તુમો૦—દાદાસાહેબ, આ વાતમાં કબુલ છે?

આનં૦—આ મારા હાથમાં લેખી હુકમ છે.

તુમો૦—લેખી હુકમ પ્રમાણે વર્તવા સર્વ ગારદી તૈયાર છે.

આનં૦—પણ તું તૈયાર છે કે નહિ?

તુમો૦—હું કેમ તૈયાર ન હોઉ. સરકાર!

આનં૦—ઠીક, જા–ગારદીઓની સાથે રહે–અમારો સવ આધાર ત્હારા પર છે. આ ભૂલતો નહિ–જા–જલદી.

(તુળોજી જાય છે).

આનં૦—(હુકમ વાંચી, સ્વગત) અમે જેવો હુકમ કરીયે તે પ્રમાણે વર્તવા જો ગારદી તૈયાર છે, અને આણ–શપત લઈ જ્યારે તેમણે ભેલ–ભંડાર ઉપાડી આપ્યો છે, ત્યારે નારાયણને 'ધરાવે' (પકડવો–મૂળ મરાઠી શબ્દ 'ધરાવે' રાખ્યો છે. કારણ મૂળ હુકમમાં 'ધ' નો 'મા' આનંદીબાઇએ કર્યો હતો) એવો પોચો હુકમ શા માટે કર્યો? પરાક્રમ કરી ધન–મુલક મેળવવા કેમ, એ પુરૂષો સમજે છે; પણ ઘરમાં ચાલી આવેલી લક્ષ્મીને ઘરમાં કેમ પૂરી રાખવી, એ અક્કલ પુરૂષોએ સ્ત્રીઓ પાસેથી શીખવી જોઇએં. પુરૂષોનો પુરૂષાર્થ સ્ત્રીઓને લીધે પેઢીની પેઢી કાયમનો ટકે છે. પુરૂષ ચંચળવૃત્તિના અને પ્રસંગ પુરતોજ વિલક્ષણ ચમત્કાર કરી દેખાડનારા; સ્ત્રીઓ સ્થિર અને ગંભીર હોઈ પુરૂષોના કાર્યોને ટકાઉ સ્વરૂપ આપે છે. 'નારાયણને પકડો' (ધરાવે) 'પકડો શા માટે? 'મારો' (મારાવે) એવું જોઈએ. એક વખત પોતાના અંગપર પેશ્વાઈના વસ્ત્રો પડયા એટલે ગંગા નાહ્યા; એવું એમને લાગે છે. પણ એમનાં આંગપરના તે અધિકારના વસ્ત્રો, મ્હારે પેટે જનમેલા પેશ્વાના આંગપર ઝળકતા જોયા શિવાય મને કેમ સમાધાન થાય વારૂ!

ભરતી કરે, તો, નારાયણના ખુનથી મને મળનારી ગાદી મ્હારા આ કુળાંગાર પુત્ર પૌત્રોમાં ચાલુ રાખી શું કરવાની? આનંદી, નાના પ્રકારની ખટપટો કરી, અનેક લડાઇઓ જીતી, અને અટકની પેલી તરફ પુનઃ ભગવો ઝુંડો લઈ જઇ સ્થાપી પ્રજાજનને ઉત્સાહી અને આનંદી કરી, પેશ્વાની ગાદીપર સ્વ પરાક્રમથી બેસવાની મ્હારી ઇચ્છા છે, પણ ખન નહિ. નારાયણના ખૂનના પાપને વળગી રહેનારા દુષ્ટ પિશાચો ત્હારા અને મ્હારા રકતમાં તે પાપ સાથે ભળી જઇ આપણા અકૃત્યોનું રૂપ લેશે અને પેશ્વાઇને પોતાની દુષ્ટ બુદ્ધિની મસાલોથી આગ લગાડશે, આવી મ્હને બ્હીક લાગે છે. આનંદી, ત્હારા મધુર ચ્હેરાપર, ત્રાસના, ક્રુરપણાના, રૂસાવાના કાળા કાજળ લગાડ નહિ. પેશ્વાઇની સ્થાપના કરનારા મહાત્મા ત્હારે પેટે જન્મી ત્હારાજ કુળમાં પેશ્વાની સત્તા અધિક દિવસ ટકાવવા કાજે નારાયણરાવ અમારે હાથે મરે એ કામનું નથી.

આનં૦—આપ તો ભોળા શંકર છો-બધા એજ કહે છે તે ખોટું નથી—નારાયણને મારવાનો આપ હુકમ કરો, તો તેમાં શું પાપ! તે પાર્વતી-તે માધવ-આ નારાયણ-એ આપના શત્રુ કે આપ્ત સંબંધી? આપ્ત સંબંધી જો કહીયે તો પાનિપતની પુર્વે તે પાર્વતીબાઈ કાં આટલી આડે આવી હતી? માધવે,-મહારાજ તમે જેને જીવદાન આપ્યું, હાથમાં લીધો, પાળ્યો તે માધવે, આપને બરાબર વખતે કેદમાં કાં નાખ્યો? નારાયણપર વિશ્વાસ રાખી સ્વસ્થ બેઠા અને તેણે તમને અમને કેદમાં રાખ્યા, હજુ તમે આવા ગળાકાપુ શત્રુને ભત્રિજો સમજો છો?

દાદાઃ—હા, હું નારાયણને મ્હારો ભત્રિજો સમજું છું.

આનંઃ—નહિ, મહારાજ, નહિ; તમે તેને તમારો ભત્રિજો સમજતા નથી. જો એમ હોય તો પછી તેને 'પકડો' એવો હુકમ કેમ લખ્યો? તે તમારો શત્રુજ છે. હા, છેજ શત્રુ તે જો શત્રુ ન હોત તો આ છોકરાનો નાશ થાય એમ આજ બે મહિના સૂર્યને સંકટમાં નાખવા અર્ધ્યો શા માટે આપો છો? અને કાશીના પેલા ગૌડોને ઉચ્ચાટણના મંત્ર જપવા કાં બેસાડયા છે? માધવના મરણ પૂર્વે તમે આવાજ અર્ધ્યો આપતા હતા, અને આવાજ જપ બેસાડયા હતા. તે વખત પ્રમાણે આજ પણ તમારી તપશ્ચર્યા ફળીભૂત થઇ છે. ગારદી તમારા હુકમ પ્રમાણે જોઇએ તે કરવા તૈયાર છે તો હવે શા માટે હા ના કરો છો. કાં ડગમગો છો?

દાદાઃ—નારાયણ મ્હારો શત્રુ છે ખરો—

આનંઃ—તો શત્રુને મારવાનો હુકમ આપવામાં પાપ શાનું?

દાદાઃ—શત્રુ થયો તોપણ મ્હારો ભત્રિજો છે, ત્હારી આંખમાં તે જેટલો ચે છે તેટલો મ્હારી આંખમાં ખુંચતો નથી.

આનં:—મ્હારી એકલીની જ આંખમાં ખુંચે છે એમ ના ? હું અદેખી—એટલે નારાયણ મને શત્રુ જેવો દેખાય છે. તમે બધા એકજ છો, હું માત્ર પારકી આપને થતા અપમાન માટે હુ મ્હારા મનમાં આટલું બધું માઠું લગાડું છું, મને આટલું બધું દુઃખ થાય છે, કોને માટે! આપ માટે. ઓ પ્રભુ, મને નિર્બુદ્ધ પશુમાંજ જન્મ કાં ન આપ્યો? તે રમાનું, (માધવરાવ પેશ્વાની સ્ત્રી) તે માધવનું, આ નારાયણનું, અને આ ગંગલીનું બોલવું–સુવાઓને વડીલ કોણ, મ્હોટું કોણ ન્હાનું કોણ, તેનો પણ વિચાર નહોતો અને નથી. તમારી સામે કોઇ એટલું બોલતું નથી. હું એકલી માત્ર ખરાબ. ચાલવામાં બોલવામાં, વર્તવામાં, વાતવાતમાં કેવું અપમાન પદે પદે કરે છે! મહારાજ, આપે જો એ બોલવું સાંભળ્યું હોત તો મ્હારા પ્રમાણે આપના પણ અંતઃકરણમાં જખ્મો પડયા હોત અને હૃદયના પ્રત્યેક જખ્મ તે વખતે 'માત્ર પકડો નહિ પણ ઠાર મારો' એવું બુમ પાડી પાડી પોકારતે. (પડદામાં "કાકા, કાકા, મ્હારા પ્રાણ બચાવો, કાકા") મહારાજ, મેં સુધારેલો હુકમ જો આપ ગારદીઓને આપવાના ન હો, તો, આ કટાર લઇ પ્રથમ મ્હારા પ્રાણ લ્યો અને પછી નારાયણના પ્રાણ બચાવો. મહારાજ—

દાદા૦—તું જો મ્હારી માનીતી અર્ધાંગી ન હોત, તો નારાયણના પ્રાણ બચાવવા માટે સ્ત્રી હત્યા કરવામાં પણ હું આઘું પાછું જોત નહિ.

આનં૦—(ગુઠણીયે પડી) મહારાજ, આપના આ ભોળપણથી નારાયણના પ્રાણ બચી, આપ પેશ્વાઇથી વિમુખ થાઓ એ જોવા કરતાં આ વખતે મરણ આવે એ બેહતર. મહારાજ, પેશ્વાઇના વસ્ત્રો પહેરી, આપ મ્હારે પેટે જન્મનાર બાજીરાવનું ચુંબન લાડલડાવતા લેતા હો, આપ તરફ પ્રેમથી જોવાનો સ્વર્ગ સુખનો દિવસ ઉદય થાય એ માટે જ આપની આ અર્ધાંગીની સર્વ ખટપટ ચાલી છે. અમારા આ સુખની આડે આવનાર આ નારાણયાનું પતન મૃત્યુ શિવાય થવાનું નથી. હું આપની માનીતી અર્ધાંગ્ના, એ મોહથી જો આપનો હાથ આ કટાર પર પડતો ન હોય, તો એક પાપી સ્ત્રી નારાયણના પ્રાણની આડે આવે છે એમ સમજી મ્હારા પ્રાણ પ્રથમ લ્યો અને પછી નારાયણના પ્રાણ બચાવો. ("કાકા, કાકા, બચાવો–મ્હારા પ્રાણ બચાવો–કાકા!" એવું બોલતો ગભરાયલો નારાયણરાવ પ્રવેશ કરતો રાઘોબાની બીજી તરફ ગુઠણીયે પડે છે. સુમેરસિંહ, ખરકસિંહ, તુળોજી પવાર ખુલ્લી તલવારે પ્રવેશ કરેછે).

સુમે૦—મહારાજના આ શત્રુને કેદ કરી લાવ્યા છીયે.

ખર૦—સરકારનો જેવો હુકમ થશે તેવી તેની વ્યવસ્થા કરવા તૈયાર છીયે.

નારા૦—કાકા, કાકા! મને આ પેશ્વાની ગાદી જોઇતી નથી, રાજ્ય જોઇતું નથી, કાંઇપણ જોઇતું નથી. મને સિહંગઢ, પુરંધર, શિવનેરી ઉપર કાકા, તમને ગમે તે કિલ્લાપર જોઇએ તો અંધારી કોટડીમાં પુરી રાખો! બાજરીની ભાખરીના ટુકડા શિવાય હું બીજું કાંઇ પણ આપ પાસે માંગીશ નહિ. કાકા, જોઇએ તેમ

કરીને પણ તમારા આ બાળકના પ્રાણ બચાવો. કાકા, મને મારી નાખવાનો હુકમ આ ગારદીઓને કરશો નહિ, કાકા, તમારે શરણે છું. કાકા!

આનં૦—હું કે આ છોકરો, અમે બે પૈકી કોઇ પણ એકના પ્રાણ આપે આ વખતે લેવાજ પડશે. મ્હારા શરીરમાં રમતો જીવ એ મહારો પ્રાણ નથી પણ આપના હાથમાંનો તે–તે લેખી હુકમ મ્હારો પ્રાણ છે. હું જીવતી રહું એવી જે આપના ઈચ્છા હોય તો માત્ર મ્હારો પ્રાણ મને પાછો આપો.

નારા૦—કાકા, કાકા! જોઇએ તે કરીને પણ મ્હારા પ્રાણ બચાવો, કાકા, કાકા–

સુમે૦—સરકાર, વખત ખુવો નહિ, જલદી હુકમ કરો—

તુળો૦—સપડાયલા સર્પને ડાહ્યા લોકો જીવતો છોડતા નથી.

રાઘો૦—વિષારી દાંત પાડ્યા પછી સર્પ ગારૂડીની રમત બને છે—

આનં૦—માનવી સર્પના વિષારી દાંત અને પ્રાણ જુદા નથી હોતા, દાંત પાડી જોનારાને તેના પ્રાણ જ લેવા પડે છે. તમને જો આ સર્પને જીવતો રાખવો જ હોય, તો તમારા હાથથી–નહિ, મ્હારા હાથથી–આ કટારથી મ્હારા પ્રાણ—

રાઘો૦—આ ત્હારો પ્રાણ તને આપું છું. (આનંદીબાઇના હાથમાં લેખી હુકમ આપે છે) નારાયણ, હું લાચાર છું-તને જો ત્હારા પ્રાણ જોઇતા હોય, તો આની પાસેથી માંગી લે—

નારા૦—કાકા–મ્હારી સાથે આપ કઠોર થાઓ નહિ. પિતાજી મ્હારા બાળપણમાં પાનિપતની સ્વારી પર ગયા અને ત્યાંથી તેમના મૃત્યુના સમાચાર આવ્યા, તે વખતે માતાજીએ મને–રાવસાહેબને (માધવરાવ પેશ્વા) આપના હાથમાં સોંપ્યા, એ યાદ કરો. રાવસાહેબ મરણ પાસે આવતો જોતાં થેઉરમાં ગજાનનની સામે મ્હારો હાથ તમારા હાથમાં આપ્યો; અને આ તમારો પુત્ર છે, એવું આપને કહયું; અને કાકા–બાબા, મને તમે ખેંચી બાથમાં ઘાલ્યો અને પિતાના નેત્રમાંથી નીકળતા પ્રેમાશ્રુથી મને નહવરાવ્યો. તે વખતના તે પ્રેમાશ્રુ–બાબા, તે જુઓ પુનઃ તમારી આંખમાં દેખાય છે–અરે–નહિ–આમ મ્હોઢું ફેરવો નહિ–કાકા–હું ગારદીઓની તલવારે કપનાર જ હોઉં, તો પુનઃ તમારા પ્રેમાશ્રુથી એક વખત મ્હારૂં શરીર ભિંજવવા દો–આથી આ તલવારો મ્હારા ટુંકડા કરતી હશે છતાં શરીરને દુઃખ ઓછું થશે,–અને શરીરમાંથી બહાર પડનારા મ્હારા પ્રાણને પ્રેમ સિંચનથી થોડોક ઠંડક મળશે–કાકી–કાકી–મા–મા, બાબાને આ બાળક પાસેથી આમ દૂર કાઢો નહિ. મા–મા–થેઉરમાં રમા કાકીએ સતી થતી વખતે ત્હારો આ પુત્ર એવું કહી તમારા ખોળામાં મને મુકયો; અને રમા કાકીનો સતીનો પ્રસાદ તરીકે તને આપેલી આ હીરાની વીંટી, મા, ત્હારા પ્રસાદ તરીકે મેં પેશ્વાઈના વસ્ત્રો પહેર્યા તે વખતે તેં ત્હારે હાથે મ્હારી આંગળીમાં પહેરાવી. મ્હારી માતાનો આ પ્રસાદ મ્હારા રકતથી ભિંજાય એવું તને લાગે છે, મા! (આનંદીબાઇ એકદમ રાઘોબાને બહાર કાઢી પાછી ફરે છે.)

આનં:—સુમેરસિંહ, આ છોકરાને એકદમ ઠાર કરો.

સુમે:—સરકાર, લેખી હુકમ આપો એટલી વાર—

આનં:—લ્યો આ લેખી હુકમ. તમને પુરંધર અને નગરના કિલ્લા, અને પાંચ લાખ રૂપીયા બક્ષીસ આપ્યા છે અને આને 'મારો' એવો સ્પષ્ટ હુકમ છે. (સુમેરસિંહ હુકમ વાંચે છે.)

નારા:—સુમેરસિંહ, ખરકસિંહ, પાંચલાખ રૂપીયા અને બે કિલ્લા એટલુંજ જો તમને જોઇતું હોય તો તેવો મ્હારી સહી સિક્કા સાથેનો હુકમ હું હમણાને હમણાજ તમને આપું છું. તમારી ઈચ્છા પ્રમાણે તમે કાકાને ગાદીપર બેસારો. મને જીવતો રાખ્યા બદલ કાકા તમારાપર જરા પણ ગુસ્સે થશે નહિ એ નકકી માનજો; ઉલટા પેશ્વાના રકતથી તમે બેઈમાન થયા નહિ કહી હું લખી આપું છું તે બે કિલ્લાને બદલે ત્રણ કિલ્લા બક્ષીસ આપશે. મને મારી જો તમે પેશ્વાના રકતથી નિમકહરામ થયા તો, બાજીરાવ સાહેબના કૂળનો કોઇ પણ પુરૂષ તમારા પર વિશ્વાસ રાખશે એમ ધારો છો?

આનં:—તુળાજી, આ છોકરાને પેલા ખંડમાં પગથી પકડી ખેંચી જા, જોઉં! સુમેરસિંહ, ખરકસિંહ તમે બેલ-ભંડાર ઉપાડયો છે-આપ્યો છે. તમારા બેલ-ભંડારથી જો તમે નિમકહરામ થનાર રહો તો અમારા અને તમારા આ શત્રુને જીવતો મુકજો.

સુમે. ખર:—સરકારને અમે બેલ-ભંડાર ઉપાડી આપ્યો છે. અમે બેઈમાન થશું નહિ.

આનં:—તુળાજી, જુવે છે શું? એને ખેંચીને લઇ જા એકદમ. (તુળોજી નારાયણરાવને ખેંચતો અંદર ઘસડી જાય છે. સુમેરસિંહ, ખરકસિંહ તેની પૂઠે જાય છે. અંદરથી "કાકા, કાકા, મને બચાવો, મને બચાવો, હું મુવો કાકા." એમ નારાયણરાવ કાકલુદી ભરેલે અવાજે પોકારે છે.) ચલાવો, હજુ એક વખત તલવાર ચલાવો એટલે કામ પુરૂ થશે. વળી પાછા આવ્યા-વળી કાંઇ ગોટાળો કરશે, આ પ્રથમ જોવું જોઇએ. આ છોકરાનું કામ પુરૂં થયું કે નહિ. (આનંદીબાઈ જાય છે. અને રાઘોબા આવે છે.)

રાઘોબા:—(સ્વગત) ઠીક થયું. તેણે તે દિવાનખાનાના દ્વાર બંધ કરી દીધા તે. નારાયણના પેટમાં સુમેરસિંહની તલવાર ઘુસતી જોયા સાથેજ મ્હારી આંખ સામે મ્હારી સામે મ્હારા સર્વ પૂર્વજ ખડા થઇ ગયા, આંખો પાપી હોય છે, અને પાપ બ્હીકણ હોય છે; આથી મ્હારા મને તેના કહેવાને સમત્તી આપી તોપણ આ મ્હારી આંખોથી આ હત્યા જોવાઇ નહિ. તે દરવાજા બંધ થયા, દૃષ્ટિ બહાર ગારદી ખુનીઓની સૃષ્ટિ ગઇ, કે તરત જ મ્હારૂં મન મજબુત બન્યું. તે હવે મરી

ગયો હશેજ, પછી "કાકા કાકા" એ શબ્દો હજુ કાનપર કયાંથી આવે છે. મ્હારૂં હૃદય કઠોર થયું છે; મ્હારા નેત્રોમાંથી દયાના અશ્રુનો છેવટનો બિંદુ હડી ગયો છે. "કાકા કાકા" અરે આ તરફથી એજ શબ્દો એકસરખા આવી રહ્યા છે. અરે મ્હારી પાછળ પણ "કાકા કાકા" કરી કોણ પોકારે છે! મ્હારી સન્મુખ પણ તેજ અવાજ શું?/સર્વ દેવતાઓ નારાયણ સ્વરૂપ બની "કાકા કાકા" પોકારતા મને બોલાવી રહ્યા છે શું? આ પૃથ્વિના પેટામાંથી પણ એજ શબ્દ નીકળે છે. અરે જાઓ, જાઓ કોઇ પણ, હું રાઘોભરારી પેશ્વા થયો એવી મ્હારા નામની દ્વાહી ફેરવો; મ્હારા નામથી તુરી સીંગ ફુંકો, મ્હારા નામથી ઢોળ, તાસાં, ડંકા, નોબત વગેરે રણવાદ્યો ખુબ જોરથી ગડગડાવો, બજાવો; તમારા આ નવા પેશ્વાના નામથી જય જયકાર આ મહેલભર, અરે સર્વ પુણા શહેરભર, નહિ અરે સર્વ મહારાષ્ટ્રભર એટલા મ્હોટા સ્વરથી કરો કે મ્હારા આ પાપી કાનોમાં ઘુસી મને "કાકા કાકા" એ શબ્દો સાંભળવા શકિત રહે નહિ.

(આનંદીબાઈ રકતથી ભિંજાયેલ કટાર લઈ દાખલ થાય છે.)

આનં:—મહારાજ, આપણો શત્રુ ગયો. આપ પેશ્વાઇના માલેક બન્યા. (અંદર નોબતનો અવાજ આવે છે) આ આનંદની બાતમી સર્વ પુણા શહેરને સમજાય માટે આ નોબત ગડગડી રહી છે.

રાઘો:—શું ખરેજ મુવો?

આનં:—હા, ખરેજ મુવો.

રાઘો૦—તો પછી 'કાકા, કાકા' એવા શબ્દો કેમ આ કાને સંભળાઇ રહ્યા છે? નહિ હજુ મુવો નથી—મરતાં મરતાં તે પુકારી રહ્યો છે.

આનં૦—ખરેખર મુવો છે. તમારી ખાત્રિ કરવા તુળોજીએ તેના રકતથી ભિંજાવેલી આ કટાર હું લઇ આવી છું. મહારાજ, થોડા વખત પૂર્વે અમારો શત્રુ જીવતો રહે છે કે શું એવી બ્હીક લાગી મને ઘણું ખરાબ લાગ્યું હતું. આ ઉદ્‌ગના જોરમાં મેં મ્હારા કપાળ પરનું કુંકુ મ્હારા હાથથી ભુંસી નાખ્યું હતું. અમારા શત્રુનું રકત મહારાષ્ટ્ર ભૂમિના ભાલ પ્રદેશપર આ પૂણાં શહેરપર-છંટાઇ આપ જેવા મહાપરાક્રમી પુરૂષ પેશ્વા થયાથી આ અનાથ ભૂમિ આજ સનાથ થઇ છે; તેજ પ્રમાણે આ કટાર પરના કુંકુનો ચાંદલો મ્હારા કપાળપર તમારાજ હાથે લગાડી 'હું અનાથ નથી' એવું મને આશ્વાસન આપો

રાઘો૦—(હાથમાં કટાર લઇ) મંત્રેલો તાવીજ હાથમાં લઇએ એટલે પિશાચ જેમ નાશી જાય છે, તે પ્રમાણે આ લાલ કટાર હાથમાં લીધા સાથેજ કાનોપરનું તોફાન એકદમ તુટી ગયું-નાશ પામ્યું. (આનંદી બાઇના કપાળપર ચાંદલો કરી) આજ પર્યંત નાના પ્રકારના દાગિનાઓથી પોતાની માનીતી પત્નિઓને

પતિઓએ સજાવી છે; પણ આનંદી આવા રાજવૈભવનું અલંકાર ત્હારા શિવાય બીજા કોઇ પણ સુંદરી ના કપાળે વિધાતાએ આ પૂર્વે લખ્યું હશે કિંવા આ પછી લખશે એવું મને લાગતું નથી.

આનં૦—(કટાર લઇ) મ્હારા કુંકુના કંડીયામાં આ પ્રસાદ હું કુંકુ સાથે ભેળવીને રાખીશ; એટલે મ્હારા કુંકુના તેજમાં કયારે પણ કમી પણ થાય નહિ અને તે અક્ષય ટકે.

(સુમેરસિંહ, ખરકસિંહ રકતથી ભિંજાયેલ ખુલ્લી તલવારો સહ પ્રવેશ કરેછે.)

સર્વ૦—સરકાર, આપણા શત્રુને દુનિયાપાર મોકલ્યો છે.

સુમે૦—સરકાર, હવે આ ક્ષણથી પેશ્વાઇના સ્વામિ થયા; એથી આ સ્વામિત્વનું તીલક સરકારને મસ્તકે લગાડવા આ સેવકને આજ્ઞા થવી જોઇએ, સરકાર!

(તલવાર આગળ રાખે છે અને રકતથી રાઘોબાને કપાળે તીલક કરેછે. બીજા પણ તેમજ કરેછે. પ્રતિનિધિ ભવાનરાવ, સખારામ હરિ, વ્યંકટરાવ, લક્ષ્મણરાવ પ્રવેશ કરેછે).

સખા. વ્યંક લક્ષ્મ૦—સરકાર, પેશ્વાઇના સ્વામિ થયાથી સરકારના એકનિષ્ઠ સેવકોને અતિશય આનંદ થાય છે.

રાઘો:—આવો, દોસ્તો આવો. (ઉઠીને) આવો, પ્રતિનિધિ આવો.

પ્રતિ:—આપણા પક્ષના મુખીને અને ખરા, ખરા મિત્રને પેશ્વાની ગાદી મળેલી જોઇ કોને આનંદ ન થાય? આ આનંદના વખતના અને એકનિષ્ઠપણાના નમસ્કાર—સરકારને અશૌચ ન હોત તો—

આનં:—શત્રુનું સુતક કોઇ રાખે છે ખરા?

રાઘો:—અમને કેદમાં રાખનારા નારાયણનું કેવું વળી અમને સુતક. આવો દોસ્તો, આવો આમ પાસે બેસો.

પ્રતિ:—તો સન્માનના મ્હારા આ નમસ્કારનો સરકાર સ્વિકાર કરો.

રાઘો:—(નમસ્કાર લઇ) આવો, દોસ્ત આવો; પાસે બેસો. (પ્રતિનિધિ પાસે બેસે છે) તમે સર્વેએ મળી જે મ્હોટી જવાબદારી મ્હારા મસ્તકપર મુકી છે, તેનો ભાર અમારા પ્રમાણે અમારા મિત્રોએ પણ ઉંચકવો જોઇએ.

આનં:—પ્રતિનિધિ સાહેબ, આજ પર્યંત જે મિત્રત્વની બુદ્ધિથી તમે અમને મદદ કરી, તેજ મિત્રત્વની બુદ્ધિ સર્વ રાજ્યકારભાર સુરક્ષીત રીતે ચલાવી

હવે કાયમ જ રાખવી જોઇએ. છત્રપતિ સ્વામિના આપ પ્રતિનિધિ છો, ત્યારે સર્વ મુત્સદ્દિઓના તથા કારભારીઓના અગ્રેસર થવાનું માન તમને જ મળવું જોઇએ. એમના જેવા શુરવીર સેનાનાયક, અઘટિત ઘટના ઘડાવી લાવનારા આપ જેવા મુત્સદ્દિ, સુમેરસિંહ, સખારામ હરિ જેવા સરદારો, આવો સુમેળ જમ્યા પછી અમારી વિરૂદ્ધ એક અક્ષર પણ કોણ કાઢી શકે?

રાઘો:—પ્રતિનિધિ! આપ, હું અને આ સરદારો એક થયા પછી આપણી વિરૂદ્ધ થવાની કોની છાતી છે? લક્ષ્મણરાવ, વ્યંકટરાવ, મુધોજી ભોંસલેને ખબર આપો કે રાઘોભરારી પેશ્વા થયા છે; ભવાનરાવ પ્રતિનિધિના હાથમાં સર્વ રાજ્ય કારભારના સૂત્રો આપ્યા છે; અને મુધોજીરાવને નાગપૂરની ગાદી આપવામાં આવે છે. ભવાનરાવ તમે ફડકેને તાબડતોબ કેદ કરો; અને બાપૂની આર્જવ કરી આપણામાં બરાબર તેને મેળવી લ્યો. કદાચ જો તે બુઢા હા ના કરે, ટાળા ટાળી કરે તો—તો—પછી—

આનં૦—મુધોજીરાવની નાથ તેના નાકમાં ઘાલી તેને સીધે માર્ગે લાવશું.

રાઘો૦—બાપૂ ઘણો બળવાન છે—સામાન્ય મુત્સદ્દિ નથી. તેના મનમાં ન હોય, તો તેના નાકમાં નાથ નાખવી ઘણી કઠણ છે. આ સિવાય મ્હારે માટે આજ પર્યંત તેનું સર્વ આયુષ્ય ગયું છે; ત્યારે હવે આ પ્રસંગે બાપૂ વિરૂદ્ધ જવાનો સંભવ નથી.

આનં૦—અને ગયો તો શું થયું? આ બુઢાથી, તે ફડનવીસના છોકરાથી, અને પેલા ફડકેથી જો આપણે ડરતા રહીશું, તો કાલે ગામ-બજારના લોકો જો નારાયણ સંબંધી આપણને દુષણો આપે તો તેમનાથી પણ ડરવું પડશે!

રાઘો૦—અરે, જાત-ગંગા અને લોક-ગંગાથી ડરવું જ જોઇએ. લોક-ગંગાથી ન ડરીયે એ ચાલે જ નહિ. લોક-ગંગાને જો આપણી વિરૂદ્ધ ખળભળવા દઇએ તો, કાલે નિજામ પર સ્વારી કરી જઇએ ત્યારે આપણા તરફથી ઉત્સાહથી અને નિશ્ચયથી લોકો કેમ લડશે?

આનં૦—અરે લોક-ગંગાની બ્હીક આટલી રાખવાની કાંઇ જરૂર નથી. ભવાનરાવ, તમે સ્વતઃનું સૈન્ય, સ્વતઃનો ખજીનો, અને સ્વતઃના સરદારોની મજબુત તૈયારી રાખો; તમારી સામે જે એવા ભૂતો એકઠા થાય, તેના આંગપર બે છાંટા નાખી તેને આપણી કક્ષામાં ગરગર ફેરવી લાવવા; સર્વેની પૂર્વે નારાયણ સંબંધી આપણે જ ખૂબ આક્રોશ કરવા આરંભ કરીયે; અને એટલુંએ કરતાં કોઇ આપણા પર નામ રાખે તો તેને જુદાજુદા કરી એકએકને ખોદી બાળી ભસ્મ કરવા, એટલે તમારી સત્તા યાવદચંદ્રદિવાકરૌ ટકી સમજો. બાપૂના નાકમાં નાથ નાખો જ, પણ તેણે નાખવા ન આપી તો તેની પણ પરવા નથી—(તુળોજી આવે છે.)

તુળો૦—સરકાર, બાપૂ આવ્યા છે; દરવાજાપર યુસફખાને તેમને રોક્યા, પણ મેં તેને અંદર આવવા દીધા છે, અને સરકારને ખબર આપવા હું આગળ આવ્યો છું, હયો આ આવ્યા જ, સરકાર–(સખારામ-બાપૂ પ્રવેશ કરે છે.)

બાપૂ૦—શ્રીમંત નારાયણરાવ પેશ્વાનું ખૂન થયું, આ વાત સાંભળી–દાદાસાહેબ, આ શું કર્યું? કયા નરકનું આ સાધન કરી રાખ્યું? પૂર્વજોની નિષ્કલંક કીર્તિને, દાદાસાહેબ, ડાઘ લગાડયો–કાળી કરી! બાજીરાવસાહેબની આ તલવાર–દાદાસાહેબ તમારી આ તલવાર-આજપર્યંત કોના રકતથી ભીંજાતી આવી અને આજે એ કોના રકતથી ભીંજાઈ છે! દાદાસાહેબ.—

આનં૦—(રડતી, ડુસકાં ભરતી) બાપૂ, નારાયણના શરિરના તે ખોલીમાં ટુકડા થઈ તે પડયો અને તમને મ્હોડું દેખાડવાનું એમના અને મ્હારા નસિબમાં આવ્યું, આથી બીજું અમારૂં દુર્ભાગ્ય કયું? બાપૂ, પેટના છોકરા પ્રમાણે એમનો નારાયણ પર પ્રેમ–ગારદીઓએ પગાર માટે બંડ ઉઠાવ્યું અને તેની કટાકટીમાં ચુકી ઘા લાગી, બાપૂ–અમને આવા દુઃખમાં નાખી અમારો નારાયણ ચાલતો થયો હો!–અરે આમ દગો દઇ ગયો હો! મુવું–જનારને શું? તે સુખથીજ સ્વર્ગમાં જાય છે, તેને લેવા વીમાનો આવ્યાં હશે. અમે હતભાગી એટલે આ દુઃખ જોવા અહીં રહ્યા. "લોકો અમને શું કહેશે, આ બ્હીક મરણથી પણ અધિક લાગેછે. હા બાપૂ, લોકો સ્વભાવતઃ દુર્જન હોય છે–નારાયણ પર અમારો કેટલો બધો પ્રેમ હતો એની તમને જેટલી ખબર છે; તેટલી લોકોને કયાંથી હોય? પેશ્વાઇની લાલચથી એમના તરફથી ભત્રિજાનું ખૂન કરાવવામાં આવ્યું, એવો લોકોપવાદ બાપૂ, ભૂલે ચુકે પણ એમને કાને પડયો, તો બાપૂ એ વિષ ખાઈ તત્ક્ષણ પ્રાણ આપશે. બાપૂ, તમે વયોવૃધ્ધ છો; જ્ઞાનવૃધ્ધ છો; અમને તમારા શિવાય કોઈ વડિલ નથી હો. બાપૂ, એમને બે વિવેકના શબ્દો કહી એમનું કામકાજ તરફ પુનઃ લક્ષ લાગે એવું કરો.– બાપૂ અમારો નારાયણ, હાય અમને મુકીને ગયો–હો ગયો! મ્હારો બાળ, મ્હારો લાડીલો હાય ગયો. હું કાં ન ગઇ– બાપૂ!"

રાઘો૦—બાપૂ શું કહું તમને? હું શામાટે જીવતો રહ્યો એવું થાય છે મને! સર્વ કારભારનો ભાર તમારા પરજ છે. તમે તારો કે તમે મારો.

બાપૂઃ—દાદાસાહેબ, નારાયણરાવ સાહેબનું ખુન થયું એ સાંભળી અને આ સર્વ દેખાવ જોઇ મ્હારૂં મન ભ્રમિષ્ટ જેવું થયું છે. કારભાર સંભાળવાની શકિત હવે મ્હારા આ વૃદ્ધ શરીરમાં રહી હોય એવું મને લાગતું નથી.

ભવાઃ—નારાયણરાવ સાહેબનું ઔર્ધ્વ દૈહિક પુરૂં કરી દાદાસાહેબનાં નામની દાહી પહેલાં ફેરવવી જોઈએ. જોઈએ તે થયું તોપણ રાજ્ય કારભારની ગાડી અટકાવી શકાતી નથી.

બાપુ:—દાદાસાહેબ, મામાને બોલાવો, હરીપંતને બોલાવી લ્યો, અને સૈન્યનો બંદોબસ્ત તેમના હાથથી કરાવી લ્યો; નાનાને અને મોરોબાને કલમદાનના અધિકારી કરો; પ્રતિનિધિ મુખ્ય સહલાકાર છે જ. હું હવે પાકેલો પાન થયો છું. રોજની દગદગ મ્હારાથી સહેવાય નહિ. પ્રસંગ વિશેષે બોલાવશો તો સેવામાં હાજર થઇશ.

રાઘો:—જેમ તમે કહેશો તેમ અમે અક્ષરસઃ સાંભળશું; પણ તમારો આશ્રય કાયમજ રહેવો જોઇએ, બાપુ.

(પડદો પડે છે.)

૧ લો અંક સમાપ્ત.

## યાચના

ભગવન! આપ કયા વેષમાં વિચરો છો? સદા મ્હારા અંગે અંગની સાથે રહો છો, તોપણ હું તમારાથી અપરિચિત કેમ છું? ઉપકારોનું સ્મરણ તો છે, પણ ઉપકારીને નથી જાણતો. કેવો વિમૂઢ છું!

જીવન સંગ્રામમાં પરાજીત થઇ, અધોમુખ અવનતિ તરફ ધકેલાઇ રહ્યો હતો. આપે વીરતાનો સંચાર કરી મને પુનઃ સમર-ભૂમિમાં ધકેલી દીધો વિફળતાના નિરંતર આઘાતોથી શક્તિ-હીન થઇ જ્યારે પૃથ્વિપર પડી ગયો, ત્યારે આપે લાકડી બની મને આશ્રય-ટેકો આપ્યો.



# રામાયણ

અને

# મહાભારત



લેખક:—

**શ્રી રવીંદ્રનાથ ટાગોર.**



દુનિયાના આદિ—કાવ્ય રામાયણ તથા જગત-ભરમાં સૌથી મ્હોટું અને મહત્વ--પૂર્ણ ઈતિહાસ મહાભારત, બેઉ સાહિત્યના ચંદ્ર--સૂર્ય છે.

એના રચયિતાગણ મહર્ષિ વાલ્મીકિ અને વ્યાસ સાધારણ લેખક નહોતા, પણ ત્રિકાળ--દર્શી હતા; જેને સર્વ જગત "करतल--गत आमलक-समाना" હતું. ત્યારે તે એ આવા જગત્-પ્રસિદ્ધ મહાકાવ્યો લખી શકયા. વ્યાસ અને વાલ્મીક કોઇ વ્યકિત--વિશેષના નામ નથી, પણ વિશેષ ઉદ્દેશીયોના નામ છે.

આ મહાકાવ્યોની વ્યાપકતા અનંત છે, આ પુસ્તકો પુસ્તકાળયના કબાટોમાં રાખી મુકવા લાયક વસ્તુઓ નથી. પણ એમનો જીવનમાં મુખ્ય અને નિત્યનો સબંધ છે.

રામાયણ અને મહાભારત ભારતીય--સભ્યતાના ઉદાહરણ છે. એ આર્ય--સભ્યતાના સ્તંભ છે. જે રીતે Paradise Lost કાવ્યમાં યુરોપીય--સભ્યતા પ્રતિબિંબિત થઇ છે, તેજ પ્રમાણે આ મહાકાવ્યોમાં ભારતીય--સભ્યતાનો વિકાસ થયો છે.

રામાયણ અને મહાભારત કેવળ મહાકાવ્યો નથી, એ પ્રાચીન અને આધુનિક સામાજીક જીવનને જોડવા માટે ઐતિહાસિક પુલો સમાન છે. પ્રાચીન હોઇને પણ આધુનિક સમાજ પર અનંત પ્રભાવ નાખે છે. રામાયણ ત્રેતા

સમાજને આજકાળની સમાજમાં ખેંચી લાવે છે, તથા વર્તમાન સમાજને પ્રાચીનતાના પ્રકાશમાં જાગ્રત કરે છે. એજ રીતે મહાભારત પણ દ્વાપરના સમાજ સાથે આપણું ચિરસંબંધ કરે છે.

આટલા પુરાતન છે છતાં પણ એનું અપરિવર્તનશીળ રહેવાનું આજ કારણ છે.

રામાયણ અને મહાભારતની સમાલોચના કેવળ કાવ્ય-દૃષ્ટિથી ન કરવી જોઇએ; કેમકે એ મહાકાવ્ય હોવા સાથે-સાથે ઇતિહાસ અને ધર્મ-ગ્રંથ પણ છે.

વિદેશી લેખકો આ ગ્રંથ-રત્નોને Epic poems ના નામથી જણાવે છે, પણ Epic નો મૂળ અર્થ વીર-રસ-પ્રધાન કાવ્ય છે. યદ્યપિ એમાં સંસાર-દુનિયાના ઇતિહાસના બે મહાયુદ્ધોનું વર્ણન છે, પણ એ એની પ્રધાનતા નથી. એમાં એ ધર્મ તત્વની પ્રધાનતા છે, જેનું યુદ્ધ એ એક અંગ-માત્ર છે—જે માટે યુદ્ધ કરવું એ ધર્મ થઇ જાય છે. યુદ્ધ આનુષંગિક વિષય છે, પ્રધાન નહિ.

રામાયણ યુદ્ધ-કાવ્ય નથી, પ્રેમ-કાવ્ય છે. રામ-સીતા આદિના અલૌકિક પ્રેમને સ્પષ્ટ કરવાને માટે જ એની રચના થઇ છે. લંકાનું યુદ્ધ આજ પ્રેમને સ્પષ્ટતઃ ચરિતાર્થ કરવાને માટે જ થયું હતું. માટે રામાયણનો પ્રધાન વિષય યુદ્ધ નથી, પ્રેમ છે.

મનુષ્યનો આદર્શ સ્થાપિત કરવાનો ભારતીય કવિયોનો ઉદ્દેશ હતો. મનુષ્ય-જીવનમાં જ આ આદર્શ સ્થાપિત થઈ શકે છે, દેવ-જીવનમાં નહિ; કેમકે દેવ-ચરિત્રનો આદર્શ મનુષ્ય માટે ઉપયોગી થઇ શકતો નથી. મનુષ્ય જ મનુષ્યનો આદર્શ બની શકે છે. એ માટે રામ મનુષ્ય-રૂપમાં રામાયણના રંગમંચ પર અવતીર્ણ થાય છે, અને મનુષ્યોના આદર્શ માટે એમના જેવા કાર્યો કરતા પરમ ઉન્નતિએ પહોંચે છે. જો રામ-ચરિત્ર મનુષ્ય-ચરિત્ર ન થઇ દેવ-ચરિત્ર થતે, તો એની એટલી મહિમા ન રહેત.

રામ-ચરિત્ર આ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે કે મનુષ્ય પણ પોતાના કર્મોથી દેવપદ સુધી પહોચી શકે છે. નરથી નારાયણ થવું એ રામ-ચરિત્રનું આદર્શ છે. નારાયણ થઇને પણ નર-ચરિત્ર કરવું એમાં એ વધુ સુંદરતાની રેખા ખેંચી આપે છે. અમારા રામ દેવ અને મનુષ્ય, બેઉ છે. આજ વાત રામાયણને કાવ્ય-પદ પરથી ધર્મ શાસ્ત્રના પદ પર પહોચાડે છે.

રામાયણ ગૃહસ્થ-કાવ્ય છે. એક ગૃહની કથાને એ આટલા બૃહત્ રૂપમાં દેખાડે છે, એજ તેનું મહત્વ છે. કોઈ પણ દેશના સાહિત્યમાં કયારે પણ એક કૌટુંબિક વિષયનું આટલું મ્હોટું કાવ્ય કે વર્ણનીય વિષય બનાવવામાં આવ્યું નથી. રામાયણ ભારતના ગૃહ-ધર્મની શ્રેષ્ઠતાનું આદર્શ છે. આથી એ સિદ્ધ થાય છે કે ભારત ગૃહસ્થાશ્રમને કેટલું મહત્વ આપે છે!

વ્યક્તિ ગૃહસ્થાશ્રમને અને ગૃહસ્થાશ્રમ સર્વ સમાજને ધારણ કરે છે. આ જ આશ્રમ ભારતીય સભ્યતાની નૌકા છે. વ્યક્તિ, કુટુંબ અને સમાજનો એક સાથ

સંબંધ કરી, ભારતીય આર્ય–સભ્યતાનો સાચો આદર્શ દર્શાવવા રામાયણનો ઉદ્દેશ છે. એમાં વ્યક્તિ તથા કુટુંબ દ્વારા સર્વ સમાજનો પરિચય કરાવ્યો છે.

ક્યારે ક્યારે રામાયણના આદર્શોપર અતિ પ્રાકૃત હોવાનો દોષ આપવામાં આવે છે. જોઇએ તો વિદેશીયોને માટે એ આદર્શ અતિ પ્રાકૃત ભલે હો, પણ જે ભારત એનાથી ચિર પરિચિત છે, એને માટે તો એ અતિ પ્રાકૃત નથી, પ્રત્યુત અતિ પ્રાકૃત અથવા બિલકુલ સાધારણ છે. આ આદર્શ કાલ્પનિક નથી. જો એમાં સત્યતા ન હોઈ કલ્પનાનું રાજ્ય હોત, તો એની અમારા હૃદયોપર આટલી અસર ન થાત.

શ્રી અરવિંદ ઘોષ અનુસાર વ્યાસ, વાલ્મીકિ અને કાલિદાસ આત્માની ભિન્ન-ભિન્ન અવસ્થાઓના ઉદાહરણ છે. વ્યાસ નૈતિક અવસ્થાના તથા વાલ્મીકિ માનસિક અવસ્થાના પ્રતિનિધ-સ્વરૂપ છે. એમના કાવ્યોમાં ભારતની નૈતિક ઉન્નતિનાં ચિત્ર છે. રામાયણમાં વિશેષતઃ શારીરિક અને માનસિક, બેઉ વિકાસોના ચિત્ર છે.

વ્યાસે નિષ્કામ-ધર્મની શિક્ષા આપી છે. વાલ્મીકિએ એવું નથી કર્યું. વ્યાસ એક સમાજ–સંસ્કારક હતા. વાલ્મીકિએ એ પ્રાચીન આદર્શ ગ્રહણ કર્યો, વ્યાસે સામાજીક તથા નવીન. વ્યાસે સર્વ વિષયોને નવા સંસ્કારમાં ગુંથ્યા.

મહાભારતમાં દરેક જગ્યાએ માનસિક તથા રામાયણમાં ધાર્મિક ઉત્તેજન મળે છે.

"માધુરી"



# હિમાળય પરનું સિદ્ધાશ્રમ



गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापंच दैन्यंच सद्यः साधुसमागमात् ॥





હિમાળય પર્વતને નગાધિરાજ કહે છે, તે તદન સત્ય છે. આ અનંત રત્ન પ્રભવ હિમગિરીનું જેટલું વર્ણન કરીયે તેટલું થોડું છે. ચમત્કૃતિ પ્રાચુર્યમાં તેની બરાબરી કરનાર બીજો કોઇ પણ પર્વત પૃથ્વી તલ પર નથી એવું કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આ સર્વ શ્રેષ્ઠ ગિરી શિખર પર જે અલૌકિક ચમત્કારો છે, તેનું સંપૂર્ણ જ્ઞાન થવું અશક્ય છે. તથાપિ બુદ્ધિચાતુર્યના જોર પર સંશોધક પુરૂષોએ તેના અપૂર્વ ભંડારનો એક સરખો શોધ ચલાવ્યો છે. પરંતુ તે પૂર્ણ કરવાને કેટલા શતકો લાગશે તે સમજાતું નથી. આ શૈલ શિખર પર માત્ર વિવિધ વનસ્પતિ, અસંખ્ય વનપશુ, શ્વાપદો, બહુવિધ સૃષ્ટિ ચમત્કાર છે; એટલું જ નહિ, પણ તેના અત્યુચ્ચ ભાગોપર અનેક તપોનિધીઓના ગુપ્ત આશ્રમો છે, અને ત્યાં અનેક પ્રાકૃાલિન ઋષિવર્ય વાસ કરે છે એવું કહેવાય છે. આ આશ્રમોનું દર્શન થવું અતિ દુર્લભ છે. તથાપિ એક બંગાલી બાબુએ મહા પ્રયાસથી તે યોગ સાધ્યો હતો અને તે પુણ્યાશ્રમના દર્શન તેણે કર્યા છે. તત્સંબધી હકીકત ઘણી મનોરંજક અને મહત્વની હોવાથી અહીં આપીયે છીયે.

હિમાળય પર્વતના અત્યુચ્ચ ભાગો પર પ્રવાસ કરવો અતિ દુષ્કર છે. હિંદુઓ યાત્રા નિમિત્તે હરિદ્વાર, બદ્રીનારાયણ, કેદારનાથ અને ગંગોત્રી, જમનોત્રી પર્યંત જાય છે. પરંતુ તેની આગળ તેમનો પ્રવેશ થઇ શકતો નથી. કારણ સર્વ પ્રદેશ હિમમય હોવાથી તેમની ગતિ અતિ કુંઠિત થાય છે—અટકી જાય છે. આ ગંગોત્રી પર્યંતના ભાગોમાં જ કેટલાક સત્પુરૂષો અને યોગીઓ છે એવું કહેવાય

છે. પરંતુ અમે આ લેખના શિરોભાગ પર જે પ્રસિધ્ધ આશ્રમનું નામ નિર્દેશ કર્યું છે, તે સિધ્ધાશ્રમ ગંગોત્રીથી પણ આગળ હોઇ તેનું દર્શન આજ પર્યંત કોઇએ પણ લીધાનું સાંભળવામાં આવ્યું નહોતું. તથાપિ બંગાળ પ્રાંતમાંના બાબુ પ્રમોદનાથ મુકુરજી નામના એક વિદ્વાન ગૃહસ્થે સર્વસંગ પરિત્યાગ કરી હિમાલય પરના મહાસાધુઓના દર્શન લેવાનો નિશ્ચય કર્યો. આ બાબુ ઑકસફર્ડ યુનિવરસિટીનો પદ્વિધર હોઇ આંગ્લ ભાષાકોવિદ છે. કાંઇ કારણોથી તેનું મન સંસાર તાપથી નિવૃત્ત થઇ, તેને સત્સંગની લાલસા ઉત્પન્ન થઇ. તેણે પ્રથમતઃ હિમાલયમાંથી આવનારા જનારા સન્યાસીઓ અને યોગીઓનો તપાસ ચલાવ્યો, અને તેમની પાસેથી સત્પુરૂષોના નિવાસસ્થાનોની માહિતી મેળવી. ત્યારે તેને એવું જણાયું કે, હિમાલયના કંચનગંગા અને ધવલગિરી એ બે મહાશિખરો વચ્ચે એક સિધ્ધાશ્રમ છે; અને ત્યાં અનેક તપો નિમગ્ન યોગો જન રહે છે. આવી બાતમી મળતાંજ બાબુ પ્રમોદનાથે પોતા સાથે કેટલાક પ્રવાસી લોક લઇ સિધ્ધાશ્રમ તરફ જવા સંકલ્પ કર્યો.

હિમાળયની તળેટીમાં સિકિમ અને ભૂતાન એ બે પહાડી સંસ્થાનોની હદ્દોપર એક મ્હોટો બજાર ભરાય છે. આ બજાર મધ્યે પ્રતિવર્ષી કાર્તિક અને ફાલ્ગુન આ બે મહિનામાં હિમાળયના શિખરો પર રહેનારાં યોગીઓ ચોખા અને ઘીની ખરીદી કરવા આવેછે, એવા ખબર તેને મળ્યા. તે પ્રમાણે આ બંગાળીઓ તે સંધિપર ઉપલે ઠેકાણે આવ્યા; અને તેમણે તે યોગીઓની પુઠે પુઠે જવાનો નિશ્ચય કર્યો. બજારમાં આવનારા યોગીઓ એક બે દિવસમાં પોતાનું સર્વ કામ આટોપી લાગલા જ ચપલ ગતિથી પોતાના આશ્રમસ્થાન તરફ જવા માંડે છે. તે પહેલા પાંચ સાત કોસ એટલી ઉતાવળે માર્ગક્રમણ કરેછે કે તેમની પાછળ પડનારાઓ થાકી માર્ગ ચુકી પાછા ફરે ! આ તેમના નિત્યક્રમ પ્રમાણે તેઓએ પોતાનું કામ આટોપી અતિ ત્વરાથી ગમન કર્યું; પરંતુ તેમની પાછો પાછ જવાને તત્પર થયલ બાબુ તેને કેમ આગળ જવા દે? તેમણે ઘણી ત્વરા કરી, અને અનેક લોકોને પાછળ નાખ્યા. પરંતુ બાબુ પ્રમોદનાથે અને બીજા એક બંગાલી સંન્યાસીએ તેમનો બરાબર પીછો પકડયો !

આ બજારથી સુમારે ૩૭ માઇલ પર્યંત મનુષ્ય વસ્તીના કવચિત ચિન્હે નજરે પડે છે. પરંતુ એ આગળ સર્વ બરફમય પ્રદેશ આવે છે. આગળ આગળ તો તે એટલો ઘનઘોર અને ધવળ થતો જાય છે, કે, તે પાસે મેઘ મંડળનો નીલવર્ણ પણ દેખાતો બંધ થાય છે. સર્વ રસ્તો અત્યંત વિકટ દુર્ઘટ હોઇ જ્યાએ જ્યાએ અનેક જળ પ્રવાહથી વ્યાપ્ત થયલો હોવાથી તે આક્રમણ કરવો અતિ કઠણ હોય છે. યોગીઓને તેની માહિતી હોવાથી તે લાગલા જ નીકળી જાય છે. ઠંડી એટલી હોય છે, કે શરીર વારંવાર અકડાઇ જાય છે. તેઓ રાત્રે મ્હોટા મ્હોટા વૃક્ષની છાયા નીચે વિશ્રાંતી લેતા, અને તેના સુકાયલા પાંદડાઓને પેટાવી ધુણી કરી ઉષ્ણતા આણી માર્ગ ક્રમણ કરતા હતા. બે ત્રણ ઠેકાણે તેમને જળ પ્રવાહમાંથી નૌકાઓમાં બેસી જવું પડયું ! આ નૌકા તેમણે (યોગીઓએ) પોતા માટે તૈયાર કરી રાખી હતી, આ પ્રમાણે તે યોગી પાંચ દિવસ અને પાંચ રાત્રિ એક

સરખા માર્ગ ક્રમણ કરી મંદાકિની નામના પ્રવાહ પાસે આવ્યા. આ પ્રવાહને સામે તીરે આ સિદ્ધાશ્રમ છે.

આ આશ્રમમાં પર્ણકુટિકા વગેરે કાંઇ પણ નથી. ત્યાંના યોગીજન કેટલાક વૃક્ષ છાયા નીચે રહે છે, કેટલાક અષ્ટાગ્નિ કુંડો પાસે રહે છે. અને કેટલાક ગુહાઓમાં રહે છે. આ અષ્ટાગ્નિ કુંડો સર્વ કાળ પ્રજ્વલિત હોઇ, તેમાંથી સતત પવિત્ર ધૂમ્ર ધારા નીકળતી રહે છે. આ આશ્રમના મધ્ય ભાગમાં એક નૈસર્ગિક શિલામય મંડપ બનેલો છે. તે મધ્યે હજારો પ્રાચીન મહદ્દુર્લભ સંસ્કૃત ગ્રંથો છે.

આ પર્વત શિખરો પર જે અનેક અમૂલ્ય વનસ્પતી છે, તેમાં સોમવલ્લી પણ છે. તે સોપારીના પાનો પ્રમાણે હોઇ, તેનો રસ બિલકુલ માદક નથી, તેથી ચિત્તોત્સાહ વધી પુણ્ય કર્મો ઉત્તમ પ્રકારે સિદ્ધ થાય છે, અને મનને અત્યાનંદ પ્રાપ્ત થાય છે. ત્યાંના યોગીઓ આ સોમરસનું પાન કરે છે. કેટલાક અનેક ફળો અને કંદમૂળનો આહાર કરે છે—કેટલાક માત્ર મંદાકીનીના(૧) નિર્મળ જળનું પ્રાશન કરે છે, અને કેટલાક વાયુ ભક્ષણ કરે છે.

આશ્રમવાસી યોગી પ્રાતઃકાળમાં મંદાકિનીમાં સ્નાન કરી પોતાના નિત્યકર્મમાં લાગે છે. તેમના યજ્ઞ યાગાદિકર્મો અને ઇતર પુણ્યકર્મો એક સરખા ચાલેલા હોય છે, આ આશ્રમમાં સુમારે ૯૭ યોગીઓ છે.

ઉપર કહેલો બંગાલી બાબુ ત્યાં ઘણું કષ્ટ વેઠી આખરે જઈ પહોચ્યો. પરંતુ તેને મલેચ્છ સંસર્ગ થયેલો હોવાથી આ પવિત્ર આશ્રમમાં તેનો પ્રવેશ થયો નહિ. આશ્રમવાસી જનોએ તેને એવું કહયું કે, "તમને માત્ર આશ્રમમાં પ્રવેશ થવાને પ્રથમ પંચાગ્નિ પ્રાયઃશ્ચિત્ત આપી પાવન કરવા જોઇએ." તેને તે સમત્ત થયો. ત્યારે મુનિવર્યોએ તેને કૃષ્ણ-જીન પર બેસાડી તેની ચોપાસ એક હાથના અંતર પર સિદ્ધ કરેલ અગ્નિ પેટાવ્યું. અને તે મધ્યે ૬૧ દિવસ રાખી પુર્ણ પાવન કર્યા પછી દીક્ષા આપી આશ્રમમાં આવવાને પાત્ર કર્યો.

પછી બે યોગીઓ તેને આશ્રમથી થોડા અંતર પર એક પુણ્ય સ્થાનમાં લઇ ગયા. ત્યાં બે યોગી પદ્માસન નાખી સમાધિ લગાડી બેઠેલા તેની નજરે પડયા. તે અતિશય પ્રચંડ અને અતિ ભવ્ય પુરૂષ હતા. આ જ મહાત્મા આ સિદ્ધાશ્રમની પુણ્યમૂર્તિ—તે સમાધિ મુકત થઇ કયારે પણ જાગૃતાવસ્થામાં આવતા નથી, તોપણ તેમની પ્રેરણાથી સર્વ કાર્ય થાય છે. તે અત્યંત પ્રાકકાલીન છે. આ બે મહા યોગીઓએ કુરૂક્ષેત્રનું મહા સંગ્રામ પણ જોયું છે. આવા પ્રાકકાલીન મહર્ષીના દર્શન કરતા તે બાબુને કેટલો બધો વિરલ આનંદ થયો હશે! તેના જીવનનું ખરૂં સાર્થક થયું હશે!

---

(૧) મંદાકીનીનું જળ અતિ તપ કર્યા વગર પ્રાપ્ત થતું નથી એવું કહેવાય છે. એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—

मंदाकिनी पयः पानं मंदाक्षी मुखचुंबनम् । मंदरोपवनक्रीडा मंदानुष्ठानतः कुतः ॥



# ત્યાગ

લેખક:—" શ્રીયુત આર: કે. વ્યાસ "

રાત્રીનો સમય હતો. આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા. ચંદ્ર સારી પૃથ્વીને જ્યોત્સ્નાની ધારાઓથી ન્હવરાવી રહ્યો હતો. સમીરની મંદ મંદ પરંતુ આલ્હાદક લહરીઓ વાતી હતી અને સૂતેલાંઓનાં શરીરપર વહાલથી કોમળ હસ્ત ફેરવતી હોય એમ લાગતું હતું. મધ્યરાત્રી થઇ ગઇ હતી. માનવીઓ ગાઢ નિદ્રામાં હતા. એક મનુષ્ય સિવાય સર્વ જગત સુતું હતું.

એક મકાનની બારી ખુલ્લી હતી. બારી પાસેજ પડેલાં ટેબલ પર કેટલાંક કાગળીઆં હતાં. ટેબલ પાસે પડેલી ખુરશી પર એક વ્યકિત બેઠી હતી. તેના હાથમાં પેનસીલ હતી. તેનાં નયનો આકાશ તરફ જાણે ચોંટી રહ્યાં હતાં. બહારનું અદ્દભુત સૃષ્ટિસૌન્દર્ય જાણે તે ઘૂંટડો ભરી પીતો હોય તેવો એના મહોડાં પર ભાવ હતો. અનેરી ઉર્મિઓનો સાગર તેનાં મગજમાં ઉભરાયો હતો. થોડી થોડી વારે તે કાંઇક લખતો હતો અને વળી પાછો પોતાની ચમકતી અને ઘેનભરી આંખ્યો બહાર ઠેરવતો હતો.

રાત વહી ગઈ. પ્રભાત થયું લખનારાએ પેન્સીલ નીચે મૂકી. તે કવિ હતો અને અર્ઘરાત્રે ઉત્પન્ન કરેલો અદ્વિતીય વિચારોનો ધોધ તેણે ઠાલવ્યો—એક કવિતામાં ને તેનું મથાળું રાખ્યું 'ચંદ્રરજની'

લગભગ સાતને શૂમારે કોઇએ બારણું ખોલ્યું. એકદમ કવિએ પોતાની કૃતિ સંતાડી દીધી. ઓરડામાં કવિનો એક પરમ મિત્ર શ્રીપતી આવી ઉભો અને પાસેજ પડેલી ખુરશી પર બેઠો.

"કાં શું ચાલતુ હતું ?" શ્રીપતીએ પૂછયું

"એકાદ કવિતા લખતો હતો" કવિએ પ્રત્યુત્તર આપ્યો.

"એમ લાવો જોઇએ."

શ્રીપતી પર શ્રીની કાંઇક મહેરબાની હતી. તે પણ કવિ તરીકે પ્રસિદ્ધ હતો. કવિતા સાહિત્યનો એ પૂજારી હતો. પોતાનો મિત્ર કવિતા કરી શકે છે એ તે જાણતો પણ તે બાબત પર બહુ લક્ષ આપેલું નહીં. કવિએ આપેલા કાગળ પર બેદરકારી ભરી નાખેલી શ્રીપતીની દ્રષ્ટિ ચોંટી ગઇ. તેની આંખ્યો પહોળી થઇ. તેણે કવિતા વાંચી, ફરી વાંચી. એકદમ આવેશમાં ઉભો થઈ ગયો. "સાબાશ....ગજબ કર્યો છે." શ્રીપતીથી બોલાઈ જવાયું. તેને એ કવિતામાં જાદુ ભર્યું લાગ્યું. એક એક સુક્ષ્મ ભાવ પર પુસ્તકો ભરાય એવું વિચાર ગાંભીર્ય તેણે જોયું.

"આ કૃતિ તમારી?" હજુ પણ માની ન શકતા શ્રીપતીએ કવિને પૂછયું.

"હા. રાત જાગી એ લખી છે." કવિએ પોતાની ઘેનમાં ઘેરાયલી આંખ ફેરવી કહ્યું.

"તો મારે અભીનંદન આપવું ઘટે. જગતના શ્રેષ્ઠ કવિઓમાં સ્થાન પામો એવી તમારામાં શકિત છે. મારે એક માસિક કહાડવું છે તેમાં એ લઇ લઇશ. આવી એકજ કવિતા છે કે?" "ના, સાત આઠ છે" કહી કવિએ નિખાલસ ભાવે એ કહાડીને શ્રીપતીના હાથમાં મુકી. શ્રીપતી એ કાગળીઆં લઈ ગયો.

× × × ×

આજ કવિને રાતના ઉજાગરાથી અને બેઠા રહેવાથી વાંસો દુઃખતો હતો. ઝીણો ઝીણો તાવ પણ હતો. તેની સ્ત્રી સાવિત્રીએ આવી પૂછયું "જમવાનું તવાર છે. થાળી પીરસું?" "ના, મારે નથી જમવું. તમે સૌ જમી લ્યો. મને આજ સુસ્તી છે."

"વૈધને બોલાવશું?"

"ના ના એવી કંઇ જરૂર નથી."

આમ ચાર દીવસ વહી ગયા. પાંચમે દીવસે શ્રીપતી ડાકટરને તેડી લાવ્યો. ડાકટરે દરદીની તપાસ કરી. "જરા મોડું થયું છે.?" ડાકટરે માથું હલાવી કહ્યું "કેમ"

"વાંસામાં ગુમડું થયું છે. એ એવી જાતનું છે કે ઑપરેશન પણ તરતમાં થાય તો છ્વ જોખમાય તેમ છે."

શ્રીપતીને સાવિત્રીને ફાળ પડી.

× × × ×

રબ્બરનાં પૂતળાંઓ જેવી નિરવ હતી. ઑપરેશન શરૂ કરી દેવામાં આવ્યું હતું એવામાં નર્સે ડાકટરને કાંઇક કાનમાં કહ્યું. તે એકદમ ઓરડાની બહાર આવ્યો. શ્રીપતી પણ તેની પાછળ આવ્યો. ડૉકટરની મુખમુદ્રા ચિંતાગ્રસ્ત હતી.

"Well...." શ્રીપતીએ બીજું આંખથી જ પૂછયું.

"Heart Failied" કહી ડાકટર એક બીજા ડાકટરના ઓરડા તરફ રવાના થયો.

શ્રીપતીને માથે જાણે વિજળી પડી, શું કરવું તે તેને સુઝ્યું નહીં. તેનું મગજ બહેર મારી ગયું. વધુ કંઇ પણ પુછપરછ ન કરતાં યંત્રવત તે હૉસ્પીટલમાંથી નીકળ્યો. દાદર પાસે જ સાવિત્રી સામી મળી, "કેમ છે?" ઉતાવળથી જ સાવિત્રીએ પુછયું. શ્રીપતીની આંખમાં આંસુ જોઈ તે સાધ્વી સ્ત્રી કળી ગઈ, તેને તમમર આવ્યાં ને બેશુદ્ધ થઈ ઢળી પડી. બે ચાર નર્સો તેની પાસે દોડી આવી, અને શ્રીપતી એકસો રૂપીઆની નોટ સાવિત્રી તરફ નાખી રવાના થયો.

× × × × ×

પંદર દીવસ પછી સાહિત્ય રસિકોની દૂનીઆમાં ખળભળાટ મચી રહ્યો. શ્રીપતીના આધિપતી પણા નીચે "રસમંદિર" નામે નવીજ શૈલીનું માસિક પ્રકટ થયું. તેમાં પહેલે જ પાને મુકેલી 'ચંદ્રરજની' કવિતાએ તો સઉને ડોલાવી મૂકયા. સાહિત્યાકાશમાં જાણે કોઇ નવોજ બેનમૂન સીતારો ઉગ્યો. એ કવિતા લખનારને જગતના કયા મહાન કવિ સાથે સરખાવવો એ મુંઝવણ ઉભી થઈ. કારણ એ કવિ સઉથી નિરાળો છતાં સઉની વિશિષ્ટતા તેણે એ કાવ્યમાં ભરી હતી. એ કવિતામાં અમૃત સરીખડી મીઠાશ, સાગર સમું વિચાર ગાંભીર્ય, ગગનવિહારી કલ્પનાઓ, ને નાયગરાના ધોધ સમો જુસ્સો હતો. સમગ્ર દુનિઆંના માસિકોમાં તેનાં ભાષાંતરો થવા લાગ્યાં અને ઠેરઠેર લેખકો તેની મુકત કંઠે પ્રસંશા કરવામાં મશગૂલ થઈ ગયા.

કીર્તિનો આ ધોધ એ કવિના નીચે છપાએલાં નામ શ્રીપતી પર ઠલવાતો હતો.

શ્રીપતી કવિનો પરમ મિત્ર હતો. તેના પર એને ભાઇના જેવી પ્રીતિ હતી. કવિ આ ફાની દુનીઆં છોડી ગયો તેથી ઉત્પન્ન થએલું દુઃખ વખતના વહેવા સાથે ઓછું થયું. માસિક કહાડવાનો વિચાર 'ચંદ્રરજની' કવિતાએ દૃઢ કર્યો. તે પૈસે ટકે પણ સુખી હતો. માસિકનો પહેલો અંક જ્યારે છપાઇ ગયો ને તેના છેલ્લા પ્રૂફ પોતા પાસે આવ્યા ત્યારે તેની નજર પેલી કવિતાપર પડી. એક દુઃખી વિચાર તેના મગજમાં આવ્યો. ધીમેથી કલમ ઉપાડી 'ચંદ્રરજની' નીચે છપાયેલું નામ કહાડી પોતાનું મુકયું. ગુલાબ જેવાં અત્યુત્તમ પુષ્પ નીચે કાંટા હોય છે, જેમ પૃથ્વીના પડમાંથી આંબાઓની સાથે બાવળો પણ ઉગે છે તેમ મનુષ્ય સ્વભાવમાં પણ કોઇક વખતે અનિષ્ઠ વિચાર આવે તો તેમાં શું આશ્ચર્ય.

'ચંદ્રરજની' પછી એજ શૈલીની કવિની આઠેય કવિતાઓ શ્રીપતીએ પ્રકટ કરી. એ કવિતાઓનાં ભાષાંતરો ને પ્રકાશનોના હક્ક મેળવવા અનેક કંપનીઓ તજવીજ કરવા લાગી. દ્રવ્ય પણ શ્રીપતીને પુષ્કળ મળવા લાગ્યું. "રસમંદિર" ની લાખો નકલો ઉપડવા માંડી. બીજાં માસિકો ગ્રાહકોના અભાવે કાંતો બંધ થયાં અગર તો અંધકારમાં ડૂબી ગયાં.

શ્રીપતી દરમહીને નીયમીત રીતે સાવિત્રી પર ૫૦ રૂપીઆ મોકલ્યા કરતો હતો. આઠમી કવિતા પ્રકટ થઇ ચુકયા પછી તે વિમાસણમાં પડયો કે હવે આગળ શું કરવું. તેજ સાથે પોતાનો મિત્ર યાદ આવ્યો. અનેક વખત તેણે પોતાના હૃદયના પોકારને ગુંગળાવી નાંખ્યો હતો. આજ એ પોકાર દાબી દઇ શકયો નહીં, શ્રીપતી અસ્વસ્થ થવા લાગ્યો. તેને એકદમ એક વિચાર આવ્યો ને ઉભો થઈ કયાંક જવા ઉપડયો.

× × × × × ×

"બાર બાર મહીના થયા માંદગી ચાલી છતાંએ એ કૃતઘ્ન મિત્રને મારી ખબર લેવાનું પણ ન સુઝ્યું. એ તો ઠીક છે કે બે ડાકટરો સાથે મળતાં મને મૃત્યુના મુખમાંથી ખેંચી લીધો પણ જો તેમ ન થયું હોત તો તારૂં શું થાત," અસ્વસ્થ કવિએ બિછાનામાં પડયા પડયા પોતાની સ્ત્રીને કહ્યું.

"ના ના, પ્રભુ ઓછું ન લાવશો, મને એ એવા નથી લાગતા. મારૂં સૌભાગ્ય પરમાત્માએ અખંડ રાખ્યું છે તેની એને ખબર નહીં હોય. તેણે હોસ્પીટલમાંથી જતી વખતે મને ૧૦૦ રૂપીઆ આપેલા, હજુ પણ દર મહીને ૫૦ રૂપીઆ મોકલ્યા કરે છે," સાવિત્રીએ કહ્યું.

"ના ના, તું એનો બચાવ કરે છે. એ નાલાયકે મને દગો દીધો હોય તેમ લાગે છે. પ્રભુ જાણે ૫૦ રૂપીઆમાં મને વેચી એ શું કરે છે."

આમ વાતચિત ચાલતી હતી ત્યાં એક બીજો મિત્ર વિનય બારણામાં આવી ઉભો. તેની આંખમાં આનંદ ને આશ્ચર્ય જણાતાં હતાં.

"ઓહો વિનુ, આવ, ભાઈ આવ તું કયાં હતો? હું હમણાં જ કહેતો હતો કે આ સ્થિતિમાં એક પણ મિત્રે ખબર ન કહાડી."

"કવિ તમારી ભૂલ થાય છે. જગતમાં સર્વ મિત્રો બેવફા હોતા નથી. હું બહારગામ ગયો હતો. ત્યાંથી પાછો ફરતાં મેં તમારાં અવસાનના ખબર સાંભળ્યાં. તરત જ હું સાવિત્રી બહેન પાસે આવવા નીકળી પડયો. પણ અહીં પરમાત્માની કરૂણા મને આ દ્રશ્ય દેખાડે છે. તબીયત કેમ છે?" વિનુએ કહ્યું.

"હવે સુધારા પર છે, માંદગીને તો બાર મહીના થયા," કવિએ કહ્યું.

"હેં! શું કહો છો!"

"ખરૂં જ કહું છું. તું આવ્યો તે માટે આભાર, હું તો મ્હોતનાં મહોડામાંથી છુટી નવો અવતાર ભોગવું છું.–પણ આ તારા હાથમાં પુસ્તક શું છે?"

"એ તો શ્રીપતીએ પ્રકટ કરેલાં માસિક રસમંદિરની ફાઇલ છે. એમાં આવેલી કવિતાઓએ તો જગતભરના રસજ્ઞોને મંત્ર મુગ્ધ કરી દીધા છે." કહી વિનુએ ફાઇલ કવિના હાથમાં મુકી. કવિએ આતુરતાથી પહેલું પાનું ઉઘાડયું, સાથે જ "ચંદ્રરજની" કવિતા દીઠી કવિના મુખ પર અવર્ણનીય આનંદ છવાઈ ગયો. તે એ વાંચવા માંડયો. તે વાંચતો ગયો ને શબ્દે શબ્દે ભરેલું માધુર્ય પીતો ગયો. કવિતા પૂરી થઇ ને કવિની નજર નીચે છપાયેલી સહી તરફ પડતાંજ તેની આંખ ફાટી ગઇ. તે સફાળો બિછાનામાં બેઠો થઇ ગયો. સાવિત્રી આ ઓચિંતા ફેરફારથી ચમકી ગઇ–બ્હી ગઈ. કવિએ પોતાની આંખ વિનુ તરફ ફેરવી. એ આંખમાંથી અંગારા ઝરી રહ્યા હતા. "શાહી ખડીઓ લાવ" ઓરડામાં એ શબ્દોનો ગંભીર પડઘો થયો. વિનય આભો બન્યો.

"ભાઈ આમ ન લખાય. આરામ થાય પછી લખજે" વિનુએ લાગણી દર્શાવી.

"શું! હું લખાવું છું. જા........શાહી ખડીઓ લાવ"

યંત્રવત વિનુ ઉઠયો. લખવાની સામગ્રી લઈ આવ્યો.

"લખ. શિર્ષક કૃતઘ્નતા"

એ પછી કવિના મુખમાંથી જોશબંધ વાણી પ્રવાહ ચાલ્યો. એ પ્રવાહમાં સાગરને મળવા જતી સરિતાના જેવી ત્વરા હતી, અર્જૂનના ગાંડીવમાંથી છુટેલાં બાણ સમી સચોટતા હતી, મેઘગર્જન સમો વિજયનો ટંકાર હતો. વિનય એ પ્રવાહ ઝીલ્યે જતો હતો. ચારે તરફ વાતાવરણમાં 'કૃતઘ્નતા' 'બેવફાઈ' શબ્દો ગાજી રહેલા લાગતા હતા. કવિતા પૂરી થઈ. સામેજ શ્રીપતી ન જાણે કયારનો ઉભો હતો. કવિની સહજ ફરતી નજર તેના ઉપર આકસ્મીક પડી. શ્રીપતીના નયનોમાં અસ્ખલીત પ્રવાહ વહેવા માંડયો. કવિ ગુસ્સાથી રૂંધાતે સ્વરે કાંઈ બોલે તે પહેલાં શ્રીપતી દોડયો ને કવિના પગ પકડી માથું તે પર મુકયું. વિનય ને સાવિત્રી જાણે પુતળાં બની ગયાં.

"ભાઈ મેં તને દગો દીધો. મને માફ નહીં કરે ત્યાં સુધી હું ઉઠીશ નહીં" ગદ્ગદ્ કંઠે શ્રીપતીએ કહ્યું. કવિની અગ્નિ ઝરતી આંખમાં અશ્રુ આવ્યાં ને વહેવા માંડયાં. તે સાથેજ તેનો ગુસ્સો સરી પડયો.

"શ્રીપતી....શ્રીપતી ઉઠ. તને માફ છે." શ્રીપતીનો હાથ પકડી કવિએ કહ્યું.

શ્રીપતી ઉઠયો. અશ્રુભીની આંખ્યો સહીત એ પાસેની ખુરશી પર બેઠો. તેણે ખીસ્સામાંથી એક કાગળ કહાડી કવિના હાથમાં મુકયો. કવિ તે મોટેથી વાંચી

ગયો. તેમાં શ્રીપતીએ સર્વ બાબતનો ખુલાસો કરી પોતાની સહી મુકી હતી. વિનય પોતાંની નજર સામે ભજવાતાં નાટકનો અર્થ સમજ્યો. તેની અજાયબીનો પાર ન રહ્યો.

"ભાઈ એ નોંધ હું આવતા અંકમાં પ્રકટ કરી મારો ગુન્હો જાહેર કરવા માગું છું." શ્રીપતીએ કહ્યું. કવિની આંખમાં દયા સ્પષ્ટ દેખાતી હતી. "એટલે મળેલી કીર્તિનો ત્યાગ. એ બનશે." કવિએ પુછ્યું.

"કેમ ન બને. પાપનું પ્રાયશ્ચિત મારે કરવુંજ જોઈએ" શ્રીપતીએ કહ્યું.

"નહીં નહીં. તેમ નહીં આ નોંધ હું હમણા અહીંજ રાખુંછું મને યોગ્ય લાગશે તોજ આપીશ."

શ્રીપતીએ એ પછી એક બીજો કાગળ ને ૩૦૦૦ રૂપીયાની નોટો કવિના હાથમાં મુકયાં.

"એક ઈગ્રેજ કંપનીએ તમારી કવિતાઓના પ્રકાશન હકક મેળવવા માટે એ રકમ મોકલી છે. એ તમારી દોલત છે. અને બીજી કંપનીઓને પણ મેં બારોબાર અહીંજ પત્રવ્યવહાર કરે એમ લખી જણાવ્યું છે."

બસ આટલી વાતચીત કરી. ફરી એકવાર માફ માંગી શ્રીપતી વિદાય થયો. વિનયે પણ વિદાય લીધી.

× × × ×

વળતે દીવસે વિનયે આવી કવિને ખબર આપ્યા કે રાત્રે શ્રીપતીના ખાવામાં કાંઈક આવવાથી સવારના તેણે દેહ છોડયો. કવિને જાણે વીંછી કરડયો હોય તેવી વેદના થઇ. એકદમ બિછાનામાંથી બેઠા થઇ તેણે ઝપ ઝપ કપડાં પહેરી લીધાં. એ ને સાવિત્રી બેઉ એક ગાડી કરી શ્રીપતીને ઘેર જવા ઉપડયાં.

× × × ×

બીજે મહીને 'રસમંદિરનો' અંક કવિનાં અધિપતિપણા નીચે પ્રકટ થયો. તેમાં સ્વર્ગસ્થ કવિ શ્રીપતીને અદ્દભૂત નિવાપાંજલી આપવામાં આવી. "કૃતજ્ઞતા" નામની એક કવિતા શ્રીપતીની સહીથી પ્રકટ થઇ. અધિપતિની નોંધમાં લખવામાં આવ્યું કે "સ્વર્ગસ્થ કવિનો કાવ્યભંડાર ઘણોજ બહોળો છે જેમાંથી દરેક મહીને કાંઇને કાંઇ વાંચકવૃંદોને નજર કરવામાં આવશે."

જગતમાં કીર્તિ મેળવવા જીવનનો ભોગ આપનારા ઘણા છે. પણ કીર્તિનો ભોગ તો કોઇ વીરલાજ આપી શકે.*

---

* શ્રીયુત સુદર્શનના એક લેખ પરથી સૂચિત.

# ભારતીય નાટયશાસ્ત્ર

લેખકઃ—રા૦ ઓખાઈ.

(૧)

## ભારતીય વસ્તુગ્રંથન અથવા નાટકનું સંવિધાનક.

વસ્તુગ્રંથન અથવા સંવિધાનક

કોઇપણ નાટકમાંનો ખરો રસ, તેનું વૈચિત્ર્ય, તેનું મનોહરત્વ, અને તેની શોભા, આ સર્વ કેવળ તેના સંવિધાનક પર જ મુખ્યત્વે કરી અવલંબી હોય છે. અને આ સંવિધાનકની પરિપકવતા અને શ્રેષ્ઠત્વ જેટલે અંશે અપૂર્વ, કિંવા ચિત્તાકર્ષક થાય છે, તેટલે અંશે તે ઉદાર કૃતિનું પરિમલ દિગંતરમાં એકદમ પ્રસરે છે, અને સર્વેને છકક કરી નાખે છે.

તેના તત્વો તથા પ્રકાર

પ્રત્યેક પ્રયોગમાંના સંવિધાનકને વસ્તુ એવી સંજ્ઞા હોય છે, અને તેમાં (૧) બીજ, (૨) બિંદુ, (૩) પતાકા, (૪) પ્રકરી, અને (૫) કાર્ય એવા પાંચ તત્વો છે.

જે યોગથી ઇષ્ટ કાર્ય બની આવે છે, તેને સંધિ કહે છે, અને તેમાં (૧) મુખ, (૨) પ્રતિમુખ, (૩) ગર્ભ, (૪) વિમર્ષ અને (૫) ઉપસંહૃતિ અથવા નિર્વહણ, એવા પાંચ પ્રકાર છે. તેમાં પણ અનેક પેટા ભેદ છે, તે નીચે પ્રમાણે નિર્દિષ્ટ થયલા જણાય છે. એટલે ૧૨ મુખાંગો, ૧૨ પ્રતિમુખાંગો, ૧૩ ગર્ભાંગો, ૧૩ વિમર્ષાંગો, અને ૧૪ નિર્વહણાંગો. આ અંગો વર્ણવવા જેવા મનોવેધક કિંવા મહત્વના ન હોવાથી, તેની વીગતવાર હકીકત આપી નથી. તથાપિ, આ પરથી ભારતીઓએ આ વિષયનું કેવું અને કેટલું દીર્ઘ પરિશીલન કર્યું હતું, અને ભારતીય નાટયશાસ્ત્ર અને નાટયકળા એ કેટલી પૂર્ણત્વાપ્રત પહોંચી હતી, એની કલ્પના કોઇને પણ સહજ જ થવા જેવી છે.

(૨)

## નાટકની વાક્સરણી.

રસ એજ કાવ્યનું જીવન

નાટકની ભાષાસરણી અથવા વચોવિન્યાસ એ દોષ રહિત હોઇ, નિઃસંશય રસાત્મક હોવી જોઇએ. કારણ, રસ એજ કાવ્યનો અન્તરાત્મા અને એનું ખરૂ જીવન છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી.

આ સંબંધે, વિશ્વનાથે એવું સ્પષ્ટ લખ્યું છે કેઃ—

આ બદલ સાહિત્ય દર્પણનું પ્રમાણ   वाक्यं रसात्मकं काव्यम् ॥३॥
दोषास्तस्यापकर्षकाः ॥४॥
(साहित्यदर्पणे प्रथमः परिच्छेदः)

આજ પ્રમાણે, અગ્નિપુરાણમાં સુદ્ધાં તદ્વિષયક નીચે લખ્યા પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે. કારણ, તેમાં એવું કહ્યું છે કેઃ—

અગ્નિપુરાણનું પ્રમાણ   "वाग्वैदग्ध्य प्रधानेऽपि रस एवात्र जीवितम्।" (अग्निपुराण)

તેજ પ્રમાણે, ધ્વનિકારના પણ આ બાબતમાં—

ધ્વનિકારનું પ્રમાણ   "अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा योव्यवस्थितः" ઇત્યાદી વચનો છે.

વર્ણધ્વનિ, અને પદોના અર્થ, તેનું તાદાત્મ્ય

શિવાય, કાવ્યમાંની વર્ણરચના પ્રસંગાનુસાર મધુર અને આલ્હાદકારક, અને કારણ પરત્વે તીવ્ર અને હૃદયદ્રાવક, હોવી જ જોઇએ. એટલે એ યોગથી, અર્થ અને ધ્વનિ તેનું તાદાત્મ્ય થઇ, મનને સ્વયમેવ લાગણીઓ થાય છે, અને તે અનાયાસે તલ્લીન રહે છે. અર્થાત્ વર્ણના કઠોરપણાથી કવિતાને કર્ણ કટુત્વ આવે નહિ, એટલીજ વાત ઉત્તમ વાક્સરણીને પુરતી નથી, વાસ્તવિક રીતે જોઇએ તો પદોનો ઉચ્ચાર એ એના અર્થના કેવળ પ્રતિધ્વનિજ હોવો જોઇએ, એવી તેની રચના હોય એ અતિ મહત્વનું છે.

અમે કહીએ છીએ તેનું ખરૂં ઇંગિત વાંચકોના ધ્યાનમાં આવવા માટે, ભવભૂતિનો શ્લોક અમે વાંચકો આગળ મુકીએ છીએઃ—

તદ્વિષયક પ્રમાણ   "विदितं ननु कन्दुक ते हृदयं
प्रमदाधरसंगमलुब्ध इव।
वनिताकरतामरसाभिहतः
पतितः पतितः पुनरुत्पतसि॥"

"It is not enough no harshness gives offence,
The sound must seem an echo to the sense."
(Essay on Criticism)

તાત્પર્ય:—અર્થાત્. આવા પ્રકારના કાવ્યથી જ મનને આલ્હાદ થાય છે, અને તદ્વિષયક આપણો પ્રેમ જાગૃત કરી, તે તેને તત્કાળ તલ્લીનતા લાવે છે

अदोषं गुणवत् काव्यमलंकारैरलंकृतम् ।
रसान्वितं कविः कुर्वन् कीर्ति प्रीतिंच विन्दति ॥

(૩)

## ભારતીય નાટક શાળા અને નેપથ્ય રચના

**ભારતીય નાટકશાળા અને નેપથ્ય રચનાની કાયમની યોજના**

પ્રાચીનકાળમાં, ભારતીય નાટકોના પ્રયોગ ઘણું કરી કેવળ ઉત્સવ નિમિત્ત, પરંતુ કયારે કયારે અન્ય પ્રસંગાનુસાર પણ કરવામાં આવતા હતા. આથી, તેટલા માટે અને તેટલાં કાર્ય પુરતાં, નાટ્યગૃહોની કાયમની યોજના, નિદાન અલ્પ સ્વલ્પ પ્રમાણમાં પણ, ખચિત જ થઈ હોવી જોઈએ, એવું માનવાને સારા સાધનો અને બલવત્તર પ્રમાણો મળે છે. કારણ. મૃચ્છકટિક જેવા પુરાણતમ નાટકમાં પણ, 'नेपथ्य मि मुखमवलोक्य' 'नेपथ्ये,' 'प्रविशति,' 'निष्क्रामति,' ઇત્યાદિ શબ્દોનો ઉપયોગ થયો છે. અને તે પરથી આપણા આ પુરાણતમ ભરતખંડમાં નાટકશાળાની યોજના ઘણી જ પ્રાચીન હોવાનું નિર્વિવાદ ઠરે છે. એજ પ્રમાણે અન્ય કેટલેક સ્થળે 'अपटीक्षेपेण प्रविशति,' વગેરે પ્રકારના જે પાઠ આપણને દૃગ્ગોચર થાય છે, તે પરથી શુદ્ધાં, રંગભૂમિની યોજના, અથવા નાટ્યગૃહની સંસ્થા, કિંવા નેપથ્ય રચના, એ નિ:સંશય વિશેષ પ્રાચીન હોવાનું, સપ્રમાણ સિદ્ધ થાય છે.

**ભરતકાલો તેનું પૌરાણત્વ અને પ્રમાણ**

શિવાય, નાટકશાસ્ત્રના ઉત્પાદક અને નાટ્યકળાના પુરાણ પ્રણેતા ભરત મહા મુનિ જ હોવાનુ, શ્રી કાલિદાસ(૧) કવિ પુંગવે પણ ઉલ્લેખ કરેલો હોઈ, આ ઋષિવરનું નાટયશાસ્ત્રમાં જ ભારતીય રંગભૂમિનું પ્રત્યક્ષ નામ નિર્દેશ મળી આવે છે. કારણ ભારતીય નાટયશાસ્ત્રમાં તેણે એક ઠેકાણે કહયું છે કે:—

(૧) કાલિદાસ ઇ૦ સ૦ પૂર્વે ૫૬ માં થઇ ગયા, તે વિશે અમે જુદા લેખમાં પુરાવા આપીશું.

रंगे तु ये प्रतिष्ठाः सर्वेषां भवती तत्रानिष्क्रामः।
बीजार्थं युक्तिमुक्तं कृत्वा कार्यं यथार्थरसम् ॥ २४ ॥
(अष्टादशोऽध्यायः)

આ પરથી, ભરતખંડમાં રંગભૂમિની એટલે નાટયગૃહની યોજના નાટય પ્રયોગ માટે ખાસ કરેલી હતી, આ વિષયમાં લેશમાત્ર પણ શંકા લેવા જેવું નથી.

**કાલીદાસના વખતના પ્રમાણ**

કાલીદાસેતો સંગીતશાળા, ચિત્રશાળા, પ્રેક્ષાગૃહ (નાટયશાળા) ઇત્યાદિ શબ્દોનો વારંવાર ઉપયોગ કરેલો મળી આવે છે. તે પરથી, તેટલા પ્રાચીન કાળમાં, નાટયગૃહ કિંવા પ્રયોગશાળાની યોજના ખચિત જ થયલી દેખાય છે. કારણ માલવિકાગ્નિમિત્રમાં તે સંબંધી નીચે લખેલ પ્રકારની સ્પષ્ટ ઉક્તિ નજરે પડે છે.

बकुलावलिका x x x x तद्यावत् संगीतशालां गच्छामि x x x शृणु। चित्रशालांगतादेवी प्रत्यग्रवर्णरागां चित्रलेखामाचार्यस्यावलोकयन्ती तिष्ठति. x x x

विदूषकः—तेन ह्युभावपि वर्गौ प्रेक्षागृहे संगीतरचनां कृत्वा अत्रभवतो दूतं प्रेषयतम्। अथवा मृदंग शब्द एव नं उत्थापयिष्यति.

(માલવિકાગ્નિમિત્ર. અંક ૧ લો)

ભવભૂતિના વખતનું પ્રમાણઃ—ભવભૂતિએ સુદ્ધાં રંગભૂમિનો ઉલ્લેખ 'માલતી માધવ'માં કરેલો દેખાય છે.

सूत्रधारः—(नेपथ्याभिमुखमवलोक्य) मारिष। सुविहितानि रंगमंगलानि

(અંક ૧ લો)

**ઉપસંહાર**

આ પરથી, નાટકો કિંવા અન્ય પ્રયોગો કરવા માટે, ભરતખંડમાં પ્રાચીન કાળમાં નાટયગૃહોની કાયમની યોજના થયલી નહોતી, એવો જે વીલસને પોતાનો મત ઠોકી બેસાડયો છે,—"The Hindus never had any building appropriated to public entertainments" (Wilson's Hindu Theatre)—તેને કાંઈપણ આધાર હોય એમ અમને લાગતું નથી.

**તદ્વિષયક સંગીત રત્નાકરમાંનું વર્ણન**

આ ઉપરાંત, સંગીત રત્નાકરમાં તો, એ બાબત પૂર્ણ વીગતવાર વિવેચન દૃષ્ટિગોચર થાય છે. એટલું જ નહિ પણ, તે અતિ મનોહર અને કુતૂહલ હોવાથી તત્કાલીન નાટય ગૃહોની, નૃત્ય શાળાની અથવા એકાદી રંગભૂમિની ખરેખર સ્થિતિ કેવી હતી એ વિષે અનુમાન સહજ જ બાંધી શકાય છે. નૃત્યશાળા કેવી હોવી જોઇએ, આ વિષયનું વર્ણન સંગીત રત્નાકરમાં હોઈ, તેજ નાટય ગૃહને પણ લાગુ પડે છે. અને તેનાથી, આવા પ્રકારની નાટકશાળા લોક રંજનાર્થ

બાંધવાની ભારતીયોની પદ્ધતિ પુષ્કળ પ્રાચીન જ છે એ ચોકખું દેખાઈ આવે છે. આમાંથી આવશ્યક એટલું અવતરણ અહીં આપ્યું છે:—

विचित्रा नृत्यशाला स्यात् पुष्पप्रकर शोभिता ।
नानावितानसंपन्ना रत्नस्तंभविभूषिता ॥
तस्यां सिंहासनं रम्यमध्यासीनः सभापतिः ।
वामतोऽन्तःपुराणि स्युः प्रधाना दक्षिणेन तम् ॥
पृष्ठभागे प्रधानानां कोशः श्रीकरणाधिपः ।
तत्संनिधौ तु विद्वांसो लोकवेदविशारदाः ॥
रसिकाः कवयोऽप्यत्र चतुराः सर्वरीतिषु ।
मान्याश्च ज्योतिर्विदो वैद्यान् विद्वन्मध्ये निवेशयेत् ॥
स्याद् वामेतरभागे तु मंत्रिणां परिमंडलम् ।
तत्रैव सैन्यमान्यानामन्येषामुपवेशनम् ॥
विलासिनो विलासिन्यः परितोऽन्तःपुराणि च ।
पुरतोऽपि नृपस्य स्युः पृष्ठभागे तु भूपते ॥
चारुचामरधारिण्यो रूपयौवनसंभृताः ।
रणत्कंकणझणत्कारनिर्वाणजनमानसाः ॥
अग्रिमा वामभागे स्युरग्रे वाग्गेयकारकाः ।
कथका बन्दिनश्चात्र विद्यावन्तः प्रियंवदा ॥
प्रशंसाकुशलाश्चान्ये चतुराः सर्वमातृषु ।
ततः परं तु परितः परिवारोपवेशनम् ॥
अधिष्ठितं सदः कार्यं दक्षैर्वेत्रधरैर्नरैः ।
अंगरक्षास्तु तिष्ठेयुः सर्वतः शस्त्रपाणयः ॥

(संगीत रत्नाकरे सप्तमोनर्तनाध्यायः)

અર્થ:—" જે સંગીત શાળામાં અથવા રંગભૂમિમાં નૃત્ય થવાનું હોય, કિંવા એકાદો પ્રયોગ કરવાનો હોય, તે વિસ્તીર્ણ અને સુશોભિત હોવી જોઈએ; અને આ વાત પર બધાએ બરાબર લક્ષ્ય આપવું. રંગભૂમિ પર રમણીય અને વિસ્તૃત છત હોવું જોઈએ, તે પુષ્પમાળથી મંડિત અને લતાસ્તંભોથી અલંકૃત થયલાં હોવી જોઈએ. આવા પ્રકારના સુંદર ભવનમાં, સર્વ પ્રકારની સામગ્રી તૈયાર થયા પછી, યજમાને (રાજાએ) મધ્ય ભાગમાં પ્રમુખ સ્થાન લઈ, સિંહાસન પર બિરાજમાન થવું. તે પછી, અંતઃપુરની સ્ત્રીઓએ વામ ભાગે બેસવું, પ્રધાન, સરદારો, અને માનકરીઓને તેમના દક્ષિણ ભાગમાં જગ્યા આપવી. પછી, આ સર્વની પાછળ, દરબારના મુખ્ય અધિકારી વર્ગ અને વિશેષ પરિચિત લોકોની જગ્યા રાખવી; અને તેની પાસે જ રસિક અને ચતુર કવિવરો, જ્યોતિષજ્ઞ, વૈદ્યરાજ, તથા અન્ય વિદ્વજ્જને બેસવું. તે પછી, વામ ભાગમાં મંત્રિ વર્ગના અને સેનાધિપતિના પરિમંડળે બેસવું; અને રાજાની આગળ અને પાછળ, અને અંતઃપુરની સ્ત્રી વગ

સન્નિધ, લાવણ્ય શ્રી સેવકોએ ઉભા રહેવું; અને તેમણે ચમરો, મોરચળો ફેરવવા, તથા પંખાથી પવન નાખવું. ચોપદારોએ વ્યવસ્થા રાખવી; અને જેના તેના દરજ્જા પ્રમાણે તેઓએ અદબથી વર્તવું. આજ પ્રમાણે, હથીયાર બંધ લોકોએ સર્વ પ્રકારની વ્યવસ્થા રાખવી; અને એકંદર મીજલસનો બંદોબસ્ત પણ તેમણે રાખવો "-વગેરે-આ વિષયનું સુરસ વર્ણન આપેલું છે.

આ પરથી, આપણા પુરાણતમ ભરત ખંડમાં અને રસિક આર્યભૂમિમાં સર્વ પ્રકારની સિદ્ધતા તેટલા પ્રાચીન કાળમાં યથેષ્ટ થયલી હતી. અને મનોરંજનાર્થ વિશાળ નાટયગૃહો, શિક્ષણાર્થ અપૂર્વ નૃત્યશાળાઓ, અને પરિશીલનાર્થ ઉત્તમ પ્રયોગ મંદિરો; મ્હોટા મ્હોટા શહેરોમાં ખાસ બાંધેલા હતા, એવી ખાત્રિ થાય છે; અને તે ઉપર વર્ણવેલા-આપેલા પ્રમાણ પરથી આપો આપજ સિદ્ધ થાય છે.

**પાત્રોના વસ્ત્રાભરણો**

આજ સ્થળે, પાત્રોની સોજ્જવલતા, તેમનો પહેરવેષ, તેમના વસ્ત્રો, તેમના અલંકાર, અને તેમના આવિર્ભાવ, આ વિષયમાં પણ ટુંકમાં ઈતિવૃત્ત આપવું આવશ્યક છે, એથી, તે કેવળ સારાંશ રૂપે આપું છું. પ્રત્યેક પાત્રે પોતપોતાની ભૂમિકાને યોગ્ય એવું જ રૂપ ધારણ કરવું, અને ઉચિત વસ્ત્રો પહેરવા. તેજ પ્રમાણે, તેને અનુરૂપ અલંકાર પહેરવા, અને પ્રસંગાનુંસાર ગંભીર સાત્વિક, ઉદાર અને ઉદાત્તવૃત્તિ પણ દેખાડવી. કાર્યવશાત્, તેણે રજોગુણનો અંગિકાર કરવો, અને કારણ પરત્વે તમોગુણની કેવળ સાક્ષાત મૂર્તિ જ પોતાને બનાવવી. તાત્પર્ય, પ્રત્યેક પાત્રે પોત પોતાના કાર્ય પુરતાં પ્રપંચને તાદાત્મ્ય કરી, પોતાનો સંસારાત્મક સ્વરૂપ સર્વ પારિષદને અને શ્રોતૃજનોને દેખાડવો જોઇએ; અને તેથી કરીને, પોતાની ક્રિયાનુસાર અને આચરણનુંરૂપ સુખદુ ખાત્મક ફળ કેવા ભોગવવા પડે છે, તેનું પ્રત્યક્ષ પ્રતિબિંબ અખિલ જનસમૂહના હૃદય પટળ પર સહજ રીતે જ ઉતરવા જોઇએ.

**તત્સંબંધે ભરતે કરેલ વિવેચન**

હવે, તત્સંબંધી અને રંગભૂમિ પરના પાત્રોના પોષાક વગેરે, કેવા કેવા હોવા જોઇએ તે વિષયમાં પણ થોડુંક દિગ્દર્શન, ભરતે પોતાના ભારતીય નાટયશાસ્ત્રમાં આપેલું છે. આમાંથી અવશ્ય એટલા અવતરણ અહીં આપીયે છીયેઃ—

तदेव सर्वं संपन्नं नाट्यमेतन्मया कृतम् ।
वर्णकैश्छादितस्तत्र भूषणैश्चाप्यलंकृतः ॥
गाम्भीर्यौदार्यसंपन्नो राजवत्तु भवेन्नटः ।
सत्वद्वीपाश्चैव मध्यमैको भवेत् ॥
वर्णकैश्छादितेनेह कार्यं त्वेष विचेष्टितम् ।
आचार्यबुद्ध्या कान्ता च सौष्ठवेन पुरःसरः ॥
राजावद् भरतस्तस्मात् राजापि नटवद् भवेत् ।
यथा नटस्तथा राजा यथा राजा तथा नटः ॥

उभाभ्यां भावसंपत्तिः समलीलांगसौष्टवा ।
यथाऽऽचार्योपदेशेन रंगशोभी भवेद् नटः ॥
एवं स्वभावतो राजा नित्यमेवोद्धतो भवेत् ।
दिव्यानां यः परिवारः पार्थिवानां भवेदिह ॥
नाटके संप्रयोक्तव्यो वेषभाषाक्रियान्वितः ।
य दृष्टं यस्य यद्रूपं प्रकृत्यातस्य तादृशम् ॥
वेषे वेषविधानेन कर्तव्य च प्रभुं पुनः ।
एवं राजोपचारेषु कार्यः पुरुषसंग्रहः ॥ (ચતુર્વિંશોઽધ્યાયઃ)

તાત્પર્યાર્થઃ—"આ પ્રમાણે સર્વાંગ સંપૂર્ણ નાટકનો ખ્યાલ મેં આપેલો છે. તેમાં સૂત્રધાર યોજવો તે નાના પ્રકારના વસ્ત્રાભૂષણોથી અલંકૃત થયેલો, ગંભીર, ઉદાર ચિત્તવાળો, રાજા જેવો પ્રભાવશાળી, અનેકમાં એક જૂદો તરી આવે એવો, અને દેખાવડો હોવો જોઇએ રાજા જેવો પ્રભાવશાળી સૂત્રધાર નાટ્ય પ્રારંભમાં યોજાય એટલે રાજા પણ સૂત્રધાર જેવાજ ગાંભીર્યોદાર્યાદિ ગુણોવાળો હોય એ ઇષ્ટ છે. એટલે જેવો રાજા તેવો સૂત્રધાર અને જેવો સૂત્રધાર તેવો જ રાજા હોવો જોઇએ. બન્નેના આવા ગુણોના પ્રભાવથી નાટકમાં અતિ ઉચ્ચ અને સમતોલ ભાવ જળવાઇ શકે છે માટે આચાર્યના ઉપદેશ મુજબ રંગભૂમિ શોભાવે તેવો સૂત્રધાર હોવો જોઇએ. એવી જ રીતે રાજા! પણ ઉદાત્ત, સૂર્યવંશી રાજા જેવો પ્રભાવશાળી, જન્મથી જ રાજા જેવો, વેષ, ભાષા અને ક્રિયા કૌશલ્યથી સંપન્ન એવો જ પસંદ કરવો જોઇએ. રાજાના મંડળની પણ એજ ધોરણે પસંદગી થવી જોઇએ!!"

**રંગભૂમિપર વર્જ્ય કરેલી વાતો, અને તેના પ્રમાણ**

આ ઉપરાંત, બીજી કેટલીક બાબતોમાં, આપણા ભારતીય નાટ્ય શાસ્ત્રવેત્તાઓએ કાંઇ વિશેષ નિયમો કર્યા છે,—(૧) યુદ્ધ, (૨) રાજ્યભ્રંશ, (૩) દેશવિપ્લવ, (૪) સમરરોધન, (૫) નગરાવરોધ, (૬) મરણ, (૭) ઉત્સર્ગ, (૮) દંતચ્છેદ, (૯) નખચ્છેદ, (૧૦) શયન, ૧૧) રતિસંભોગ, (૧૨) ચુંબનાદી વિધી, (૧૩) સ્નાન, (૧૪) અનુલેપન, (૧૫) ભોજન, (૧ ) વિવાહ, (૧૭) દૂરાવ્હાન, (૧૮) ક્રોધ, (૧૯) શોક, (૨૦) શાપ, (૨૧) વિદ્રવ, (૨૨) પ્રસાદ, વગેરે રંગભૂમિ પર પ્રેક્ષકો સામે કયારે પણ ભજવી બતાવવા નહિ, એવું ખાસ કહેલું દેખાય છે; અને તે સબંધી ભરતકૃત નાટ્યશાસ્ત્રમાં નીચે લખેલ પ્રમાણ પણ મળે છેઃ—

क्रोधप्रसादशोकाः शापोत्सर्गोऽथविद्रवोद्वाहौ ।
अद्भुतसंश्रयदर्शनमंके प्रत्यक्षजानिस्युः ॥ १८ ॥
युद्धंराज्यभ्रंशो मरणं समरस्यरोधनं चैव ।
प्रत्यक्षराणितुनवांके प्रवेशकैः संविधेयानि ॥१९॥
(અધ્યાય ૨૮ મો)

આજ પ્રમાણે, વિશ્વનાથનો પણ મત છે. સદરહુ વાતોનો રંગભૂમિ પર થનારા પ્રયોગોમાં તેણે પ્રત્યંક્ષ જ નિષેધ કર્યો છેઃ—

दूराह्वानं वधो युद्धं राज्यदेशादिविप्लवः ।
विवाहो भोजनं शापोत्सर्गौ मृत्यू रतं तथा ॥
दन्तच्छेद्यं नखच्छेद्यमन्यद् व्रीडाकरं च यत् ।
शयनाधरपानादि नगराद्यवरोधनम् ॥
स्नानानुलेपने चैभिर्वर्जितो नातिविस्तरः ।

× × ॥ २७८ ॥

(સાહિત્યદર્પણ. પરિચ્છેદ ૬ ઠો.)



# શંકા સમાધાન

## એક નવીન ખબર

સુવર્ણમાલાના વસંતના ખાસ અંક (પૃષ્ઠ ૮ માં) ઈંદ્રાવતી બહેનની કવિતા આ લેખક તરફથી છપાઇ છે. અત્યાર સુધી આ બાઇ તે બાઇજ છે એવું આ લેખકેના જાણવામાં હતુ, પણ હમણા મુંબઇના એક સદ્‌ગૃહસ્થના પત્રથી જણાયું કે તે એક સ્ત્રી નહિ, પણ એક પુરૂષ છે, તે કોઇ ગુઢ કારણ સર તેણે પોતાના નામ ખરા નામને બદલે આ ઈંદ્રાવતી નામ રાખ્યું છે.

વળી આપેલી કવિતાની રચના જોતાં પ્રણામી પંથ તે વામ અને બીજ માર્ગને મળતો પંથ હોય એમ જણાવ્યું છે તે પણ બરોબર નથી. વામ અને બીજ માર્ગ સાથે આ પંથને બીલકુલ સંબંધ નથી. તે તેમનાથી તદ્દન ભિન્ન પંથ હોય એમ જણાઇ આવ્યું છે.

આ જાણી આ લેખકને ઘણો આનંદ થયો છે. ને તેથી તે આ ખરી ખબર આપનાર બંધુનો ઘણો ઉપકાર માને છે.

છગનલાલ વિદ્યારામ રાવળ




# બ્રિટીશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.

લેખક:—
પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## પ્રકરણ ૫ મું

### પ્રાચીન હિંદની કળા-હુન્નર ઉદ્યોગ.

(૧) વણાટકામ, કાપડ, પોષાક
(૨) રંગાટકામ
(૩) રેંટીયો—ચરખો
(૪) ચિત્રકળા
(૫) શિલ્પકળા
(૬) લોખંડ-પોલાદનો ઉદ્યોગ
(૭) લાકડાનો ઉદ્યોગ
(૮) લાદીઓ અને મૂર્તિકાનું-કુંભારકામ-પોટરીઝનો ઉદ્યોગ
(૯) હાથી દાંત
(૧૦) કાચ
(૧૧) જવ્હેરાત
(૧૨) સોના ચાંદીનો ઉદ્યોગ
(૧૩) તાંબા પીત્તલનો ઉદ્યોગ
(૧૪) બીજા હુન્નર ઉદ્યોગો

"When the Greeks towards the end of the 4th century B. C. invaded the North-West, the Indians had already worked out a national culture of their own un-affected by foreign influences."
*"Macdwell's History of Sanskrit Literature."*

"The arts of India are the illustrations of the religious life of the Hindoos.....Every detail of Indian decoration has a religious meaning, and the arts of India will never be rightly understood until these are brought to their study, not only the sensibility which can appreciate them at first sight, but a familiar acquaintance with the character and subjects of the religious poetry, national

legends, and mythological scriptures that have always been their inspiration, and, of which they are the perfected imagery."

*" Sir George Birdwood."*

" We incur, a great responsibility in attempting to interfere in the direct art education of a people who already possess the tradition of a system of decoration, founded on perfect principles, which they heve earned through centuries of practice to apply with unerring truth."

*" Sir George Birdwood."*

પ્રો. વેબર કહેછે કે :—" નાજુક મૃદુ પોતના વણાટનાં કાપડ બનાવવામાં તેમજ તેમાં ભાત ભાતના રંગોની મીલાવટમાં, તેમજ ધાતુઓ અને જવ્હેરાતો ઘડવામાં, કામ કરવામાં, તેમજ અન્તરો, સુગંધી પદાર્થો બનાવવામાં તથા દરેક જાતના લાક્ષણિક ( Technical ) હુન્નરોના કાર્યમાં ઘણા પ્રાચીન કાળથી હિંદીઓની કુશળતા જગમશહૂર છે."

"વેબર કૃત ઇન્ડીયન લીટરેચર."

( ૪–૫ )

## ચિત્રકળા, શિલ્પકળા.

" India evolved a civilization of her own and her culture was carried all over Asia for many centuries. India as a matter of fact was the University of Asia just as Greece was the University of Europe."

*" Heritage of India " " Farquhar "*

હિંદના પ્રાચીન કળા પ્રદેશમાં આપણે સંચરીએ છીએ ત્યારે આપણને



કંઇક જુદાંજ વાતાવરણનો અનુભવ થાય છે. શિલ્પકળા અને ચિત્રકળામાં આર્યોએ અતિ પ્રાચીન કાળમાં જે કૌશલ્ય પ્રાપ્ત કર્યું હતું તેનો દશાંશ પણ હજુ પશ્ચિમના દેશોએ પ્રાપ્ત કરેલું નથી અને ભવિષ્યમાં તરતમાં પ્રાપ્ત કરશે તેવો સંભવ જણાતો નથી.

અનેક કારણોને લીધે હિંદનો પ્રાચીન ઈતિહાસ સંપૂર્ણ સ્વરૂપમાં ઉપલબ્ધ થઈ શકે તેમ નથી તેમજ ઐતિહાસિક સમયનો નિર્ણય કરવાનો ક્રમ પણ, પાશ્ચિમાત્ય મુસાફરોના આગમન પછી સ્વીકૃત થયલો હોવાથી અને તે પણ ગ્રીસના એલેકઝાન્ડર ધી ગ્રેટના હુમલા (૩૨૭ઈ. સ. પૂર્વે) પછી અથવા તે અરસામાં હોય એમ જણાય છે. આ અરસામાં તો હિંદની કળા પરિપૂર્ણતા પામેલી હતી અને ગ્રીસના કારીગરો હિંદને શિક્ષણ આપવાને બદલે હિંદના કારીગરો પાસેથી શિક્ષણ લઇ ગયા હોય એવું દેખાય છે. આ મૌર્યવંશના મહારાજા ચંદ્રગુપ્તના વખતમાં એલેકઝાન્ડર ધી ગ્રેટના સેનાપતિ સેલ્યુકસે પોતાના એલચી મેગેસ્થીનીસને ચંદ્રગુપ્તના દરબારમાં મોકલ્યો હતો અને તેણે તે સમયની હિંદુસ્થાનની કળાનું જે વર્ણન આપેલું છે તે ઉપરથી સહજ જ પ્રતીતિ થઇ શકે છે કે તે સમયે હિંદની કળા પરિપૂર્ણ દશામાં હતી અને પાશ્ચિમાત્યોનાં આગમનની પૂર્વે ઘણા પ્રાચીન કાળમાં તેનો ઉદ્‌ભવ થયલો હોવો જોઈએ. પ્રાચીન કાળમાં હિંદુઓએ કળામાં શું પ્રવીણતા મેળવેલી હતી તે તે સમયનાં વિગતપૂર્ણ સાહિત્ય ઉપરથી સહજ જણાઈ આવે છે.

શિલ્પશાસ્ત્રમાં પ્રથમ પંકિતના મયબ્રહ્મકૃત શિલ્પશાસ્ત્રો પાંચમાં સૈકાંમાં લખાયા છે. આ શાસ્ત્રો સર્વાંશે પૂર્ણ છે અને ખાસ કરીને તેમાંના નગર રચનાના નિયમોમાંતો યૂરોપ પણ કાંઇ સુધારો વધારો કરી શકયું નથી. 'ચિત્રલક્ષણશાસ્ત્ર" આર્યોની પ્રાચીન ચિત્રકળાનો સવિસ્તર ખ્યાલ આપેછે. આ શાસ્ત્ર ઇ. સ. પૂર્વે ઘણા સૈકાઓ પહેલાં લખાયલું છે. ચોથા સૈકામાં રચાયલું વાત્સ્સાયનનું 'ષડંગ' ઉપરોકત ચિત્રશાસ્ત્રને વિશેષ પુષ્ટિ આપેછે. સત્તરમા સૈકામાં ટીબેટનો ઈતિહાસકાર તારકાનાથ ઈ સ. પૂર્વે છઠા સૈકાથી પણ વિશેષ પ્રાચીન, આર્યોની પ્રફુલ્લ શિલ્પકળા અને ચિત્રકળા હતી એમ સપ્રમાણ જણાવ છે

બૌદ્ધોનું 'વિનયપીઠક' (ઈ૦ સ૦ પૂર્વે પાંચમા સૈકામાં) રાજા પસેનાદના



ચિત્રોથી સુશોભિત 'ચિતાગરોનું વર્ણન કરે છે જે પરથી તે સમયે ચિત્રકળા ઘણી સારી સ્થિતિમાં હતી એમ સહજ સિદ્ધ થઇ શકે છે. એથી પણ પ્રાચીન કાળમાં જતાં ઉષા અનિરૂદ્ધના પ્રસંગમાં ચિત્રલેખાની ચિત્રકળાની પ્રવિણતા તે સમયની



ચિત્રકળા કઇ કોટિએ પહોંચી હતી એનો પૂર્ણ ખ્યાલ આપે છે. રાજા દશરથ

અને દુર્યોધનના મહેલનું વર્ણન વાંચતાં, તથા શ્રી રામચંદ્રજીના અશ્વમેધની વિગતો વાંચતાં, રામાયણ અને મહાભારતના સમયમાં આર્યાવર્તની શિલ્પ અને ચિત્રકળા ઘણી સારી સ્થિતિમાં હોય એમ સ્પષ્ટ થાય છે. આથી વિશેષ આગળ જઈ ઋગ્વેદનાં મંડળો હાથ ધરનાર કોઈપણ નિષ્પક્ષ કળા-રસજ્ઞ પુરુષ ચોકકસ અનુમાન પર આવી શકે તેમ છે કે ઉષાદેવી, ગાયત્રીદેવી, સૂર્યદેવ વગેરેને મૂર્તિમંત સ્વરૂપમાં પ્રત્યક્ષ કરી આરાધના કરનાર આર્ય પૂર્વજોની કળા રસજ્ઞતા કેટલી ઉચ્ચ, ગંભીર અને ચોકકસ હોવી જોઇએ. વેદકાલીન શિલ્પકળાના નમુનાઓ અત્યારે ઉપલબ્ધ ન હોય એ સહજ સમજાય તેવું છે. પરંતુ તેથી હકીકતને બાધ આવતો નથી. વેદકાલીન કળાનો રસ રસ-કાવ્યોમાં, પુરાણોમાં, બુદ્ધ ધર્મમાં, રજપુતોના વખતમાં, મોગલોના વખતમાં અને વર્તમાન કાળમાં પણ હિંદની કળાના જીવનરસ તરીકે રહેલો જણાય છે, અને એ રસથી પોષાયલી હોવાથીજ હિંદની કળાએ, ભિન્ન ભિન્ન ધર્મોમાં, અને ભિન્ન ભિન્ન યુગોમાં પોતાનું સત્ય સ્વરૂપ જાળવી રાખેલું છે. યુરોપના બીન અનુભવી લેખકો હિંદની કળાને અજંટાની ગુફાઓની સમકાલીન લેખે છે તે હિંદની કળાનો દ્રોહ અને અન્યાય કરવા જેવું છે. કુદરતનું અદ્દભુત સૌંદર્ય ઓળખી, પ્રત્યક્ષ ઝ્લાલ લઈ આબેહુબ વર્ણન રજુ કરનારા વેદમંડળના પ્રણેતાઓની કળા-રસજ્ઞતા માટે નિષ્પક્ષ બુદ્ધિને પુરાવાની જરૂર રહે તેમ નથી. તેમની કળા તં તેમની દિવ્ય શાકત દેવી હતી; તેમના આત્મારૂપ હતી, તેમનું જીવન હતું. પ્રાચીન કાળનું આટલું દિગ્દર્શન કરી અજંટા યુગ તરફ વળતાં પણ એજ કળા-રસ છલકતો દેખાય છે. ઈ૦ સ૦ પહેલા સૈકા પછીનો ઇતિહાસ તપાસતાં અજંટાની અદ્દભૂત ગુફાઓ કળા રસજ્ઞ દુનિયાનું પહેલું ધ્યાન ખેંચે છે. આ ગુફાઓ, તેમાં અલૌકિક ચિત્રો, નકશીદાર કામ અને બાંધણી રચવામાં સાત આઠ સૈકાઓ લાગ્યા હતા. આ સમયે હિંદમાં બૌદ્ધ ધર્મનું પૂર્ણ પરિબળ હતું અને બૌદ્ધોએ ધર્મભાવનાથી શિલ્પ કળા અને ચિત્રકળાને અપુર્વ ઉત્તેજન આપેલું હતું. સિલોન, જાવા, સિઆમ, બ્રહ્મદેશ, નેપાલ ભૂતાન, તીબેટ, જાપાન અને ચીન વિગેરે દેશોમાં જોવામાં આવતાં બૌદ્ધ પરિબળના સમયનાં ભવ્ય મકાનોથી આ હકીકતને પુષ્ટિ મળે છે.

અજંટાની અજબ ગુફાઓમાં સમાયલી કળાનો નમુનો બીજે ભાગ્યે જ મળી શકે છે. અજંટાના સમયથી આગળ ચાલતાં સાંચી અને અમરાવતીના ભવ્ય સ્તૂપો ઇ૦ સ૦ પૂર્વે ૨૦૦ થી ૩૦૦ સુધી ખાસ નોંધ લેવા લાયક છે. મધ્ય હિંદના ગુપ્ત રાજાઓના સમયનાં સુંદર વિષ્ણુ મંદિરો (ઇ. સ. ૩૦૦) અને એલીફંટાની અદ્દભૂત અને મનોહર ત્રિમૂર્તિની મૂર્તિ (ઇ. સ. ૪૦૦) પણ અદ્યાપિ પર્યન્ત કળા પ્રદેશમાં ઘણું આકર્ષણ કરી શકે છે. એલીફંટામાં બ્રહ્માની મૂર્તિ પણ અદ્વિતીય છે. આટલું છતાં હિંદની કળાના ઉત્કર્ષની પરિપૂર્ણતા સાતમા-આઠમા સૈકામાં થયેલી જણાય છે. દક્ષિણ હિંદમાં અપરસ્વામી અને સુંદરસ્વામીની કાંસાની નકશીદાર મૂર્તિઓ (ઈ. સ. ૯૦૦ થી ૧૦૦૦,) રાજા વિક્રમાદિત્યનો દિલ્હીનો લોહસ્તંભ કે જે આજ દિન સુધી કાટ રહિત હોઇ આધુનિક વિજ્ઞાન શાસ્ત્રીઓને આશ્ચર્ય ઉત્પન્ન કરી રહયો



તરવારો અને ઢાલો.

પણ થયેલી હોય. હિંદનાં સૌથી પ્રાચીનતમ અવશેષો કોતરકામથી શણગારેલ સાગોળ-કામનાં બનેલાં છે અને તેમના રંગો અને જડાવકામની કારીગરી અતૂલ શોભા ઉત્પન્ન કરી શકતી. આ અસ્તરકામ પછીથી પથ્થરનાં બાંધેલાં મકાનો પર પણ કરવામાં આવતું હતું. અને પરિણામે પવિત્ર મંદિરો તેમજ રાજમહેલો એક બીજાથી તદ્દન જુદીજ જાતના અને અગમ્ય વિચિત્રતા પૂર્ણ માલુમ પડે છે. સેંકડો મૂર્તિઓની પૂનરાવૃત્તિ, હાથી અને સિંહોની હારની હાર, ઘોડા–ટેકા તરીકે આવી રહેલી વિચિત્ર આકારની મ્હોટી મનુષ્યની આકૃતિઓ, પુરાણની સૃષ્ટિ, યુદ્ધ તથા વિજયનાં દૃશ્યો અને વચમાં વચમાં આવેલા લેખો–આ બધાં ઉપર્યુક્ત કથનનાં દૃષ્ટાંતો છે.

સ્તંભો, થાંભલાઓ ઇત્યાદિ પર પાડેલી વિવિધ આકૃતિઓનું મુખ્ય સ્વરૂપ ખુણા (કોણ) વાળું મટીને ગોળાકાર, ષટ્કોણ દેખાય છે. સ્તંભ શીર્ષોપર આગળ ઢળતો પહોળો પથ્થર હોય છે. જે લાકડાંના કામ જેવો પ્રથમ જણાય છે અને તેના પર ઘણું ખરૂં સિંહ બેઠેલો હોય છે, જે બુદ્ધનું ચિન્હ ગણાય છે. પાછળથી આરબ અસર નીચે મુસલમાની ઢબ હિંદમાં દાખલ થઇ ત્યારે મકાનોમાં એક નવીન જાતની ભવ્યતા આવી અને તેની સાથે વાંકવાળા અને અણીદાર તાકો જોડાવાથી તેમજ ગુંબજો મુકવાની રીત ચાલુ થવાથી બાહ્ય અને આંતર સ્વરૂપ આખું ફેરવાઇ જઇને અતીવ ભવ્ય થયું. સોળમા અને સત્તરમા સૈકામાં આ ઢબનું સામ્રાજ્ય હતુ. આગ્રાની મોગલ સમયની કબરોમાં આરસપરનું જડાવ નકસીકામ સોળમા સૈકાવાળી ઢબનું છે. આ કળાની શ્રેષ્ઠ કૃતિઓ સફેદ આરસની બંધાયેલી છે અને આગળ પડી આવતા બધા સ્થાપત્યકામવાળા ભાગોપર જુદા જુદા રંગના પથ્થરની નાની નાની લાદીઓ જડી શોભાન્વિત કરવામાં આવેલા છે. દરેક વાંક, દરેક કળી અને ખીલતું પુષ્પ કુદરતી જેવુંજ બનાવવામાં આવ્યું છે. અને ઉપરાંત પ્રાચીન કળાના નિયમો પણ સંપૂર્ણ રીતે જળવાઇ રહેલા હોય છે. (આ સંગેમરમર પરના કુન્દનકામના અત્યુત્તમ નમુનાઓનું ચિત્ર જુવો.)

(૬)

## લોખંડ-પોલાદનો ઉદ્યોગ

લોખંડના ઉદ્યોગ વિષે પ્રો૰ વીલસન કહે છે કે: "યાંત્રિક કારીગરીવાળા ઉદ્યોગી દેશ-ઇંગ્લાંડમાં લોખંડ ઢાળવાનો ઉદ્યોગ હાલ માત્ર થોડા વર્ષો થયા અમલમાં મુકાયો છે. હિંદુઓ લોખંડનુ શોધન તથા ખૂબ તપાવીને સાંધવાનો તથા પોલાદ બનાવવાનો ઉદ્યોગ આજે ન કલ્પી શકાય એટલા પુરાતન જમાનાથી કરતા હતા." (મીલનો હિંદુસ્થાનનો ઇતિહાસ.)

ડૉ૰ રે કહે છે કે:–"તુલનાત્મક ઉત્તરકાળમાં આપણે હિંદુઓને પોલાદના હુન્નરમાં અતિ નિપૂણ ગણતા હતા. દમાસ્કસની તલવારો અતિ કિમ્મતી ગણાતી, અને તે હિંદમાંથી ઇરાનીઓ અને તેમની મારફતે આરબો આ ઉદ્યોગનું ગુહ્ય

શીખ્યા. દિલ્હીમાં કુતુબમિનાર પાસેનો સંસ્કારિક (ટીપેલો) લોહ-સ્તંભ જે દશ ટન વજનમાં છે, અને ૧૫૦૦ વર્ષો પૂર્વેનો છે; તેમજ (જગન્નાથ) પુરીમાંના મ્હોટો લોખંડી ભાલો (તુલઇઓ) તથા સોમનાથના અલંકૃતિત મ્હોટા દરવાજાઓ (જે આગ્રાના કિલ્લામાં છે) અને નરવરની ૨૪ ફીટ લાંબી સંસ્કારિક (ટીપેલી) લોખંડની તોપ એ ગત પુરાતન જમાનાની હુન્નર કળાના સ્મારકના



માલિકે-મૈદાન તોપ—બિજાપુર.

નમુનાઓ છે; અને તે હિંદુઓએ રસાયણશાસ્ત્ર (ધાતુ શોધન ક્રિયા) માં ખોદાયેલ અદ્ભુત કૌશલ્યના મૂક પણ અદ્ભુત સાક્ષી પુરનારા છે."

પોલાદ બનાવવાનો હુન્નર જો કે અતિ પ્રાચીન ઉદ્યોગ છે, અને છતાં આશ્ચર્ય જેવું તો એ છે કે એ પ્રાચીન જમાનામાં હિંદમાં જે પોલાદ બનાવવામાં આવતું હતું તે હાલમાં યૂરોપ કે અમેરિકામાં બનતા ઉત્તમ પોલાદ જેવું જ ઉત્તમ પ્રકારનું હતું. ઇ૦ સ૦ ૧૯૧૩-૧૪ માં પશ્ચિમ વિભાગના આરકીઓલોજીના સુપરીન્ટેન્ડન્ટ મી૦ ભંડારકરે બીલસા (ગ્વાલીયર રાજ્ય) પાસે એક પુરાણા સ્તંભની નીચેથી બે પોલાદના ટુકડા શોધી કાઢ્યા, અને તમને લોહ સંબંધી પ્રવીણ-વિશારદ સર રાબર્ટ હેડફીલ્ડ પાસે તપાસ માટે મોકલાવ્યા. તેમાંના એક ટુકડાનું પૃથક્કરણ કરતાં તે ટુકડો તેને એટલો બધો અસાધારણ કિમ્મતી અને સરસ લાગ્યો કે ઇ૦ સ૦ ૧૯૨૬ના નવેમ્બરમાં ફેરેડે સોસાઇટી (Faraday society) ની સભામાં પ્રમુખસ્થાનેથી અપાયેલા ભાષણમાં તે વિષે મુખ્ય ખાસ ઉલ્લેખ કર્યો છે. તે કહે છે કે—"એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે આજ ઉપરાઉપર કેટલાક વર્ષો થયા મેં પુરાતની લોખંડો તથા હથિયારો પોલાદના અસંખ્ય નમુનાઓ તપાસ્યા છે. તેમાં હાલના આપણા જમાનામાં જેને પોલાદ નામ આપી શકાય એવો પુરતો કારબન (શુદ્ધ કોયલો) તેમાં

એકેમાં નથી. આ નમુનો હાલના જમાનામાં પુરાવામાં રજુ થયલો—એ લગલગ પહેલો જ છે જે પ્રાચીન કાળના ઉંચા (મ્હોટા) પ્રમાણમાં કારખનવાળા પોલાદ જે શમાવતાં (હોલવતાં) તરત કઠણ થઈ જાય છે." મી. ભંડારકર ઉમેરે છે કેઃ— "આ શોધના મહત્વને અતિ કિમ્મતી ગણવી એ અશકય છે....જો તેમને એવું કહેવામાં આવે કે ઇ. સ. પૂર્વે ૧૪૦ માં એટલા પુરાતન કાળમાં પણ-જે સમયનો આ સ્તંભ છે-હિંદુઓ પોલાદનો આટલો સરસ હુન્નર જાણુતા હતા તો તે ઉચ્ચ દરજ્જાની પ્રાચીન શોધ ખોળ શાસ્ત્ર (Archœological) ની નિંદા ગણાત."[1]

કુતુબમિનાર પાસેના લોહસ્તંભ વિષે ફરગ્યુસન લખે છે કે-"એ સ્તંભ કયા કાળમાં થયો એ હજુ નિર્ણીત થયું નથી. એના પર એક લેખ છે, પણ તેમાં સંવત નથી. તેના અક્ષરોની પદ્ધતિ પરથી પ્રીનસેપ તેને ત્રીજી કે ચોથી સદિ ગણે છે. જો આપણે ઈ. સ. ૪૦૦ ધારીએ તો—એ સત્યથી બહુ દૂર નથી. એ આપણી આંખો ખોલે છે, કે, યૂરોપમાંના કારખાનાઓમાં હાલમાં થોડાક વર્ષો પૂર્વે કે હજુ પણ જે સૌથી મ્હોટા લોહના સ્તંભો તપાવી બનાવી શકાયા છે, તેથી પણ મ્હોટો લોહસ્તંભ હિંદુઓ તે પુરાતન સમયમાં તપાવી શકતા હતા; એટલુંજ નહિ. પણ આ પછીની થોડી સદીઓમાં આપણે તેમને આ લાટ જેટલા લાંબા બાલો કનારકના મંદિરના સભામંડપમાં વાપરતા જોઈએ



દિલ્હીનો સુપ્રસિદ્ધ પ્રાચીન લોહસ્તંભ.

[1] Progress Report of the archœological survey of India, W. C. for the year ending March 1915.

છીએ, અને આપણને માનવું પડે છે કે તેઓ આ ધાતુના વપરાસમાં તે વખતે પાછળના વખત કરતાં વધારે પ્રવીણ-જાણીતા હતા. આ પણ ઘણું આશ્ચર્યજનક છે કે આજ પંદર પંદરસો વર્ષ થયા તે લાટ—(લોહસ્તંભ) પવન અને વરસાદના ઝપાટા ખાતો, તદ્દન ખુલ્લો, ઉઘાડો ઉભો છે; છતાં જરા પણ તેને ગંજ-કાટ લાગ્યો નથી. અને તેના સ્તંભ શીર્ષભાગ તથા લેખના અક્ષરો એવાને એવા જ તીક્ષ્ણ અને ચોખ્ખા છે કે જેવા પંદરસો વર્ષ પૂર્વે કોરતી વખતે હતા. આ સ્તંભ શુદ્ધ લોહનો છે એ નિર્વિવાદ છે. જનરલ કર્નીંગહેમે એના એક ટુકડાનું ડા૦ મરે પાસે પૃથક્કરણ કરાવ્યું હતું અને બીજા ટુકડાનું ખાણોની સ્કુલમાં ડા૦ પરસી બોથે પૃથક્કરણ કર્યું હતું, અને તે જરા પણ મિશ્રણ વગરનું શુદ્ધ ઘન વર્ધનીય લોહ હતું."

"(હીસ્ટરી ઑફ ઇન્ડીયન એન્ડ ઇસ્ટર્ન આર્ચીટેકચર)"

આ સ્તંભ માટે લખતાં મી૦ બેલ (હિંદના ભૂસ્તરશાસ્ત્ર શોધક) કબુલ કરે છે કેઃ—"દુનિયાનાં સૌથી મ્હોટા કારખાનાઓમાં થોડા વર્ષો પૂર્વે આવો લોહ સ્તંભ બનાવવો એ તદ્દન અશકય હતું: અને હજુ પણ, એવાં માત્ર ગણ્યાં ગાંઠયાં કારખાનાંઓ છે કે જેમાં ધાતુનો આવો મ્હોટો ગઠો બહાર પાડી શકાય."

મીસીસ મેનીંગ કહે છે કેઃ—"હિંદી પોલાદની ઉચ્ચ જાતિ આજ ઘણા સમયથી મશહૂર છે અને સુપ્રસિદ્ધ દમાસકસની તલવારો એ પશ્ચિમ હિંદના કારખાનાઓની બનાવટ હતી એ સિદ્ધ થયું છે. હજુ આજેપણ કચ્છમાં બનાવવામાં આવતાં પોલાદની ખ્યાતિ ગ્લાસગો અને શેફીલ્ડના કારખાનામાં બનતા પોલાદની ખ્યાતિ કરતાં કોઇ પણ રીતે ઉતરતી નથી. એવું દેખાય છે કે પ્રાચીન હિંદમાં તેની જરૂરીયાત કરતાં પણ વધુ પ્રમાણમાં લોખંડ હતું, અને ફોનીસીયન વ્યાપારીઓ બીજા વ્યાપારી માલ સાથે લોખંડ લઇ જતા."

(એન્સીયન્ટ એન્ડ મીડીવલ ઇન્ડીયા)

"ઇન્ડીયન ઇકોનોમી"ના નિબંધોમાં જસ્ટીસ રાનાડે લખે છે કેઃ—'હિંદુસ્થાનનો લોખંડનો ઉદ્યોગ માત્ર હિંદની જરૂરીઆતો પુરી પાડતો હતો એટલું જ નહિ પણ પરદેશમાં તેની કૃતિઓ મોકલવાને હિંદ શક્તિમાન હતું તે ધાતુની જાત દુનિયામાં અતિ સુપ્રસિદ્ધિ પામી હતી. અને ઉત્તમ દરજ્જાની લેખાતી હતી. પંદરસો વર્ષ પૂર્વે બંધાયલો દિલ્હીનો સુપ્રસિદ્ધ લોહ સ્તંભ પોલાદની કારીગરીની કુશળતાની ઉત્તમ સાક્ષી પુરે છે; અને દુનિયાના અદ્દભુત કારીગરીના નમુનાઓમાં શ્રેષ્ઠ પદ ભોગવે છે.......આસામમાં સૌથી મ્હોટા વ્યાસની તોપો ઢાળવામાં આવતી હતી....એક વખત ખુદ ઇંગ્લાંડમાં પણ હથીઆરો (Cutlery) માટે હિંદી પોલાદની ઘણી માંગણી હતી. બે હજાર વર્ષો પૂર્વે હિંદમાં કેળવેલ લોખંડ અને પોલાદનો ઉદ્યોગ ટોંચે પહોંચ્યો હતો."

હિંદી લોખંડ–પોલાદના ઉદ્યોગ માટે ડા. બુઇસ્ટ "ઇન્ડીયા રીફોર્મ" માં લખે છે કેઃ–'યુદ્ધના સાધનોમાં હિંદની તોપો અર્વાચીન યુદ્ધમાં વપરાતા ૬૮ પાઉંડર ગોળાઓ ફેંકી શકતી. મુર્શિદાબાદની તોપ ૧૭ ફીટ લાંબી અને ૧૮ ઇંચના વ્યાસના મોઢાંવાળી છે; ઢાકકાની તોપની લંબાઇ ૨૨ ફીટ અને મોઢાંનો વ્યાસ ૧૫ ઇંચનો છે; આ તોપનું વજન ૨૧ ટન હતું, અને ૪૦૦ (રતલ) વજનના તે ગોળા ફેંકી શકતી. આગ્રાની જંગી પીત્તળની તોપ ૧૫૦૦ પાઉંડર છે, ૨૬ ઇંચ વ્યાસના મોઢાંવાળી છે, ૧૧ ટન વજનની છે અને જુની ધાતુ તરીકે તેની કિમ્મત ૫૦૦૦ પૌંડ થાય છે. વિજાપુરમાંની અડધો ડઝન તોપોમાંની બે તોપો અર્ધા અને સવા ટનના ગોળા ફેંકતી. ગુજરાતમાં બનતી 'દમાસ્ક' બંદુકો અને 'દમાસ્ક' તલવારનાં પાનાંઓ યૂરોપની ઉત્તમ બનાવટને ટકકર મારે એવાં છે; એટલુંજ નહિ પણ જે પોલાદમાંથી ઉપરોકત વસ્તુઓ બનાવવામાં આવેછે તે એટલા બધા ઉંચા પ્રકારનું ગણાય છે કે ઇંગ્લાંડમાં વપરાતાં વહાડકામ (surgical) કરવાનાં શસ્ત્રો મોટે ભાગે તે પોલાદનાં જ બનાવવામાં આવે છે."

લોખંડના ઉદ્યોગ માટે ડા. બેન્જામીન હેમન લખે છે કેઃ–"હું ઇંગ્લાંડ આવ્યા પછી, અહીં હિંદી લોખંડ માટે કેવી માહિતી છે અને તેના થયેલા અખતરાઓનું પરિણામ કેવું આવ્યું છે તેની મેં તપાસ કરી; અને હું આનંદસહ મ્હારા વાચકો સમક્ષ હથીઆરો બનાવનાર સુપ્રસિદ્ધ મી. સ્ટોડર્ટનો પત્ર મૂકું છું. તે નીચે પ્રમાણે છેઃ–"તમારી વિનંતિને અનુરૂપ થઇને, હિંદી પોલાદ સંબંધી મ્હારો મત જણાવું છું. મેં મ્હારા અનુભવથી કરેલા તેના અખતરાઓનાં પરિણામ તમને જણાવું છું.

આ પોલાદ અતિ ઉચ્ચ જાતિનું છે, અને ઉંચાં ઉત્તમ હથીઆરો (cutlery) અને ખાસ કરીને વહાડકામમાં વપરાતાં તીક્ષ્ણ ધારવાળાં હથીઆરો (surgical instruments) માટે સંપુર્ણ રીતે યોગ્ય છે. જ્યારે તેને તપાવવામાં આવે છે ત્યારે તે કોલસાના ભુકાના ઢગલામાં સુરખીદાર રકતવર્ણું (cherry-red) બને છે, અને પાણીમાં ઠંડું કરવામાં આવે છે ત્યારે ટાઢું હિમ જેવું શીતલ બની જાય છે અને ખૂબ સખત થાય છે.

સર્વ રીતે હિંદી પોલાદ આ દેશ (ઇંગ્લાંડ) નાં કારખાનાંઓ માટે ઘણું ઉપયોગી છે. કુશલ કારિગરો એકમતે કબુલ કરે છે કે આપણું ઇંગ્લીશ પોલાદ ત્રીસ ચાલીશ વર્ષો પૂર્વે હતું તેનાથી ઘણા ઉતરતા દરજ્જાનું હાલમાં બને છે હાલની રસાયણ વિદ્યાની પ્રગતિ સમયે આ પરિણામ કોઇ કલ્પી શકે તેમ નથી. છતાં ખરૂં જોતાં એમ છે ખરૂં. ખરેખર હિંદી પોલાદ આજ દિવસ સુધી મેં જોયેલા સર્વ પોલાદોમાં સૌથી ઉચ્ચ સ્થાને છે; સૌથી ઉત્તમ દરજ્જાનું છે."

(૭)

## લાકડાનો ઉદ્યોગ.

"પાશ્ચિમાત્ય વિચારો" એ હિંદી કળાહુન્નરના ઘાતક છે. કોઈપણ હિંદીમાં ઇંગ્રેજી વિદ્યા-સંસ્કૃતિ ઉતારવી એ પોતાના સ્વદેશના મૂળ કળા હુન્નર તરફ માનની લાગણીથી વખાણની નજર તરફ જોતાં ભુલાવવા જેવું છે. આથી આ કળાઓ તે તરફની બેદરકારી, બેકદરદાનીથી, તેમજ અયોગ્ય પાશ્ચિમાત્ય અનુકરણોની પદ્ધતિથી-માંગણીથી નાશ પામી છે. બીજા હુન્નરો પેઠે લાકડાના નકસીકામના હુન્નરે પણ ઘણે મ્હોટે ભાગે વેઠયું છે. પુર્વે રાજા મહારાજાઓ, નવાબો, અમીર ઉમરાવો, શ્રીમંતો, મહાજનો પોતાના ઘરોના મુખદ્વારો, ઓટલાઓ, છજાંઓ, બારીઆઓ, ગોખો, મોખરેની ગચ્ચીઓ આદિ અતિ આનંદસહ નકસીકામ વાળાં કારીગરીથી ભરપૂર સુંદર કરાવતા. બધા મુખ્ય સિંહદ્વારો અતિ નકસીવાળા લાકડાના કમારો વાળા બનાવતા. આ જાતના કામમાં હિંદી કુશળ સુતારો પોતાની કારીગરી ઘણી ઉત્તમ દાખવી ગયા છે. લાકડકામની કારીગરીમાં હિંદી સુતારોને કોઇ ભાગ્યે જ પહોંચી શકે.

ઉત્તર હિંદમાં લાકડાના કોતરકામની મૂળ-ખાસ ધાટી-રચના એ હિંદુ અને મુસલમાન પદ્ધતિનું સુંદર મિશ્રણ છે.

ફૈઝાબાદના ડેપ્યુટી કમીશનર લાકડકામની હિંદી કારીગરી વિષે લખતાં લખે છે કે:-"બીજા દેશોના લાકડકામની કોરણી-નકસીકામ કરતાં હિંદી લાકડાનું નકસીકામ તદ્દન જુદું છે અને જરા પણ જગ્યા વચ્ચે કોર્યા વગરની તેઓ રહેવા દેતા નથી એ ખાસ હિંદી કોતરકામની ખૂબી છે. લીસી સપાટીની વચ્ચો વચ્ચે એક સ્પષ્ટ દેખાઇ આવે એવી ઉપસી આવતી ન્હાની નકસી અથવા ઉપસી આવતી અલંકારયુક્ત ભાત-જે ચીનાઇ તેમજ જેપાનીસ અથવા ઇંગ્લીશ નકસીકામમાં દેખાય છે તે-એ હિંદી કારિગરીની રચનામાં નથી. લાકડાની સપાટી પર જરા પણ જગ્યા કોતરકામ વગર રહેવા ન દેવી એ ખાસ હિંદી ધાટી છે. "ઇસકો કયું છોડ દીયા?" એમ માલિક કહે છે અને સુતારના ફરીઆર તે જગ્યા પર કામ શરૂ કરે છે."

આ પદ્ધતિથી હિંદુ સુંદર કોતરકામે મુસલમાન કારીગરીની કઠોર ધાટી પર પૂર્ણ વિજય મેળવ્યો. આ કારિગરીનો આત્મા આપણને તાંજોર, નેપાલ, અને બરમાના સુપ્રસિધ્ધ કામોમાં આબેહુબ દેખાય છે.



દરવાજાના કમાડપરનું કોતરકામ—દક્ષિણ હિંદુસ્તાન

(દ્રાવીડ જાત)

ભાત પાડવાના ચુસ્ત નિયમોની સાથે સાથે તેમનાં યોગ્ય અને અનુરૂપ નામો પણ આપવામાં આવેલાં હતાં, જોકે હાલના નવા મીસ્ત્રીઓને તો એ નામો મૃતભાષા જેવાં છે.

દાખલા તરીકે, શણગારકામની એક અતિ અચરી અને ઓતપ્રોત થઇ ગયેલી જાત છે જે પંજાબમાં 'અકબરી' નામથી સુવિખ્યાત અને લોકપ્રિય છે. માત્ર સાદા કામોમાં જેમાં એક સરખી ભાત સાદા ભૂમિતિ રચનાના નિયમો પ્રમાણે કોરેલી હોય છે તે જીવન, દસવન, બરહવન વગેરે નામે સુપ્રસિધ્ધિ પામ્યાં છે.

બૃહત્ સંહિતામાં હિંદુઓમાં વપરાતાં ફરનીચર બનાવવાનાં કાષ્ટોનાં નામોની યાદી આપવામાં આવેલી છે. ચંદન, અને સાગનો ઉલ્લેખ આવે છે. તેજ પ્રમાણે શિલ્પશાસ્ત્ર અને પુરાણોમાં આપણે આજ વિસારી મેલેલો ભંડાર ભરેલો છે; જેમાં વૃક્ષો તોડવા અને ચુંટવાના ચોકકસ કાનુનો Impose કરેલા છે. પ્રાચીન ધર્મશાસ્ત્ર વિધતથી તુટી પડેલા, પૂરથી, તોફાનથી તુટી પડેલા, કે હાથીઓએ તોડેલા વૃક્ષો જે દક્ષિણ તરફ વળતા પડયા હોય, અથવા જે સ્મશાન ભૂમિમાં ઉગ્યા હોય તેનો ઉપયોગ સુતારોએ કરવો નહિ એવી બંધી કરે છે.

મુખ્ય કાષ્ટો:—ચંદન, સીરીસ, સીસમ, તુન, દુધી, અબનુસ, અને સાગ.

લાકડાનો વપરાસ હિંદમાં આજ હજારો વર્ષથી છે. ઈ. સ. પૂર્વે છઠા સૈકામાંના નેબુચન્દનેઝર (એસીરીયા) આદિના મહેલોમાં હિંદી સાગવાનના ભાલો લાગેલા હજુ મળી આવે છે. આ પરથી હિંદી લાકડાએ પ્રાચીન કાળમાં પરદેશ પણ મ્હોટા પ્રમાણમાં મોકલવામાં આવતા હતા એ દેખાઇ આવે છે.

ગુજરાતમાં લાકડ–નકસીકામની કારીગરીનું કામ હિંદુએ અતિ પ્રાચીન કાળથી કરતા આવ્યા છે અને કેટલાકો ધારે છે કે બૌદ્ધ કાળમાં પથ્થર પરના કોતરકામ થયા પછી એનો ઉદ્દભવ થયો અને મુસલમાની બાદશાહતના વખતમાં તેની વૃધ્ધિ થઈ, તે માની ન શકાય તેવું છે. બૌદ્ધાની અંદર પણ હમેશાં પથ્થરની કારીગરી કરતાં પણ લાકડાંની કારીગરોને અગ્રસ્થાન અપાતું. અને કારલાની અતિ સુપ્રસિદ્ધ ચૈત્યગુફાના મૂળ લાકડાના ભાલોની તે પછીના બીજા ચૈત્યમંદિરોમાં નકલ કરવામાં આવી છે. મનુષ્યજાતિનો આ સિધ્ધાંત છે કે પ્રથમ નમ્ર વસ્તુઓપર કડણ કળા–કારીગરીનું કામ ઉતાર્યું, પછી આગળ વધવું. મુસલમાની સમયમાં, હિંદુ કારિગરીઓની કળા મસ્જીદો મકબરાએ બાંધવાના કાર્યમાં વાપરવામાં આવી હતી એ નિર્વિવાદ વાત છે. પણ ગુજરાતમાં આજે પણ સેંકડો પુરાણાં ઘરો હજુ મોજુદ છે જેમાં નકસીકામ શુધ્ધ હિંદુ છે. દેશના આ ભાગમાં નકસીકામ–કારીગરી એ જીવનસિદ્ધ સિધ્ધાંત છે. છેક દૂરના ન્હાના ગામડાઓમાં પણ હલકામાં હલકા સુતારકામનું દર્શન થશે.

બીજા હુન્નર ઉદ્યોગોની પેઠે આ હિંદી કારીગરી પણ લયને પંથે પડી છે. તેનો દુઃખજનક ચિતાર ડાૅ૦ વૅાટ, જે દિલ્હીમાં ભરાયલા હિંદી કારીગરી અને કળાના પ્રદર્શનના ડાયરેકટર હતા. તે નીચલા શબ્દોમાં આપે છે:—

"ખોટા આદર્શો રાખનાર એકલા હિંદી રાજાઓ જ નથી, જો કે વધુમાં વધુ વાંક તેમનો જ છે અને વધુ નુકસાન પણ તેથીજ થયું છે. કળા પ્રદેશમાં તો સમસ્ત હિંદુસ્થાન ખોટા આદર્શો પાછળ દોડી રહેલ છે અને પોતાના સ્વદેશી સર્વોત્તમ હુન્નર ઉદ્યોગનો નાશ કરી રહેલ છે. પરંતુ એક દહાડો—પછી એક કે બે સૈકા પછી પણ—પ્રત્યાઘાત થશે જ હિંદના લોકો પોતાનું સ્વદેશીકામ, સ્વદેશી-કળાની માગણી કરશે. અને એ દિવસ આવશે ત્યારે, જો આધુનિક અધોગતિ ચાલુ જ રહેશે તો, હિંદી કળા વિચાર અને ભાવનાઓ મૃત થઇ ગયેલ હશે. અત્યારે જ તે મરણની પથારીએ છે અને આપણું કર્તવ્ય પુનરોદ્ધારનો દિવસ આવે ત્યાં સુધી તેમને જીવંત રાખવાનું છે."

"કોઇ પણ દેશની કળા, અમુક શાશ્વત નિયમને વશ રહી, તે દેશના ધાર્મિક અને પ્રજાકીય માન્યતાઓમાંથી ઉદ્‌ભવે છે અને ખીલે છે. જો કળાનો જન્મ ઉપર્યોક્ત રીતે નથી થયેલો હોતો તો તે અધોગતિ પામી નાશ પામે છે. અને તેની સાથે જ તે પ્રજાની દર્શક અને સર્જક શક્તિ પણ નાશ પામે છે. હિંદની કળા હિંદી આદર્શોને અનુરૂપ રહી પ્રગતિ કરતી અટકી પડી છે. આખી હિંદી પ્રજા નિરૂપયોગી અનુકરણકારોની જ બની રહેલી છે."

"જ્યાં સુધી યુરોપીય કૃતિઓનાં અનુકરણોના અર્થહીન પ્રવાહને રોકીને સ્વદેશી કારીગરીને પુનઃ હિંદી બનાવવામાં નહિ આવે ત્યાં સુધી સંતોષકારક પુનરોદ્ધાર અશક્ય છે." (ચાલુ)



સુખડની નકસીદાર પેટી—મ્હૈસુર.

# રૂબાયાત

(ઉમર ખય્યામ)

૬

આવ, આવી વસંત જામ શરાબ દે,
બાળ પશ્ચાત્તાપ, [૧]ઉલ્માની ન શે,
સ્હેજમાં પક્ષી સમયનું આવશે
જો ઉડ્યું ! ઝટકર અહીં તે આવશે.

૭

સરિતા કિનારે જો ગુલાબ ખીલે અહીં
ખય્યામ[૨] સાથે આવ લાલ શરાબ પી
ઘેરો લઈને મય પધારે સાકી[૩] જો
તારી તરફ—તે પી નીરાંતે, ગમ[૪] નહિ



૧ પંડિત ૨ ઉમર. ૩ શરાબ પાનાર. ૪ ફિકર.

૮

આસપાસ ઉંચે નીચે અહીં ને તહીં
જાદુગરીના ખેલ છે એ—કંઈ નહિ,
સૂર્ય વચ્ચે દીવડો ભુત-છાય શા
ગોળ આપણુ આવીયે જઇયે અહીં.

૯

માયા તણા આ મંદિરે જ્ઞાની જને
શાને પરોવ્યું મન ? અલ્લાહુ બોલીને ?
થાવા વિરક્ત વિહારથી જ્યારે ગહે,
મૃત્યુ ગ્રહે છે હાથ, બોલે "ઉઠ હવે"

૧૦

મધરાત વીતી દ્વાર ધીમે ઉઘાડયું,
આવી સનમ-ને નૂરથી ન્હાણુ થયું;
દસીને સુરાહી ને મને આજ્ઞા કહી
કે ચાખ—ચાખ્યું એજ અમૃત દ્રાક્ષનું.

દીનેન




લેખકઃ—શેઠ બટુભાઇ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ.

ભાગ ૧—બાળકો

( વસંત અંકથી ચાલુ )

## પ્રકરણ ૧૧

### જેમાં મધુસુદનને નવી બારાખડી શીખવી પડે છે.

મધુસુદન અને જયન્ત જાગીરદાર રામપ્રસાદની હવેલી આગળ આવી ઉભા રહ્યા ત્યારે મધુસુદનના મ્હોંપર અવર્ણ્ય લાગણીઓ દેખાતી. કોઈક ધર્મગુરૂ કે સન્તજન ભૂલેલાંને સુપંથ બતાવવા નીકળ્યો હોય એવી ઉદારતા, કોઇક રણવીર સેનાપતિ રણ જીતી નગરના દરવાજે જે ગર્વ સાથે ઉભો રહે તેવી કૈંક અહંતા, ત્હેના મ્હોંપર જણાતાં. એ તો ખરું છે, એક સારૂં કામ કરવા નીકળીએ છિયે ત્યારે કૈંક અપૂર્વ આનંદ અનુભવીયે છિયે:

જયન્ત શિષ્યભાવે મધુસુદન સામું જોયા કરતો. રામપ્રસાદ જેવા મ્હોટા માણસ સામે આવું ભગીરથ સાહસ ખેડનાર બાળકની બાજી ત્હેના ન્હાના અમથા મગજમાં ઉતારી ઉતરતી નહિ: કેવળ અંધ શ્રદ્ધાથી તે તણાતો હતો–બ્રાહ્મણો હસ્તે જલમાદાય–ભાઇ હાથમાં પાણી ઝાલો કહે અને નિશાળમાં ફારસી શિખેલો યજમાન બાબોચિયાંમાંથી પાણી લેતો હોય તેમ જળપાત્રમાંથી પાણી લે તેમ. પણ કહે છે કે શ્રદ્ધાથી તો પથ્થરો તરે છે.......

આ બે જુવાનો હવેલીના બ્હારના દરવાજે આવ્યા ત્યારે એક બાલિકા હવેલીની બારીએ ઉભી હતી. આવનારને જોઇ તે ઝડપબંધ બારીએથી ખસી ગઇ, ને અંદર જઈ હાંક પાડી.

"અરૂણ, ઓ અરૂણ, આમ આવતો."

અંદરના ખંડમાં અરૂણુ રહેતો હતો. એક મ્હોટા સરખા કૂદકે તે બ્હાર આવ્યો.

"નીચે પેલો જયન્ત આવ્યો છે."

"હેં?" અરૂણુ વિચિત્ર મ્હોં કરી બોલ્યો. બકુલ હસી પડી. અરૂણુનું વિચિત્ર મ્હોં જોઈ ત્હેનાથી હસ્યા વિના રહેવાયું નહિ.

"તું તે કેવો છે." બકુલે ઠપકો આપતાં કહ્યું. "જો જયન્તતભાઈને મેડ મોકલ ને એની સાથે બીજું કોઇ છે, એને પાછલી મેડીએ લઈ આવ." અરૂણુ બકુલ સામું જોઇ રહ્યો.

"એમ શું જુએ છે? નહિ સમજ્યો?" બકુલે જરાક કરડાકીથી કહ્યું.

અરૂણુને લાગ્યું કે એનું સીધું મન કળી શકતું નથી પણ એ વાતમાં કૈંક ગુહ્ય છે. વધારે વાત જાણવા તે ચેતરજી પર પલાંઠી વાળી બેસી પડયો ને બોલ્યો:

"એ આપણાથી નહિ બને."

બકુલ પળવાર મુંઝાતી ઉભી રહી. એનું સુન્દર મ્હોં ક્રોધ, અને ગુંગળામણથી જરાક શ્તામણું થઈ ગયું.

"એટલે?" ત્હેના અવાજમાં મુજારી હતી.

અરૂણે બકુલ સામું જોયું ને તે ચમકયો. સત્વર તે ઉભો થયો ને બોલ્યો: "હા તેડી લાવું છું" ને જરાક ઠમકીને ઉભો રહી બોલ્યો.

"તું જાણે પણ મ્હને એ સારૂં નથી લાગતું હોં. પારકા માણુસને આમ ઘરમાં લઇ જઇયે તો ભાઈ શું કહેશે?"

"કેમ તે આપણે શું પાપ કરીએ છિયે?" બકુલે રૂવાબભેર પૂછયું.

અરૂણે માથું ખંજવાળ્યું ને બોલ્યો: "તે તો તું જાણે પણ એ સારૂં નહિ." એટલામાં નીચેથી કોઇ બોલ્યું.

"રામપ્રસાદજી છે?" ને બકુલ બોલી: "જાને, વાત પછી કરશું," અરૂણુ નીચે ગયો, ને બકુલ પાછળની મેડીમાં ગઈ.

હવેલીની પછાતની મેડીમાં બકુલની ભાભી સરોજ બેઠી હતી. બકુલ ઉતાવળે પગલે આવી ને ઉમરે આવતાં બોલી ઉઠી:

"હેં ભાભી, પારકા માણુસ જોડે વાત કરીયે તેમાં શું પાપ?"

સરોજ કબાટમાં કપડાં ગોઠવતી હતી તે અટકી પડી, ને બકુલ સામું જોઇ રહી.

"કેમ એ પૂછોછો?" સરોજે પૂછ્યું.

"તે પછી કહીશ, પણ જલ્દી કહોને હેં એમાં શું પાપ?" બકુલે ઉતાવળે પુછ્યું.

"પાપ તો નહિ પણ લોકભય તો ખરોસ્તો" સરોજે દુનિયાનાં ડાહ્યાંઓ જેમ ઉત્તર આપ્યો.

બકુલ વિચારમાં પડી ઉભી રહી.

"ભાઇ ખીજાય?" બકુલે ફરી પૂછ્યું.

"પણ છે શું, તે તો કહો"

"તે, તે પછી. હેં, ભાઇ ખીજાય?"

"કોણ જાણે. ખીજાય પણ ખરા, એ તો જેવો માણસ."

"ત્યારે એ તો ખોટું. મેં ભૂલ કરી. ને એતો હમણાં આવશે" પોતે શું કર્યું ત્હેનું જેમ જેમ ત્હેને ભાન થતું ગયું તેમ તેમ ત્હેનું હૃદય ધડકવા માંડયું.

"કોણ?" સરોજે ગભરામણમાં પૂછ્યું. બીજી અનુભવી બાળિકાએ કંઇક અણછાજતું કરી દીધું હશે એવી બ્હીકે સંસારી સરોજે પૂછ્યું, "બકુલબ્હેન, કોણ આવશે?"

"મધુસુદન" બકુલ વધુ બોલે તે પહેલાં અરૂણ ને મધુસુદન અંદર આવ્યા. બકુલ સરોજની પાછળ ઉભી રહી. શું કરવું તે સરોજને સુઝયું નહિ. શિષ્ટાચાર પ્રમાણે ત્હેનાથી બોલાઈ ગયું. "આવો." મધુસુદન અંદર ગયો ને એક ખુરશીપર બેઠો, ને અરૂણ ઉભપગે પગલે જતો રહ્યો. એટલામાં ધનલક્ષ્મી પેઢીના ઉમરે આવી ઉભી રહી બોલી.

"અરૂણ સાથે આવ્યું તે કોણ?"

સરોજ અને બકુલે ધનલક્ષ્મીને જોઇ ત્યારથી બેઉના હૈયાં ધબકી ઉઠયાં. સરોજ આગળ આવી બોલી.

'એ તો મધુસુદન, મ્હારા મોસાળથી આવ્યા છે."

મધુસુદન ચમકયો પોતાનું નામ આ લોકે કેમ જાણ્યું ત્હેની ત્હેને નવાઈ થઈ. ત્હેણે ત્રાંસી આંખે સરોજ સામું જોયું. શું થાય છે એ તે પણ ન સમજ્યો.

"એમ કે?" ધનલક્ષ્મીએ તરત કહ્યું. "કયારે આવ્યા? બધા મઝામાં છે.?"

"હાજી" મધુસુદને ધીરો ઉત્તર આપ્યો.

"સરોજ, એમને માટે બધી સગવડ કરજે હોં" કહી ધનલક્ષ્મી જતી રહી. એનો પડઘો શમ્યો એટલે બકુલ સરોજને વળગી પડી ને બોલી ઉઠી: "ઓ સરોજ ભાભી" સરોજે બકુલને હૈયે દાબી દીધી: મધુસુદન અને સરોજે એકમેક સામું જોયું. આખરે પુરૂષે પુછ્યું.

"બ્હેન, આ બધું શું છે? હું ધારૂં છું કે કંઈક ગેરસમજ થાય છે."

"હા, એવુંજ થયું છે." સરોજે કહ્યું "એમ થયું કે અમારા એક સગા છે. ત્હમારા જેવા છે, એજ હશે એમ ધારી ભૂલથી બકુલબ્હેને ત્હમને તેડયા; ને આ બધું અવળું શીવાયું. અમારા ઘરમાં કોઇ અજાણ્યાને આમ તેડીએ તો આળ આવે એટલે મ્હારે જુઠું કહેવું પડયું."

મધુસુદને પળવાર આંખ મીંચી ત્હેની નજર આગણ હોહા કરતાં સમાજનાં અનેક સ્ત્રીપુરૂષો ખડાં થયાં.

"ખરી વાત છે. લોક એવાંજ હોય છે. ત્હમે સારૂં કર્યું." તે ધીરેથી બોલ્યો. ત્યારે હું રજા લઉં? મ્હારે હજી ઘણું કામ છે. મધુસુદન ઉભો થયો એટલે સરોજે ઉતાવળે કહ્યું.

"પણ ત્હમે એમ જશો તો બ્હેનને માઠું લાગશે" મધુસુદને આ વિગતનો વિચાર ન્હોતો કર્યો.

"ત્યારે?" ત્હેનાથી બોલાઇ ગયું.

"ત્હમે એક બે દિવસ રહીને જજો." સરોજે આગ્રહપૂર્વક કહ્યું. મધુસુદન વિચારમાં પડયો.

"તે તો કેમ બને? હું તો અહિં ઉતારૂ છું. કોઈને ત્યાં ઉતર્યો છું. મ્હારાથી અહિં અજાણ્યા ઘરમાં ખોટા વેષે કેમ રહેવાય?"

સરોજ અને બકુલ બેઉ મુંઝવણમાં પડયાં. થોડીવારે સરોજે કહ્યું:

"હું જાણું છું: પણ ત્હમે હાલ ને હાલ જતા રહેશો તો બધાને વ્હેમ પડશે ને અમને કલંક લાગશે. વધારે નહિ તો એક દહાડો રોકાઇ જાવ," સરોજે આજીજી સાથે કહ્યું.

મધુસુદન સમજ્યો. બે નિર્દોષ સ્ત્રીઓને કલંક આવે તે કરતાં ગમે તે હરકત વેઠી લેવાનું ત્હેને ઇષ્ટ લાગ્યું.

"મેડે જયન્તભાઇ છે. એમને બોલાવશો? એમને હું કહી દઇશ."

બકુલ જયન્તને તેડી લાવી એટલે મધુસુદને કહ્યું.

"મ્હારે તો અહિં રોકાવું પડશે. આ સરોજ બ્હેન તો અમારા સગપણમાં છે." ને થોડીકવારે જયન્ત એકલો વિદાય થયો.

રાતે મધુસુદન રામપ્રસાદને મળ્યો. રામપ્રસાદે ત્હેનું સારૂં સ્વાગત કર્યું.

વાળુ પછી રામપ્રસાદ જોડે આડી તેડી વાતો કરી મધુસુદન પોતાને માટે નકકી કરવામાં આવેલા ઓરડામાં આવ્યો.

"શું નસીબ છે? માણસ ધારે છે શું ને થાય છે શું? સુહાગપુરનાં અન્નજળ કેમ અને કેવાં નિરમાયાં! ખરેખર, માણસ ગમે એટલો પ્રમાદ કરે, પણ નસીબની એકજ છક્કડ ત્હેને ઠામ કરી દેવા બસ છે. સુહાગપુરને ઉધ્ધારવાની મ્હારી ઉમેદો બધી આધી રહી. ઉલ્ટું આજે તો હું એક રાજકેદી જેવો જાગીરદારના ઘરમાં પડયો છું. ને કોણ જાણે કાલે શું થશે." આવા વિચારો કરતાં ત્હેણે આંખો બંધ કરી.

---

## પ્રકરણ ૧૨.

### બકુલના મનોરથો

કામેશ્વર મંદિરમાં મધુસુદન અને જયન્ત વચ્ચે વાત સાંભળી ત્યારથી બકુલને મધુસુદન અસાધારણ માણસ લાગ્યો હતો. એના વિચારો, એની વાતચીતની ઢબ અને છેક છેવટે ક્ષણવાર નજરે પડેલી એની ઠાવકી મુખમુદ્રાવડે તે અંજાઇ હતી; પરંતુ પોતાની લાજ રાખવા ખાતર સરોજના મોસાળભાઇ તરીકે તે પોતાને ત્યાં રહયો ત્યારથી તો ત્હેને અંગત લાગણીઓ થવા માંડી. એક ન્હાનો સરખો ઉપકાર ઘણીવાર બે અજાણ્યા માણસો વચ્ચે જન્મોજન્મનો સંબંધ ઘડી દે છે. તે પળથી એ અજાણ્યો માણસ છે એજ એ વિસરી ગઈ. ને જાણે તે ચિરકાળથી પોતાનો થઇ ગયો હોય એમ ત્હેને લાગ્યા કર્યું—અને સ્ત્રીઓ પોતાના માણસોથી જયારે કાંઇ છુપાવે છે ત્યારે એ માટે એમનાં હ્રદયમાં સતત કંઇક ડંખ્યા કરે છે. પુરૂષ અને સ્ત્રીના સ્વભાવોમાં આ સાહજીક ફેર છે. પુરૂષ સ્વજનને છેતરે છે ત્યારે ત્હેને જરાક આઘાત લાગે છે ખરો પણ તે જરાક અને જરાવાર. અલ્પ ક્ષણમાં આખી વાત એ ભૂલી જઇ શકે છે જયારે સ્ત્રીને અહોર્નિશ એ વાત ડંખ્યા કરે છે. આ ભેદનું કારણ કદાચ એ હોય કે પુરૂષ અને પ્રેમ, સ્ત્રીના જીવનનું કેન્દ્ર છે: સ્ત્રી અને પ્રેમ એ પુરૂષના જીવનમાં ઉપયોગી અંગો છે પણ ત્હેનું જીવન સર્વસ્વ નથી. કોણ જાણે.

સરોજે મધુસુદનને જૂઠું કહ્યું એ વાત બકુલને ખુંચ્યા કરી અને એને એ કહી દેવા એ એકપગે થઇ રહી. એટલે વાળુ પછી મધુસુદન રામપ્રસાદના મેડેથી

પોતાની ઓરડીમાં આવ્યો તે પછી થોડીક વારે બકુલ ત્હેની પાછળ ગઈ. ત્હેના પગરવથી મધુસુદને આંખ ખોલી. બકુલને જોઈ ત્હેને કાંઇક નવાઈ થઇ. એક અજાણ્યા સંસ્કારી ઘરની બાલિકાનું આવું વર્તન હોય એ ત્હેના સુકુમાર સ્વભાવને ન ગમ્યું. પણ બકુલને સામાના વિચારો તપાસવાની તમા કે આવડત ન્હોતી. એનું હૃદય તો એકરાર કરવા અધીરૂં થઇ રહ્યું હતું. તે દાખલ થઇ ત્યારે મધુ બેઠો થયો. બકુલ ધીરે પગલે આવી અને ખુણે મૂકેલા ટેબલની કિનાર પકડી ઉભી રહી.

તે સુન્દર હતી. લાવણ્ય નહિ પણ સુન્દરતાઃ ભભક નહિ પણ પ્રકાશઃ સુગંધ નહિ પણ સુરભિઃ એ એની સુન્દરતાનાં લક્ષણો ગણાય એમ મધુસુદનની કલાપરીક્ષક આંખે સત્વર નોંધ લીધું. આવા સંજોગોમાં વધારે નિરીક્ષણ કરવું ત્હેને અસંસ્કારી લાગ્યું. ત્હેને એમ પણ થયું કે પુરૂષ તરીકે પ્રથમ ત્હેણે ત્હેને પ્રશ્ન કરવો જોઇયે.

"ત્હમે આમ બોલો છો એ મ્હને નથી ગમતું." ત્હેણે તેને કહી દીધું અને કોઈ મહારાણી જેમ તે ગૌરવથી ઉભી રહી.

મધુસુદન ખંચાયો ત્યારે આ છેક ભાળીભોળી કન્યા ન્હોતી પણ સત્ત્વશાળી કુમારિકા હતી. ત્હેના મને ત્હેની નોંધ લીધી.

"માફ કરજો" ત્હેણે તરત કહ્યું "હું ત્હમારૂં અપમાન કરવા ન્હોતો ઇચ્છતો."

પોતે જીત મેળવે છે ત્યારે માણસ માત્ર ફુલાય છે; સ્ત્રીઓ સૌથી વધારે. બકુલ સગર્વ હસી અને, રાજરાણીઓને લજાવે એવા ગારવથી બોલી: "કે નહિ; ત્હમે લોક તો ઘણી ભૂલો કરો છો."

ક્ષણવાર બેઉ ચૂપ રહ્યાં. બેઉ તેજીલાં હતાંઃ બેઉને લાગ્યું કે એકમેકને ટકોર મારી શકે એવું સામર્થ્ય બેઉમાં છે. થોડીકવારે બકુલે કહ્યું, "ત્હમે આ બીજીવાર ભૂલ કરી."

"પહેલી કઈ?" મધુએ પુછયું.

"ત્હમે જયન્તભાઈ જોડે સોહાગપુરની વાતો કરતા હતા તે."

"ત્હમને ઉમેદ ઘણી છે પણ આવડત નથી," બકુલે સખત ટાણો માર્યો.

જીંદગીમાં પહેલીવાર બુદ્ધિશાળી મધુસુદને નીચું જોયું-એવું છે. એકવાર હિન્દુસ્થાનનો નૃપતિ પૃથ્વીપતિ ગણાતો હતો. તે વખતે લોકની ભૂગોળ ટુંકી હતી. આપણા બધાની ભૂગોળો મ્હોટી થ.ય છે તેમ તેમ હૈ હૈ પૃથ્વીપતિઓ સાધારણ સામંત જેવા બની રહે છે. ખાબોચિયાં જેવડાં જગતમાં રહી આવી તો આપણે કેવીક વિચિત્ર પીઠો વાળી લઇયે છિયે. મધુસુદને પ્રથમવાર જોયું કે એની એક ગાંઠ એને ઉકેલવી પડશે.

બકુલ કંઇક વિચાર કરતી હોય તેમ જરાક અટકી પછી બોલી:

"ત્હમે એમ ધારો છો કે સોહાગપુર જાગીરદારોના કલહને લીધે નિર્મૂળ થશે."

"હા."

"અને ત્હમે લોકનું કલ્યાણ ઇચ્છો છો. ત્હમે, પરદેશી. અને અમે કોઇ કાંઇ સમજતાં જ નથી. દયા બધી ત્હમે........"

"માફ કરો." મધુસુદન બોલી ઉઠયો: "ત્હમે અનર્થ કરો છો, મ્હારી એ દૃષ્ટિ હતી જ નહિ."

"તે ગમે તે હોય. પણ ત્હમે મ્હોટી ભૂલ કરી. લોકનું કલ્યાણ એ કલહમાંજ છે." દાંત કચકચાવી બકુલે કહ્યું.

મધુસુદનની આંખો મ્હોટી થઇ.

"શું કહો છો?" ત્હેનાથી બોલાઇ ગયું.

"ખરૂં કહું છું" બકુલે દૃઢ અવાજે કહ્યું. "એ કલહને લીધે આ ગામના મરદો મરદ રહ્યા છે ને સ્ત્રીઓ પણ પોતાનું રક્ષણ કરી શકે છે. સંજોગો માણસને વીર કે કાયર બનાવે છે. અમારે એવા સંજોગો જોઇએ છે કે લોકો બધા વીર રહે." બકુલ જરાવાર અટકી પછી ધીરેથી તે બોલી:

"ત્હમારા કરતાં મ્હારી આશાઓ અપાર છે." અને મધુસુદન સામે તે જોઈ રહી.

"શી?" મધુસુદનને પુછવું પડયું.

"અહિંની સ્ત્રીઓને કુખે વીર નરો ઉત્પન્ન કરવાની." વેંત જેવડી, કમળતંતુથીયે વધુ કોમળ લાગતી બકુલના શરીરમાં અપૂર્વ જોમ આવતું હોય એમ લાગ્યું. થોડીવારે મધુસુદને કહ્યું.

"પણ આ કજીયાથી પ્રજાનું વીરત્વ કેમ પોષાઇ શકે? ઉલ્ટું લોકો ખુવાર થશે."

"ખુવાર થશે નિર્મૂળ થશે એ બ્હીકે ને બ્હીકે પ્રજાઓ ભુંસાઇ ગઇ. તે સોબસો લોક માર્યા જાય ત્હેમાં શું થયું? લોક કલ્યાણ માટે એટલો ભોગ મ્હોટો ન કહેવાય."

"પણ આતો કજીઆ" મધુસુદન બોલવા જતો હતો ત્હેને અટકાવી બકુલ બોલી.

"પણ શું ? આજે કજીઆ માટે લોક જીવ આપવા તૈયાર હશે તો કાલે સકારણ આવી શકશે, એમ નથી લાગતું ? એ તો અમે પણ જાણીએ છિયે કે નજીવા કારણુસર લોક નકામા લઢી મરે તે સારૂં નહિ. પણ અમારે રોમન પેઠે બુલ–ફાઇટ કરાવી વીરત્વ જાળવવું નથી પડતું. આમને આમ લોક ટેવાતા જાય છે. ખરૂં પુછો તો હું તો શાંતિની સાવ વિરૂદ્ધ છું. શાંતિ એટલે મૃત્યુ."

મધુસુદનને લાગવા માંડયું કે એ સ્વપ્નાં જોનાર બાળિકાના કથનમાં કંઈક સત્ય હતું. તે સાચાબોલો હતો. ત્હેનું સ્વમાન ઘવાયું હતું છતાં તે બોલ્યો.

"ત્હમારી વાત ખરી લાગે છે. આમ પણ લોક કસાય એ સારૂં છે." અને પછી ઉમેર્યું.

"ત્હમે કોઇ મહારાણી થયાં હોત તો..........

"તો ત્હમને દેહાંતદંડ કરત" બકુલે હસીને કહ્યું ને ઉભી થઇ.

મધુસુદન પણ ઉભો થયો. પળવાર બેઉ ચૂપ રહ્યાં.

થોડીવારે મધુએ ધીરેથી પૂછયું: "માફ કરજો, પણ એક પ્રશ્ન પૂછું ?"

તે હસતી આંખોએ મધુ સામું જોઇ રહી.

"આહ કોઈ આ બધું સમજે છે ખરૂં !"

બકુલે હોઠ પીસ્યા. ત્હેના મનમાં પણ એજ વાત ઘુમી રહી હતી.

"ના, પણ શું થાય?" તે મુંઝવણમાં બબડી. ને પછી ઉમેર્યું, "બાકી મ્હને તો લોકસેવાના કેવાં કેવાં સ્વપ્નાં આવે છે" તે અટકી પડી ને હાથ ચોળતી બોલી, "પણ આ ભૂમિ જ નાલાયક છે." તે મધુ સામે જોઇ રહી, તે કંઇક અકથ્ય યાચના કરતો હોય એમ મધુને લાગ્યું. ત્હેને થયું કે એક ઉર્ધ્વગામી હૃદય પોતાની સહાય માંગી રહ્યું છે. પુરુષ હૃદય ખાસ કરી જુવાન પુરુષ હૃદય–ઘણીવાર આવી કલ્પનાઓ કરે છે.

સુધારશે?" કહી તે અટકયો અને પછી બોલ્યોઃ "કદાચ દુનિયા ત્હમારી જ રાહ જોતી હોય. કોને ખબર."

"એવું કશું નાહ." બકુલે ગંભીર અવાજે કહ્યું, "કંઇ કંઇ મ્હોટી સ્ત્રીઓ અનેક કામ કરતી હશે."

"બહુ થોડી" મધુએ તરત કહ્યું "દાખલા તરીકે આટલાં મ્હોટા મુંબઇમાં સારી સેવિકાઓ એક કે બે છે. તો પછી આખા ગુજરાતની તો વાતજ કયાં? ખરેખર, ત્હમારા જેવાંએ તો ઘણું કામ ઉપાડી લેવું જોઇએ."

બકુલ પલવાર બોલી નહિ. ત્હેની આંખો આગળ મુંબાઈ, ગુજરાત, સેવામઠો ને લોકસેવિકાઓનાં ચિત્રો ખડાં થયાં. અનિમેષ નજરે બકુલ તે કલ્પિત સૃષ્ટિને જોઇ રહી. મધુસુદન તે સમજ્યો. ત્હેને પાસ ચઢાવતો હોય તેમ તે બોલ્યોઃ

"ત્હમે લોક અનેક વ્રતો કરોછો પણ સેવાવ્રત જેવું એકકે સુન્દર વ્રત નથી. એક સ્રી કેટલાં દુઃખીઆંનાં આંસુ લૂછી શકે છે. કેટલાં બિચારાં એક મીઠા બોલ માટે ઝુરી મરે છે. ત્હમારાં જેવાં એવાં કેટલાંને ઉદ્ધારી શકે."

"પણ અમે શું કરીએ?" સ્રી જાતિનો બચાવ કરતી બકુલ બોલી: "અમે કયાં સ્વતંત્ર છિયે? અમે અમારૂં જ કલ્યાણ કરી નથી શકતાં પછી પારકાની સેવા કયાંથી કરીએ?"

"મ્હને ખબર છે." મધુસુદને દલીલ સ્વીકારી કહ્યું. "પણ ત્હમારે સ્વતંત્ર થવું જોઇયે. સાચી સ્વતંત્રતા મેળવવી એ ત્હમારો પ્રથમ ધર્મ છે. આમને આમ ત્હમારી બધી શકિતઓ વણસી જશે."

"ત્યારે શું થાય?" બકુલે જેટલી ઉતાવળથી પ્રશ્ન પુછયો તેટલી ઉતાવળથી મધુસુદનથી ઉત્તર અપાયો નહીં. ધીરે ધીરે તે બોલ્યો.

"દરેક જણે પોતપોતાના સંજોગ અનુસાર સ્વતંત્રતા લઇ જીવનનો વિકાસ સાધવો જોઇયે."

"હા, હું પણ મ્હારી બ્હેનપણીઓને એજ કહું છું, આમને આમ તો દાદીમા મરી ગયાં, બા મરશે ને આપણે બધાં પણ મરી જશૂં. બધી એની એજ વાત. ખાવું પીવું, પહેરવું હોડવું પરણવું ને.... .......બકુલ અટકી પડી.

"ને શું?" મધુએ હસતાં હસતાં પુછયું.

"પસ્તાવું કે મરવું." બકુલે જવાબ દીધો. "મ્હને તો એ જરા નથી ગમતું. હું ત્હમને પુછવાનીજ હતી કે ત્યારે શું કરવું" ને મધુ સામું તે જોઇ રહી.

મધુ વિમાસણમાં પડયો. આવા સંજોગોમાં ચતુર વડીલ કહે તેમ ત્હેણે "કહ્યું, આત્મા કહે તેમ આપણને શોભે તેવું કરવું."

"બકુલ ઘડીભર ચૂપ ઉભી રહીઃ પછી મધુ સામે ત્હેણે જોયા કર્યું. ત્હેની આંખો પરથી લાગતું હતું કે આમા માણસમાં વિશ્વાસ કરવો કે નહીં ત્હેના તે વિચાર કરતી હતી. આખરે ત્હેણે કહ્યું"

"એક વાત પુછું ?"

"ભલે".

"જીંદગીભર સેવાવ્રત પળાય કે નહીં ?"

"હા શામાટે નહિ"

"મીસ નાઈન્ટાગેલે "પાળ્યું હતું, ખરૂં ને ?"

"હા"

"ત્યારે કોઈ એમાં અટકાવે તો ?" બકુલેના અવાજમાં અધીરતા હતી.

મધુસુદન ચમકયો. એ પ્રશ્નની ભયંકરતા ત્હેને સમજાઈ. એ ન્હાની બાળિકાના એ નજીવા પ્રશ્નમાં કેવું સામર્થ્ય ગુપ્ત રહ્યું છે ત્હેનું તરત ત્હેને ભાન થયું. ત્હેણે આટલે સુધીનો વિચાર ન્હોતો કર્યો.

"એનો જવાબ કઠણ છે." ત્હેણે કહ્યું "ત્હમારે ઘેર રહી મ્હારાથી એનો સાચો ઉત્તર નહિ અપાય."

બકુલ નિરાશ થઈ ગઈ. એનું મ્હોં ઉતરી ગયું. તે કચવાટ સાથે બોલી.

"ત્હમે પણ એવું જ કહો છો." કોઈએ તલવારનો ઘા માર્યો હોય એટલી મધુને વેદના થઈ. સાથે એને એમ પણ થયું કે બધા કરતાં પોતાની એ વધારે કિમ્મત ગણે છે ને એથી એ જરાક પુલાયો.

બકુલે આગળ ચલાવ્યું.

"બુદ્ધ ભગવાનની પરિવ્રાજિકા પેઠે મ્હારે જીવવું છે ને આ લોક તો કૈં સમજતા નથી," તે ગગળી થઈ ગઈ.

"ત્હમે એમ મુંઝાયો નહિ. કહો તો હું એમને સમજાવીશ," આખરે મધુએ હામ ભીડી.

"ઉં-હૂં" કહી બકુલે પોતાનું સુન્દર માથું ધુણાવ્યું. મેં બહુ કર્યું હતું: પણ એ બધાની નજર જ મેલી છે. એમને ચોખ્ખું નથી દેખાતું. આપણે જોઈયે તેમ તો એ લોક દેખી શકતા જ નથીઃ ને ઉલ્ટો કંકાસ થાય છે. હવે તો હું બધું છૂપું રાખું છું, ને એમની આગળ ખૂબ ઢોંગ પણ કરૂં છું. આપણે એનો ઉપાય કરશું ત્હમે નિરાશ ના થશો. ત્હમારા જેવા નિરાશ થાય એ મ્હને નથી ગમતું."

મધુસુદનના બોલ પરથી લાગતું હતું કે તે સાચા દિલે બોલતો હતો.

થોડીવારે બકુલે પુછ્યું, "ત્હમે કયારે જવાના છો ?"

"હમણાં તો હું કાલે જવા ધારૂં છું, પણ કહેશો તો પાછો આવીશ."

"સારૂં" કહી બકુલ ઉતાવળે જતી રહી ને મધુસુદન સમાન ત્હેની અદરય થતી સુન્દર દેહવલ્લરી જોઈ રહ્યો ને બબડયોઃ "શી અલૌકિક મૂર્તિ છે!"




૧ હવે શિક્ષાનું વ્યાખ્યાન કરીએ છીએઃ
૨ એથીજ મનુષ્યત્વની પ્રાપ્તિ
૩ દેવત્વની પણ
૪ અને અભ્યુદય તથા નિઃશ્રેયસની સિદ્ધિ
૫ પ્હેલાં પદાર્થનાં જ્ઞાનપૂર્વક નામોપદેશ
૬ પ્રાપ્તકાલ પર્યંત શિક્ષા જ્ઞાનના દોષરહિત
૭ મન અને વાણીને અવિરોધિની
૮ ગુરૂગૃહમાંથીજ મંત્રોનો ઉદ્ભવ
૯ શિક્ષિતોની વાણી એજ કામદુધા યથાર્થ ઉપયોગ કરવાથી
૧૦ શાસ્ત્રમર્યનું જ્ઞાન તો વિશ્લેષણ અને સંશ્લેષણ પદ્ધતિ દ્વારા સપ્રયોગ વિજ્ઞાન શિક્ષાવડે વિદ્વાનોની પાસેથી
૧૧ અને કરેલા પ્રયોગોનું વારંવાર વિદ્વત્સભામાં પરીક્ષણ કરવાથી
૧૨ આર્યજ્ઞાનની પ્રાપ્તિ એજ ઉપાધવડે શોભાવવા લાયક
૧૩ આચાર્ય, ઉપાધ્યાય, ગુરૂ, ઋષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ, દેવર્ષિ, પંડિત, બ્રહ્મવિત, નિષ્ણાત, સ્નાતક, કવિ, કુલપતિ, ગોત્ર, પ્રવય ઇત્યાદિક
૧૪ આર્યજ્ઞાનના સંગ્રહ અને સંસ્કરણ પછી (તેનો) દરેક દેશમાં પ્રચાર
૧૫ કાવ્ય દ્વારા લોકોવડે તે હસ્તગ્રાહ્ય (જલદી ગ્રહણ કરવા લાયક)
૧૬ વસ્તુ વિદ્યમાન છતાં તેના જ્ઞાનનું પ્રતિબંધન અજ્ઞાન
૧૭ જ્ઞાન સંપાદન કરતાં પ્રથમતો ઘણો કલેશ પછીથી સુખ અને આનંદ
૧૮ કલેશ ન ગણકારીને આગ્રહથી જ્ઞાન સંપાદન કરવા યોગ્ય
૧૯ તેવડેજ વાસ્તવ જ્ઞાનનો પ્રકાશ
૨૦ આર્યજ્ઞાન પણ તેજ કોઇપણું વડે કદાપિ અબાધિત હોવાથી
૨૧ નિષ્ણાતની પ્રતિષ્ઠા મિત્રોમાં સતત્ (હમેશાં)
૨૨ કારણ કે તત્વાવબોધન તેનું કાર્ય
૨૩ અર્થ સંપાદક તે જ્ઞાન ન્હોય.

૨૪ અધ્યયન સહાધ્યાયી સહાય વિના સુશકય નહિ
૨૫ એકજ વિદ્યાનાં વારંવાર પ્રયોગો કરીને અનેક વ્યક્તિદ્વારા સઘળો સાર એકત્ર કરવાથી તેનાં વાસ્તવ સ્વરૂપની અવગતિ
૨૬ એકજ વ્યક્તિએ કરેલા પ્રયોગોથી સંપાદિત કરેલું જ્ઞાન અપૂર્ણ જ
૨૭ તેવડે યથા તથા સમુચિત ફરી નહિ
૨૮ બાહ્યસાધન સમાન હોય છતાં બુદ્ધિવિકાસાનુસાર પરિણામમાં તરતમ ભાવવાળી વિદ્યા (તે) (થાય છે)
૨૯ કાચ ધાતુ અને માટીના ઘડા પેઠે
૩૦ હૃદયવિકાસ, સૂક્ષ્મબુદ્ધિ, પરમ એકાગ્રતા, તપ વગેરે સાધનોથી સમાનશીલજ બ્રાહ્મણોએ કરેલો નિશ્ચય સર્વથા સત્ય અથવા આર્ષ (હોય છે)
૩૧ જુદી જુદી વિદ્યાના પારદ્રષ્ટાઓએ કરેલો હોય તો દૈવ અથવા ઈશ્વરી (કહેવાય)
૩૨ તેવી પ્રવૃત્તિમાં અનુપયુક્ત અને ફલવિઘાતક અજ્ઞાની અથવા અલ્પજ્ઞાની
૩૩ એથી સર્વથા બહિષ્કાર યોગ્ય એજ
૩૪ બુદ્ધિવાને કરેલા તર્ક સર્વત્ર સમાદર પામવા યોગ્ય
૩૫ અનુબંધનો વિચાર કર્યા વગર કરેલો ઉપદેશ મિથ્યા
૩૬ તેવો (માણુસ) ઉપદેશ માટે લાયક નહિ
૩૭ કોઈપણ અધિકાર ઉપર પણ નિયુક્ત ન કરવો જોઈએ
૩૮ અજ્ઞાનીઓ વ્યવહારજ્ઞાનની અપૂર્ણતાને લઈ દૃષ્ટિકાર થવા લાયક
૩૯ વિદ્યાવડે સભામાં પૂજા, દોષની નિવૃત્તિ, ઉપકરણ (સાધનો) ની પ્રાપ્તિ અને સર્વ પ્રકારનાં બળથી પૂર્ણતા પણ
૪૦ અને તેઓનો યથાર્થ ઉપયોગ
૪૧ અથવા હીનયોગ મિથ્યાયોગ અને અતિયોગ રહિત
૪૨ એક વિદ્યાનાં અધ્યયન વડે નાના પ્રકારનું લોકોપકાર સામર્થ્ય નહિ (મળે)
૪૩ પ્રાણવિદ્યા જીવન વગેરેમાં
૪૪ વિદ્યુદ્‌વિદ્યા દૂર શ્રવણ વગેરેમાં
૪૫ અગ્નિવિદ્યા દૂર જવા વગેરેમાં
૪૬ સંક્ષેપમાં બ્રહ્મ અને ક્ષત્રગુણોનો સમુચ્ચય, શ્રુતિ (વાકય)થી
૪૭ શિષ્ટોથી શિષ્ટ (રહેલું જાણવું)
૪૮ તે વડે દ્વિપાદ અને ચતુષ્પાદ ને સુખ
૪૯ જગતનાં કલ્યાણ માટે
૫૦ એ પ્રમાણે ભગવાન્ બૃહસ્પતિ બોલ્યા.






લેખકઃ—સુદર્શન

(૧)

પાટલીપુત્રમાં એક સ્ત્રી રહેતી હતી. એનું નામ વાસવ હતું એ અતિ સુંદર હતી. એના શરીરમાં વસંતની બહાર, મોહિની અને સુગંધ હતી. એ યુવાન હતી. એના યૌવનમાં વૃદ્ધિ પામતા ચંદ્રમાનો વિકાસ, માધુર્ય તથા કાવ્ય હતાં. એ ધનાઢય હતી. એના પટારાઓમાં બહુ મૂલ્ય વસ્ત્રો, મનોહર આભૂષણો તથા સુવર્ણ મ્હોરો હતી.

પરંતુ એની પાસે કાંઇ પણ ન હોતું–તે વેશ્યા હતી.

(૨)

નગર બહાર એક નૌજવાન સાધુ રહેતો હતો. એનું નામ ઉપગુપ્ત હતું. એની પાસે પોતાનું મકાન ન હોતું, કે ન હોતાં વસ્ત્રો, એની પાસે પૈસા ટકા કાંઈ પણ ન હોતા પણ એની પાસે આંખોનું સ્મિત-પવિત્રતાનું તેજ, ચિત્તની સ્થિરતા, તથા શાંતિની નિદ્રા હતાં

વાસવ ધર્મને પાપની પૃથ્વીપર પછાડતી હતીઃ ઉપગુપ્ત અધર્મના અભાગી પુત્રોની શોચનીય અવસ્થા પર પોતાની સુંદર આંખોના પવિત્ર આંસુ વહેવડાવતો હતો. અને બેઉને એક બીજાની ખબર ન હતી.

(૩)

એક દિવસ દૈવયોગથી બેઉનો સાક્ષાત્ થઇ ગયો. ઉપગુપ્તે પાપની પુત્રી વાસવને જોઇ, અને આંખો ઝુકાવી દીધી. વાસવે ઉપગુપ્તની આંખોની સરળતા અને પવિત્રતા જોઇ, અને એનું હ્રદય હચમચી ગયું.

એણે કુસુમ-સંગીતથી પણ મધુર સ્વરે કહ્યું. "અહીં માટીમાં કેમ પડયા છો? ચાલો, હું તમને હૃદયના આસનપર બેસાડીશ."

ઉપગુપ્તના હૃદય પર સ્ત્રી-ન સૌંદર્યે સંપૂર્ણ શક્તિઓથી આક્રમણ કર્યું; પણ તે નિર્બળ નહોતો.

એણે પૃથ્વી તરફ જોયું, અને કહ્યું:—"હજુ સમય નથી આવ્યો. કયારેક મળીશ."

(૪)

બે વર્ષ વીતી ગયાં. પણ વાસવના મનમાં એકજ ચિંતા, એકજ અભિલાષા હતી,—પ્રણયરાત્રિ કયારે આવશે ?

તે વારેવારે ઉપગુપ્ત પાસે જતી. પરંતુ તે તો દરેક વખતે એજ ઉત્તર આપતો—" હજુ તે રાત્રિ આવી નથી "

કાળાંતરે વાસવ તેને ભૂલી ગઈ. પણ ઉપગુપ્તના હૃદયમાં એની સ્મૃતિ શેષ હતી.

(૫)

તેજ નગરમાં એક સ્ત્રી રહેતી હતી. એ કુરૂપ હતી. એના શરીરમાંથી દુર્ગંધ આવતી હતી. તે બુઢ્ઢી હતી. એના અંગોને મૃત્યુના કીડા ચાહી રહ્યા હતા. તે રોટલાના એક એક ટુકડા માટે તલસતી હતી. પણ એના પર કોઈ દયા કરતુ નહોતું.

આ તેજ કોમળાંગી, ધનાઢય વેશ્યા વાસવ હતી, જે એક સમયે પાટલીપુત્રમાં સૌથી સુંદર સ્ત્રી હતી, અને જેણે એક વખત પાટલીપુત્રને ગાંડું કર્યું હતું. આજે તેની તરફ કોઇ જોતું પણ નહોતું.

(૬)

સૌંદર્ય અને યૌવનના વિનાશના આ સમાચાર ઉપગુપ્તે સાંભળ્યા. અને તે પોતાની તપશ્ચર્યા છોડી વાસવ પાસે આવ્યો.

"કોણ છે ?"

"ઉપગુપ્ત !

"ચાલ્યા જાઓ, સમય જતો રહ્યો છે."

"નહિ મા ! આજ જ તે પ્રણયરાત્રિ છે."

વાસવે ચકિત થઇ ઉપગુપ્ત તરફ જોયું, અને બોલી:—"તમે શું કહી રહ્યા છો ? હું કાંઇ ન સમજી"

ઉપગુપ્ત: "મા ! જ્યારે સુંદરતા, સુખ અને વૈભવનો સમય હતો, એ દિવસોમાં તમને મ્હારી આવશકયતા નહોતી; તેમ મ્હારા ધર્મની ઘોર પ્રતિજ્ઞા મને તમારા અતૂલ લાવણ્ય તરફ જોવાની આજ્ઞા આપતી નહોતી. પરંતુ હવે એ યૌવન વૃદ્ધ થઇ ગયું છે, શોભા કરમાઈ ગઇ છે, અને અમીરી પૈસા પૈસા માટે તલસી રહી છે.–એજ પ્રણ્ય-શત્રિ છે; એજ મ્હારા આવવાનો બરાબર વખત છે. હવે હું તમને મૂકીને કયાં પણ જઇશ નહિ."

ઉપગુપ્ત તેની પાસે ગુંઠણીએ બેઠો. તેને ઉઠાડવા લાગ્યો. વાસવે પોતાની આંખી ઘતી મૃત્યુ પંથે પડેલી આંખો એક વખત ઉઘાડી, અને પુનઃ સદા માટે બંધ કરી દીધી.

ઉપગુપ્તે પોતાના કમંડળમાંથી પાણી લઇ વાસવના મુખમાં નાખ્યું–પણ વાસવ કયાં હતી !!

ઉપગુપ્તની આંખો પણ સજળ થઇ ગઇ !





# રામેશ્વર યાત્રા



લેખકઃ—પ્રવાસી

અમે મુંબઇથી બુધવાર તા. ૩૦ મી ડીસેમ્બર ૧૯૨૫ ને રોજ મદ્રાસ મેલમાં રામેશ્વર જવા રવાના થયા. મેલ રાત્રે ઉપડે છે. તેથી રાત્રિમાં પસાર થતાં સહ્યાદ્રિનો ભવ્ય દેખાવ જોવાનું અમારૂં ભાગ્ય નહોતું તેમજ એક વખત ભારત વર્ષનું ભાગ્યવિધાન કરનારૂં પૂના શહેર પણ-રાત્રિમાંજ અમારી ટ્રેન ત્યાંથી પસાર થતી હોવાથી—જોઇને મનને તૃપ્ત કરી શકાયું નહિ. અમે સ્હવાર પડતાં પુરૂડવાડી સ્ટેશન લગભગ પ્હોંચી ગયા હતા. ત્યારે પ્રકાશ ફેલાયેલો હોવાથી બન્ને બાજુએ લીલાંછમ જેવાં ખેતરો, વચ્ચે વચ્ચે ખૂલી જમીન, એમ લીલા મખમલના ગાલીચાઓ વચ્ચેથી કાંઇ ભાગ ખવાઇ ગયેલો હોય તેવો—દેખાતો હોય એવો દેખાવ અમે લગભગ મુંબઇ ઇલાકાની સરહદ સૂધી એક સરખો જોયો. ગાડીમાં બેઠે બેઠે યાદગિરનો અને અદોનીનો કિલ્લો પણ દુરથી ડોકીઆં કરીને અમને જાણે પોતાની આપવીતી કહેવા માટે બોલાવતો હોય તેવો દેખાવ નજરે પડયો. મેં કોઇ દિવસ કોઇ પણ પ્રાચીન કિલ્લો જોએલો ન હોવાથી મને અદોનીનો કિલ્લો ઘણોજ આકર્ષક લાગ્યો. પણ અમારો પ્રોગ્રામ તો નક્કી હતો અને અમારે શનિવારે તો જરૂર રામનાથનાં દર્શન કરવાનો દૃઢવિચાર જ હતો તેથી એકદમ આગળ ચાલ્યા ગયા. રાયચૂર પછીથી જમીનનો દેખાવ બદલાતો ગયો અને એકાદ બે સ્ટેશન જતાં તો એકદમ એક સરખી ઉંચાઇવાળાં ભાતનાં લીલાંછમ જેવાં ખેતરો બન્ને બાજુએ વ્યાપી રહેલાં જોઇ કવિવર બંકીમબાબુની વંદેમાતરમ્ સુજલામ્, સુફલામ્, શસ્યશ્યામલામ્, એ પંક્તિ શ્વાસે શ્વાસે અંતરમાં સ્વતઃ રટાવા લાગી. એ ક્ષિતિજ સૂધી વિસ્તૃત હરિતશસ્યપૂર્ણ પૃથ્વીતળનું સુરમ્ય દૃશ્ય એક અનિર્વચનીય જ ભાવ અને આલ્હાદ અંતરમાં ભરતું. પરંતુ બે ચાર સ્ટેશન વીતતાંજ

રાત્ર પડી અને શનૈર શનૈર એ દૃશ્ય રાત્રિના ગાઢ તિમિરમાંએક રૂપ થતું ચાલ્યું. પ્રાતઃકાળ થતાં અમે આર્કોનય પ્હોંચ્યા. ત્યાં તો જ્યાં ત્યાં જલમય થઇ ગએલો ભૂભાગ જોઇને ભય, સંતાપ, અને દયા એમ અંતઃકરણમાં વિવિધ ભાવોનો ઉદય થયો, જ્યાં જ્યાં પાણી ઓસરી ગયેલાં ત્યાં ત્યાં લીલાં અનાજથી ભરપુર ક્ષેત્રપ્રદેશ અમોને નજરે દેખાતો અને પ્રાચીન કાળમાં વપરાતા 'આર્ની' શબ્દનું સ્મરણ કરાવતો. મદ્રાસ સ્હવારે લગભગ આઠવાગે અમે પ્હોંચ્યા. તે દિવસે રાત્રેજ અમારે રામેશ્વર એક્ષપ્રેસમાં નીકળવવાનું હતું તેથી શહેર જોવા નીકળી પડયા. દક્ષિણનાં શહેરો સંબંધે હું પાછળથી લખીશ. પરંતુ મદ્રાસમાં એક ખામી નવાઇ જેવું જીવતી જળચર પ્રાણીઓનું સંગ્રહસ્થાન સમુદ્રકાંઠે હાલમાં થોડાં વર્ષથી સરકારે સ્થાપેલું છે તે જોવા ગયા. જતી વખતે તે તો એમ હતું કે દરિયામાં ગેલ કરતાં જાત જાતનાં માછલાંઓ જોયા પછીથી તથા મરેલાં 'સ્ટફ્ક'રેલાં વિધ વિધ પ્રકારનાં માછલાંઓ સંગ્રહસ્થાનમાં જોયા પછીથી તેમાં શું વિશેષ જોવાનું હશે. તેથી અનિચ્છાથી જોવા ગયો પણ અંદર જતાં જ મને લાગ્યું કે મારા એ સંબંધના વિચારો ભુલ ભરેલા હતા અને અહીં એક અદ્દભુત પ્રકારનું દૃશ્ય હતું. જો તે ન જોયું હોત તો મેં ભૂલ કરી હોતઃ તમને એનો કંઇક ખ્યાલ આપવા એનુ ઘણુંજ ટુંકામાં વર્ણન લખું છું.

દરિયાકાંઠે રેતાળ જમીનમાં એક મકાન બાંધી તેમાં બે બાજુની ભીંતોમાં આપણે ઢોરને ખાણ અને પાણી દેવા સારૂ અવાડા જેવાં બાધીએ છીએ તેવા બાંધેલાં. તેની એક બાજુની દિવાલ કાચની હતી. તેમાં સમુદ્રનું પાણી નળવાટે આવે તેવી જોગવાઇ રાખેલી. તથા વાશી પાણી કાઢી નાખવાની પણ ગોઠવણ કરી હતી એટલુંજ નહિ પણ જીવન માટે ઉપયોગી હવા પણ નળ દ્વારા તે પાણીમાં સતત પૂરી પાડવામાં આવતી જેથી પાણી ઉપર બુડબુડીઆં થયા કરતાં હતાં. વળી વિજળીની રોશનીની પણ ગોઠવણ કરેલી. એની અંદર જાતજાતની માછલી રાખેલી. જળસર્પ, સોનેરી, રૂપેરી, લાલ, પીળી, કાબરચિતરી, પતંગીઆના જેવી રંગબેરંગી, દરીઆઇઘોડા વગેરે કેટલીએ જાતો હતી. જો લક્ષપૂર્વક જોવામાં આવે તો ઓછામાં ઓછા બેત્રણ દિવસ તો જરૂર જોઇએ. પરંતુ સમયના અભાવને લઇને અમોએ એક કે બે કલાકમાં સઘળું દોડાદોડ કરીને પતાવ્યું—પરંતુ તેની છાપ એવી પડે છે કે કયારે ફરી સમય મળે કે તે શાંતિથી જોઇએ અને તેમાંથી જ્ઞાન અને રમુજ મેળવીએ.

રાત્રે ગાડીમાં બેસીને અમે રામેશ્વર રવાના થયા. પ્રાતઃકાળ થતાં અદ્દભુત દૃશ્ય અમોએ જોયું. ગાઉનાગાઉ સૂધી ફેલાયેલાં જળપ્રલયના અવશેષરૂપ દેખાતાં સરોવરો રેલવે લાઇનની બન્ને બાજુએ આવી રહેલાં હતાં, અને જ્યાં જ્યાં સરોવરો નહોતાં ત્યાં ત્યાં નજર પ્હોંચે ત્યાં સુધી જમીન ઉપર ચારે તરફ લીલીછમ ઘાસનો ગાલીચો બીછાએલો હોય તેવો ભાતનાં ખેતરોનો દેખાવ જાણે કે બધે તરફથી કાતરીને જાણે સરખી જ ઉંચાઇમાં કુદરતે કરેલો બગીચો હોય નહિ. વચ્ચ વચ્ચે તાડ નાળીએરીનાં ઝાડોની કતારની કતાર પ્રાચીન પુરાણોમાં વર્ણવેલાં નાળીયેર વનની યાદ આપતી

સમુદ્રમાં ખડી હતી. આ ભૂમિ અને આ જળ જોઇને અમને તો એમ લાગ્યું કે અહીંથી આ જળ કે ભૂમિ થોડી પણ કાઠીઆવાડમાં લઇ જવાય તો કેવું સારૂં. ત્યાંની પાણીની તાણ મટે અને અહિનો જળપ્રલય ટળે. પણ કુદરતના ભેદને કોણ જાણે છે. એ દશ્ય સંબંધી વધારે લખવું નકામું ટાહ્યલું લાગે. એની ખરી ખૂબીતો નજરે જોનાર જ જાણે, અને ત્યારે જ આ લખવાનું વાસીવચણું સમજાય.

અમારી ગાડી લગભગ ત્રણ કે ચાર વાગે રામનાથ આવી, રામનાથ એ રામેશ્વર પ્રદેશના રાજાનું રાજધાની શહેર છે. તેની આસપાસમાં કોઇ કોઇ સ્થળે લાકડાના હાથી ઉભા કરેલા અમે જોયા–તેમજ મદુરા મૂકયા પછી વચ્ચે વચ્ચે કોઈ કોઈ સ્થળે લાકડાના મોટા કદના ઘોડા–આગલા બે પગ ખરી આગળથી વાંકાવાળેલા અને અધ્ધર ઉભા રાખેલા–જાણે કે હમણાં જ કુદકો મારશે એવા ઢંગમાં જંગલમાં ઉભા કરેલા જોયા–પરંતુ આ ઘોડા કે હાથી શા માટે રાખવામાં આવ્યા છે, તેનો ખુલાસો અમને સંતોષકારક ઉપલબ્ધ થયો નથી.

રામનાથથી પંબાન–જેનું ખરૂં નામ પામથન હોય એમ લાગે છે તે આવે છે. પરંતુ રામનાથ મૂકયા પછીથી અને પંબાન પ્હોંચ્યા પહેલાં ખાડી–દરીયાની ખાડી આવે છે. તેમાં પાણી છીછરાં છે, તથા તળીઆમાં પથ્થરનું તળીઊ એકસરખું સપાટ હોય એમ લાગે છે બન્ને બાજુમાંથી શિલાઓ અને કરાડો સમુદ્રનાં મોજાંના મારથી વાંકીચુકી થઇ ગએલી છે. છતાં એક કાળે એ ભાગ સમતળ હશે જ એમ અવલોકન કરતાં સ્પષ્ટ સમજાય છે. મ્હારે મન તો એમ છે કે રામચંદ્રજીએ બાંધેલા સેતુનો આરંભ આ ખાડીથી જ શરૂ થાય છે, એ સમતળ ભાગ રામનાથ તરફના છેડાથી શરૂ થઇને ઠેઠ પંબાન સૂધી એકસરખો જ આગળ ગયો દેખાય છે. વાલ્મીકિ રામાયણમાં 'એમ લખેલું છે કે રામચંદ્રજીએ સેતુ બાંધ્યો અને તેના ઉપર રામેશ્વરની પ્રતિષ્ઠા કરી (જુઓ વા૦ રા૦ કાં૦ અ૦ શ્લો૦) (ગિરધર કૃત રામાયણ સુંદરકાંડ અ ૨૨).

૬ । ૨૨ ॥ ૬૪–૬૯ (સેતુબંધ)

૬–। ૧૨૩ ॥ ૧૬–૨૧

એટલે રામેશ્વરનો ટાપુ (બેટ) જે હાલ છે તે પણ સેતુબંધનો જ એક ભાગ છે એમ સમજાય છે. હાલ જે સ્ટેશન રામેશ્વરના નામનું છે તે તો રામેશ્વરનાં મંદિર પાસે છે અને ટાપુના મધ્ય ભાગે છે. એ રામચંદ્રજી સ્થાપિત રામેશ્વર શિવલિંગનું સ્થાન જ્યોતિર્લિંગ રૂપે સઘળે ભારતમાં પ્રસિદ્ધ છે. 'सेतुबंधेतुरामेशम्' એ વાકયતો સઘળા સ્માર્ત અને શૈવોમાં સુપ્રસિદ્ધ છે. ભારતનો એવો કોઇ પણ અંશ નથી કે જ્યાંથી યાત્રા માટે મનુષ્યો રામેશ્વર ન આવતા હોય. સનાતન ધર્મીઓમાં એવી દઢ માન્યતા ઘણા કાળથી ચાલી આવે છે કે ગંગોત્રીનું જળ જ્યાં સૂધી રામેશ્વરને ન ચઢાવે ત્યાં સૂધી તેની યાત્રા પૂર્ણ થતી નથી તેથી અનેક ભાવિક

માનવો ગંગોત્રીનું જળ લઇ લઇને ભાવેથી ભગવાનને ચડાવી કૃતાર્થ થવા કષ્ટ વેઠી વેઠીને પણ પ્રાચીન કાળથી આજ લગી આવ્યાંજ જાય છે. વળી પ્રાયશ્ચિત પ્રકરણમાં એનું દર્શન કરવા માત્રથીજ બ્રહ્મહત્યા જેવાં મ્હોટાં પાપનો પણ નાશ થાય છે એમ લખેલું છે. અને એ વાકય સર્વ આસ્તિક સજ્જનોમાં એક સરખું પ્રમાણ ભૂત મનાય છે. તેથી વૈષ્ણવ અને શૈવ બંન્ને પક્ષના અનુયાયીઓની ભીડ હમેશાં આ ક્ષેત્રમાં લાગી રહેલી હોય છે જ. એ ક્ષેત્રમાં અમો સાંજના પ્હોંચ્યા.

હવે રામેશ્વરમાં શું જોવું એ વર્ણન લખતાં પ્હેલાં સાધારણ રીતે ભારતનાં સઘળાં તીર્થ સ્થળોને એક સરખી લાગુ પડતી કેટલી એક વિગતો વર્ણવવાનું જરૂરી લાગે છે. તેથી તે સંબંધી સૂચનાઓ લખીને પછીથીજ રામેશ્વર ક્ષેત્રનું વર્ણન શરૂ કરીશ.

આપણે કોઇપણ તીર્થસ્થળમાં યાત્રાએ જઇએ ત્યારે સહુથી પ્હેલાં તીર્થગોર જોડે આપણો સમાગમ થાય છે. હિંદુસ્તાનમાં એનો અપવાદ હોય એવું સ્થળ હશે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર એકદમ દઇ શકાય એમ નથીજ. મને હરિદ્વારથી રામેશ્વર અને દ્વારકાથી કામરૂકામાખ્યા સૂધીનાં પ્રદેશોમાં ફરવાનો યોગ આવ્યો છે તેમાં તો એ વાતનો અપવાદ જણાયો નથી.

## તીર્થગોર

તીર્થ એ શું છે એ જ્યાં સૂધી સમજાય નહિં ત્યાં સૂધી તીર્થગોર સંસ્થાની ઉત્પત્તિ અને ઉપયોગ એ યથાર્થ આપણા ધ્યાનમાં આવે એમ નથી તેથી તીર્થગોર સંબંધી લખતાં પ્હેલાં તીર્થનું સ્વરૂપ તથા ઉત્પત્તિ એ લખી જણાવવું આવશ્યક ધારૂં છું.

## તીર્થ

'ઋષિજુષ્ટ જલે તીર્થ' કોશોમાં આ વાકય દૃષ્ટિગોચર થાય છે, એનો અર્થ એ છે કે ઋષિગણે સેવેલું જલાશય તીર્થ કહેવાય, પછી તે જલાશય પર્વત શૃંગ પર હોય કે ગાઢ અરણ્યમાં હોય, નદી તીરે હોય કે પર્વત ગુફામાં હોય, સમુદ્ર તીરે હોય કે રેતીના રણમાં હોય. એ જલાશય ઋષિએ સેવેલું હોય એમ કહેવામાં–ઋષિકલ્પ, રાજર્ષિ, પરમભક્ત, સચ્ચારિત્ર વ્યક્તિએ સેવેલું હોય અને ત્યાં તેમની મનઃતુષ્ટિ–મનઃપૂર્તિ થઇ હોય તે એવો વિશાળ અર્થ લેવાનો છે. એ સંબંધે સ્વતંત્ર રીતે તીર્થ એ વિષય ઉપર વિસ્તારથી લખી જણાવીશ. હાલતો ઉપરની વ્યાખ્યા બસ થશે. એ તીર્થમાં મૂળ પુરૂષ જેના નામથી તીર્થને પ્રસિદ્ધિ મળી કે જેણે એ તીર્થ સ્થાપ્યું તે પછીથી એ પવિત્ર ક્ષેત્રમાં વસીને ચિત્તશુદ્ધિદ્વારા પરમેશ્વરનો અનુગ્રહ મેળવવા અનેક ભાવિકજનો સમયે સમયે આવી નિવાસ કરવા લાગ્યા. કેટલાએકે તો ત્યાં જ કાયમના અડ્ડા જમાવી દીધા. અને જેઓ ત્યાં જાથુકનો મુકામ કરી રહ્યા તેઓ આગંતુકને સઘળી અભીષ્ટ માહિતી અને સહાય પણ યથાશકિત આપતા. તથા

પોતાની બુદ્ધિ અનુસાર સદ્વર્તન અને સદ્બોધનો માર્ગ બતાવતા. એ નિઃસ્પૃહિ મુનિજનો એમ યાત્રાર્થી જનોના મનમાં અનાયાસે સ્થાન મેળવતા અને પોતાના સદ્ગુણોની છાપ ભરતા. ક્રમે ક્રમે એ તરફ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ અને એને પરિણામે એઓમાં યાત્રાળુઓએ ગુરૂબુદ્ધિ સ્થાપી. એ પ્રમાણે તીર્થગોર સંસ્થાનો પ્રાદુર્ભાવ થયો.

તીર્થ, તેનો મૂળ ઇતિહાસ, તેપરથી મળતો બોધ, તીર્થ ક્ષેત્રનું સ્થળ, વિસ્તાર જ્ઞાન, ત્યાં કરવાનો વિધિ અને યાત્રાળુઓને એ ક્રિયા અને ધાર્મિક તત્વજ્ઞાન દ્વારા શાંતિ આપવી એ તેમનો મુખ્ય ધર્મ હતો. યાત્રાળુઓને તે તીર્થમાં જેમ બને તેમ ક્લેશ ન પડે, સુખશાંતિ અનુભવાય અને ત્યાં આવવાનો અર્થ સરે એ પણ એમને લક્ષમાં રાખવાનું હતું. તેના બદલામાં તીર્થનિવાસીઓને યથશકિત સહાય દઇ તેમનાં ધર્મધ્યાનને નિર્વિઘ્ને ચાલુ રાખવા દેવા એ યાત્રાળુઓનું કર્તવ્ય હતું.

એમ સમજાય છે કે પ્રથમ યાત્રાળુએ પોતે પોતાના ગોરને ખોળી લેતા, પસંદ કરતા અને પોત પોતાના ઓળખીતા વગેરે ને તે ગોરનો પરિચય પણ આપતા. પરંતુ હવે એથી ઉલટુંજ થતું જાય છે. એટલે કે કેટલાંએક સ્થળોના ગોર પોતે તપશ્ચર્યા અને ધર્મધ્યાન કરવા માટે તીર્થનિવાસ કર્યો છે એ ભૂલી જઇને યજમાન શુશ્રૂષા તથા તીર્થક્ષેત્રમાં યાત્રાળુઓથી મળતી દાનદક્ષિણાને જ પોતાની જીવિકાનું ઉત્તમોત્તમ સાધન ગણવા લાગ્યા છે અર્થાત્ તેઓ તીર્થસ્થાનોમાં જઇને અધ્યાત્મ બળ મેળવવામાં મથતા ઘણે અંશે દેખાતા નથી. તેમનું લક્ષ દ્રવ્યોપાજનમાં જ લાગી રહેલું હોય એમ દેખાય છે. યદ્યપિ ઘણા તીર્થગોરો સ્વભાવે સંતોષી છે ખરા—અને યજમાનની અનુકૂળતા જાળવવાને ઉચિત સહાય પણ આપે છે. પરંતુ તપઃસામર્થ્યના અભાવથી જે છાપ તેમના પૂર્વજો પાડી શકતા તે સામર્થ્ય તો નથી. વળી કેટલેક સ્થળે મૂળના તીર્થગોર તપઃસામર્થ્ય અને વિદ્યાબળની હીનતાને લીધે કેવળ નામમાત્રના જ રહ્યા છે અને તેની જગ્યા બીજા બ્રાહ્મણોએ લીધી છે. અને તે પણ હવે પરંપરાગત ગોર મનાવા લાગ્યા છે. આવું કેટલાંક તીર્થોમાં થએલું જોવામાં આવે છે.

અત્યારે તીર્થગોર વર્ગમાં વિદ્યા અને તપની સ્વાભાવિક ન્યૂનતા ને લીધે તીર્થસ્થળના વિગતવાર ઈતિહાસ કે તેની પ્રાચીન માહિતી પૂરતી મળી શકતી નથી. એટલુંજ નહિ પણ તેઓ તે તે ક્ષેત્રનાં માહાત્મ્ય તથા તે તે સ્થળમાં કરવાનાં કર્મકાંડમાં પણ પૂર્ણ નિષ્ણાત હોય એમ દેખાતું નથી. તેને બદલે યજમાનને મળવાને માટે અને તીર્થસ્થળની યાત્રા કરાવવાની તેમની આકાંક્ષા એટલી તો પ્રબળ થઇ હોય છે કે પોતે જાતે અથવા તો પોતાના નોકરોને દૂરદૂરના પ્રદેશો સુધી યાત્રાળુઓને તેડી લાવવા સામા મોકલે છે અને તીર્થસ્થળમાં આવતાં માર્ગમાં કંઇપણ અડચણ ન પડે, યાત્રામાં સુખ મળે એ માટે પોતાથી બનતી બધી સગવડ કરી આપેછે તથા કરી આપવા તત્પર રહેછે. વેદ અને કર્મકાંડના જ્ઞાનની ખોટ એઓ યજમાનનાં કુટુંબના નામોનાં સ્મરણઅર્થ તેઓ કયારે કયારે યાત્રાએ

આવેલાં તે વખતે કોણ કોણ તેમની સાથે હતું વગેરે રટીને પૂરી પાડી આપેછે તથા એક રીતે યજમાનના વંશવૃક્ષનો ઈતિહાસ જાળવી રાખવાનું યજમાનના પૂર્વજોના હસ્તાક્ષરને સંગ્રહી રાખવાનું તેઓ એક પરમ આવશ્યક અને ઉપકારી કર્તવ્ય કરેછે. તેમજ જ્યારે પૂર્વકાળમાં યાત્રાસ્થળમાં ભોગનો પરિત્યાગ અને શારીર તપ સહેવાનો યજમાનને અભ્યાસ કરવો પડતો તેને બદલે યજમાનને પોતાનાં ઘરમાંજ જે જે ભોગ સમુપલબ્ધ હોય છે તેની અંશતઃ પણ ખોટ ન પડવા દેતાં જરા પણ શરીરકષ્ટ સહેવાની વેળ આવવા દેતા નથી.

તીર્થગોરની હયાતી તીર્થને અવલંબીને રહેલી છે. અને તીર્થ એટલે પવિત્ર જલાશય. પરંતુ હાલમાં એટલેથીજ તીર્થ શબ્દનો અર્થ પતતો નથી. હાલમાં તો દરેક તીર્થમાં પવિત્ર જલાશય સાથેજ તેવાં પ્રખ્યાતિ પામેલા એક અથવા અનેક દેવાલયો હોવાં આવશ્યક મનાય છે. હવે એ દેવાલય સંસ્થા પ્રાચીન કોઇ મહત્વના પ્રસંગની યાદગાર હોય છે કે તેનો સંબંધ પૂર્વનિર્દિષ્ટ જલાશય સાથે કોઇ પણ પરંપરા દ્વારા જોડાએલો હોય છે. એ દેવાલયોનો ઉપયોગ શો હતો. તે વિસ્તારથી સ્વતંત્ર રીતે વર્ણવવાનો વિષય છે. તો પણ ટુંકામાં એટલું જ કે યાત્રીજનોને, ઇષ્ટનું ધ્યાન કરવામાં, ઇષ્ટની પૂજા કરવામાં, તે એક મહત્વનું સાધન હતું. પરંતુ સહુને અનુભવસિદ્ધ છે કે ધ્યાન માટે શાંત અને એકાંત જગ્યા જેવું ઉપયોગી સાધન કોઈ પણ નથી–ઘોંઘાટ અને લોકોની ભીડ તો ધ્યાનને બદલે વિક્ષેપને જ અવકાશ અને આદર આપે છે, એ અભ્યાસીઓથી અજાણ્યું નથી જ. વળી ભકતજનોને આશ્રય સ્થાન તથા અન્ન પણ દેવાલય દ્વારાજ તીર્થોમાં મળવાનો પ્રબંધ હતો એમ શાસ્ત્રમાં વર્ણવેલી પૂજા પદ્ધતિનું ઉંડું રહસ્ય જોતાં જણાય છે. અને એ પ્રસાદ તથા આશ્રયમાં કોઇ પણ કારણે ભેદભાવને અવસર મળવો ન જોઇએ એમ પણ સમજાય છે ત્યારે વર્તમાનમાં કેટલાંએક દેવાલયો પૂજારીઓની ખાનગી જાગીર થઇ પડયાં છે. અને કેટલાંએક ટ્રસ્ટીઓના હાથમાં વહીવટ ગયા છતાં પણ સર્વ ભૂતહિત સાધનારની દૃષ્ટિએ વહીવટ ચલાવાતો ન હોવાથી અનેકવિધ પ્રકારથી દ્રવ્યસંચયની દૃષ્ટિને પ્રધાન પદ મળવાથી જાણ્યે કે અજાણ્યે અનર્થનાં કારણને જન્મ આપે છે. દેવાલય એ ધર્મના પ્રચાર માટે, દીનના આશ્રય માટે અને જ્ઞાનના વિસ્તાર માટે તથા સર્વ પ્રાણીઓ પ્રત્યે સમભાવ ફેલાવવાં માટે ઋષિમુનિઓએ પ્રવર્ત્તાવેલી દિવ્ય સંસ્થા છે. પરંતુ એ ઉદ્દેશ પાર પડતો જોવામાં આવતો નથી. એ તરફ આચાર્ય વર્ગ કે પંડિતગણનું લક્ષ્ય ખેંચાતું નથી અને પરિણામે પ્રજામાં અજ્ઞાન વધે છે કે અનાસ્થા જન્મે છે. પરસ્પર પ્રાણીમાત્રનુ લોહી અને આધુનિક હિતસાધક વ્યકિત કે સંસ્થા ચિરંજીવી રહી શકે અને આદર પાત્ર ગણાય એવો અબાધિત નિયમ સર્વત્ર જોવામાં આવે છે. એમાં લેશ ત્રૂટિ થતાં પૂર્વવત્ તેનો આદર રહેતો નથી જ એ જગપ્રસિદ્ધ વાત છે. દેવાલયો વિરૂદ્ધ જે જે આંદોલનો વર્તમાન કાળમાં ચાલી રહ્યાં છે તેનું મૂળ કારણ એજ છે. જ્યારે વ્યક્તિહિત કે દ્રવ્યસંચય એજ મુખ્યત્વે કરીને દેવાલયસંસ્થાનું ફળ જોવામાં આવે ત્યારે ત્યાં ધર્મપ્રસારને શનૈઃ શનૈઃ

એ તો અહિંદુને પ્રવેશનો અધિકાર આપનારું શાસ્ત્રમાં મારા જોવામાં આવ્યું નથી. પરંતુ તે તરફના વિદ્વાનોના જોવામાં હોય અને તે પ્રસિદ્ધમાં મૂકતો ઘણુંજ સારૂં.

વળી એક મંદિરમાં તો ખાસ ક્રિશ્ચિયનોને માટેજ કાંઇક હિંદુભાવનો ખ્યાલ આવે તે માટે કેટલીએક મૂર્તિઓ ગોઠવી રાખી છે. અને તે નામનીજ ફી લઇને દેખાડવામાં આવે છે. અમુક સ્થળ સુધી ક્રિશ્ચિયનો બૂટ પહેરેલા જઈ શકે છે. ત્યારે તેજ સ્થળસુધી ખરા હિંદુને ઉઘાડે પગેજ જવું પડેછે વગેરે વગેરે વિચિત્ર બાબતો અમે જોઇને સ્તબ્ધ થઈ ગયા તથા મંદિરના વ્યવસ્થાપકોની બુદ્ધિ માટે ઘોર વર્ગના ધર્માગ્રહ માટે અને હિંદુતાના ઘોર અજ્ઞાન પ્રત્યે અમોને તિરસ્કાર જ પેદા થયો.

હવે ક્રમે ક્રમે એક એક દેવાલય સંબંધી થોડું થોડું વર્ણન લખી જણાવીશ. (ચાલુ)



પ્રવેશદ્વાર—રામેશ્વર.

---



# આપણો ગૂંચવાયલો મામલો

લેખકઃ—બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

( ભરૂચમાં તા. ૧૦-૬-૧૯૨૬ ને રોજ કરેલાં ભાષણનો સાર )

દરેક મતદારની સ્વદેશને લગતા રાજકીય પ્રશ્નો ઉપર વિચાર કરવાની ફરજ છે, અને મતદારોને પોતપોતાના વિચારો એકબીજામાં ચર્ચવા અને ફેલાવવાનો હક્ક છે. આ પ્રમાણે ચર્ચાચર્ચી અને ચલનવલન આપણા દેશમાં હજી ઘણાં ઓછાં થાય છે, ઘણાં વધારે થવાં જોઇએ. ચૂંટણીનો સમય પાસે આવે તેમ આવી ચર્ચા દરેક દેશમાં વધે છે અને જોશભેર ગાજી રહે છે. પણ આજે હું આ ભાષણ કરૂં છું તેને અને આવતી ચૂંટણીને કશો જ સંબંધ નથી. હું એ ચૂંટણીમાં ઉમેદવાર લેખે બ્હાર પડવા માગતો નથી; વળી હાલ આપણા દેશમાં જે રાજકીય પક્ષો પડયા છે તેમાંના કોઈમાં પણ હું જોડાયો નથી. હું 'સ્વરાજિસ્ટ' નથી, 'સ્વતંત્ર' નથી, 'લિબરલ' નથી, ટિળકપક્ષી નથી, નાફેરવાદી નથી, બેસન્ટપક્ષી નથી; આ દરેક પક્ષમાંના કોઇ કોઈ મત મ્હને આકર્ષે છે પણ કોઇ પક્ષના પણ બધા મત મ્હારે ગળે ઉતરતા ન હોવાથી હું કોઈ પક્ષમાં જોડાતો નથી. વળી આ સર્વે પક્ષોને આપણે બેમાં વ્હેંચી શકિયે ઇંગ્લાંડભકત (Anglophil) અને ઈંગ્લાંડશત્રુ (Anglophobe): તો આ બેમાંથી મ્હારૂં વલણ કયું છે એ પણ હું ચોકસ કહી શકતો નથી. હું ધારૂં છું કે બીજા કશા કારણથી નહીં તો મ્હારા આવાં છેક તટસ્થ વલણને લીધે ત્હમને કદાચ આજ હું જે કહેવા માગું છું તેમાંના કોઈ ને કોઇ ભાગમાં કૈંક રસ આવશે ખરો.

આજ હું મુખ્યત્વે ત્રણ સીધા સાદા વ્યાપક સિદ્ધાંતની યાદ ત્હમને આપીશ. પ્હેલો સિધ્ધાંત કર્મનોઃ કરો તેવું પામો એ આ સિધ્ધાંતની સરલ વ્યાખ્યા. સિદ્ધાંતનું સત્ય વ્યકિતજીવનમાં, સમાજ જીવનમાં તેમ રાજકીય જીવનમાં પણ જોવામાં આવે છે. "સ્વરાજ્ય કે સ્વાતંત્ર્ય મ્હારો કે સ્વાતંત્ર્ય કોઇનો જન્મસિદ્ધ હક્ક' એ તો અર્થરહિત ઉકિત કે કેવળ ફિશિયારી છે. સાત્ત્વિક પ્રેયવસ્તુ છે અને તનદુરસ્તી, પ્રેમ, મનની શાંતિ, એવાં પ્રેયોની માફક સ્વાતંત્ર્ય પણ કમાવાને અને ટકાવી રાખવાને એક સરખા બુદ્ધિપ્રેરિત અને ભગીરથ

પ્રયાસની જરૂર છે. એ બીજ વાવે અને ઉછેરે તેને એ ફલ મળે; અનાયાસે કે આપણે ખોટાં આચરણો કર્યા કરિયે તથાપિ આપણા મોંમાં આવીને પડે એવું એ ફલ નથી. આપણા જેવા વિસ્તીર્ણ અને ભાત ભાતના લોકથી ઉભરતા દેશને તો સાચી સ્વતંત્રતા મેળવતાં અને કેળવતાં ઘણી જ મુશ્કેલીએ નડે એ દેખીતું છે. આપણી વસ્તીમાંના ન્હાના ન્હાના ભેદ જતા કરિયે, માત્ર સૌથી મોટો અને વ્યાપક એક ભેદ છે, તેનો જ વિચાર કરિયે. એ મહામોટો ભેદ તે હિંદુઓ વચ્ચેનો ભેદ છે. બંને એકજ વાતે. સમાન છેઃ નબળાઈમાં, અને આ વાત જેઓ સ્વીકારે છે તે પણ ચોખ્ખું જોઈ શકતા નથી કે ઘણી ખરી નબળાઈ અજ્ઞાનમૂલક હોય છે, તથા અજ્ઞાનનો તાત્કાલિક ઉપાય છે જ નહીં. અજ્ઞાન ધીમે ધીમે જ હઠે.

વારૂ. હિંદુ સંગઠન માટે હમણાં પ્રયાસો ચાલી રહ્યા છે; મુસ્લિમ સંગઠન માટે પણ પ્રયાસો ચાલી રહ્યા છે. જે સંગઠનથી હિંદુઓની નબળાઈ અને અજ્ઞાન ઘટે તેથી લાભ છે. જે સંગઠનથી મુસ્લિમોની નબળાઈ અને અજ્ઞાન ઘટે તેથી લાભ છે. આવા સંગઠન માટે યોગ્ય ઉપાય કરવામાં આવશે અને તેની પાછળ પૂરતા ઉત્સાહથી અને દૂર અંદેશ બુદ્ધિમત્તાથી મંડયા રહીશું તો તેનું ફલ હિંદુઓને અને મુસ્લિમોને કેમ નહીં મળે? કરો તેવું પામો એ તો કુદરતી નિયમ છે.

ચ્હડિયાતો પણ છે. પશુઓમાં जीवो जीवस्य जीवनम् એ નિયમ પ્રવર્તે છે: સબળો પશુ નબળાં પશુને હણે. આને જ આપણે જીવનકલહ, સ્ટ્રગલ ફૉર એકિઝસ્ટન્સ (struggle for existence), કૉમ્પટિશન (competition), ઇચ ફૉર હિમસેલ્ફ (each for himself), સબ સબ કી સમાલિયો, વગેરે નામો આપિયે છિયે. મોંએ એક બીજા ઉપર વિશ્વાસની વાતો કરિયે, અને દરેક આચરણ કરિયે અવિશ્વાસ અને અદેખાઇનાં, એ આપણે માણુસ છિયે તથાપિ આપણી અંદર પશુપણું રહ્યું છે, તેને લીધે આપણે કરિયે છિયે, વા આપણાથી થઇ જાય છે. મારામારી ના કરિયે, તથાપિ આ સર્વ પ્રકાર હિંસાના જ છે, ઈર્ષ્યાના જ છે, દ્વેષના જ છે, એકલપેટાપણાના જ છે.

પણ માણુસ પશુથી ચ્હડિયાતો પણ છે. એકબીજાને મદદ કરવી, એકબીજાની દયા ખાવી, ગુણ જાણવો, સ્નેહ કરવો, વિશ્વાસ રાખવો, કુદરતી નબળાઇઓ તરફ ક્ષમા દૃષ્ટિ રાખવી, મ્યૂચ્યૂઅલ એઇડ (Mutual aid), કો-ઓપરેશન (co operation), મૈત્રી, પ્રેમ, એ સર્વ પ્રકાર આપણી પ્રકૃતિના આ ઉચ્ચતર તત્ત્વોમાંથી પરિણામે છેઃ કોઇનું જરા અમથું હિત કરવાને વા અહિત નીવારવાને આપણે આપણા જાતને મોટી અડચણ કે ભારે દુઃખ પણ ઉત્પન્ન કરિયે, આત્મભોગે પણ પરહિત સાધિયે, આપણી જાત જાણે આપણાથી પર હોય, અને પર હોય તેજ જાણે આપણો સ્વજન એમ વર્તિયે, તેવું આચરણ આ અહિંસાધર્મનું ઘણું ઉંચું સ્વરૂપ છે.

પતિપત્ની અને બાલકો એ છેક ન્હાના વર્તુલમાં અહિંસાધર્મ સુલભ છે; કુટુંબીઓ જોડેના વર્તનમાં પણ સ્વાર્થીપણું જ જણાય, એવા અધમ માણુસ થોડા જ.

પરંતુ વર્તુલ જેમ મોટું લઇયે, તેમ તેમાંના માણુસોના અન્યોન્ય વર્તનમાં પશુપ્રકૃતિ એટલે કે હિંસાવૃત્તિ વિશેષ જોવામાં આવે, અને ઉચ્ચતર પ્રકૃતિ એટલે કે અહિંસાધર્મ અને વિશાલ છતાં સૂક્ષ્મ અને સજીવન પ્રેમબુદ્ધિ ઓછી જોવામાં આવે, એવો જ જનસ્વભાવ છે.

એટલે કે આખી પ્રજા જેવા અતિકાય વર્તુલમાં પણ કર્માનુસારી ફલનો નિયમ જ્યારે એક સરખો વ્યાપક છે, ત્યારે એવા વર્તુલમાં વ્યકિત વ્યકિત વચ્ચેનાં અસંખ્ય આચરણોમાં હિંસાવલણ અને અહિંસાવલણબંને સાથેસાથે જોવામાં આવે-છે; અને તેમાંથી અહિંસાવલણ જેમ વધારી શકિયે અને હિંસાવલણ જેમ ઘટાડી શકિયે, તેમ જ આખી પ્રજાની ઉન્નતિ અને પ્રગતિ સાધી શકાય છે. જેને પ્રગતિ (Progress) અથવાં સુધારો (Civilization) કહે છે તે અહિંસા પ્રેમ કે સહકાર (Co-operation) નું વલણ વધારી શકાય તેટલાં પ્રમાણમાં જ સાધી શકાય છે. સંસ્કૃતિ કે સુધારાની આથી વધારે સ્પષ્ટ વ્યાખ્યા મ્હને તો માલુમ નથી. કરો તેવું પામો. આખા હિંદની પ્રગતિ અને સ્વતંત્રતા ખરેખર ઇચ્છતા હો, તો હિંદુ મુસ્લિમ વચ્ચેના અણુરાગ, અવિશ્વાસ અને હિંસાવલણને, વિશ્વાસ, પ્રેમ અને બંધુભાવમાં ફેરવી નાખવાનો ગમે તે શ્રમે ગમે તે ભોગે પણ મથો.

આ પ્રેમ પ્રચાર કે અહિંસા ધર્મનો સક્રિય અને આબાદ બોધ પોતે કરે છે એ ગાંધીજીનો મોટામાં મોટો ગુણ છે. પણ હું જણાવી ગયો કે મ્હને દરેક પક્ષમાં કંઇક ને કંઇક ગુણ દેખાય છે, કંઇક ને કંઇક દોષ દેખાય છે. મ્હને જે દેખાય છે તે હું નિખાલસપણે કહી દઉં છું. એથી કોઇએ ખોટું ન લગાડવું. અને હું કહું છું તે બધું સાચું જ માનો એમ હું માગતો જ નથી. સૌ જાતે સ્વતંત્ર વિચાર કરીને મત બાંધો, એજ હું માગું છું.

ગાંધીજીનો દોષ મ્હને એ દેખાય છે કે એમને યુરોપીય યંત્રો નાપે ત્યાજ્ય છે તેમ ઇંગ્લાંડની રાજકીય સંસ્થાઓ અને પદ્ધતિઓ પણ ત્યાજ્ય છે. એમના યુરોપીય ગુરૂઓ રસ્કિન, ટોલ્સ્ટોઇ, થોરો. આ ત્રણે મહાનુભાવ હતા, પરંતુ ત્રણેનું કેટલીક સામાન્ય અર્વાચીન બાબતો વિશે અજ્ઞાન પણ અસાધારણ હતું, અને ઈંગ્લીશ પાર્લામેન્ટને ત્રણ ત્રણ કટકે ગાળો ભાંડી હતી. ઇજીપ્તમાં ઝગલૂલ પાશાએ પાર્લમેન્ટરી સંસ્થા અને રાજકીય હકક સંપાદન કરવાને માટે લડત ચલાવવાની પાર્લમેન્ટરી રીત પ્હેલેથી જ સ્વીકારી અને હજી યે તેને જ એ વળગી રહયો છે. બેશક ઈજીપ્ત દેશ હિંદને મુકાબલે બહુ ન્હાનો છે; ઇજીપ્તની મુશ્કેલીઓ અને ઈજિપ્તના પ્રશ્નો હિંદને મુકાબલે અત્યંત સાદા છે, ઇજિપ્તની પ્રજા હિંદી પ્રજાને મુકાબલે એકરૂપ (honeogeneous), એકધર્મી, એક--માનસ--વાળી પ્રજા છે. તથાપિ ઝગલૂલપાશાએ પ્રથમથી ઘણી મોટી બહુમતિ મેળવી અને હજી લગી તેને ટકાવી રહ્યા છે, તેમ ૧૯૨૧ ની પ્હેલી જ ચૂંટણીમાં ગાંધીજીએ જો પડકાર કર્યો હોત, "ચાલો સૌ મ્હારી હારે ચૂટાવ!" તો હિંદની અને લગભગ દરેક પ્રાંતની લેજિસ્લેચરમાં એમને પ્રથમથી બહુ મોટી બહુમતિ મળી જાત, જેને એઓ પણ આજ લગી ટકાવી શકત; અને આ વચલાં વર્ષોનો આખો ઇતિહાસ છેક જ જૂદો રચાવા પામત. આ મ્હને જેવું લાગે છે તેવું હું જણાવું છું.

ગાંધીજી આમ ન વર્ત્યા તે એકજ મ્હને એમની--રાજકીય પ્રદેશમાં--'હિમાચલ જેવડી મોટી ચૉડી અને ઊંચી" ભૂલ લાગે છે, તો ૧૯૨૧ માં જે સભ્યો લેજિસ્લેચરો (legislatures) માં ચૂંટાયા તેમની પણ એક ગંભીર ભૂલ મ્હને દેખાય છે. આપણા લોકમાં મતભેદ, મનોભેદ આદિ ઘણા જ છે, સહેલાઇથી દૂર થઇ ન શકે એવા, કેમ જે સૈકાઓના ઇતિહાસો વડે બંધાતાં આપણાં લોહીમાં પણ ઉતરી ગયેલા. એવા પંચરંગી સભ્યોમાંથી દેશમાં સર્વત્ર વ્યાપે એવા બે પક્ષ ઉભા કરવામાં ઘણી ઘણી મુશ્કલીઓ આવે જ. પરંતુ આપણે જો કે પંચરંગી છિયે ખરા તથાપિ આપણે દરેક અવ્વલ દરજ્જે દેશહિતૈષી અને તે પછી બીજે ત્રીજે ચોથે દરજ્જે અનેકાનેક મતવૈવિધ્યવાળા કેમ ન બની શકિયે? આ પાર્લમેન્ટરી પદ્ધતિએ જ આપણે રાજકીય લડત, ચલાવવાની અને હકકો મેળવવાના છે, તો એ પધ્ધતિ તો ફુટબોલના ખેલની પદ્ધતિ જેવી છે. બંને પક્ષે સામસામું દબાણ ચાલુ જ રાખવાનું છે, જે વધારે દબાણ વધારે કાળ લગી ટકાવી શકે તેજ એમાં જીતે. એ ખેલમાં બાજી

જીતવાનો બીજો માર્ગ જ નથી. અને એકતંતી પ્રવૃત્તિ વગર એકસરખું દબાણ લાંબો વખત ટકતું નથી. ખેલ ખેલવો, જે રીત પ્રશસ્ત ગણિયે છિયે તે રીતે જ ખેલવો, અપ્રશસ્ત રીત વાપરશે તો એવો કોઇને વ્હેમ સરખો ન પડે એ રીતે જ ખેલવો, અને તેમાં આ પ્રમાણે એકતંતે એકસરખી ભીંસ દઇને બાજી જીતવી,– આ રૂપનું રાજકાર્ય ૧૯૨૧ થી આપણી આગળ આવીને પડયું છે. આજ આપણું રાજકીય ક્ષેત્રમાં મોટામાં મોટું કાર્ય છે. એ કર્તવ્ય ૧૯૨૧ માં આપણા જે પ્રતિનિધિઓ ચૂંટાયા તેમાંનો મોટો ભાગ સમજતા હતા? આપણા ૧૯૨૪ માં ચૂંટાયલા પ્રતિનિધિઓનો મોટો ભાગ સમજે છે? આ પ્રમાણે એકતંતી ભીંસ દેવાની શકિત ઉત્પન્ન કરવાને અને ખેલના નિયમોને પૂરેપૂરા વળગી રહીને બાજી રમવાને આપણા પ્રતિનિધિઓએ મોટા ભાગે પ્રયાસ કર્યો છે ખરો? મ્હને લાગે છે કે નથી કર્યો. મ્હને લાગે છે કે હજી પણ આપણા રાજકીય પ્રતિનિધિઓ કે પ્રતિનિધિઓ થવાની મહેચ્છાવાળામાંથી મોટો ભાગ ખેલનું આ સ્વરૂપ છે એમ હસ્તામલકવત્ નથી જોઇ શકતા. અને આ અજ્ઞાન કે અશકિત કે વિક્ષિપ્ત મનો દશા જ મ્હને આપણા રાજપુરુષો (politicians) ની મોટામાં મોટી ભૂલ કે કસૂર લાગે છે. જ્યાં સુધી આ બુદ્ધિ આપણા રાજપુરૂષોમાં દૃઢ થઇને ક્રિયામાં નહી પરિણમે ત્યાં લગી સરકારને કે ડાયાર્કી (dyarchy) ને કે અધિકારલોભી વા દ્રવ્યલોભી લિબરલોને કે અ—બ્રાહ્મણોને કે મુસ્લિમોન કે તટસ્થો (non-party men) ને દોષ દેવો મિથ્યા છે. દોષ આપણામાં અને આપણા પ્રતિનિધિઓમાં જ છે; જેનો સરકાર કે બીજા લાભ લેજ, શા માટે ના લેજે!

વારૂ, હવે મુકાબલે ન્હાની બાબતો ઉપર આવું છું. કાયદા બાંધનાર મંડળોને આટલાથી જ રજા દઇયે. શહેર સુધરાઇ અને જીલ્લા સુધરાઇની સમિતિઓ જોઇએ. આ સમિતિઓમાં તો સ્વરાજ્યપક્ષ અને નાફેરવાદીપક્ષ પણ ૧૯૨૪ થી પ્રતિનિધિ લેખે જાય છે. ત્રણ વર્ષમાં એમણે શું ઉકાળ્યું? કોઈ પણ એક શહેર કે એક સમિતિ વિશે હું બોલવા માગતો નથી. પક્ષાપક્ષિની ઉષ્મા જાતે થોડી જ મૂલ્યવાન છે: એ ઉષ્માથી શહેરનો અને જીલ્લાના રોજીંદા વહીવટમાં લોકોપયોગ લોકસુખ અને લોકહિત આગળ કરના દીસી આવે એવા પ્રમાણમાં સધાયાં હોય તોજ એ ઉષ્મા સક્રિય સેવામાં પરિણામી ગણાય. તોજ તે સામા પક્ષ પાસેથી પણ માન જીતી શકે, અને લોકાદર મેળવી શકે.

લોકોપયોગ, લોકસુખ, અને લોકહિત પણ ગોળ ગોળ શબ્દો છે. વધારે ન્હાની વધારે સ્પષ્ટ બાબતો જોઇએ. નોકરોની પસંદગી નોકરો પાસે કામ લેવાની પદ્ધતિ, નોકરોના પણ હક્કનાં રક્ષણ: સમિતિની આવક: સમિતિની ખર્ચની વ્યવસ્થા અને પાઈ એ પાઇનો પ્રજાને પૂરો બદલો મળે એવો વહીવટ: વ્યક્તિઓના મકાન જમીન આદિને લગતા હકક—આમાં નરમ માણસોના હકકનું રક્ષણ, બાકખા માણસ પાડોશીની કે જાહેર જમીન આદિ બતાવે તેમનું નિયમન: આવી આવી અસંખ્ય વહીવટી બાબતોમાં નવા પ્રતિનિધિએ પોતાનો સકકો બેસાડયો છે શું? સમિતિ-

ઓને સર કરવી એ તો માત્ર સાધન છે. સાધ્ય રૂડાં હોય અને તે મેળવવા વિજયી ખંત અને નિષ્ઠાથી મથવામાં આવે, તોજ સાધન હાથ કર્યું તે સાર્થ ગણાય.

લોકો તો મૂગા છે અને નરમ છે તે છેજ; કાયદો પણ આંધળો છે તે છેજ; અધિકારીઓ બેપરવા છે તે છેજ: આ ત્રણમાંથી એક કે વધારેના ધાકને લીધે કર્તવ્ય બજાવે અથવા સીધો ચાલે એમાં શી વડાઈ! જાતની સેવાબુદ્ધિથી મળેલી પદવીનો પુરોગામીઓના કરતાં વધારે નિસ્વાર્થી વધારે લોકહિતસાધક ઉપયોગ કરે અને એમ કરવામાં જાતે ઘસાય ત્યારે જ વડાઇ. આમ વર્તી શકે તે પક્ષ જ લોકમાં પ્રતિષ્ઠા પામે, અને તેની એક વખતની આકસ્મિક બહુમતિ, ટકાઉ અને શ્રદ્ધા ઉપજાવનારી બહુમતિને જન્મ આપી શકે. કરો તેવુ પામો. સેવા ન કરે અને સેવા વડે જ જે અધિકાર મેળવ્યો સાર્થ, તેને પચાવી પડવા માગે, એવા પક્ષનો અધિકાર તો જવાનો હોય ત્યારે જાય અને રહેવાનો હોય ત્યાંલગી રહે, પણ તે પોતે ધારણ કરેલાં 'સ્વરાજ્યપક્ષ' નામને માટે તો નાલાયક જ ઠરે. અને પક્ષાપક્ષિમાં હિંસા જ કેળવે અને દ્વેષ જ વધારે, તે પક્ષ આજ નહીં તો આવતી કાલે, આ ચૂંટણીમાં નહીં તો તે પછીનીમાં, પોતે જગાડેલા દ્વેષ અવિશ્વાસ અને અસંતોષથી, આપણા અત્યંત નરમ દેશમાં પણ હણાય અને છિન્નભિન્ન થઇ જ જાય.

બંધુઓ, માત્ર ઊર્મિની વિશુદ્ધિ બસ નથી. સેવાની બુદ્ધિપ્રેરિત ક્રિયાઓ જ કીંમતી છે. માત્ર સિદ્ધાંતોના પોકાર તો બાલકો પણ કરી શકે. સિદ્ધાંતને રોજીંદા સ્થુલ વહીવટમાં ઉતારીયે એમાં જ સિદ્ધાંતની સજીવનતા છે અને હિતોત્પાદકતા છે. પક્ષ અને ટેકનાં ઊર્મિબલ તો શુદ્ધ પણ નથી, દેખાતાં પણ નથી. સત્યનો ટેકજ ભલો. ન્યાય અને હિતનો પક્ષ જ ભલો. સિદ્ધાંત જાતે અમૂર્ત (Abstract) છે. નીતિમય અને વિનયી વહીવટ (Adminisiration) જ સાચું દ્રવ્ય છે. Bien-etre et Liberte: Well-being and Freedom: હિત પ્હેલું, સ્વરાજ્ય પણ તે પછી. સાચું સ્વરાજ્ય મોટામાં મોટું હિત છે માટે જ અમૂલ્ય છે.



# સરળ–ચપલા



લેખકઃ—મિશ્ર

(૧)

કેટલી વિચિત્રતા હતી! એક હૃદય સરળ હતું, બીજું અભિમાની. કિંતુ હતા બેઉ પ્રેમી, અને હતા એક. એક હતું જ્યોતિર્મય દીપક, બીજું હતું બળી મરવાવાળું પતંગ. એક અકડાતો હતો. બીજો મનાવતો હતો. બીજો જ્યારે ચીડાતો ત્યારે પહેલો સ્વાભાવિક મંદ, મધુર સ્મીત–હાસ્યથી હસાડી દેતો હતો. કેવું વિચિત્ર મિલન–કેવો સુંદર સંયોગ? પ્રેમ–અભિમાન, સુખદુઃખ, ધુપ–છાંવ, વિરહ–મિલન તથા અંધકાર–પ્રકાશનું મિલન હતું.

ચહાતા બેઉના બેઉને હતા, પણ ચ્હાવા–ચ્હાવામાં ફેર હતો. એક સરળ હતો, એનો પ્રેમ પર્વતના ઝરણા પેઠે, અપ્રતિહત ગતિથી, બીજા તરફ પ્રવાહિત થતો હતો, એમાં ચંચલતા અને સરળતાનું અનુપમ સમ્મિલન હતું. બીજો પણ ચહાતો હતો, પણ હતો અભિમાની. ગંભીર કલ–કલનિ નાદિની, પૂણ્યવતી ભગવતી ભાગીરથીની ક્ષીણ ચંચળ ધારા જે પ્રકારે પાર્વત્ય–પ્રદેશથી નીકળી સમતલ ભૂમિ પર આવતી સ્થિર થવા માંડે છે, તેજ પ્રકારે એનો પ્રેમ પ્રવાહિત રહેવા છતાં પણ સ્થિર દેખાતો હતો.

બેઉ હતા ભિક્ષુક, ગરિબ, અને હતા મિત્ર. એક હતો કિશોરાવસ્થા પાર કરતો ષોડશ વર્ષિય બાળક, અને બીજી હતી શુદ્ધ–હૃદયા ચતુર્દશ વર્ષીયા બાલિકા.

સાયંકાળે, જ્યારે ભગવાન ભાસ્કર પોતાની રશ્મિઓને ધરાતલ પરથી સમેટી, અસ્તાચલ પર જઈ, પોતાની પ્રેમસ્ત પશ્ચિમ દિશા તરફ પ્રેમભરી ચિતવનથી જોવા લાગે છે; ધરા સોનેરીસાડી ઓઢી, મુગ્ધભાવથી તે પ્રેમભરી ચિતવન જોવામાં મગ્ન થઇ જાય છે, પક્ષી ચક ચક કરે છે, સંસાર ગુંજી ઉઠે છે, ત્યારે બાળક પોતાનો સિતાર લઇ ગાવાને બેસતો, અને સાંભળવા બેસતી તેજ તેની સુખ-દુઃખની સંગી બાલીકા.

જ્યારે રાત્રિ પડતી, સર્વ સંસાર અંધકારના કૃષ્ણપટથી આચ્છાદિત થઈ જતો, નિશા-સુંદરી સોનાનો હાર પહેરી, સંસારમાં આવી સુખની વર્ષા કરવા માંડતી, સાંધ્ય સમીર વહેતો રહેતો ચંદ્રદેવ પોતાની સત્તાધીશ પ્યારીઓના મધ્યમાં ક્રીડાસકત થઇ જતા; ત્યારે ભિક્ષુક વાર્તાઓ કરતો, અને બાલીકા હંકારો પુરતી. એક ગાતો બીજી સાંભળતી. બાલીકા બાળકને જોઇ રહેતી અને બાળક બાળીકો આમાં કોઇ પણ પ્રકારની અટકાયત ન આવી, કે આવવા સંભવ પણ ન હોતી, કેમ કે બેઉ આ સુખદુઃખ મત્સર પૂર્ણ સંસારમાં રહીને પણ તેનાથી અલગ હતા. એમનો બીજોજ સંસાર હતો, અને એમના બીજાજ નિયમ હતા. એમાં સુખ હતું, દુઃખ નહિ; મિલન હતું, વિરહ નહિ; કે ન હતી તેની પીડા. એમની પૂંઠે જાતિનું બંધુ-બાંધવોનો ઝગડો ન હતો, જો કાંઇ પણ હોય તો તે હૃદયનો ઝગડો પણ એમાં દુઃખ ન હોતું. જો કાંઇ પણ હતું તો એ હતું-આલિંગનની મધુર આકાંક્ષા.

બાલક બાલીકાને ચપળા કહેતો, અને બાલીકા કહેતી બાલકને સરળ. સૃષ્ટિ, સુંદરી યુવતીના વેષમાં ઉભી થઇ પોતાના પતિ વસંતને ઉડાડી રહી હતી. આમ્ર-મોરોપર ભ્રમરો ગુન ગુન કરી રહ્યા હતા. વૃક્ષોમાં નવી-નવી કુંપળો ફુટી રહી હતી; સ્નિગ્ધ ચંદ્ર-જ્યોત્સના સર્વ સંસાર પર ક્ષીર-સાગરની રેણુની માફક વિસ્તૃત હતી. સ્વરની પ્રતિસ્પર્ધાને કારણે કોકીલા અને પપૈયાના 'કુહુ-કુહુ' અને 'પીકહાઁ, પીકહાઁ' ના મિશ્રત સ્વરથી સર્વ ઉપવન ઝંકૃત થઇ રહયો હતો. યુવકે મધુર સ્વરે કહ્યું—"ચપલા!"

"સરળ!"

"ગાયન ગા, ચપલા! જોતો ખરી, કેવો સુંદર-સોહામણો સમય છે."
"હું પણ એજ વિચારી રહી છું. સરળ! હું નહિ, તમે ગાઓ.

પુનઃ ચંદ્રને જોઇ યુવતી બોલી—"હાં સરળ! ઉપર જુવો, ચંદ્ર હસી રહયો છે—તમે ગાઓ, હું હસીશ."

ગાયકનો સિતાર વાગી ઉઠયું. જ્ઞાત થયું—સર્વ ઉપવન શાંત થઇ ગયું છે. કોકીલા, પપૈયા ચૂપ થઇ ગયા. પલ્લવ સ્થિર-જેવા થઇ ગયા. સાંધ્ય-સમીર એજ

રીતે ઘણી ધીમી-ધીમી ગતિએ વહી રહ્યો હતો; ગાયક આંખો મીંચી ગાઇ રહ્યો હતો. પૃથ્વિ પર પડેલી બાળીકા અર્ધ મીંચેલ નયનો સાથે તેના તરફ જોઇ રહી છે. ગાયન પૂર્ણ થયું. સિતાર શાંત થઈ ગયું. કોકીલા 'કુહુ-કુહુ' કરી ઉડી, પપૈયો પી કહાં, પી કહાં કરી ઉડયો. યુવતીએ જાણ્યું કે તે કોઇ બીજાજ સંસારમાં છે. તેના મુખમાંથી મંજુલ શબ્દ નીકળ્યો. "સરળ!"

"ચપળા!"

મંદ પ્રવાહ પણ ચંચળ થઇ ઉઠયો. બેઉના હૃદય સમાન ગતિથી એક બીજા તરફ દોડી ગયા. યુવકના હાથમાંથી સિતાર છુટી ગયું. ઉન્મ પ્રેમીએ લાલસા ભરેસ્વરે કહ્યુ—"સરળ!—ચપળા!"

પપૈયો 'પી કહાં, પી કહાં' કરતો હજુ પણ પોકારી રહ્યો હતો.

(૩)

કેટલી ક્ષણો, કલાકો, દિવસો આ પ્રકારે વીત્યા એનો પત્તો નથી. કેટલા મહિના, ઋતુઓ, વર્ષો આ પ્રકારે વહી ગયા એનો પણ પત્તો નથી. બેઉને કોઇ પણ વાતની ઇચ્છા—આકાંક્ષા નહોતી કોઇ પ્રકારની આવશ્યકતા. બેઉ પ્રતિદિન એજ પ્રકારે ગાતા, હસતા, અને સુઈ જતા.

આજે પણ ચંદ્રદેવ ગગન-મંડળ પર નિઃશંક થઈ ક્રીડા કરી રહ્યા હતા. સાંધ્ય-સમીર હજુસુધી ચાલી રહ્યો હતો. બેઉ સમવયસ્ક મિત્ર પોતાની ઝુંપડીમાં સુખની નિદ્રા લેતા સુધી રહ્યા હતા. અચાનક ગાયકની નિદ્રા તુટી. એણે ટમટમતા-કચુકચુ થતા દિપકના પ્રકાશમાં જોયું, બાલીકા નિઃશંક થઈ સુખની નિદ્રામાં સુધી રહી છે. એના મુખપર એક વિચિત્ર કાંતિક્રીડા કરી રહી છે. ગાયક કેટલીક ક્ષણો ઉભો ઉભો આદ્રશ્ય મુગ્ધ બની જોઈ રહ્યો, અને પછી સીતાર લઇ ઝુંપડીની બહાર નીકળ્યો. 'કુહુ-કુહુ,' 'પી કહાં? પી કહાં? ના કલરવથી ઉપવન ગુંજી રહ્યું હતું. ગાયક બેસી ગાવા લાગ્યો, એની આંગળીઓ સિતાર પર નાચવા લાગી.

ઝુંપડીના દિપકમાં તેલ પુરૂં થયું હતું—બતી પહેલા થોડી થોડી બળી રહી હતી, અચાનક આખીને આખી બળી ઉઠી! ઓ! કેવો સર્વ નાશ થઈ રહ્યો છે. એક તુટેલા વાંસડાને દીવાની જોત અડી ગઇ. વાંસડો સળગી ઉઠયો. આગ શીઘ્રતાથી દોડી, અને ઝુંપડીના વાંસડા વાંસડા પર નાચવા લાગી, ઝુંપડીની અગ્નિથી એક ચંદ્ર-જ્યોત્સનાના પ્રકાશમાં વન પ્રદેશ ચમકી રહ્યો. અનાથ ગાયક મસ્ત બની હજી પણ ગાઈ રહ્યો હતો. એનો સિતાર પણ એજ રીતે વાગી રહ્યો હતો.

ગાયન સમાપ્ત થયું, ગાયકે આંખો ખોલી જોયું, સર્વ ઉપવનમાં પ્રકાશ હસી હસીને કલ્લોલ કરી રહ્યો છે! હે! આ શું? ઝુંપડીમાંથી લાલચોળ ભભુકા નીકળી રહ્યા હતા. ગાયક બે બાકળો બનતો રાડ પાડી ઉઠયો—"ચપળા!"

પણ સ્વર અનંત આકાશમાં, અનંતની ગોદમાં, અનંત કાળ માટે વિલિન થઇ ગયો.

બાવરો બનતો ગાયક ઉન્મત્ત થઈ પૂર્ણ વેગથી ઝુપડી તરફ પોગ્યો–પાસે જઈ જોયું, ઝુપડીની અંદર–બહાર, ચારે તરફ, આગ લાગી છે. સર્વ ઉપવન પાણું કંપીત થઇ ઉઠયું—"ચપળા!"

ગાયકે સાંભળ્યું, અગ્નિદેવ વ્યંગ્ય હાસ્યથી કહી રહ્યા છે—"ચપળા!"

આશા ક્ષીણ સ્વરે કહી રહી છે—"ચપળા!"



ગાયકનો ત્રસ્ત—વ્યસ્ત તુટતું હૃદય પોકારી રહ્યું છે—"ચપળા!"

ઉન્મત્તથતો ગાયક ઝુપડીમાં દોડતો ઘુસ્યો. એણે શોકાકુલ દ્રષ્ટિથી જોયું, બાળીકા હજુ પણ એજ રીતે ઘોર નિદ્રામાં સુઇ રહી છે. એના મુખપર દૈવીકાંતિ શાંતિ-પૂર્વક, એજ પ્રકારે ક્રીડા કરી રહી છે. ગાયકના હાથમાંથી સારંગી પડી ગઇ. તેણે પુનઃ પોકાર્યું "ચપળા!"



પણ બાળીકાની આંખો જરાપણ ઉઘડી નહી. ગાયક ગુટણે પડયો અને એની આર્જવ કરતી ભુજાઓ આકાશ તરફ ઉંચાઇ ત્યાં તો ઝુપડી કડકડાટ કરતી જમીન પર આવી પડી—

અગ્નિદેવ અંતીમ વખત "હા! હા!" કરી અટ્ટહાસ્યના સ્વરમાં હસ્યા ત્યાં ચંદ્રદેવ પણ આકાશમાં હસી રહ્યા હતા. ●





# માસિક મનન

"Lead Kindly Light!" "દોરો, સુકોમલ પ્રજ્ઞા!"

## ૧. મુંબઇ યુનિવર્સિટીમાં ગુજરાતી.

કેટલાંય વર્ષ એક પગ દૂધમાં અને એક પગ દહીંમાં રાખ્યા પછી મુંબઇની વિદ્યાપીઠે માતૃભાષાઓના સવાલનો યોગ્ય નિર્ણય કર્યો છે. અમે તો ઇ. સ. ૧૯૧૧ માં વડોદરે ગુજરાતી સાહિત્ય પરિષદમાં આ વિષય ઉપર ભાષણો થયાં તે ક્ષણે જ ભવિષ્ય ભાખ્યું હતું, કે વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં પુરાતની (classical) ભાષાઓને જે સ્થાન અને જે ગૌરવ છે તે જ સજીવન માતૃભાષાઓને મળવાં જોઇએ અને મળશે જ; એથી લેશ પણ ઓછું પદ સ્વીકારીને આ વિકટ પ્રશ્નનો ફડચો થઇજ નહીં શકે. સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ–જૂની મેટ્રિક્યુલેશન અને સ્કૂલ ફાઇનલ પરીક્ષાના અભ્યાસક્રમમાં માતૃભાષાઓને આ સ્થાન વિદ્યાપીઠ–મંડલે (Senate) ૧૯૨૫ માં આપ્યું. અને આ ૧૯૨૬ ની થઈ ગયલી પરીક્ષામાં પુરાતની ભાષામાં પરીક્ષા દેનાર વિદ્યાર્થીઓની સંખ્યા સારી પેઠે ઘટી છે. ૧૯૨૫–૨૬ દરમિયાન આ પ્રશ્ન ફરીફરીને અને જુદે જુદે પ્રસંગે વિદ્યાપીઠ–મંડલ આગળ આવેલો, ત્યારે પુરાતની ભાષાના હિમાયતીઓએ પોતાનું બધું જોર વાપરીને તેમ ફડચાની વિધ વિધ દરખાસ્તો આણી પ્રશ્નને બને તેટલો ડહોળી નાખીને પણ ફર્સ્ટ ઇયર અને ઈન્ટર આર્ટસની પરીક્ષાઓ (F. Y. A. અને I. A.) ના અભ્યાસક્રમોમાં પોતાને પ્રિય વિષયનું સ્થાન ટકાવી રાખ્યું: પરંતુ આમ કરવામાં કોઇ પણ પ્રસંગે તેમને મોટી નિર્ણાયક બહુમતિ (majority) મળી નહીં. સ્કૂલ લીવિંગ પરીક્ષા માટે ૧૯૨૪-૨૫ માં લાંબી ચર્ચા ચર્ચીને અંતે થયેલો નિર્ણય રદ કરાવવાને પણ એમણે પ્રયત્નો કર્યા, તે તો બધા જ દરેક વખત ઉડી ગયા. આખરે વિદ્યાપીઠમંડલની ૧૨ મી જૂને મળેલી બેઠક આગળ એફ. વાઇ. એ. અને આઇ. એ. પરીક્ષાઓના અભ્યાસક્રમમાં માતૃભાષાઓને સ્થાન આપવાનો પ્રશ્ન સીધો વિચારવામાં આવ્યો; અને સેનેટે મોટી અને નિર્ણાયક બહુમતિથી ઠરાવ્યું છે, કે વિદ્યાર્થી "બીજી ભાષા" (Second Language) લેખે,

પુરાતની ભાષાઓમાંથી એક,
અર્વાચીન યુરોપીય ભાષાઓ (ઇંગ્લિશ શિવાયની) માંથી એક,
અગર માતૃભાષાઓમાંથી એક,

એમ એક જ લઇ શકેઃ ઇંગ્રેજી ઉપરાંત બે "બીજી ભાષાઓ"—એક માતૃભાષા અને એક બીજી-માં પરીક્ષા આપવાની તેને ફરજ પાડવી નહીં. વળી અભ્યાસ-ક્રમમાં આ મોટો ફેરફાર દાખલ કરવાને માટે દરેક આર્ટ્સ કોલેજમાં સંસ્કૃત ફારસી ફ્રેંચ આદિના શિક્ષણ સારૂ પ્રોફેસરો છે તે ઉપરાંત હવે ગુજરાતી મરાઠી આદિ માટે પણ પ્રોફેસરો ઉમેરાવા જોઈએ. સંગીત અને નિયમિત શિક્ષણ વિનાનું પરીક્ષણ એ તો ધૂળ ઉપર લીંપણ માટેઃ એટલે સેનેટે તા. ૧૨ મી જૂને વિશેષ એમ પણ ઠરાવ્યું છે, કે અભ્યાસ ક્રમમાં આ મોટો અને ફલદ્રૂપ સુધારો જૂન ૧૯૨૭ ના સત્રના આરંભથી દાખલ કરવો.

પુરાતની ભાષાઓના પક્ષકારોને લાગે છે, બહુ ખોટું થયું. અને આ નિર્ણય ફરી ઉથલાવવાને અગર કોઇ પણ રીતે મોળો પાડી નાખવાને માટે એમના તરફથી એક કરતાં વધારે પ્રયત્ન હજુ પણ થવાના. આવા પ્રયત્નો થવાના જ, કેમકે એ પક્ષ ચોક્કસ માને છે કે સારૂં સંસ્કૃત ( કે ફારસી ) જ્ઞાન અમૂલ્ય છે. સારા સંસ્કૃત જ્ઞાનથી ઉત્તર હિંદની દરેક માતૃભાષા (અને સાહિત્ય ) ને સૌથી વધારે સંગીન પોષણ મળે છે, એ દરેક માતૃભાષા અને તેના સાહિત્યની પ્રગતિ અને ઉન્નતિ સંગીન સંસ્કૃત જ્ઞાનના ફેલાવ વડે જ સાધી શકાય એમ છે.

વિદ્યાપીઠના અભ્યાસ ક્રમમાં માતૃભાષાને પુરાતની ભાષાના જેવું જ સ્થાન આપવાનો જેમને આગ્રહ છે તે પક્ષ ઉપલી ત્રણે દલીલોને અમુક અંશે વજનદાર ગણે છે; પરંતુ એ ત્રણે દલીલોમાંથી આ પક્ષ જુદાં જ વ્યવહારૂ અનુમાન કહાડે-છે. પ્રશ્ન અત્યંત ગૂંચવણિયો છે આ જ કારણથી.

માતૃભાષાને યોગ્ય સ્થાન આપ્યાથી જ જે થોડા વિદ્યાર્થીઓ પુરાતની ભાષાઓને શીખશે તે દરેક પોતાની સ્વેચ્છાથી અને પૂરા શોખથી તેનો અભ્યાસ કરશે, વર્ષે વર્ષે તેમનું જ્ઞાન અને તેમનો શોખ વધતો જ જશે, અને એવા ગ્રૅજ્યુએટોમાં સંસ્કૃતના સંગીન વિશાળ અને સજીવન જ્ઞાનવાળાની સંખ્યા ઘણી મોટી હશે. પુરાતની ભાષાનું સારૂં જ્ઞાન અમૂલ્ય છે એ ઉક્તિ આવા વિદ્યાર્થીઓને માટે જ સાચી છે. માતૃભાષા અને સંસ્કૃત વચ્ચે વિદ્યાર્થીઓ આવજા કર્યા કરે એવી સ્થિતિ ચાલવા દઇએ ત્યાંલગી વિદ્યાર્થીઓની મોટી સંખ્યા પરીક્ષાઓ સંસ્કૃતમાં પાસ કરશે, તથાપિ સંગીન સંસ્કૃત જ્ઞાન એ સંખ્યામાંથી સેંકડે નેવું કે પંચાશીને પણ મળવાનું જ નહીં. થોડા પણ વિશાળ સંગીન અને સજીવન સંસ્કૃત જ્ઞાનવાળા પંડિતો દેશને આવશ્યક છે એમ અમે પણ સ્વીકારિયે છિયે. પણ હાલ ચાલતી પદ્ધતિએ તો એ પુરતા પ્રમાણમાં નથી પાકતા એ વાત અનુભવસિધ્ધ છે, અને અમારી માતૃભાષા પક્ષની વિશેષ માન્યતા એ છે, કે અમારી પદ્ધતિ દાખલ થતાં, હાલ કરતાં વધારે સંસ્કૃત પંડિતો પણ પાકશે, અને જે પાકશે તે હાલ કરતાં વધારે પરિપકવ અને સમર્થ નીવડશે.

બીજી દલીલ ઉપર આવિયે. માતૃભાષાની પ્રગતિ અને ઉન્નતિને પુરાતની ભાષાજ્ઞાનથી મળતું પોષણ અમૂલ્ય છે, એ વાત સાચી યે છે ખોટી યે છે. સંસ્કૃત ભાષાનું વીર્ય, સંસ્કૃત સાહિત્યમાંની પ્રણાલિકાઓ, શૈલીઓ, અને એ સાહિત્યમાં સ્થપાયલાં અમર સાહિત્યરૂપો (forms), કાવ્યનાં, નાટકનાં, વર્ણનનાં વાદનાં, ચર્ચાનાં, બોધનાં, વકતૃત્વનાં, અલંકરણનાં, વાકયરચનાનાં, પદરચનાનાં–માતૃભાષાઓના સ્વતંત્ર યદૃચ્છા (spontaneous) વિકાસ અને ઉર્ડ્યનને માટે અમૃત સમાન પણ છે, વિષ સમાન પણ છેઃ આધાર રૂપ અને પાંખો રૂપ છે, તેમ બેડી રૂપ અને કારાગૃહ રૂપ પણ છે. દોલતરામ પંડયા અને છોટાલાલ ભટ્ટનાં મહાકાવ્યો સંસ્કૃત શૈલી અને બિંબનાં અચ્છાં પ્રતિબિંબ છે,–અને અર્વાચીન ગુજરાતી સાહિત્યનાં સજીવન અંશ એ મહાકાવ્યો નથી તે નથી જ. વિષયની આ બાજુનું સ્વરૂપ છે એવું જેવાને મુંબાઇ વિદ્યાપીઠની હાલની સેનેટ સમર્થ નથી, કેમ જે મરાઠી અર્વાચીન સાહિત્યનો એકાદ અગ્રણી જ સેનેટમાં સભ્ય છે. આ મોટી બાબત યથાવત્ સમઝાવવાને માટે રા૦ રા૦ મુનશી, રા૦ રા૦ ખુશાલ શાહ, રા૦ રા૦ મોહનલાલ દવે, કે હું સેનેટમાં મથિયે છિયે તેથી ઇંગ્રેજ, પારસી, અને મુસ્લિમ સભ્યો ઉપર–તેમ સાહિત્યવિમુખ ગુજરાતી મરાઠી સભ્યો ઉપર–જે અસર ઉપજાવી શકિયે, તેમાં અમને અર્વાચીન દક્ષણી સાહિત્યના બેચાર અગ્રણીઓનો ટેકો સેનેટમાં જ મળતો હોય, તો એવા સંયુકત પ્રયત્નથી અમે ચારપાંચ ગણી વધારે અસર ઉપજાવવા સમર્થ બનિયે. પણ સેનેટના સભ્યોમાં દક્ષણીઓનું જે મોટું ભરણું છે, તેમાં પ્રિન્સિપાલ ભાટે કે સદ્ગત પ્રોફેસર પટવર્ધન જેવા અર્વાચીન મરાઠી સાહિત્યમાં પણ પોતાના લખાણોથી આગળ આવેલા એટલાતો ઓછા છે, કે વિષયની આ બાજુ અમે સેનેટના માનસમાં જોઈએ એવી નથી ઉતારી શકતા.

માતૃભાષા અને સાહિત્યની પ્રગતિ અને ઉન્નતિને માટે સૌથી વધારે આવશ્યક છે, એજ ભાષા અને સાહિત્યનું સંગીન શાસ્ત્રીય નિયમિત શિક્ષણ અને અધ્યયન; શાળાઓ અને કોલેજોના વિદ્યાર્થીઓ ઈંગ્રેજી સંસ્કૃતનું જેવું લાયક શિક્ષકોની મદદથી અધ્યયન ચોથા ધોરણે માંડીને બી. એ. થતાં સુધી આઠ વર્ષ એકધારૂં અને વ્યવસ્થિત પગથિયે પગથિયે ચ્હડતા જઈને કરે છે એવું. પુરાતની ભાષાના દાકતર પરાંજપ્યે જેવા પક્ષવાદીએ ચર્ચામાં કહ્યું, સંધિજ્ઞાન, રૂપાખ્યાન જ્ઞાન, શબ્દશુધ્ધિજ્ઞાન, પદ્યશુધ્ધિજ્ઞાન, આદિ સંસ્કૃત સાહિત્ય અને વ્યાકરણના સંગીન વિશાળ જ્ઞાન, વડે જ મળે. આ દલીલ લૂલી છે. આ સર્વ વિષયોનું સંગીન અને શાસ્ત્રીય જ્ઞાન સંસ્કૃતનો છાંટો પણ લીધા વગર ગુજરાતી વિદ્યાર્થીઓને સદ્ગત કમલાશંકર ત્રિવેદી જેવાના વ્યાકરણગ્રંથોથી સારી પેઠે મળી શકે એમ છે. મરાઠીમાં પણ એવા ગ્રંથો થાય છે, અગર જો કે દાકતર પરાંજપ્યેને એવા ગ્રંથોની મુદ્દલ માહીતી ના હોય એમાં નવાઈ નથી. વિદ્યાપીઠમાં માતૃભાષાઓનું શાસ્ત્રીય અને ક્રમિક શિક્ષણ દાખલ થતાં જ આવા ગ્રંથો ઝડપથી વધશે અને સુધરશે અને વધારે શાસ્ત્રીય ઐતિહાસિક અને તુલનાત્મક બનતા જશે. વળી એવા ગ્રંથોનું નિયમિત પઠન–પાઠન થાય અને મોટી સંખ્યામાં પ્રસરે, તો જ તેનાં રૂડાં ફલ આખી પ્રજાને અને આખા સાહિત્યને મળી શકે; અને આવાં પઠન–પાઠન વિદ્યાપીઠમાં માતૃભાષાને ઉચિત સ્થાન કાયમને માટે મળી જાય, ત્યારે જ જામે, પ્રસરે, અને કાલક્રમે શાસ્ત્રીયતા, સંશોધન અને તુલનાશકિતમાં વધતાં ખીલતાં આવે. વિષયનું પાસું તેના ખરા સ્વરૂપમાં પંડિતો જ ગ્રહણ કરી શકે,–અને હાલની સેનેટમાં પંડિતોની સંખ્યા મોટી નથી. એકંદરે લેતાં, સેનેટમાં પંડિતો ઓછા છે, એ સેનેટનું દૂષણ પણ નથી, ઉલટું ભૂષણ છે. પરંતુ પંડિતો જ ખરી તુલના કરી શકે એવી કોઇ કોઈ બાબતમાં આવી સેનેટ મુંઝાય છે. આજે એક વિચાર કરે છે અને આવતી કાલે બીજો કરે છે; અને આવી પરિસ્થિતિથી પણ માતૃભાષાઓના પ્રશ્નને ઘણું ખમવું પડયું છે એ સિદ્ધ છે, તથા હજી કેટલુંક ખમવું પડશે એ સંભવિત છે.

માતૃભાષાપક્ષની સૌથી મોટી દલીલ ઉપર હવે આવિયે. કેળવણી એટલે છાપ ગ્રહણ કરવાની અને દદ્દાત સામા માણસ ઉપર છાપ પડે એમ પ્રકટ કરવાની, એ બે ય શકિતની ખીલવણી. બિંબગ્રહણ ( receptivity ) અને મનોગત કથન (expressive power) બંને શકિતઓ વિશાલ, ઉચ્ચ, સૂક્ષ્મ, સમરેખ વિકાસ પામે, એ કેળવણીના આખા તંત્રનું લક્ષ્ય. કેળવણી આ નિશાન ઉત્તમોત્તમ પાડી શકે છે માતૃભાષાના વાહન તરીકે ઉપયોગ વડે જ. માતૃભાષાની પોતાની કેળવણી જેમ શાસ્ત્રીય સંગીન અને ઉચ્ચ કોટિની આપવામાં આવે તેમ બીજા વિષયોમાં પણ માતૃભાષાની વાહન તરીકે યોગ્યતા વધતી આવે. વાહન લેખે પરભાષા વાપરિયે તો એ પરભાષા ઉપર સ્વભાષા જેટલો કાબૂ મળતો જ નથી; વ્યવહાર પૂરતો કાબૂ મેળવતાં પણ ઘણો શ્રમ પડે છે, ઘણો વખત લાગે છે, બુધ્ધિશકિત ઘણી ચૂસાય છે; અને વ્યવહાર પૂરતો કાબુ મેળવ્યા પછી પણ એ વાહન વડે પ્રાપ્ત થતું બીજું

શિક્ષણ, મેળવતાં વધુ સમય અને શ્રમ અને બુધ્ધિ શકિત ખર્ચાવે છે, અને ગમે તે ખર્ચે પણ પૂરેપૂરું નથી જ ઉગી નીકળતું. આ બધું સર્વમાન્ય છે.

હિંદને સુધરેલા દેશોની હારમાં ઉભવું છે. અત્યારે સોળ વર્ષનો છોકરો સુધરેલાં દેશોમાં જેટલું જ્ઞાન અને જેટલી શકિત મેળવી લે છે તેટલું આપણા છોકરાએ મેળવ્યું નથી હોતું. અઢાર વર્ષના છોકરાઓને સરખાવિયે, તો સુધરેલા દેશોના છોકરાઓને મુકાબલે આપણા વધારે પાછળ પડી ગયલા જોવામાં આવે છે. અને વીશએકવીશ વર્ષના સુધરેલા દેશોમાંના સામાન્ય ગ્રેજ્યુએટો આપણા સામાન્ય ગ્રેજ્યુએટો કરતાં વળી વધારે આગળ નીકળી ગયલા હોય છે. આપણે બુધ્ધિશકિતમાં બીજા કોઇ પણ દેશની જનતાથી ઉતરતા નથી, અને તોપણ પરિણામ આ પ્રમાણે આવે છે. સાઠસિત્તેર વર્ષથી આપણે અર્વાચીન જ્ઞાનમાં સુધરેલા દેશોની પ્રથમ પંકિતમાં આવવા પ્રયાસ કરી રહ્યા છિયે. આમાંથી પ્હેલાં ત્રીશપાંત્રીશ વર્ષ જાણે ના ગણાય, કેમ જે આપણે અહીં અર્વાચીન શિક્ષણક્રમ એકડે એકથી ઉભો કરવાનો હતો. પરંતુ છેલ્લાં ત્રીશપાંત્રીશ વર્ષ લ્યો. શું આપણે મનમાનતી પ્રગતિ કરી શકયા છિયે? નહીં જ. અને અમને માતૃભાષાપક્ષને તો દેખીતું જ છે કે આપણે આ દિશામાં આજ સુધી કરેલા સર્વ પ્રયત્નોમાં પૂરતા ફાવ્યા નથી, ઉપર કથેલા શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણાનુભવના, કહો કે માનવ માનસશાસ્ત્રના જ, સર્વમાન્ય સિધ્ધાંતને આપણે અવગણ્યો છે, આપણા શિક્ષણક્રમ હજી પણ આપણે એ સિદ્ધાંત માગી લે છે એવા રચી શકતા નથી, તેને લીધે જ.

આ વિચારતંત્ર પ્રમાણે આટલેથી જ આપણે કૃત્યકૃત્ય નથી થતા એ પણ દેખીતું છે. હજી આપણે ક્રમે ક્રમે માતૃભાષાનો વાહન તરીકે ઉપયોગ વધારવાનો બાકી જ રહે છે.* તથાપિ તા. ૧૨ મી જૂને સેનેટમાં માતૃભાષાપક્ષ એક મોટો મોરચો જીતી ગયો છે એ નકકી.

અસ્તુ. તા. ૧૨ મી જૂને સેનેટમાં આ વિશે ત્રણ કલાક ઉપર ચર્ચા ચાલી, અને એ ચર્ચા જો કે યોગ્ય ઠરાવમાં પરિણમી, તો પણ એ ચર્ચાની સમીક્ષા કરતાં અમને એટલો ખેદ પણ થાય છે, કે *માતૃભાષાપક્ષની ઉપર દર્શાવેલી સૌથી વધારે* વજનદાર દલીલ એ ચર્ચા દરમિયાન આછાપાતળા રૂપમાં પણ બે જ વકતાઓએ રજૂ કરી: એક સરકારી કેળવણી ખાતાના ડિરેકટર મી. લોરીએ અને બીજા આ લેખકે. વળી વધારે ખેદની વાત એ છે, કે આ દલીલ સાંભળતાં જ એક પ્રતિષ્ઠિત અને અનુભવી સભ્ય–રા. રા. નટરાજન–છેડાઇ પડયા: આપણા ગ્રેજ્યુએટો શું પાછળ? છટ! આપણી પદ્ધતિમાં જે છે તે બધું જ ફરજીયાત; છોકરાને હુકમને તાબે રહીને જ તૈયાર કરવાનું: અર્થાત બોજા રૂપ. આપણી પદ્ધતિની કાળામાં કાળી એબ આ 'ફરજીયાત' બેડીઓ છે: વગેરે, વગેરે, એઓ કકળીને બોલ્યાં. આ એમની,

---

* મુંબાઇ વિદ્યાપીઠમાં આ પ્રગતિ કેટલી મેળવી શકાય કે મેળવવા યોગ્ય, એ પ્રશ્ન વિવાદમસ્ત છે.

ઉષ્ણ વકતૃતાથી સેનેટના સભ્યોને હસવું જ આવ્યું. કોઈ કે જ તેને લેખવ્યું હશે. અને ઇંગ્રેજ પારસી અને મુસલમ સભ્યોએ માતૃભાષાપક્ષમાં મોટી સંખ્યામાં ભળીને ફર્સ્ટ ઇયર અને ઇન્ટર આર્ટસના અભ્યાસક્રમમાં માતૃભાષાઓને પુરાતની ભાષાઓ સાથે જ સ્થાન આપવાનો ઠરાવ નિર્ણાયક બહુમતિથી કરી આપ્યો, તે માતૃભાષાપક્ષની આ મોટામાં મોટી અને ચોકખી દલીલને તેઓએ યોગ્ય વજન દઇને કર્યું, એમ અમે માનિયે છિયે.

## ૨. દક્ષિણ આફ્રિકા પ્રકરણ.

આ મનનોમાં વિષય ગમે તેવો મોટો જણાય, પણ તેનું કંઇક પરિણામ જણાવા માંડે ત્યારે જ તેને છેડવો, વાચકોને સ્પષ્ટ માહિતી આપી શકાય અને જરાતરા પણ દિશા બતાવી શકાય એવું જ લખવું, એ ધોરણ રાખેલું છે, કેમ જે માત્ર શોરબકોરમાં એક અવાજ વધે એમાં શો લાભ.

સરકારે દક્ષણ આફ્રિકા મોકલેલું ડેપ્યુટેશન (Deputation) પાછું આવી ગયું, ચાર્લ્સ એન્ડ્રૂસ પાછા આવી ગયા. શી ધાડ મારી આવ્યા? એઓ અરબી સમુદ્ર ખેડતા હતા અને દક્ષિણ આફ્રિકાની સરકારે "વર્ણ-ભોગળનો કાયદો" તો પસાર પણ કર્યો. એ વર્ણ-ભોગળ (Colour Bar) ન્હાના મોટા કારખાનાઓને દરવાજે નવી ઉમેરવામાં આવે છે. મજૂર, કારીગર, ઓવર્સીયર, ઇજનેર, કારકુન, રહેતો, ફરાશ, કોઈ પણ જગા માટે ઉમેદવાર યાંત્રિક સાધનો વડે ચાલતા કોઇ કારખાનાને દરવાજે ખડો થાય, એટલે દરવાન તેનો વર્ણ જુવે, તેની ઓખાત તપાસે; અને ઉમેદવાર ગોરો ન હોય તો તેને ધસીને ના પાડે, જે ત્હને અંદર લેવાને આ ભોગળ નહીં ઊઘડે, કાયદાની મના છે. એટલે સાધારણ સુથારકામ, લુહારકામ, મોચીકામ, શીવણકામ, રંગકામ, કે વીજળીકામથી માંડીને મોટાં કારખાનાં અને ઊંડી ખાણોને લગતા તમામ ધંધા દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને માટે બંધ. સાઇકલ મરામત જેવી દુકાન પણ હિંદી ચલાવી ન શકે, કે એવી દુકાનનો માલેક હિંદીને કોઈ પણ જાતના કામકાજને માટે–ચોપડા લખવાને પણ, રાખી ન શકે.

કહેવાય છે કે આ કાયદો ફરજિયાત નથી; સરકારી ખાતું આ કાયદાનો ક્યાં કેટલો અમલ કરવો અને પ્હેલેથી એવા ધંધાઓમાં જે ગોરા નહીં એવા આફ્રિકા વાસીઓ હોય તેમનું શું કરવું, એ વિશે નિયમો ઘડશે, અને જે સ્થલે જેટલા ધંધાઓમાં આ કાયદો જેટલો પ્રવર્તાવવો હશે, તેનો સ્પષ્ટ નિર્દેશ એ નિયમાવલિમાં કરશે. એમ પણ ઉમેરવામાં આવે છે કે હિંદીઓ હાલ જે જે ધંધામાં લાગેલા છે તે તે ધધામાંથી તેઓને ખેરવી નાખવા સારુ આ કાયદાનો ઉપયોગ કરવામાં નહીં આવે. પરંતુ કાયદો તે કાયદો. વળી જે જે લત્તામાં હિંદીઓ આવા ધંધાઓમાં કે યે સંખ્યામાં હશે અથવા કે યે ખુંચે એવી સ્થિતિમાં હશે, તે તે લત્તાના ગોરાઓ કાયદાનો તુરત અને કડક અમલ કરો એવી માગણી બહુમતે

કરશે એટલે સરકાર નમી જશે, અને એક તરફથી તેમ કરશે તો બીજી તરફથી હિંદને કહેશે–અમે શું કરીએ જે?—લોકમત અમારે શિરસાવંદ્ય!

ઉમરાવ સભામાં લૉર્ડ ઓલીવિયરે પ્રશ્ન પૂછયાઃ જે ગોળમેજી મસ્લહુત (Round Table Conference) થવાની છે, તે અહીં થશે–કયાં થશે! અહીં ઇમ્પીરિયલ કૉન્ફરન્સના અરસામાં થશે–કે કયારે થશે? એ મસ્લહુતમાં "એશિયાટિક" ખરડા વિશે વિચારણા થશે તો સાથેસાથે આ "વર્ણ–ભોગળ" કાયદો જે પસાર થઇ ચુકયો છે તેની વિચારણા પણ થશે ખરી કે?

લાર્ડ ઓલીવિયરે આ સવાલો અત્યંત કોમલ ભાષામાં પૂછયા તો હિંદી સેક્રેટરી ઑફ સ્ટેટ લૉર્ડ બર્કનહેડે તેના જવાબ એવી જ કોમલ ભાષામાં દીધા. મસ્લહુત થશે એટલું જ નકકી છે: તે "એશિયાટિક" ખરડા વિશે છે એટલું જ ચોકકસ છે; આ વર્ણ–ભોગળ કાયદો તો ખાસ ઉદ્દેશે છે આફ્રિકાના મૂળ વતનીઓને જ ને? હિંદીઓને પણ એ સ્પર્શે એ તો એ કાયદાનું અતિ ગૌણ આનુષંગિક પરિણામ છે.

મતલબ કે વર્ણ–ભોગળ કાયદા વિશે હિંદનો શો મત છે તે જાણવાની તસ્દી લીધા વગર, રાહ પણ જોયા વગર, આપણા સેક્રેટરી સાહેબે જાતે ભૂસી વાળ્યું છે. અને એ કાયદો ઈંગ્લાંડ ના મંજૂર (veto) કરે એવો સંભવ જ નથી એમ આપણને રોકડું પરખાવી દીધું છે.

"વર્ણ–ભોગળ" કાયદો અને "એશિયાટિક" ખરડો (Bill), અને દક્ષિણ આફ્રિકાની પ્રાંતિક સરકારો અને ત્યાંનાં શહેરો અને જીલ્લાઓની સંસ્થાઓ અને એ દરેકના અમલદારો, જે દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓને યેન કેન પ્રકારે અને જેમ બને તેમ જલ્દી કમી કરવાને મથી રહ્યા છે, એ સર્વ પ્રકરણ વિશે અત્યારે તો ચાર્લ્સ એન્ડ્રૂસ કહે છે તે જ સત્ય છે:—

"ઈ૦ સ૦ ૧૯૧૪ માં સ્મટસ અને ગાંધીનો તહ થયો અને આફ્રિકાની અને આપણી પ્રજાની વચ્ચે જે સમજુતી સ્થપાઇ, તે સાફ ઉડી ગઈ છે. આને તહનો ભંગ કહો, વિશ્વાસઘાત કહો સમભાવનો અભાવ કહો, સૂગ કહો, ઘોર અન્યાય કહો, પાશવ અત્યાચાર કહો, કહો એને જે કહેવું હોય તે. હકીકત આ છે કે બે પ્રજા વચ્ચે ઊંડી ફાટ પડી છે, જે વધતી જતી જ દેખાય છે. અત્યારે તો એવી કોઇ સમજુતી ફરી સ્થપાવાનો સંભવ પણ નથી."

હિંદીઓને આફ્રિકાથી પાછા હિંદ વિદાય કરી દેવાની આફ્રિકા સરકારની યોજનાનો અમલ શી રીતે થાય છે તે જ જુવો. ૧૯૨૩ માં સ્ત્રીપુરૂષ અને છોકરાં

મળીને ૨૭૮૭ માણસને હિંદ પ્હોંચાડી દેવામાં આવ્યાં; ૧૯૨૪ માં ૧૦૬૩, ૧૯૨૫ માં ૧૪૦૦: આ ઘણું ખરૂં છેક હલકી સ્થિતિના હિંદુઓ હોય છે, જેઓ આફ્રિકા છોડવાની હા પાડે છે પછી તેમને દર્બાનમાં ભેગા કરવામાં આવે છે અને અનુકૂલતાએ બધાને એક વહાણમાં ભરીને આફ્રિકાથી કહાડવામાં આવે છે. પાછા આફ્રિકા ન આવવું એ શરતે બ્રિટિશ ગાયના કે જ્યાં હિંદી મજૂરને રોજી મળવા સંભવ એવે બીજે સ્થલે પણ તેને ધકકેલી દેવાની સત્તા સરકારે 'એશિયાટ રેઝર્વેશન" કાયદામાં લઈ રાખી છે.

આપણે ખુબ સમઝવું ઘટે છે એ કે કોઈ ડુમીનીયનને ન્યાયની અને માનવતાની ખાતર પણ દબાવવાને ઇંગ્લાંડ તૈયાર નથી. લૉર્ડ ઓલીવિયર પણ એક જ માર્ગ સૂચવી શકે છે. આફ્રિકાના મૂલ વતનીઓને કે આપણને હડહડતો અન્યાય થતો હોય અને કેર વર્તતો હોય, જેમાંથી નબળાનું જતન કરવા માટે તો કોઇ પણ રાષ્ટ્રનું અસ્તિત્વ હોવું જોઇએ, જેના રક્ષણનો ધર્મ પાળે તોજ રાષ્ટ્ર લોકપાલક છે, એ સર્વ સમઝે છે તથાપિ આ નબળી ત્રાસિત પ્રજાઓને લૉર્ડ ઓલીવિયર જેવાની પણ એક જ સલાહ છે: 'લાવો ત્હમારી ફરિયાદ ઇંગ્લાંડ પાસે અમે સાંભળીશું અને અમારી પુત્રીઓને સમઝાવી શું' એમ એ પણ નથી કહી શકતો. બદલે એ કહે છે, "જાવ, ત્હમારી ફરિયાદ લીગ ઓફ નેશન્સ (League of Nations) ને કરો."



આ સલાહમાં એક દૂર અંદેશી ગર્ભિત છે તે પણ આપણે સમઝી લેવી ઘટે છે. મહાયુદ્ધને અંતે જર્મન આફ્રિકાનો કેટલોક ભાગ લીગ ઓફ નેશન્સે દક્ષિણ આફ્રિકાની સરકારને 'લોકહિત સાચવીને રાજ્ય ચલાવવું' એ શરતે સોંપેલો છે. જે સરકાર પોતાના મુલકમાં જ મૂલ વતનીઓ હિંદીઓ અને બીજા એશિયાટિકોનું હિત જોવામાં આ પ્રમાણે એકાક્ષ પુરવાર થાય છે,–એના પોતાના કાયદાઓથી, એ કાયદાઓના એણે પોતે ચલાવેલા અમલની નોંધ ઉપરથી: તે સરકાર આ બાબતોમાં સુધારાનો પુરાવો સત્વર રજૂ કરે નહીં, તો એને કરેલી સુપ્રત પાછી ખૂંચવી લઇને એ મૂલ જર્મન મુલક લીગ ઓફ નેશન્સ બીજા કોઇ વધારે લાયક રાષ્ટ્રને સોંપવા તૈયાર છે ખરો? ઇંગ્લાંડનું પ્રધાનમંડળ લીગ કને ધારે તે ઠરાવ કરાવી શકે છે. એ પ્રધાનમંડળ લીગમાં આ ફરિયાદ લઈ જઇયે અને દક્ષિણ આફ્રિકાનું નાક જાય એ પ્રકારના આવા ઠરાવને ટેકો આપશે ખરૂં–અથવા નિખાલસપણે તટસ્થતામાં પણ દૃઢ રહેશે ખરૂં?

## ૩. ખનિજ કોલસો.

ગયા માસનું મનન લખતો હતો ત્યારે ઇંગ્લાંડમાં લંડન બંદરે વ્હાણોમાંથી




ગુણો ઉતારવાનુ મોટલિયાનું કામ કેમ્બ્રિજ વિદ્યાલયના અન્ડર્ગ્રેજ્યુએટો કરતા હતા, અને એ ગુણો ભરેલી લારીઓ હાઇડ પાર્ક અને બીજાં નીમેલાં સ્થાનકોએ હાંકી જવાનું કામ એ જ વિશ્વવિદ્યાલયમાંની સ્ત્રી–અન્ડ-ર્ગ્રેજ્યુએટો કરતી હતી. આગગાડીઓ પણ આ પ્રમાણે સ્વયસેવકો અને સ્વયંસેવિકાઓ ચલાવી રહી હતી; જેમના અજ્ઞાન અને અવ્યવસ્થાને લીધે બેત્રણ ઠેકાણે તો અથડાઅથડીથી કે ગાડી પાટા પરથી ઉતરી જતાં કે બીજા અકસ્માતથી સોસવાસો જણ ઘવાઈ ગયાં અને કેટલાંક કચરાઈ મુવાં, તથાપિ ઈંગ્લાંડે આ ક્રમ ચલાવ્યે જ રાખ્યો, રેલ્વેના અને આવનજાવન (Transport) ની કંપનીઓના મજૂરસંઘોએ પોતાની હડતાળ દશ દિવસે પાછી બંધ પાડી ત્યાંલગી.

આ હડતાળ એ મજુરસંઘોએ (Trade unions) પોતાના લાભ કે પોતાની કોઈ લડત માટે ન્હોતી જાહેર કરી. કોલસાની ખાણોના મજુરસંઘ સાથે પોતાની સહાનુભૂતિ દર્શાવવાને એમને એમની લડતમાં ટેકો દેવાને જાહેર કરી હતી.

કોલસાના મજૂરસઘોને શું દુઃખ છે; કિલષ્ટ છે; એ પ્રકરણ મહાયુધ્ધ પછી ઉપડેલું હજી શાંત પડયું જ નથી કયારે એનો નિકાલ આવશે એ કંઇ કહેવાય નહીં. આ અંક બ્હાર પડતાં પ્હેલાં આવી જાય, ન યે આવે. મહાયુદ્ધ પછી ચાર પ્રધાનમંડળો થયા; દરેક આ પ્રકરણમાં ન્યાય કરવા બીડું ઝડપ્યું અને નાસીપાસ થયું. હવે આ બાલ્ડવિન પ્રધાનમંડળ શું કરી શકે છે તે જોવાનું છે.

રામ્સે મેક્ડોનલ્ડ કહે છે:–ખાણોના માલેકોએ પલાંઠી જમાવીને બેઠે બેઠે નફ્રોજ ખાધો છે. સરકારે બેઠે બેઠે કર જ ઉઘરાવ્યા છે. પાર્લમેંટે બેઠે બેઠે વીજ-ળીની રોશનીમાં વાતો જ ડહોળી છે. અને મામલો કથળતો કથળતો આજની સ્થિતિએ પ્હોંચ્યો છે. અને સૌના પાપનો કે સૌની બેપરવાઇનો પોટલો અત્યારે પડે છે એકલા મજૂરને માથે. પ્હેલો છુંદાય અને પુરેપુરો છુંદાઈ મરે એકલો મજૂર. સુલેહશાંતિ અને આર્થિક લાભની વીશી જાય અને દેશમાં સોવરનો (sovereigns) પાંચીકૂકા જેમ ઉછળે તેને અંતે પણ છુંદાઇ મરે મજૂરવર્ગઃ ચાર છ વર્ષ ખુનરેજી અને લડાઇના કાગારોળનાં આવે તેને અંતે પણ છુંદાઇ મરે આ ભાભો.

પણ–માલેકો કહે છેઃ–જરા બ્હાર નજર નાંખશો? જુવો તો ખરા, આજે અમેરિકા ફ્રાન્સ અને જર્મનીમાં કોલસાનો ઉત્પાદનખર્ચ (Cost of production) કેટલો ઘટી ગયો છે! જે ભાવે એ કોલસો આપણે ઘરઆંગણે પોષાય છે, તે ભાવે

અમારી આ દેશમાંની ખાણોનો કોલસો અમને જ પડતો નથી, તો અગે આપિયે શી રીતે? અહીં ઉત્પાદનખર્ચ એટલો બધો વધારે, તેનું ખરૂં કારણ શું? અમે અમારાં ખીસાંતર કરિયે છિયે તે? ના રે ના. આ મજૂરોનો જુલ્મ એજ મુખ્ય કારણ. કહે છે અમે સાત કલાકથી વધુ કામ જ ન કરીયે. કહે છે ઉંડામાં ઉંડી અને ગમે તેવી બેકસ ખાણમાંથી પણ અમને પિસ્તાળીશ શિલિંગની રોજી તો દર સાતવારિયે અલ્પતમ (minimum) મળવી જોઇએ. [શિલિંગ ૪૫=રૂ. ૩૦: એટલે રૂ. સવાચાર અને સાત પાઇનો ઉભો ચાલુ રોજ. શો ધનાઢ્ય દેશ! ઈંગ્લાં-ડને કોઇ કહેશે, બાઇ, ત્હારા મજૂરોને આ રોજ કડવો લાગે છે, તો અહીંથી મજૂરોનાં વ્હાણ ભરી જા ને! પાંચસાત લાખ લઈ જઇશ ત્યાં લગી અહીં અમને ખબર પણ નહીં પડે કે માણસ ઓછાં થયાં-વારૂ, આપણા ચર્ચા જ ચલાવિયે.] તેમાં વળી ત્હમે સરકાર અને આખોદેશ અને દુનિયા બધી એમનું ઉપરાણું લ્યો, એમને હજારો અને લાખોના મનિઆર્ડરો ચાલ્યા આવે, ગરીબમાં ગરીબ હિંદ જેવા દેશના કંગાલ મજૂરોને નામે પણ હુંડીઓ આવે, એટલે એ ખાઇબદેલા હડતાળિયા ઉલટા સાંઢ થાય જ ને! અમે તો એ જ જોઇએ છિયે કે દુનિયા કેવળ આંધળી અને પક્ષપાતી છે. સૌ પોત પોતાના ધંધામાં તો ફાવે તેમ વર્તે છે. એક અમારૂં પ્રકરણ નીકળે ત્યાં અમને સૌ દબાવે અને નિંદે અને વળી કહે નમતું આપો. ભલે ત્હમારી સૌની મતિ જ ફરી છે તો નિરૂપાય પણ યાદ રાખજો કે અમને વાટી નાખશો તે પછી ત્હમે ને ત્હમે પાછા અમને સંભારશો

સઘો ધમકી દેતા–આ અમે આખા દેશમાં સમભાવી હડતાળ પાડિયે છિયે! અને પ્રજાઓ શેહ ખાઇ જતી. એ ભૂતને આ વખતે શીશામાંથી છોડવામાં આવ્યું, અને સૌએ જોઇ લીધું કે એ અસ્ત્ર ઇંગ્લાંડ જેવી સુવ્યવસ્થિત સમર્થ પ્રજામાં–કંઇ બ્રહ્માસ્ત્ર નથી. અગણિત નુકસાન કરે છે એ વાત સાચી, પણ સત્યાનાશ વાળે એ તો ખોટી વાત. જે પ્રજા સયમી દઢ અન્યોન્યવિશ્વાસુ અને જોઇતા સ્વયંસેવકો જોઇતી મુદ્દત લગી પુરા પાડી શકે તથા નુકસાન હસતે મોંએ વેઠી શકે, તેણે એ ભૂતથી ડરવાનું નથી. આ મોટા બનાવથી અને પ્રજાની આ પુરેપુરી ફત્તેહથી સમભાવી હડતાળનું નામ જ મજૂરવર્ગ ભૂલી જશે, દુનિયામાં બીજે પણ એ ભૂત ઓછું કુદકા મારશે.

ખાસ જોવાનું એ છે કે સમભાવી હડતાળનો ટાંટિયો ઇંગ્લાંડે ભાંગ્યો એ તરીકેઃ પૂરતું સ્વયંસેવક દળ તત્કાળ ઉભું કરીને; અને કાયદો લડાવીને. મજૂર-સંઘની કોઈ પણ હડતાળ મજૂર અને માલેકો વચ્ચેની તકરારને લીધે પડે, ત્યાં એ કાયદેસર ગણાય કે કેમ એ વિગતનો સવાલ છેઃ કેટલીક ગણાય, કેટલીક કાયદેસર ના પણ ગણાય. અમુક સંજોગોમાં મજૂરસંઘનો એવી હડતાળ પાડવાનો હક્ક કાયદો પણ સ્વીકારે છે. પરંતુ સમભાવી હડતાળ ઇંગ્લાંડના કાયદા પ્રમાણે ગેરકાયદેસર જ છે. એમાં સામેલ થતા દરેક હડતાળિયાને માથે નુકસાનીનું જોખમ લાગુ પડે. સર જોન સાઈમને આ નવું ભાષ્ય પાર્લમેંટમાં સવિસ્તર રજૂ કર્યું, બેત્રણ દિવસ તેને ખુબ ગણવામાં આવ્યું પણ સમભાવી હડતાળિયાના આગેવાનો યે પામી ગયા, કે એનો કાયદેસર જવાબ કે તોડ નથી જ, અને એમણે કોલસાના મજૂરસંઘને પડતો મુકીને દશમે દિવસે હડતાળ બંધ કરી.

આથી હવે કોલસાના મજૂરસંઘની બાજી પણ હારની બાજી થઇ ગઇ છે. મંત્રી-મંડળનો નિર્ણય મુખ્ય પ્રધાને પાર્લમેંટને જણાવી પણ દીધો છે, જે અમે છેલા કોલસાકમિશનના અહેવાલમાંની ભલામણો અમલમાં આવે એવા કાયદા કરીશું: આ કાયદા અમે ફરજીયાત નહીં કરિયે, મરજીયાત જ કરીશું: જે સ્થલના મજૂરો અને ખાણમાલે-કોને આ અમારા કાયદાઓમાંથી જે ફાવે તેનો તે લાભ લે, અને એ પ્રમાણે તેમને કરવા જતાં ખાણ માલેકોનો મોટો સઘ અગર મજૂરોનો મોટો સંઘ અટકાયત કરવા જશે તો તેની સામે અમે સ્થાનિક માલેકો અને મજૂરોનું રક્ષણ કરશું. એક કાયદો સાતને ઠેકાણે આઠ કલાક સુધી રોજ કામ કરવાની છુટ આપશે. વગેરે. વળી આ વર્ષમાં અમે આ ઉદ્યોગને વળગેલી જનતાના નિભાવને અર્થે જે ત્રણ મિલિયન પૌંડ (ચાર કોટિ રૂપિયા) જેટલી રકમ વાપરી શકિયે એમ છે, તે એ ધંધો છોડવા ઇચ્છતા મજૂરોને ઠેકાણે પાડવાના કાર્યમાં મુખ્યત્વે ખર્ચીશું: કદાચ એમાંનો થોડો ભાગ ઉપલા કાયદાઓનો સ્વીકાર કરનારાં સ્થાનોને કંઇક બાહ્ય મદદ જોઇતી હશે તો તે પૂરી પાડવામાં રોકીશું.

વિચારશીલ વાચકને જણાશે કે આ યોજનામાં સામ દામ ભેદ અને દંડ ચારે નીતિનો પ્રધાન મંડળે સમાવેશ કરેલો છે; દરેકનો કેટલો કેટલો, તે તો એ

કાયદાઓ જોવામાં આવે ત્યારે જ આપણે કંઈ કહી શકિયે. આ દરેક કાયદો, પાલમેંટમાં, વર્તમાનપત્રોમાં, અને પ્રજામાં પુરેપુરો છણાઇને જ મહત્ત્વના અંશોમાં કાપકૂપ સ્વીકારીને જ મંજૂર કરવામાં આવશે. અને દરેકની પાછળ લોકમતનું જેટલું બલ જોવામાં આવશે તેટલો તેનો અમલ પણ દઢતાથી થશે. સારાંશ એ કે ખાણમાલેકો અને મજૂર સંઘ બહુ લડયાઃ લડતાં લડતાં મમતે ચ્હડયા, અને દેશનું સત્યાનાશ જાવ પણ અમે અમારો મમત નહીં મુકિયે, એ છેલે પગથિયે જઈને પણ ન અટકયા. છેલે પગથિયેથી પણ ભુસકો મારીને મજૂર સંઘે સમભાવી હડતાળના ભૂતને શીશામાંથી છોડી દીધો. આથી કરીને સમભાવી હડતાળ પડી ભાંગતાં જ, એમના પણ ટાંટિયા ભાગી ગયા છે, અને હવે તો દેશ, એ પણ આખરે તો આપણા બંધુ, એ નીતિ ઉપર જઈને—એમનાં દુષ્કૃત્યો તરફ આંખ ડા કરીને પોતાની જાત ઉપર જ જઈને, એમના તરફ જેટલી ઉદારતા રાખશે, તેટલો જ એમનો બચાવ થશે એમ લાગે છે. ટુંકામાં મિ० કૂક હારી ગયો છે, અને મિ० બાલ્ડવિનનો સિતારો ચ્હડતીમાં છે.

## ૪ "મરાઠા" શબ્દની વ્યાખ્યા.

મુંબાઇ સરકાર નીચેની નાતોને "મરાઠા" નાતો ગણશેઃ બીજી કોઇ નાતને નહીં ગણેઃ—મરાઠા, કુણબી, માળી, કોળી, ભંડારી, શિમ્પી, લુહાર, કુંભાર, સુથાર, કસાર, દોશી, શાલી, સંગર, તેલી, અગરી, કસાઇ, નાવી, ગુરાવ, ગવળી, ગવંડી, ગવડા, ગબીટ, પરીઠ, ખત્રી, આહીર, ધનગર, ભોઈ, બારી, લોણારી, ભાવીં, દેવળે, અને શિંદે.

અમે તો ધારિયે છિયે સરકારની આ ગણતરી અત્યંત અપૂર્ણ છે. "મરાઠા" માં માત્ર બત્રીશ નાતો એ મનાતું જ નથી. બ્રાહ્મણની ચોર્યાશી નાતો છે તો મરાઠાઓની પણ ચોર્યાશી તો ઓછામાં ઓછી જોઇયે. પણ સરકારમાં બ્રાહ્મણ કારકુનોનું જોર એટલું બધું છે કે અમને તો લાગે છે એવા કોઈ બ્રાહ્મણ કારકુનો મરાઠા સામેની વંશપરંપરાની અદાવતને લીધે જ આવી છેક અધુરી વ્યાખ્યા ઘડી આપી, અને સરકાર એટલે તો જાણો છો જ ને—એક પાછળ બીજી એમ આંધળાની હાર જેવી સહીઓ ચીતરાતી જ જાય છેક ઉપલા અધિકારી લગી, અને ત્યાં પણ ગોરાને નામે કોઈ બ્રાહ્મણ જ કુલ સત્તાધારી, એટલે છેવટનો હુકમ પણ એ પ્રમાણેજ છુટે!

મોટામાં મોટા બનાવોના અનુભવ અમારા ઉપર વીત્યા, વીતી ગયા, ઉગ્યા ય તે અને આથમ્યા ય તે એ અનુભવો વિશે શું કહું? સામાન્ય રીતે કલ્પનામાં પણ ન આવે એવા અત્યંત મોટા એ અનુભવઃ અને, અને, એ સંસ્કારોની આખી યે પરંપરા–જાઓ, જઈ પડો રે જહાન્નમની ખાડીમાં–જાઓ, ઝટ જાઓ, જેમ બને તેમ વ્હેલું ત્હમારૂં કાળું કરો! મોટા બનાવો અને મહાભારત પ્રસંગો અને જગજાહેર પ્રશ્નો શું કરે–પોંખે! જ્યારે એમને કેળવવા અને એમનામાંથી હિત મેળવી આપવાને જે એમના બરના અતિકાય મહાપુરૂષો જોઇએ, તેને ઠેકાણે આ હીનકર્મ હતભાગી જમાનામાં તો જ્યાં જોઇએ ને ત્યાં દેખાય છે આપણા જેવા જ વ્હેંતિયાં માણસો, કા પુરૂષો, અને કિંકરો.

પણ આ મ્હારૂં રોદણું પણ હું અહીં શાને રોઉં ભલા! અહીં તો સૌને એક જ બાબત પડી લાગી છે. પેલા મેદાનમાં અગિયાર કસરતી જુવાનો ચામડાનું કેંક ગોળ છે તેને લાકડાનું કેંક લાંબું છે તે વડે ફટકારે છે; અને બીજા અગિયાર કસરતી જુવાનો એ ચામડાના ગોળની પાછળ દોડાદોડી કરી રહ્યા છે. આમાં જ અહીં તો હજારો અને લાખો માણસને અનહદ રસ જામે છે. એક બાજુએ છે પ્રસંગો મહાભારત, દુનિયાના ઇતિહાસમાં કદાપિ ઉપસ્થિત થયા નહીં હશે એવા ગંભીર: બીજી બાજુએ છે આ કેવળ રમત–નિમગ્ન રમતગમત–મત્ત જનતા: હા, દેવા-રામ્સે મ્યૂર.

(૨) લંડન શેયર બજારે કોલમ્બોને તારથી સોમવાર તા૦ ૨૮–૬–૧૯૨૬ ને રોજ મોકલેલી એક કડી:—

| | |
|---|---|
| Empires may shake and quake, | રાષ્ટ્રો મહીં વિપ્લવો ઉત્પાતો ભલે, |
| Markets may go to hell, | નેશરે–નાણાં છો રસાતલ જૈ પડે. |
| What does it matter, Boys? | એ સૌ, બિરાદર, રોદણાં છે રોજના |
| Hobbs is batting well! | આજે અહો આ હૉબ્સ કેરૂં બૅટવિદ્યુત શું કરે! |

(૩) કલા અને કલાંધતા.

લૉર્ડ વિલિયમ બેન્ટિન્કને તાજમહેલ તેમાં વપરાયલા આરસને મૂલે વેચી દેવો હતો. આગ્રા મહેલના કેટલાક આરસની એણે હરરાજી પણ કરી. પરંતુ આ હરરાજીમાં બહુ ઓછી રકમ ઉપજી: અને બેન્ટિન્કે તાજમહેલને તોડાવીને તેના આરસને વેચી દેવાનો વિચાર માંડી વાળ્યો. * (રૈઝી રહમીન)

પુણા તા. ૨૯–૬–૨૬ — બળવંતરાય ક. ઠાકોર.

* આ હકીકત સાચી છે કે કેવળ કોઇની દુર્બુદ્ધિ (malice) એ સર્જેલ છે કે બેજવાબદાર ગપેડો છે તેની તપાસ થવી જોઇયે. મિ રૈઝી રહમીન આમ શા આધારે કહે છે, તે એમણે વીગતવાર જાહેર કરવું જોઇયે, કે તેની સત્યાસત્યતા તપાસી શકાય.



ઉચ્છુરમાં અબુલ બાકી પુરાની કબર પાસેની મસજીદની રંગીન તખ્તીવાળી સુશોભિત દીવાલ.

# અમારો આવતો અંક



1. ૧ સ્નેહી યુગ્મ. કાવ્ય-રા. રમણિકરાય અ. વૈદ્ય.
2. ૨ શ્રી કૃષ્ણનો સંદેશ-શેઠ પુ. વિ. માવજી.
3. ૩ યોજનાઓ. વાર્તા-રા. મકરકેતુ.
4. ૪ બ્રિટિશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ-શેઠ પુ. વિ. માવજી.
5. ૫ વેવિશાળ. નાટક-રા. પ્રાણજીવન વિ. પાઠક.
6. ૬ લોક સંગ્રહ-ભારદ્વાજ
7. ૭ મધુસુદન. ચાલુ વાર્તા-રા. બટુભાઈ લાલભાઈ ઉમરવાડીઆ.
8. ૮ રા. ઝવેરચંદ મેઘાણી. (એક સંસ્કાર ચિત્ર)-લે. રા. અજીતકુમાર ચક્રવર્તી.
9. ૯ હીરા ભાગોળ. વાર્તા-રા. અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી.
10. ૧૦ રામેશ્વરની યાત્રા-રા. પ્રવાસી.
11. ૧૧ ગુજરાતનું સ્વપ્ન સૌંદર્ય: "જયાકુમારી"-રા. સૈનિક
12. ૧૨ વિવેચનો.
13. ૧૩ માસિક મનન-પ્રો બ. ક. ઠાકોર. વગેરે.

આ અંકનું ખાસ આકર્ષણ-વિવેચનાત્મક લેખો.

1. ૧ તણખા. તતડાવનાર-રા. એલબંધુ.
2. ૨ કલિકા-રા. દેશળજી પરમાર.
3. ૩ કાલેલકરના લેખો-રા. દુર્ગાશંકર કે શાસ્ત્રી.
4. ૪ રામની કથા-રા. નગીનદાસ પરીખ.
5. ૫ સ્મરણ મુકુર-પ્રો. બળવંતરાય ક. ઠાકોર.









Printed & Published by WAMAN RAMSHANKER MASTER
at Lakshmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8.
All Blocks are made at our Studio.




સંચાલકોઃ—શેઠ, પુરૂષોત્તમ વિશ્રામ માવજી તથા રા. 'ચંદ્રકાન્ત.'

## આષાઢ ૧૯૮૨

### અનુક્રમણિકા

## ચિત્રો ત્રિરંગી



## અન્ય દ્વિરંગી તથા એક રંગી ચિત્રો








# ઐકય અને શિવાજી.

શિવાજીની પૂર્વે સર્વ લોકો છુટા પડેલા હતા. શિવાજીએ તેમનામાં ઐકય ઉત્પન્ન કર્યું. એટલે પ્રત્યેક માણસમાં સ્વતઃ સંબંધે અને સમાજ સંબંધે એમ બે પ્રકારના કર્તવ્યો હોઇ અને કર્તવ્યનો વિરોધ ટાળી, બેઉ કેમ સાધવાં એ શિવાજીએ લોકોને શિખવ્યું.

"-બ્રાહ્મણ, મરાઠા, પ્રભુ, વૈશ્ય, શુદ્ર ઇત્યાદિ સર્વ જાતના લોકોએ, પોતાની જાત જોઇએ તો પોતાના ઘરના ઉંબરાની અંદર ખુશાળ પાળવી, પરંતુ બહાર આવ્યા પછી કોઇ પણ સાર્વજનિક કાર્યમાં સર્વ લોક સરખા, સર્વેએ એક દીલથી રાષ્ટ્ર હિત, સમાજ હિત, સાર્વજનીક હિત સાધવું જ જોઇએ આ કર્તવ્ય કરવા જે ચુકશે તે પ્રાણમુક્ત થશે, તેને મોક્ષ નથી, તેને ઇહલોકમાં સુખ નથી." આવા પ્રકારની સ્વકર્તવ્ય બજાવવાની અપરીહાર્ય જવાબદારી શિવાજીએ પ્રત્યેક માણસની પાછળ લગાડી હતી.

વર્ષ ૧૯ અંક ૯ મો

"ઉષા–સ્વરાજ્ય પ્રતિજ્ઞા" (બે ભાગ) આંધી.

## આશાનાં અમૃત

લેખકઃ-કુસુમાકર.

શાન્ત ભરી પ્રકૃતિ વાયુ ડોળે,
મીઠી લહેરો પુલકો હિંડોળે;
ત્યારે લતુડી રસ—વાટિકામાં,
વ્હાલી ! ગળીશું મધુરા વિસામા.

લતા! લઇ તુ ગુંજવન્તી ગોદે,
રમી રહું અંગુલિ શું પ્રમોદે,
ગળે ધરી કે મુજ હાથ નાંખી,
પછી કરીશું પ્રિય ! સ્વર્ગ ઝાંખી.

ચડો ચડે છેક નજીક એસી,
સરોજ એવી રચના ગુંફેશી.
મુદિત એમાં કરતાં કપોલે,
કે નાખતા શીશ પ્રિયા તુજ રમ્ય ખોળે.

વિશ્રમ્ભ વાતો મધુરી કરીશું,
કલ્લોલ મીઠો હૃદયે ભરીશું.
આનંદની ઓ! અધિષ્ઠાત્રી દેવી.
આશા જિંદગી સર્વ ભરેલી.

પીયૂષને એ મધુરે પયોધિ,
સત્વો સુધાનાં મહુ લેશું શોધી,
આંસુ નહી ચોટ થશે જ ત્યારે,
દેવી ! સુહાગ બની ઉરમાં ત્યારે

:



૧૨

## "દેશ અને ધર્મ માટે"

લેખકઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી

### "અનંગપાલનો ભગીરથ પ્રયાસ"

(૧)

### સુલતાન મહમદ ગીઝનીની ત્રીજી સ્વારી.

ગત માગસરના અંકમાં આપણે જોઈ ગયા કે સુલતાન મહમદના ભયંકર હલ્લા સામે વીર ભાટીઓએ કેવી ઝીંક ઝીલી હતી; અને અતુલ પરાક્રમ દાખવી ઈતિહાસમાં અમર નામ મેળવ્યું હતું. હવે આપણે આ લેખમાં સુલતાન મહમદની ત્રીજી સ્વારીનું વર્ણન કરીશું.

સન ૧૦૦૫ માં સુલતાન મહમદે પંજાબમાં નીમેલા હાકેમ અબુલફતેહ દાઉદે પોતાનો પ્રાચીન બૌદ્ધ ધર્મ ગ્રહણ કરી ઈસ્લામ ધર્મ છોડી મહારાજા અનંગપાલ સાથે સંધિ કરી મહમદને ઉપજ મોકલવાનું બંધ કરી દીધું. આ ખબર સાંભળતાં જ મહમદ એક લાખ સવારો સાથે ગઝનીથી નીકળ્યો; અને અનંગપાલની સેના જે સિંધુ નદી ઉતરી પેશાવર પાસે છાવણી નાખી પડી હતી તેના પર આક્રમણ કર્યું. સવારથી સાંજ સુધી લડાઈ ચાલુ રહી. અંતમાં ભારતીય સેના દબાઈ પાછી

હઠી રણક્ષેત્ર છોડી નાસી ગઇ. મહમદે અનંગપાલનો પીછો ચીનાબ નદી સુધી લીધો. ત્યાં જ્યારે સાંભળ્યું કે અનંગપાલ ઉત્તર તરફ પહાડી માર્ગોએ કાશ્મીર તરફ નાઠો છે ત્યારે પોતાના ઘોડાઓનાં મુખ ફેરવી રાજધાની ભટિંડા તરફ વળ્યો. અને માર્ગમાં આવતાં નગરો, ગામડાંઓ બાળી ભસ્મ કરી ખેદાન મેદાન કરતો, લૂટતો, રોડતો, ફુંકતો, ભારતની ભૂમિને તેના પુત્રોના રૂધિરથી તર કરતો, ભટિંડાના સુંદર નગર અને તેના ભવ્ય દેવાલયોનો નાશ કરી મુલતાન પહોંચ્યો અને કિલ્લાને ઘેરી સાત દિવસમાં સર કર્યો. અબુલફતેહને કેદ કરી, ભટિંડા અને મુલતાનનો અધિકાર સુખપાલને સોંપી, હિરાતના હાકેમ અસંતાન જ જીબનો પત્ર મળ્યો કે તાતારનો બાદશાહ એલિકખાને ખોરાસના પર હલ્લો કર્યો છે,–પોતાની સેનાસહિત ઉતાવળો ગઝની તરફ ફર્યો. એક ભયાનક યુદ્ધમાં તાતારીઓને એવી સખ્ત શિકસ્ત આપી કે મહમદની હૈયાતીમાં તાતારીઓએ ઇક્ષુ નદી પાર કરવાનો સાહસ કર્યો નહી. આ સુખપાલ જેને મહમદે ભટિંડા અને મુલતાનનો હાકેમ બનાવ્યો હતો તે મહારાજા જયપાલનો ભાઇ હતો. પેશાવરના યુદ્ધમાં કેદ થઇ તે મુસલમાન થયો હતો.

(૨)

## સુખપાલનો વિદ્રોહ, ચોથો હલ્લો.

મહમદને તાતારીઓ સાથે ગુંથાયલો જોઇને સુખપાલે સ્વતંત્રતાનો ડંકો વગાડયો. ઇસ્લામ ધર્મ છોડી હિંદુ ધર્મ ગ્રહી સેના એકઠી કરવા લાગ્યો; અને ભટિંડાને મજબુત કરી, સિંધુ નદીના કિનારા પર પોતાની સેનાનો પડાવ નાખ્યો અને નદીના કિનારા પર લાંબે સુધી તીરંદાજોના દૃઢ દળોનો ફેલાવ કર્યો કે શત્રુ નદી પાર ન કરી શકે. મહમદે જાસુસોથી સર્વ ખબર સાંભળ્યા–માર્ગોનો પત્તો મેળવ્યો અને ઘણી ઉતાવળથી ઓચિંતી સ્વારી કરી, તથા ગુપચુપ ચોરી છુપીથી નદી પાર કરી સુખપાલની સેનાપર પાછળથી પ્રચંડ છાપો માર્યો અને હાં હાં કહેતા તેને કેદ કરી ગઝની મોકલી આપ્યો.

(૩)

## સ્વતંત્રતા માટે, ધર્મ માટે.

### અનંગપાલનો ભગીરથ પ્રયાસ.

આ સમયે ઇસ્લામનો પ્રતાપી સૂર્ય પોતાના પ્રખર કિરણો સાથે પૃથ્વીના અધિકાંશ દેશોને બાળી રહ્યો હતો. બગદાદના ખલિફા અને પૃથ્વીપરના બીજા ઇસ્લામી દેશોના રાજદૂતો મહમદ પાસે કીંમતી નજર નજરાણાં તથા ચુંટેલા નામી સૈનિકો સાથે આવી જોવાવા લાગ્યા. મ્હોટા મ્હોટા નામી ફકીરો અને ધર્મ પ્રચારકો, આલિમ–ફાજીલ, હકીમ અને કારિગરોથી ગીઝની શહેર ભરાઇ ગયું. મ્હોટા

મ્હોટા જોશદાર ઉપદેશકોની! ભારતના ધનીકો અને શુરવીર રાહરોનો નાશ કરવા માટે આપ લે થઇ. સેનામાં હર એક સિપાઇ એક દિલ, એક વિચાર અને જાન કુરબાન કરીને પણ ઇસ્લામ ફેલાવવા તથા અસખ્ય ધન અને ગુલામો લુટવા જોશમાં આવેલા હતા. આવા બે લાખ વીર યોદ્ધાઓ-સ્વારો સાથે લઈ મહમદે સને ૧૦૦૮ની ભયંકર અને અશુભ સાલમાં વૈશાખ માસમાં, પોતાની રક્ષા માટે ભારતીય સેનાઓ એકત્ર થાય તે પૂર્વે એકાએક સ્વારી કરી, ભારતના ધન રત્નોથી ભરપૂર વિશાળ દિવ્ય મંદિરોને તોડવા, બાળવા, તીર્થોનો નાશ કરવા, તથા બ્રાહ્મણોનાં શિરો કાપી ઈસ્લામ ફેલાવવાને ગીઝનીથી નીકળ્યો.

આ વાતોથી ભારતવાસી બેખબર નહોતા. હજુ સિંધુ દેશની ભૂમિ રકતથી તર હતી, સૂર્ય મંદિરના નાશનો ઘા ભારતના હૃદયમાંથી રૂઝાયો ન હોતો. પંજાબની સ્વર્ગ સમી ભૂમિ સ્મશાન થઇ રહી હતી. હવે આ ભીષણ સમાચારથી આખો દેશ કંપી ઉઠયો. પણ કોઈ સમર્થ સામ્રાજ્ય તે વખતે ન હોવા છતાં પણ દેશની સર્વ શકિતઓનો ઉપયોગ કરવામાં, દેશ ન્હાના ન્હાના રાજ્યોમાં વટાયો છતાં પણ ભારતના સપુતોએ કોઈ વાત બાકી ન રાખી. પરંતુ પરમાત્માને એજ મંજુર હતું કે આ લીલીવાડી ઉજ્જડ કરી મરૂભૂમિ બની જાય.

દેશભકત અનંગપાલ, જે એક ખરો વીર હતો, અને શરીરમાં એક બુંદ રકત રહે ત્યાં સુધી ભારતની સ્વતંત્રતા અને ધર્મની રક્ષા માટે સુલતાન સાથે યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા પોતાના પિતા પાસે કરી હતી; (જુવો ગત માગસરનો અંક કથા ૧૦ મી) તેણે, ભારતના દરેકે દરેક નરેશ પર પત્ર પોતાના વિશ્વાસુ દૂતો સાથે મોકલ્યા કે આ ઇસ્લામી આગ પંજાબને બાળતાં આગળ વધશે અને આપ સર્વને ભસ્મ કરી નાખશે. માટે પ્રાણ અને પ્રાણથી પણ વધુ પ્યારા ધર્મ તથા દેશની રક્ષા ચહાતા હો તો સેના સહિત આવી અમારી સાથે અમર કીર્તિ પ્રાપ્ત કરો. આ પછી પોતે પોતાના પાંચ હજાર શુરવીરો સાથે પહાડો ઉતરી સિંધુ નદી ઓળંગી ગયા.

પ્રાચીન કાળથી કાશ્મીર અને સિંધુ નદીના બેઉ કાંઠા પરની પહાડીઓમાં "કેકમ" નામધારી ચંદ્રવંશની એક શાખા રાજ્ય કરતી હતી. ઈસ્વીસનના આરંભ કાળમાં કનિષ્ક આદિશક-સમ્રાટોના પ્રાબલ્યમાં એ લોકો રાજ્યભ્રષ્ટ થઈ હીન દશામાં સિંધુની આસપાસ ન્હાનાં ન્હાનાં પ્રજાતંત્રો સ્થાપી રહેતા હતા. આ ક્ષત્રિયો ઘણા ઉગ્ર, શુરવીર અને કઠોર કર્મી હતા. અનંગપાલે સુચતુર બ્રાહ્મણોને મોકલીને આ વીરોને પોતા તરફ વળાવ્યા, અને ત્રીસ હજાર કેકમોની (જે હવે ગકકર નામે પ્રસિદ્ધ છે) કુમક મેળવી ખૈબરનો માર્ગ રોકયો. એણે મ્હોટી સાવધાનીથી આ પ્રખર પહાડોપર ગક્કર તીરંદાજોને રાખ્યા અને પોતાના હાથીઓને પહાડીઓની તળેટીમાં, જ્યાં ભાગતાં પણ પોતાની સેનાની હાનિ ન કરી શકે ત્યાં રાખ્યા.

(૪)

## યુદ્ધનો આરંભ.

અનંગપાલના આ અપૂર્વ સાહસ અને રણકૌશલ્યના ખબર જાસુસો દ્વારા સાંભળી બે લાખ સિપાઇઓ સાથે મ્હોટી તૈયારી સહિત સુલતાન મહમદ ગીઝનીથી નીકળ્યો અને પોતાના નિયમાનુસાર સેનાપતિઓને શત્રુપર હલ્લો કરવા હુકમો કર્યા. પણ દુર્ઘટ પહાડોપર એકઠા થયલા ગકકર તીરંદાજોથી એમને ભારે હાનિ ઉઠાવી ભાગવું પડયું. પાયદલ સવારોના એક પાછળ બીજા એમ એક સરખા હુમલાઓ તેમજ અનેક છળબળ કરીને પણ ઘોર પ્રયત્નો સાથે યુદ્ધ કરીને પણ સુલતાન ગકકરોને પહાડીઓ પરથી હડાવી શકયો નહિ. એના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા.

અનંગપાલનું આ વીરતાપૂર્ણ કાર્ય આખા ભારતમાં વિજળીની પેઠે ફેલાઇ ગયું. કનોજ, અજમેર, કાલિંજર, ઉજ્જેની, અને ત્રિપુરીના બળવાન રાજાઓએ પોત પોતાની સેનાઓ એક વખત ભારતની સ્વતંત્રાની રક્ષા માટે અનંગપાલની સહાયતામાં મેકલી દેશના દરેક ખુણાંમાંથી વીર લોકો ધર્મ અને દેશ માટે યુદ્ધમાં મરીને અક્ષય લોક પામવાને શસ્ત્રો સજી પંજાબ તરફ ચાલ્યા. ભારતની સ્ત્રીઓએ પોતાના યુધ્ધોન્મુખ પતિઓ અને ભાઇઓને સેનાના ખર્ચ માટે પોતાના દાગીના ઉતારી આપ્યા. મંદિરો અને દેવાલયોમાં બ્રાહ્મણો પ્રચંડ દેશદ્રોહી ધર્મદ્રોહી શત્રુના નાશ માટે પ્રાર્થના પૂજામાં એકલીન થયા. થોડા જ દિવસોમાં એક જબરજસ્ત સેના અનંગપાલની સહાય માટે એકત્ર થઇ ગઇ. આહ ! જો આ મહાસેના નિયમબદ્ધ રહીને કોઇ એક પ્રવીણ સેનાપતિના સંચાલનમાં હોત તો નિશ્ચય આ યુદ્ધનું પરિણામ કાંઈ જુદુજ આવત. આ સેનાનો બરાબર પ્રબંધ કરી અનંગપાલે મહમદને, જે કાંઈક પાછો હડી ખાઇ ખોદી મજબુત કિલ્લેબંદી કરી પડયો હતો, તેને ત્રણે તરફથી ઘેરી લીધો.

(૫)

## મહમદની રણનીતિ.

મહમદે, જે દુનિયામાં સૌથી મ્હોટા જબરજસ્ત સૈન્યનો અધિપતિ હોઈ, જે ખુદ દુનિયાના નામી સેનાપતિઓમાં એક હતો, અને કેધથી બદલા હિંદુઓનું જબરજસ્ત લશ્કર જોઇ પોતાનું આક્રમણ રોકી પાછો હડી ઉંડી ખાઈ ચારે તરફ ખોદાવી કિલ્લેબંદી કરી સેનાને સુરક્ષિત કર્યું. અને સેનાપતિઓ સાથે મસલત કરી ઇતિહાસ પ્રસિદ્ધ રોમન સેનાપતિ સીઝરની તે રણનીતિ, જે એને 'એલિસ'ના યુધ્ધમાં કામમાં લાવી પોમ્પીપર વિજય મેળવ્યો હતો, તે કામમાં લાવવા નિશ્ચય કર્યો. અર્થાત એણે પહેલી ખાઇ પછી સેનાના મધ્યભાગમાં એક બીજી ઉંડી ખાઈ ખોદાવી, જેથી કદાચ શત્રુસેના જોર કરી પહેલી ખાઈ ઓળંગી આવે તો બીજી



ગક્કરોનો હલ્લો.

"ગામના લોકો તે જોઈ રાજી થયા

"તે પણ ભાઈ ઘાતકી ઈશ્વરને ન ગમ્યું. થોડા દિવસ ઉપર પરગામના આખલે ઝુંપડીની એક બાજુમાં માંથુ મારી ગાકોરૂં પાડયું." બાઈ એટલું બોલતાં ઉભી થઇ ગઈ. અને જોરથી હાથ હલાવી બોલવા માંડી.

"આ ગામમાં ઘણાનાં ચામડાં એના ઘાને ટકી રહ્યાં છે. ઘણાએ દગો કપટ કરી તેની સોનેરી ઈંટ બોતરી છોકરાં છૈયાં પરણાવ્યાં છે. ઘણાં એનાં દેવાદાર છે.

પણ એ તો માયાના સવારથીઆ.

"છતાં અહિ વટેમાર્ગુ ઘણા આવે છે. અને પાસેના ગામની એક ડોશી થોડો રોટલો ને તાંસળું છાસ એને દરરોજ આપી જાય છે. હું તો કહું છું એનો વૈકુંઠમાં વાસ હજો."

પાણીવાળીનું હૈયું ભરાઈ આવ્યું.

તે થોડો વખત બોલી શકી નહિ.

હેવટે તે બોલી. ભાઇ તમે કંઈ આપતા જાઓ. એની છોટી ગામના પૈસે બળી. એ એ થોડા દિવસનો મેમાન છે. પણ હું એને ગામના પૈસે નહિ બળવા દઉં. એના ઉપર હું હાથે કફન વીંટી એનું મ્હોત બગડતું અટકાવીશ. મ્હેં થોડા પૈસા તેને માટે માગી બેગા કર્યા છે. હવે થોડા ઘણા ખૂટે છે. હું બધા પાસે માગતી નથી.

અમે તેને થોડા પૈસા આપ્યા મ્હારી આંખમાં આંસુ આવ્યાં. પરબવાળી પૈસા લેતાં બોલી—'હતું ત્યારે તેનેજ હતું' સંધ્યાના ઓળા જગત ઉપર ધીમે પડતા જતા હતા.

જોડેને ગામ જવાનું બાકી હોવાથી અમે ઉઠ્યા. મેં ડોસા તરફ એક દૃષ્ટિ ફેંકી ભર સમુદ્રની વિશાળ સપાટી ઉપર એકાદ ફુટેલું હોડકું ઝોલાં ખાય તેવો તે ડોસો લાગતો હતો મ્હારી આંખ મીંચાઇ ગઇ.

અમે ડોસાનો, પરબવાળીનો, સ્વાર્થી જગતના ક્ષુદ્ર મનુષ્યપ્રાણીનો વિચાર કરતા રસ્તે પડ્યા.





# તાટક અથવા અજપાના અભ્યાસનો અનુભવ

લેખકઃ—અભ્યસી

હિંદુસ્થાનમાં યોગાભ્યાસનો મહિમા ઘણો મોટો છે. હિંદુઓનાં દરેક દર્શનમાં યોગશાસ્ત્રમાં વર્ણવેલી પ્રક્રિયાઓમાંની કોઇ ને કોઇ નજરે પણ પડે છે. સઘળા ધર્મ પંથોમાં કે સંપ્રદાયોમાં પણ તેનો ઉપદેશ થોડા ઘણા અંશમાં આવેલો છે જ. પરંતુ હાલસૂધીમાં એવા એક પણ ગ્રંથનું પ્રકાશત મારા જોવામાં આવ્યું નથી કે જેમાં એકાદી યોગપ્રક્રિયાના માર્ગમાં થતા અનુભવો વર્ણવેલ હોય મારા એક મિત્ર જોડે વાત પર વાત નીકળતાં તેણે ફારસી ભાષામાં લખાએલા તેવા ગ્રંથનું નામ મને આપ્યું અને સંક્ષેપમાં તેનો સાર લખાવ્યો. એ સાર મને ઘણે જ મનોરંજક લાગવાથી જેવા ને તેવા રૂપમાં આ નીચે લખી મોકલું છું. એ ગ્રથનું નામ નીચે મુજબ છે.

પૂરા સદ્‌ગુરૂની સેવા દ્વારા સાચા સાધુને મળેલા ઉપદેશ અને શિક્ષા વચનો અને એ ઉપદેશમાં અજપાના અભ્યાસમાં અનુભવમાં આવતાં દૃશ્યનાં વર્ણન પણ છે.

જે લોકોને પરમાત્માના સાક્ષાત્કારની ઇચ્છા છે તથા ધાર્મિક વિધિપર શ્રદ્ધા છે અને સર્વથી શ્રેષ્ઠ ધર્મ દ્વારા સાક્ષાત્કારનો સરળ માર્ગ અનુષ્ઠાન કરવા ચાહે છે તેમનેજ આ શિક્ષાવચન ઉપયોગી છે.

મુમુક્ષુઓએ—અભ્યાસીઓએ સંસારિક ભોગની વાસનાને કમી કરવી જોઇએ. સ્ત્રી પુત્ર અને ધનની એષણાઓને કેવળ ભાગ્યને ભરોંસેજ છોડી દઇને શરૂઆતમાં સાધુ સમાગમને મુખ્ય રાખે. જે સાધુઓ અજપા જપમાં દૃઢાભ્યાસી હોય અને તાટકનું સાધન કરતાં હોય તેમનોજ સત્સંગ રાખે. અર્થાત્ જેઓ અનાહતનાદના માર્ગને જાણતા હોય અને અંતસ્ત્રાટક કરતા હોય તથા નાદાનુ સંધાન દ્વારા ચિત્તનો લય કરી જાગુતા હોય. કદી એવા સાધુનો સંગ મુક્સર ન હોય તો નામ મંત્ર પર આગ્રહ પૂર્વક અભ્યાસ કરનારા અને અજપા જપ પર સ્થિત મહાત્માને ખોળે. તેમના સતસંગથી પણ અંતઃકરણની પવિત્રતા થશે અને મનની મલિનતા ધીમે ધીમે દૂર થઈ અંતરમાં આનંદ આનંદની ઝાંખી થશે. પરંતુ નાદાનુ સંધાન દ્વારા ચિત્તલયના જે જે ફાયદા છે તે તો દૂરજ રહેશે.

ઓખાર મારી બોલવાનું શરૂ કરતો હોય તેમ તૈયારી કરતો પરંતુ પિતાની મુદ્રા-સામે તાકી વળી પાછો ખાવા માંડતો. છેલ્લે ભાત આવ્યા ત્યારે જાણે કોઇ મહા નિશ્ચય કર્યો હોય તેવી અદાથી તેણે ઉચ્ચાર્યું.

"મારે આજ રાતની ગાડીએ તો જવું જ જોઇશે દસ દિવસ મોડું તો થયું જ છે. 'લેકચર્સ' તો ૧૦ મી નવેમ્બરથી શરૂ થઇ જાય છે. અને આતો દીવાળી યે ગઇ, દેવદીવાળીએ ગઇ છતાં હું તો અહીંજ ખંડાયો છું."

"ત્યારે, જાને! કોણ રોકે છે તે" પ્રીતલાલે રાડ પાડી "સામાન બાંધ ને જા. અને ભાતું પાછું ભૂલતો નહિ, સાંભળ્યું!"

એક ક્ષણ શાન્તિમાં ગઈ, મેઘગર્જના પછી આકાશ પણ પોલું જણાય તેવી, શૂન્ય. સૂનકાર ભરી.

"પણ એને ભાડાના, ફીના પૈસા તો કંઇ જોઇએ ને!" ઉજમે, પુત્રને ખાતર ટાપસી પૂરી.

"પૈસા! હા, હા, પૈસા વિના તો કયાં કશુંયે થાય છે! જોઈતા હોય તેટલા લીધા. એતો ગમે ત્યારે પહેલાં યે આપત."

હરિલાલે સ્વસ્થતાદર્શક દીર્ઘ શ્વાસ લીધો અને સહુએ હાથ ધોયા એટલે પ્રીતમલાલે લાકડાંના ઇસ્કોતરામાંથી થેલી કાઢી, અને હીરાજીને ત્યાંથી મેળવેલાં સીધી દાંડીનાં પુરાણાં ચશ્માં ચઢાવ્યાં.

"કેટલા જોઇએ છે. હરિ!"

"મુંબઈનું ભાડું બાર રૂપીઆ, દસ આના, ચાર પાઇ."

"હા, પૈસા, પૈસા!" કહી પ્રીતમલાલે નિઃશ્વાસ મૂકયો. (દ્રવ્યના દર્શન પછી તેને નિઃશ્વાસ મૂકવાની આદત હતી; તેને મળતા તોયે તે ટેવની અસર ના જતી.) હં! લે આ પંદર, બાકીના મુસાફરીમાં કામ લાગશે."

"હા. હા, ઠીક છે."

થોડી ક્ષણ રાહ જોઈ હરિલાલે વળી કહ્યું, "ગઇ ટર્મમાં મને જરા મુશ્કેલી પડી હતી સ્કૉલરશીપ આપતાં શેઠના માણસો ઢીલ કરે છે. તો પંદર વીસ વધારે........"કહેતાં હરિલાલ અટકી પડયો. પોતાની કફોડી હાલત તે છૂભાથી વર્ણવી ના શકયો.

"લે, આ બીજા દસ, ચલાવી લેજે."

તેણે વળી "ઠીક" કહી લઈ લીધા. તેને વધારે માગવા હતા: કપડાં માટે, ચોપડી માટે, ફી માટે, જોડા માટે પરંતુ પિતાની કરચલી પડેલી ભમરો જોઈ અચકાયો.

ઉજમ હરિલાલની સ્થિતિ સમજતી હતી. તેને લાગી આવ્યું. બધી માતાઓની જેમ વખતસર મિજાજ જોઈ કામ લેવાને બદલે મિજાજ ખોઈ તે બોલી ઉઠી.

"પણ આમ તો જુવો ! આવાં કપડાં ને જોડા લઈ મુંબઈ કેમ જાય ? તેને બીજા દસ પંદર તો આપો."

"મારાં જૂનાં ધોતીઆં લઇ જાય, હજી નવાં જેવાંજ છે."

"પણ ટોપીને જોડા ! છેક રદ્દી થઇ ગયાં છે."

પ્રીતમલાલની આંખ ફરતી હતી. તેની કરચલી પડેલી ગરદન ટટાર થઈ સ્હેજ ફૂલી. તેનાં નસકોરાંમાં જોસથી શ્વાસ ચાલવા લાગ્યો. કંઇક ગરમી આવી. કંઇક રતાશ ચઢી. આંખ લાલ થઈ, કાન સુધી તેનો રંગ ગયો. અને છતાં કંઈક બોલી નાખતા પહેલાં લાગણીઓ દાબી રાખવાનો પ્રયત્ન સ્પષ્ટ હતો. મૃત્યુ જેવી શાન્ત પ્રસરી. બધાં છોકરાં ખંચાઈ ઉભાં રહી ગયાં. અને માબાપ સામે બ્હીકથી છુપી રીતે જોવા લાગ્યાં. ઉજમ પર તો પોતાની માતૃત્વ ભરી લાગણી અને પુત્રની મુશ્કેલીનીજ અસર હતી, તેથી આ ફેરફાર ના જોતાં તેણે ચલાવ્યું.

"હવે એ કાંઇ નાનો નથી મુંબઈમાં રહી કૉલેજમાં ભણવું તે આ સુદામા હાલતથી શરમ ન લાગે ?"

પ્રીતમલાલ આ સાંભળી એકદમ કૂદી ઉઠયા. હાથમાંની પૈસાની થેલી ઘરની વચ્ચોવચ ફેંકી. પાણીના લોટા સાથે તે અથડાઈ. લોટો અવાજ સાથે દૂર દોડી ગયો. પાણીનો પ્રવાહ થોડો વહી અટકી ગયો. ગુસ્સો, લોભ, ચીઢ એ બધાંનું વિચિત્ર મિશ્રણ પ્રીતમલાલના મુખ પર પ્રવર્ત્યું કૃત્રિમ અવાજે તે બરાડી ઉઠયા.

"બધુંજ લઇ લો ! મને આખો ય લૂંટી લો. લ્યો ! લ્યો ! મને ગરદન મારો ! મને ચૂસી લો. છેલ્લું ટીપેટીપું ચૂસી લો ! દાબી મારો, ગુંગળાવી મારો."

બીચારા હરિલાલને શરમ લાગી. તેણે નીચું જોયા કીધું. ઉજમ વર્ષોના અનુભવ છતાં પ્રીતમલાલના મિજાજનો કોયડો ઉકેલી શકી નહતી. તે પોતાના અચાનકમાં કંઇક ગણગણવા લાગી. તેનાં ચીમળાઈ ગએલાં ફીકકાં મ્હોંપર નવાઈ, અને અસ્પષ્ટ ભયનાં ચિન્હો દેખાયાં. તે ડઘાઇ ગઇ. બીજાં ન્હાનાં બાળક તેની સોડમાં, કે ખોળામાં, કે કપડાંનો છેડો ખેંચવામાં ગુંથાયાં ત્યારે તેના પર ચીઢાઇ ઉઠી.

પ્રીતમલાલની બૂમો વધતી જતી હતી "ઉડાવો !-દાદાની દીવાળી છે! મારે તો કશુંજ નથી જોઇતું. તમે અમીર જાદાઓને નવા જોડા, કપડાં બધું જોઇએ ! ખરીદો, જાઓ ! ઉડાઓ !"

હરિલાલથી આ ન સહાયું. "સાંભળો તો ખરા, બાપુ, આ બધાનો અંત–"

"ચૂપ ! મૂંગો મર !"

"સાંભળો, હું ન્હોતો સમજતો ત્યાં સુધી આવા તમાશા જોયે જતો. પણ હવે મારીયે ધીરજ ખુટી છે હો !

"ચૂપ રે ! હું બોલું છુ ત્યાં વચ્ચે ડબાકા મારે છે, છોકરા ! હું મારે કહેવું હશે તે કહીશ, તું મૂંગો મરી રે.' મને મારા બાપે વારસો ન્હોતો આપ્યો. તારી ઉમરે તો હું મારૂં ને મારા કુટુંબનું ગુજરાન ચલાવતો ખબર છે? અને તું........ તારી પાછળ મારે કેટલો ખર્ચ થાય છે એ ખબર છે, મૂરખ !

"અરે, અરે! તમે કાં"........ઉજમ બોલવા લાગી.

"ચૂપ ! તેંજ એ બધાને બગાડયા છે, ફટવી મૂકયા છે. તારોજ વાંક છે. એને આપણે માટે માન રહ્યું નથી. બાપદાદાનો ધંધો છોડવો છે. પૈ યે કમાતો નથી. ને તમારાં ટોળાં સામે હું એકલો ! મારે આ ઘરથી તોબાહ !" કરી ચાલવા માંડ્યા.

ઉજમે 'હાય ! હાય!' કરી પડતું મેલ્યું. તેની પાછળ ન્હાની છોકરી રૂખીએ ચીસ પાડી. બચ્ચાંઓએ પોતાની ભાષા ચલાવી. અને પ્રીતમલાલ પડોસીને ત્યાં ચાલી ગયા.

ઘણું ખરૂં આ રીતે એ ઘરના આવા પ્રસંગોનો અંત આવતો. પરંતુ આ વખતે તો હરિલાલની લાગણી વધારે ઉશ્કેરાઇ, કેમકે તેનામાં સ્વમાનનો દીવો ઝબકવા લાગ્યો હતો. તેના બાપ જેવોજ મિજાજ તેનામાંયે હતો. દાંત પીસી તે બોલી ઉઠયો.

"આ ઠપકાઓથીયે તોબા ! મારે તમારૂં કંઇજ નથી જોતું. પૈયે નહીં ! આમ લેવા કરતાં ભૂખે મરવું બહેતર ! લો આ ગોઝારા પૈસા ! પાછા મૂકો !"

ઉજમ બિચારી તે ન માનતી હોય તેમ માથું અને હાથ હલાવતી રહી-
"મેં શાં પાપ ગયે જનમ કર્યાં હશે, ! રે ભગવાન !"

× × × ×

હરિલાલ ઘર બહાર, શેરી બહાર, ગામ બહાર નીકળ્યો. કારતક મહિનો હતો છતાં ઠંડી પડતી નહની. ચોમાસું મોડે સુધી ચાલ્યું હતું. અને ગામ

બહાર હજુ લીલું હતું. હરિલાલ વાડાની વચ્ચે વચ્ચે ચાલવા લાગ્યો. તેને વિચાર આવ્યો કે આમને આમ, ફાટેલે જોડે, અને ચીંથરે હાલ કપડે મુબાઇ તરફ ચાલતાં ઉપડી જવું. હું થોડાક ગાઉ જઈશ ત્યાં બાપુ ગભરાતા ને દોડતા આવી પહોંચશે. મને પાછા ફરવા આગ્રહ કરશે. પ્રેમથી પૈસા આપશે. પણ હું એની સામું યે નહિ જોઉં, પણ આગળને આગળ ને આગળ ચાલ્યે જઈશ. રસ્તામાં જંગલો, નદીઓ ને પહાડો આવશે છતાં આગળ. અને પછી સખત થંડી પડશે,'એકાદ રાત્રે ભૂખે પેટે, પૂરતું પહેરવાના અભાવે, અણુદીઠો હું જમીન પર ઢળી પડીશ. મારૂં શબ જડશે. તેનો ફોટો લેવાશે, છાપામાં મોટે અક્ષરે છપાશે કે "આશાવન્ત વિદ્યાર્થીના જીવનનો કરૂણ અન્ત; તે"

એક ગદું કુતરૂં તેને સામે મળ્યું. તેની સામે તાકીને જોઇ રહ્યું. થોડીવારે તેની પાછળ પાછળ ચાલવા લાગ્યું.

હરિલાલને રસ્તાનાં સાહસના, મૃત્યુના, કુટુંબના શોક અને, રૂદનના પિતાના પશ્ચાત્તાપના વગેરે અનેક જાતના વિચારો આવ્યા. એ ઝેરી ખયાલોમાં ડુબેલો તે કયાં સુધી ચાલ્યો ગયો તેનું તેને ભાન ન રહ્યું. દૂર ટેકરી પર, આફ્રિકેથી પૈસાદાર થઇ આવેલા વેપારીનું મકાન તેને દેખાયું ત્યારે તેને લાગ્યું કે હું પાંચ સાત માઈલ ચાલ્યો અને સરિયામ રસ્તાપર આવ્યો છું. એ બંગલા પરથી તેને પાછા મુંબઇના બંગલા, કોલેજ, હોસ્ટેલ વગેરેના વિચારો આવ્યા. અશાન્તિ અને ગ્લાનિ તેને કચડવા લાગ્યાં. આસપાસની કુદરતની શાંતિ, ભવ્યતા અને સુંદરતાથી ઉશ્કેરાયો. તિરસ્કાર અને નિરાશાને તેણે શસ્ત્ર બનાવી બળવો આદર્યો.

"સમાલો, જાનેવાલા, બાજો!" તેણે પાછળથી મ્હોટો અવાજ સાંભળ્યો. અને ગાડીનાં પૈડાંનો, ઘોડાના નાળનો અવાજ પાસે આવ્યો. પેલા શેઠ અને તેની યુવાન પત્નીને તેણે જતાં જોયાં. હાથ જોડી તેણે પ્રણામ કર્યા.

અને પ્રણામ કરતાં તેના મ્હોં પર હાસ્ય દેખાયું-ઓચીંતું, અનિચ્છાએ ટેવથીજ. અને તેને પોતાના એ વર્તનનો ખયાલ આવ્યો. તેના ગ્લાનીમય તરંગો ઉપર પણ એ સ્મિત કેમ આવ્યું તે ન કળી શકયો. તેના અન્તરમાં એટલી ચીઢ અને આફત હતી ત્યારે એ હાસ્ય તરંગ ઉઠયો કયાંથી? અને તેને લાગ્યું કે એક જૂઠા હાસ્યથી અન્દરનાં વિષમ કલહને છૂપા કાળા ડાઘને—પણ ઢંકી રાખવાની બક્ષીસ દરેકને કુદરતે આપી છે. દરેક કુટુંબને પોતાના હર્ષ, શોક, ભય અને ચિંતા હોય. પણ ગમે તેવાં હોય છતાં તે બહારના પ્રેક્ષકો માટે નથી. તે પોતાનાજ, ખાનગી, છુપા, ઢાંકવાના. દાખલા તરીકે એ શેઠેજ એક પત્નીને રીઆવીને દૂર દૂર રાખી હતી અને પછી એક સુન્દર યુવતીને કયાંકથી પરણી લાવ્યા હતા. આફ્રિકામાં એક કુટુંબને છોડીને તે આવ્યા હતા. શેઠનો એક મોટો પુત્ર જબરો તાલબાજ અને દારૂડીઓ પાકયો હતો,—શેઠ પોતે પણ જુવાનીમાં જરા શોખીન અને ઇશ્કી હતા. અને છતાં બહાર ફરવા જતાં, અનેક અનિષ્ટ બનાવો હમેશ બનતા છતાં, શેઠ

અને શેઠાણી કેવાં પ્રસન્નવદન અને સુખી મ્હાલતાં દેખાતાં હતાં! હરિલાલના હાસ્યને તેમણે હાસ્યથી જવાબ આપેલો, કેમકે એ કોલેજીઅનની સોબત તેમને વારંવાર ગમ્મત આપતી. હરિલાલને આ સહુનો, પોતાની વાત જણાવતાં અચકાતા પોતાના સોબતીઓનો, પોતાના પુત્ર અને પતિ વિશે ઝુડાણાં કહી તેમની પ્રશંસાના દમામપર સુખી કહેવડાવતી પોતાની માતાનો તેને વિચાર આવ્યો અને....

આવા આવા ખેદયુકત ખયાલોમાં છેક અંધારૂં થતાં સુધી તેણે ધ્યેયહીન રીતે ફર્યા કીધું. પણ એનું પરિણામ એ આવ્યું કે એકવાર તો પોતાના બાપની સાથે ખુલ્લા દિલે બધુ કહી નાખવાની, તેને પોતાની સ્થિતિ સમઝાવવાની, આ રીતે રહેવું કેવું ભારી અને અશકય છે તેની ખાત્રી કરી આપવાની તેણે ઘર તરફ પગલાં વાળતાં તૈયારી કરી રાખી.

ઘેર દમન કરે તેવી શાન્તિ હતી. તેની બ્હેન રૂખી પોતાનું દુઃખતું માથું દાબતી એક ખુણામાં ઉંધુ ઘાલી પડી હતી, અને વારે વારે કંઇક અવાજો કર્યા કરતી.

તેની માતા ઉજમ જાણે ગુન્હેગાર હોય તેમ નીચું જોતી, શરમાતી, ફાનસ પર તથા ખીચડી પર વારા ફરતી ધ્યાન આપતી હતી પ્રીતમલાલનો ઋતુ સામેનો પોકાર શરૂ થયો હતો કેમકે એથી તેની પાચનશક્તિ મદ થતી એમ તે માનતા હતા. તેના ચાલવામાં, ખુંખારો ખાવામાં અને તેની ગરદનના વળાંક પરથી લાગી આવતું કે પોતે કંઇક ખોટું કરેલું તેની શરમ હજુ ગઈ નથી.

"કેમ આજ રાતના જવાનું તો માંડી વાળ્યું ને?" તેમણે તરત હરિલાલને જોઇ પૂછયું.

હરિલાલને થોડી ઘડીપરનો બનાવ, પોતાનો નિશ્ચય વગેરે આ હેતભર્યા અવાજ પછી, ભૂલી જવાનું મન થઈ ગયું પણ તેણે દ્રઢતા ધરી કહ્યું.

"કાલે સવારે જઈશ. પણ જાઉં તે પહેલાં મારે જરા જરૂરી અને ગંભીર વાત કહેવાની છે. મેં હંમેશા તમારૂં માન જાળવ્યા કર્યું છે. પરંતુ આજ બપોરના બનાવ તમારા છેલ્લા મિજાજ ખોવાના—"

તેના બાપે ફળીઆમાં જઇ આકાશપર જોવાનું શરુ કર્યું હરિલાલે બારે નિશ્ચયથી માથું ખંજવાળી વળી વધારે ઉશ્કેરાટમાં આગળ ચલાવ્યું.

"હંમેશાં જમવાનો કોઇ વખત એવો નથી જતો કે જ્યારે કંઇ મિજાજ રીસકેચીડનું ભોગ કોઈ ના બને. પણ એવા કોળીઆ અમારે ગળે થોડી રહે છે, નીચે નથી ઉતરતા, અને એવાં ભોજનથી વધારે ઝેરી કે દુઃખદ બીજું કે નથી.

"તમે જોકે મારા પિતા અને અમારા સહુના મુરબ્બી છો છતાં હર પળે બીજાનાં અપમાનનો, અમારી માતાની સતાવણીનો અને બચ્ચાં ને બૂમો પડાવવાનો હક્ક તમને મળ્યો નથી. તમારો મિજાજ અમારી પર ખાલી કરો એવાં ઠાલાં ખોખાં અમે નથી. મારી માતા બિચારી કચડાઈ ગઇ છે, તમારી ગુલામ જેવી થઇ ગઇ છે, આ રૂખી માંયે કદી ચેતન આવવાનું નથી અને હું............

"મને શિખામણ દેવાનું કામ તારૂં નથી સમજ્યો."

"મને એક વાર સાંભળી લો. મારી સાથે ગમે તેટલું લઢો પણ મારી માતાને શાંતિમાં રહેવા દો. એની સતાવણી હું જોઇ શકતો નથી હું એતો નહીંજ ચાલવા દઉં.........કોઇએ તમને કહ્યું નથી તેથી તમે આમને આમ ચલાવી રહ્યા છો. હિંદુ બચ્ચાંઓને ગમે તે પ્રકારે આજ્ઞાધીન બનાવવામાં બધા ગર્વ માને છે. બીજાં એટલાં બ્હી ગયાં છે કે વિરોધનો એક શબ્દેય ઉચ્ચારી શકતાં નથી, અમારો ઉપયોગજ તમે કરો છો. તમારો મિજાજ અસહ્ય છે."

"બસ કર, છોકરા, ચૂપ રે'!" પ્રીતમલાલ બરાડ્યા.

"એમજ! આખી શેરી ગજાવો! પાડોસીઓને બોલાવો. બહુ સરસ! સાચું કયાંથી રૂચે? બધાં માબાપ પ્રલ્હાદનાં ચરિત્ર શીખવે પણ પોતાને તેવા પુત્ર થાય એવું કોણ ઇચ્છે?"

"બહુ થયું હવે, રાખઃ મૂગો મર!"

ઉજમ આ કોલાહલથી આગળ આવી. તેને કંઇક કહેવું હતું પણ બોલી ન શકી. તેના કપડાંના છેડાપર હાથ ફર્યા કર્યો. પ્રીતમલાલે તેને જોઇ કહ્યું

"લે, જોઇ લે તારા દીકરા! આ માટે આને ઉછેર્યો? તારો જ વાંક છે બધો!"

"મારાથી આ સ્થિતિમાં હવે વધુ નહિ રહેવાય" હરિલાલે કહ્યું. આ બધું સાંભળી ઉજમ મોટેથી રડી પડી. રૂખીએ ઘરમાંથી ચીસ નાંખી. અને બીજાં છોકરાં પણ બૂમો પાડવા લાગ્યાં. એક સૌથી ન્હાનું માત્ર, દીવા સામે જોઈ હાથ પગ ઉછાળી જમીન પર પડયું પડયું આનંદ કરતું હતું.

એ રાતના કોઇ જમ્યું નહીં.

હરિલાલ પોતાની કોટડીમાં જઇ પડયો. મધરાત સુધી આંખો મીંચી 'તે બોલ્યા ચાલ્યા વિના જાગતો પડી રહ્યો. તેનામાં નહોતો ગુસ્સો કે નહોતી શરમ. આત્મામાં ઉંડું ઉંડું કંઇ દર્દ સાલતું હતું. તે પિતાને ઠપકો આપતો ન્હોતો કે

માતાની દયા ખાતો નહતો તેને લાગતું કે એવુંજ દદ દરેકને થતું. પણ તેમાં કોનો વાંક, કે કોનું દર્દ સર્વથી વિશેષ તે તો પ્રભુજ જાણે. સવારના ચાર વાગે તેણે નોકરને જગાડી સામાન તૈયાર કરાવ્યો અને ગાડી મંગાવી. તેનાં માબાપ તે બધું જોતાં ને જાણતાં. ત્રણમાંથી કોઇ તે રાત ઉંઘ્યું નહતું. માથી છુટા પડતાં હીરલાલે આંસુ સાર્યાં. પિતાને પ્રણામ કર્યા. તેની સામે જોયા વિના પ્રીતમલાલે કહ્યું.

"પૈસા નીચે ટેબલ પર પડયા છે."

બહાર તેની તેજ લીન્ની કુદરતઃ પ્રભાતના પ્રહર છતાં વધારે શ્યામ અને આગલી સાંઝ કરતાંયે વધારે દુઃખદ લાગતી હતી. *



## — ગાંડો સારંગીવાળો —

લેખકઃ—શાન્તુ

એક વૃદ્ધ સારંગીવાળો હતો તે એટલો વૃદ્ધ હતો કે તે પોતાની ઉંમર કરતાં પણ એટલો વધારે વૃદ્ધ લાગતો હતો કે જાણે બચપણની સાવ નજીકમાં હોય ને! તે વિશાળ રસ્તા ઉપર એક હાથમાં લાકડી તથા બીજા હાથમાંની સારંગીની સાથે સંગીત ગાતો ગાતો ચાલ્યો જતો હતો.

તેનું સંગીત ઘણા દેશોનું, ઘણા લોકોનું, જુનું તેમજ નવું, દિલગીરી ભરેલું તેમજ આનંદદાયક હતું.

જ્યારે તે પસાર થતો ત્યારે કોઇક તેના સંગીતને તુચ્છ ગણતા અને કહેતા કે આ તો ગાંડો સારંગીવાળો છે. કોઇક ગુસ્સે થતા, કોઇક નિશ્વાસ નાખતા અને ખિન્ન થઇને પોતાને રસ્તે ચાલતા થતા. કોઇક સ્મિત કરતા. પણ બાળકો તેને ચાહતાં હતાં. તેઓની ડાહી આંખોથી તેઓ તેના તરફ જોઈ રહેતાં. કારણ કે તેઓ તેને સમજતાં હતાં. જેઓ કંઇ મુશ્કેલીમાં હોય તેઓ તેની પાસે શાંત્વન તથા મદદ માટે આવતા પણ તે તો દરેકને એકજ સલાહ આપતો—પ્રેમ.

હમણાં તો તે, કે તેની સારંગી, કંઇ નથી; અને જેઓએ તેનું સંગીત સાંભળ્યું હતું તેમાંના ઘણાખરા તેને તેમજ તેના સંગીતને ભૂલી ગયા છે. તથાપિ હજુ પણ ઘણાઓના હૃદયમાં તેના શ્રેષ્ઠ શબ્દો ગાજી રહ્યા છે—પ્રેમ.

---

* ડ્રેઇઝરની એક કથા પરથી



# લોકસંગ્રહ

## સાર્વજનીન માનવધર્મ સૂત્ર

લેખકઃ—"ભારદ્વાજ"

૧ સાર્વજનીન માનવધર્મ પાંચ લક્ષણવાળો મનુભગવાનના (મતે)
૨ અથવા દશલક્ષણવાળો
૩ અથવા યમ પતંજલિના (મતે)
૪ બુદ્ધ (ભગવાન) અને વીર (મહાવીર સ્વામી) ના (મતે) પણ
૫ અને ઇસા (મસીહ) ના (મતે)
૬ તે તો આંતર (ધર્મ)
૭ અને બાહ્ય (ધર્મ) તો આચાર સ્મૃતિએ કહેલો દેહરક્ષા અથવા ચિત્તશુદ્ધિ માટેનો
૮ દેહરક્ષક તો આયુર્વેદથી (જણાય)
૯ ચિત્ત શોધક પાતંજલ (યોગશાસ્ત્ર) થી
૧૦ અને કપિલ, કણાદ, પારાશર્ય વગેરેથી
૧૧ એ નિયમો (કહેવાય) પતંજલિના (મતે)
૧૨ (અશો) જરથુસ્ત્ર (સાહેબ) તથા (હઝરત) મહંમદ (પેગંબર સાહેબ) ના (મતમાં) પણ
૧૩ અને (હઝરત) મૂસા (પેગંબર) ના (મતમાં) (પણ)
૧૪ બીજાઓના (મતમાં) પણ યથાયોગ્ય
૧૫ બાકી રહેલા સમાજના નિયમો
૧૬ દેશ, કાળ, પરિસ્થિતિ, સમાજ, કેળવણી, વિચાર વગેરેને અનુસારે
૧૭ ઇતિહાસથી તેનું યથાવત્ જ્ઞાન
૧૮ તેથી ઉપજેલા ગુણદોષનું પણ
૧૯ અને બ્રાહ્મણ, કુરાન, ઈંજિલ વગેરેથી
૨૦ એથીજ તે નિયમો સંસ્કાર કરવા લાયક
૨૧ પ્રાચીન કાળના (ઋષિ વગેરે) એ એમજ આચરેલું (છે) (એમ) (ભગવાન્ વેદ) વ્યાસ (જી) ના (મતે)
૨૨ સંસ્કાર અને યજ્ઞો ગુણના આધાન માટે અથવા દોષના તિરોધાન માટે

૨૩ સંસ્કારોમાં તેવું સામર્થ્ય હોવાનું જ્ઞાન પાતંજલ અને આયુર્વેદ
ના સંવાદથી ( સિદ્ધાંતોના મેળથી ) (જણાય છે )

૨૪ અને યજ્ઞોનું બ્રાહ્મણ તથા આયુર્વેદના સંવાદથી
૨૫ કર્મને સામર્થ્ય આપનાર વેદના મંત્રો ( એમ ) યાસ્કના (મતે)
૨૬ ગૌણ અને મુખ્યના વિવેચનથી જૈમિનિના ( મતે )
૨૭ ઉપનિષદ્માંથી એનું રહસ્ય ( જણાય ) વ્યાસના ( મતે )
૨૮ અને તંત્રોમાંથી
૨૯ અને કંઇક બૌદ્ધ ( શાસ્ત્રો ) વગેરેમાંથી પણ
૩૦ અને ઇતિહાસથી
૩૧ એમ મનન કરવાથી સાર્વજનીન ( સર્વ લોકોપયોગી ) ધર્મનો લાભ
૩૨ પશુત્વત્યાગ અને દેવત્વનો આવિર્ભાવ
૩૩ ધીરે ધારે યથાયોગ્ય
૩૪ સહસા નહીં
૩૫ તેવડે તો કાઇનો વિનાશજ
૩૬ ધૈય અને શ્રદ્ધા શાંતિકર સર્વ ( આચાર્ય ) ના ( મતે ) ક્રમની
ઉપલબ્ધિ સારૂ ક્રમની ઉપલબ્ધિ ( જ્ઞાન ) સારૂ

---

## —"હા અને ના"—

"હા" અને "ના આ બે ન્હાના શબ્દો છે પણ અતિ મહત્વના, અતિ ઉપયોગી શબ્દો છે. ખરેખર આ બે શબ્દો એની ખરી જગ્યાએ અને ખરા જોરથી બરાબર કહેવામાં આપણા જીવનની ફત્તેહનો મુખ્ય આધાર છે એમ કહીયે તો ખોટું નથી. આ બેમાંથી કયો વધારે અગત્યનો છે? આ પ્રશ્ન નિરર્થક દેખાય છે પણ વાસ્તવિક રીતે એમ નથી. ખરે વખતે અને ખરી સફાઈથી 'ના' કહેવાનું સામર્થ્ય; તે આપણા જીવનમાંથી અસત્ય અને ખરાબ તથા ધિઃકારપાત્ર વસ્તુઓને દૂર કરવાનું સામર્થ્ય છે; અને તે એક ઘણું મહાન અને ઘણું જરૂરનું મહત્કૃત્ય છે. આ શક્તિની ઉણપને લીધે હજારો જીવનો પડતીને પંથ પડ્યાં છે પણ આમ કરવાને શકિતવાન થવું તે પણ બધું જોતાં આપણને આગળ વધારતું નથી. માત્ર લાગણી દુખાવનાર વસ્તુઓ મુકયાથી મહાન, સદ્દગુણી અને ઉચ્ચ જીવન ચારિત્ર્યો બંધાયાં નથી. સુંદર રીતે અને વખતસર "હા" શબ્દ કહેવાને શકિતવાન થવું એ આપણા જીવનને વિચારમાં, આદર્શમાં, અને મહત્કૃત્યમાં બરાબર સદ્દગુણની ઇમારત બાંધવામાં શકિતવાન થવા બરાબર છે—માત્ર આજ ધોરણ પર ઉચ્ચ ચારિત્ર અને ઉચ્ચ ભાવનાઓ પ્રાપ્ત થઇ શકે છે. તે વસ્તુઓ જે લલચાવે છે, બગાડે છે, આકર્ષે છે તેને વખતસર "ના" કહેવું એ અતિ ઉત્તમ છે; પરંતુ આપણી સામે દાવો બાંધતા યોજક "હા" શબ્દને બહાર કાઢવો; અને તેને આપણા કાર્યોમાં, પ્રયત્નોમાં પ્રેમપૂર્વક ઉપયોગમાં લેવો એ અતિ ઉત્તમ છે.



# હીરા ભાગોળ



લેખક:—અંબાલાલ નાથાલાલ મીસ્ત્રી, બી. એ. એલ. એલ. બી.

રૂદ્રમાળ પુરો થયો અને એનાં ગગનચુંબી શિખરોએ સિધ્ધરાજની કીર્તિ ચોમેર પોકારી. પરંતુ સિધ્ધરાજનું હૃદય હસ્યુ નહિ. ખાતમુહૂર્ત વખતે ભાખેલી જોષીની ભાવિવાણી એના મનમાંથી ખસતી નહિ. શતક બે શતકમાં તો રૂદ્રમાળ તૂટશે એ વિચારે એને ઉંડી બેચેની રહેતી. રૂદ્રમાળ જશે અને એનું નામ રાખનાર યોગ્ય સ્મારક નહિ રહે એમ એને થયા કરતું તેથી કોઇ બીજું કલાનું સુંદર કામ બંધાવવાનું એણે નકકી કર્યું હતું; અને હીરાધર નામનો એક કલાકર, જે રૂદ્રમાળ બાંધનાર ગંગાધરનો ભત્રીજો થતો હતો તેને, એનું કોતરકામ જોઈ, નજરમાં રાખ્યો હતો.

એ અરસામાં ગુજરાતની દક્ષિણે લાટ પ્રદેશમાં યુધ્ધ શરૂ થયું અને સિદ્ધરાજ સામ્રાજ્યની સત્તા બેસાડવા જાતે સૈન્ય લઇ ગયો. એણે શત્રુઓને હરાવ્યા ને પોતાની હાક વગડાવી, વ્યવસ્થા કરી પાછા ફરતાં એને જણાયું કે વડોદરાની પેલી પાર બે મજબુત કિલ્લાઓની જરૂર હતી જે સરહદની રક્ષા કરવામાં કામ આવે. એણે વિચાર કરી દર્ભવતી અને ઝાઝુવાડા પસંદ કર્યા અને દેશ પરદેશથી કારીગરો તેડાવી દેવદત્ત નામના એક પ્રખ્યાત કલાકરને દર્ભવતીનો કિલ્લો બાંધવાનું કામ સોંપ્યું. હીરાધર એને યાદ આવ્યો, એને પણ તેડાવ્યો અને દેવદત્તને ખાસ

"કેટલાં વર્ષ કેમ? દેવ! મહારાજ પધારે તે પહેલાં તૈયાર થવો જોઇએ."

"તો તો તમારે કામ શરૂ કરવું જોઇએ. રાજાજી તો ધાર્યા કરતાં વહેલાએ આવે. પોતે બહુ ઇન્તેજાર છે."

"કરીશ, દેવ!–વહેલા આવે તેમ લાગશે તો પહેલું પુરૂં કરીશ."

"પણ ક્યારે?–હીરાધર! આ કરતાં કેટલો વખત જોઇએ એનો વિચાર કરવો જોઇએ. મહારાજ આવે ને તમારૂં ઠેકાણું ન હોય તો કેવું ખરાબ લાગે? રાજા વાજાંને વાંદરાં એમનો વિશ્વાસ નહિ. આળસ કરવી એ ઠીક ન કહેવાય."

હીરાધરને ભાષણ જરા લાંબુ લાગ્યું. એનામાં આત્મશ્રધ્ધા બહુ હતી. તે બોલ્યો, "દેવ! દર્ભાવતીને ચાર દરવાજા થશે. ત્રણ દરવાજાનાં કોતરકામ માટે ફક્ત દેખરેખ પૂરતો જવાબદાર. પૂર્વ દરવાજો મારો સૌથી શ્રેષ્ઠ અને પહેલો ન થાય ત્યારે કહેજો કે હીરાધર એક બડાઈખોર હતો.

"પણ હીરાધર! વખતસર ચેતવું સારું-કામ ઓછુંજ જાદુથી તૈયાર થાય છે!"

"વિચારમાં છું દેવ!"

"વિચાર તે કેટલા?"

"હજી હું કોતરણી વિચારમાં પૂરી કરી નથી રહ્યો."

"અરે તમે તો ગાંડા છો. ખરા કારીગરને વિચાર શાના? ઓજાર હાથમાં લે ને કલા ઘડાવા માંડે. સાચો લેખક જેમ કલમ હાથમાં લે ને સાહિત્ય ઝરી ચાલે તેમ"

"સાચું, પણ વિચારની તૈયારી હોવી જોઇએ—કાર્ય વિચારમાંથી પ્રગટે: કલા ને પ્રેરણા પ્રેરે, પણ કલ્પના જોઇએ દેવ!"

પછી દેવદત્તે વડીલપણાના દાવે હીરાધરને પ્રમાદ દૂર કરવાની સલાહ આપી. તે ગંભીર થઇ બોલ્યો. "હીરાધર! મેં ઘણા કલાકારો જોયા છે. જ્યાં જ્યાં મેં ખરૂં તેજ જોયું છે ત્યાં સાથે સાથે એક અનિવાર્ય દોષ જોયો છે. જેના હાથ પર સિધ્ધિ બેઠી છે એના શરીરમાં પ્રમાદનું રાજ્ય જોયું છે. પ્રબળ બુદ્ધિ અને અસાધારણ જન્મસિધ્ધ શક્તિ તે જાણે અતિ આળસ અને બેપરવાઈ સાથ રહેવાજ નિર્માયાં ન હોય એમ મને જણાયું છે. મારો શિવદત્ત–તમારી જ ઉમ્મરનો હતો. એટલો બુધ્ધિશાળી-એવો સમર્થ પણ એવો આળસુ! તમેયે એવા જ છો હીરાધર! બીજાયે મેં ઘણા દાખલા જોયા છે." શિવદત્ત યાદ આવતાં ડોસાની આંખ સજળ

બની. સહેજ અટકી એ બોલ્યો " હીરાધર ! મારે ઘેર આવજો–મારા શિવદત્તનું કામ " બતાવીશ–તમે જોજો તો ખરા કલાકર શું કરી શકે છે. કામ અધુરૂં જ રહ્યું પણ... દેવદત્ત આગળ બોલી શક્યા નહિ.

હીરાધરને દેવદત્તની વાતમાં રસ પડયો અને દયાએ ઉપજી " આવીશ ! દેવ–જરૂર આવીશ–શિવ! શિવ! જુવા ની માં જ દેવલોક થયા ? "

" હા, ભાઈ! અલ્પાયુ એ આળસની માફક ચાતુર માણસને નશીબે લખાયુજ હોય ને ? "

" એમ તો શું દેવ ! આપ કયાં જેવા તેવા કલાકર છો અને સી-તેરે પૂરાં થયાં હશે—"

પછી દેવદ-તે પોતાના ભૂત જીવનનાં પ્રકરણ ઉકેલ્યાં યુવાન કારીગર સાંભળી રહયો. એને ઘણું જાણવાનું મળ્યું–એનું હ્રદયે ભીનું બન્યું. સંધ્યા થતાં સૌ વેરાયા. દેવદ-તે જૂદા પડતાં કહ્યુ " હીરાધર ! આવજે, હોં. શિવદત્તની કારીગરી તો જોજે. અને ચેતવું છું પેલા પથ્થરો હવે ત્યાં પડી ન રહેવા જોઇએ નહિતર પસ્તાઇશ–"

હીરાધર ઘેર ગયો. આજે તે વિચારમાં હતો. રોજની માફક ઘર તરફ વળતાં જે ત્વરા ને આનંદ એનામાં જણાતાં તે આજે જરા દબાયેલાં હતાં. એની પત્ની સુધના, બાળક વિદ્યાધરને રમાડતી, રાહ જોતી ઉભી હતી. એની ચાર વર્ષની બાળકી કેતકી એને દેખી દોડતી આવી અને જાણે ખાસ વાત કહેવાની હોય તેમ એને વળગી બોલી.

" બાપુ ! મારે તમારૂં કામ છે ? "

" શું ? "

" મારી રાણી માટે પાલખી જોઈએ છે તે બનાવી આપો. " કેતકી માટે હીરાધરે એક નાની પુતળી બનાવી હતી જેને એ નવાં વસ્ત્રો પહેરાવી રમાડતી.આજ બપોરે વિચાર આવતાં એને પાલખીમાં બેસાડી ફેરવવાનું મન થયું હતું અને તેથી રાહ જોઈ બેઠી હતી. હીરાધર આળસુ હતો પણ બાળકો તાકીદ કરી એની પાસેથી કામ લેતાં. કેતકીને તેથી શ્રધ્ધા જ હતી.

" હમણાં મારે કામ છે, કેતકી, નવરાશે કરી આપીશું " હીરાધરે કહ્યું.

" ના નહિ ચાલે. " કેતકી એમ માને તેવી નહોતી. તેણે આગ્રહથી કહ્યું.

" મારે બહુ કામ છે. જો કેતકી હું કહું છું મારે કામ છે " કેતકી હાથ ઝાલી એને અટકાવી ઉભી હતી તેને દૂર કરી આગળ ચાલવા માંડયો.

કેતકી વળી બોલી "બાપુ! ક્યાં કામ છે? હું કાલેજ માંડવે આવી હતી તમે તો પેલા લીમડા નીચે બેસી રહ્યા હતા ને કહેતા હતા કે પવન સારો આવે છે—બાપુ! તમારે ક્યાં કામ છે તે વળી! મારે પાલખી જોઇએ!" કેતકી રીસાવા માંડી. કેતકીના શબ્દોથી હીરાધરને ચમક લાગી. નાની બાળકી પણ સમજી ગઈ કે એ બેસી રહેતો હતો—એ હસ્યો ને બોલ્યો, "જો કાલે આવજે માંડવે ને જોજે કે હું બેસી રહ્યો છું." સુપનાને આજ પતિમાં કંઇક ફેરફાર થયો લાગ્યો. એણે મૃદુ સ્વરે પૂછ્યું, "કંઈ બહુ થાક્યા છો?" પ્રશ્ન ભોળા ભાવે પૂછાયો હતો. પણ પંત વધારે ચમક્યો.

"હા બહુ થાક્યો છું. બેસી બેસી થાકી ગયો. તું પણ પકડી ઠીક ટાણો મારે છે!"

"ના, ના મારા સમ મને ખબર નથી. તમારે શું કામ કરવાનું નથી રહેતું!" હીરાધરને આજ વાત કરવી ગમી નહિ. એણે કહ્યું.

"મને જમવા આપો—મારે દેવદત્તજીને ઘેર જવું છે."

"અત્યારે? સવારે જજોને"

"નહિ. અત્યારે કામ છે"

પત્ની બોલી નહિ. એણે થાળી પીરસી અને એની હંમેશની રૂઢિ પ્રમાણે સીતાર લઇ બેઠી. પતિને પ્રિય સંગીત છૂટ્યું. અને કલાકર જમી ઉઠ્યો ત્યારે એની અપ્રસન્નતા ઉડી ગઇ હતી

"હવે તો સવારે જ જઈશ." એણે વિચાર માંડી વાળ્યો.

પથ્થરમાંથી ગુલાબનો છોડ કોરી કાઢવાનું શરૂ કર્યું હતું. અર્ધો ઉપર છોડ કોરાઇ ગયો હતો. થડ–ડાળીઓ–ડાંખળીઓ–પર્ણો–કળીઓ–પુષ્પો આબેહુબ જેવાં કુદરતમાં માલુમ પડે છે તેવાં પથ્થરમાંથી ઉત્પન્ન કર્યાં હતાં. બાજુમાં એક અતિ લાવણ્યવતી બાળા છાબ સાથે પુષ્પ ચુંટતી ઉભી રાખી હતી-જાણે સજીવ હોય. અત્યારે તો આ કલ્પવું એ અતિશયોકિત ભરેલું લાગે છે, પણ શિવદત્તે અખૂટ ધીરજથી તે સાધ્યું હતું. છોડ અધૂરો હતો પણ જે થયું હતું તે કલાકરની અપૂર્વ શકિત ને ધીરજ સાબીત કરવા પૂરતું હતું. હીરાધર તો પ્રથમ હેબકજ ખાઈ ગયો. પથ્થરમાંથી આવી છૂટી છૂટી ડાળીઓ ને પર્ણો–શી રીતે ઘડાયું હશે તે સમજી પણ શકયો નહિ. એણે બારીક દૃષ્ટિથી જોયું. કામ ખચિત ટાંકણાંથીજ કોરેલું હતું-યુકિત કે જાદુ ન હતું. એના દિલમાં કંઇ કંઈ થઈ ગયું-એની આંખમાં એક આંસુ આવ્યું. એ બોલ્યો, “દાદા ! દુનિયામાં શું નથી બનતું, એ કળવું એ મૂશ્કેલ છે. આ શિવદત્ત જીવ્યા હોત તો એ શું ન કરી શકત? આટલું કામ કરતાં એમણે કેટલો વખત લીધેલો?”

“એક વરસ હીરાધર !”

“બહુ વખત ન કહેવાય દેવ! આ કૃતિ તો વર્ષો સુધી મથતાંયે કોણ કરી શકે તેમ છે? અરેરે ! ધાર્યું હોત તો ત્રીસ વર્ષમાંયે એ શું ન કરી શકત?” હીરાધરને વખતની કિમ્મત સમજાવા લાગી.

“તેથીજ તને ટોકું છું હીરાધર! પ્રભુએ જે કંઇ આપ્યું હોય તેનો બને તેટલો સદુપયોગ આ જગતના હિતમાં કરી લેવો એનું નામ જીવનની સફળતા.. માણસના અભિલાષ પર મૃત્યુનો ફટકો એકાએક કયારે પડે છે એ કોણ કહી શકે છે?–” દેવદત્તની આંખ વળી સજળ બની ગઈ. એ કંઇક યાદ આવતાં બોલ્યા “હીરાધર! આ અધુરી કૃતિની એ કદર થાય છે. રાજામહારાજાઓ વિસ્મિત થઇ હજારો રૂપિયા આપી લેવા રાજી છે–હું નથી વેચતો. એ તો મારૂં શિવદત્તનું સંભારણું છે—હવે તો કોઇને બતાવતોયે નથી. ફકત કોઇ કારીગરના પુત્ર સિવાય. કલાની ખરી કદર તો કલાકરજ કરી શકે.” હીરાધરે ફરી કૃતિ નિરખી લીધી–એના હૃદયમાં નવી પ્રેરણાઓ જાગવા લાગી. દેવદત્તનો ઉપકાર માની એ ઉઠયો. “દાદા ! હું તો ફરી ફરી આ જેવા માટે આવતો રહીશ—બતાવશો ને?”

“હા ભાઇ ! તારે માટે ખુલ્લી છે.” હીરાધર ગયો. એના મનમાં નિશ્ચય હતો. એના મગજમાં અવનવી કલ્પનાઓ હતી.

માંડવે આવી એણે પોતાની પેટી ઉઘાડી. ટાંકણાં ઘસી તૈયાર કરવા માંડયાં. બીજા કરીગરોને આશ્ચર્ય થયું. એક જણે હિમ્મત કરી પુછયું “હીરાધરજી ! કામે ચડો છો કે શું?”

“હા. ચડવુંજ જોઇએ ને? એક દિવસ શરૂ કર્યાં વિના છુટકો છે? એણે પછી બીજાઓને કામ બતાવ્યું અને પોતે શુકન કરવા બેઠો.

એના હાથપર ખરેખર સિદ્ધિ હતી. એક યંત્ર અદ્‌ભૂત ત્વરાથી કામ કરી રહ્યું હોય તેમ ટાંકણું ફરી વળતું અને પથ્થરમાંથી સૌંદર્ય ક્ષણે ક્ષણે કોરાઈ આવતું. દિવસો જવા લાગ્યા અને પથ્થરનો ઢગ ઓછો થવા માંડયો. સૌ ચકિત થઈ જોઈ રહેવા લાગ્યા. આ એકજ માણસ શું કામ કરે છે ? અને કેવું અલૌકિક ! હીરાધર દિવસે નિયમિત કામ કરી ઘેર આવે છે. આનંદથી જમે છે. પત્નીનું સંગીત સાંભળે છે, છોકરાં સાથે વિનોદ કરે છે. અવાર નવાર દેવદત્તને ત્યાં જઈ પેલો છોડ જોઈ પ્રેરણા પામે છે અને કંટાળ્યા વિના પૂર્વદ્વારના પથ્થરો ઝીણી કોતરણીથી સૌંદર્યના ટુકડા માફક તૈયાર કરી સંભાળથી સંતાડતો જાય છે. આમને આમ કંઈક યંત્ર જેવું પણ કલામય જીવન મહિનાઓના મહિનાઓ સુધી ચાલ્યું જાય છે. કેતકી એના પિતાને જોવા માંડવે આવી જાય છે. દેવદત્ત હવે અંતરથી ખુશ થતો જાય છે.

પૂર્વદ્વાર ચણાવા માંડયો. સંતાડેલા પથ્થરો બહાર આવ્યા. ગોઠવાવા લાગ્યા. કામ ઉપર આવતું ગયું. લોકને સૌંદર્યનો ખ્યાલ આવવા લાગ્યો “ અહાહા—કેટલું અલૌકિક–શું શોભા–ધન્ય છે હીરાધર તારી કારીગરીને ! ” સૌ કોઈને આજ લાગણી હતી.

એવામાં પાટણપતિના રાજસંદેશ આવ્યા. સિદ્ધરાજ મહારાજે ફરી સ્વારીએ નીકળ્યા છે અને થોડા વખતમાં દર્ભાવતીનો કિલ્લો તૈયાર થયેલો જોવા આવી પહોંચશે, એકાદ મહિનો બાકી હતો. હજી તો છેલ્લી અંતરદ્વારની મુખ્ય કમાન કોરાવી બાકી હતી. હીરાધર બાંય ચડાવી બમણી ઝડપથી કામ કરવા માંડયું–એની કલાની પરિસીમા તો એને એમાં બતાવવી હતી.

સિધ્ધરાજ મહારાજના આગમનને આગલે દિવસે સંધ્યાકાળે એણે મહા-મુશ્કેલીએ કમાન પૂરી કરી દ્વાર પર ચડાવી. ભારતવર્ષમાં જેની જોડ ન મળે એવી અદ્‌ભૂત દ્વારશોભા ખડી થઈ દેવદત્તનું હૃદય હરખી ગયું “ શાબાસ ! હીરાધર ખૂબ કરી મેં બહુયે કિલ્લા જોયા અને બાંધ્યા પણ આની તોલે નહિ—આ કિલ્લો મારૂં—તારૂં–નામ રાખશે–મારું જીવન સાર્થક થયું.”

બીજે દિવસે સિદ્ધરાજ ભવ્ય રસાલા સાથે ત્વરિત વેગે આવી પહોંચ્યો. પાટણ દૂર હોવાથી લાચારીથી અત્યાર સુધી કૂતુહલ વૃત્તિ રોકી રાખી હતી. દૂર દૂરથી એણે કિલ્લાના કાંગરા જોયા અને એ અધીરો બન્યો. મહાજનોએ, પ્રજાજનોએ અને દેવદત્ત વિગેરે રાજપુરૂષોએ મહારાજાને ઘણાં ઘણાં માન આપી સત્કાર્યા.

પ્રથમ કાર્ય રાજાએ કિલ્લો જોવાનું કર્યું. રાજાને આશ્ચર્યમાં નાખવા દેવદત્તે પૂર્વ દરવાજે છેલ્લો બતાવવાનું રાખ્યું. દક્ષિણ દરવાજેથી શરૂઆત કરી. રાજા એ બાંધણી જોઈ સંતોષ પામ્યો. પછી વડોદરા તરફનો દરવાજો જોયો. એજ નમૂનો, કેટલીક કમાનો બાકી હતી. અહીં વિશેષતામાં રાજાએ બુરજો તપાસ્યા અને એની મજબુતાઈ જોઈ ખુશ થયો. મંડળ આગળ વધ્યું, રાજા ઘડીકમાં સુંદર શહેર તરફ

નજર ફેંકતો. ઘડીકમાં બ્હાર જંગલ નિરખતો, ઘડીમાં દેવદત્ત અને મહાજનો સાથે આનંદથી વાતો કરતો. ઘડીકમાં અટકી કિલ્લા વિષે કંઇક પૂછતો આગળ ચાલ્યો. આ ઉનીર તરફનો દરવાજો આવ્યો. કોણ જાણે શાથી આ દરવાજાની યોજના સમાન છતાં વધારે મોહક લાગતી હતી અંતર્દ્વારમાં પૂતળીઓ ગોઠવવામાં આવી હતી જે સજીવ સૌંદર્યની પ્રતિમાઓ લાગતી. રાજાની પ્રસન્નતા વધી પડી "આ તરફ ક્યું શહેર આવ્યું ?" એણે પૂછ્યું.

"ચાંપાનેર મહારાજ !" દેવદત્તે જવાબ આપ્યો.

"ચાંપાનેર—એ તો કલાનું કેન્દ્રસ્થાન આ દ્વારમાં કલા વધારે ખીલે એ સ્વાભાવિક છે" ચાંપાનેર યાદ આવતાં રાજાને હીરાધર સાંભર્યો. તેણે તુર્તજ પૂછ્યું "દેવદત્ત હીરાધર કયાં ? ભલું હશે તો એણેજ આ દ્વાર પર પક્ષપાત કર્યો હશે" એ હસ્યો.

"પૂર્વદ્વાર પર છે, મહારાજ ! આપણે ત્યાંજ જઇએ છીએ."

હીરાધર ફરવામાં નથી એથી રાજાને નવાઈ લાગી. રાજાએ ફરી ચાંપારીને દરવાજો જોયો. એને એમજ થયું આથી સુંદર રચના હોઈ શકે નહિ. તેઓ આગળ વધ્યા. મંડળ પૂર્વ દ્વાર પર આવી પહોંચ્યું.

મધ્યાન તપવા માંડયો હતો. હીરાધર નીસરણી મૂકાવી એક અધુરા રહી ગયેલા ફૂલને છેલ્લો ઓપ દેતો હતો. રાજમંડળને આવતું દેખી ઝટપટ એણે નિસરણી લઈ લેવડાવી, સ્વસ્થ થઇ સામો આવી સવિનય નમ્યો.

"ઓહ ! હજીયે કામમાં ગુંથાયેલા છો. પછી કરી લેજો"

"મહારાજ પધારે તે પહેલાં કામ પૂરૂં કરવાની મારી પ્રતિજ્ઞા હતી."

"એમ ! કહી રાજાએ ઉપર જોયું—અને સ્તંભી જ ગયો.

આ શું ? આ દૂધ કરતાંયે વધારે ઉજાશ શી ? મધ્યાનના પ્રકાશને લીધે કે પત્થરની જાતજ જુદી હશે ? રાજાએ સિંહદ્વાર જોયું. બહારનો ભવ્ય દ્વાર જોયો. અંતર ગર્ભ જોઈ વળ્યો, ગોખની ઝીણી કારીગરી તપાસી. ફૂલો, વેલાઓ, પશુઓ, પક્ષીઓ, પ્રસંગ ચિત્રો સ્વચ્છ અને બારીકાઇથી એવાં આબેહુબ કોરેલાં કે ઉપરની રૂંવાટીએ જુદી જણાય. અને બધી યોજના એટલી સપ્રામણ કે કલા સર્વત્ર છાયેલી લાગે. રાજા સૌંદર્યના ઘેનમાં પરવશ બનવા લાગ્યો. આગળ વધી સ્તંભો ને કુંભીયો જોઇ. ગોખ જોયા અને છેલ્લે પેલી કમાન જોઈ. એ અવાક થઇ ગયો. કમાન તે કેવી ? ઉપર જાણે સાચાં મોતીની સેરો ઝુલતી હોય, કુદરતો વેલ વિંટાઈ ઢાંકી હોય, અને મરાઢે દ્વાર એવી કે કવિની કલ્પનાએ કાવ્યરૂપ બની મૂર્તિરૂપ લીધું હોય. રાજા કેટલીક ક્ષણતો ઘેનમાં સ્તબ્ધ બની ગયો. પછી પોતાની અંતરની

ઉદામાં ઉંડી અંતરવૃત્તિ સંતોષાઈ હોય તેમ અતિ પ્રસન્ન મુખમુદ્રા કરી બોલ્યો:
"દેવદત્ત ધન્ય છે. તમે મારી આજ્ઞાને સમજીને પૂરતુ માન આપ્યુ છે. આ કોણે કોરી ?"

દેવદત્ત સાધારણ રીતે માન જતું કરતા નહિ પરંતુ આ પ્રસંગે હીરાધર ઉપરની મમતાથી સ્પષ્ટ બોલ્યા "અમારી ફરજ બજાવી. મહારાજ એ બધુ માન હીરાધરને ઘટે છે."

હીરાધર જરા છેટે રહી રાજાની હીલચાલ જોઈ રહયો હતો અને પોતાની કલાની અસર જોઈ રહયો હતો.

"હીરાધર ! હા, કયાં ગયા એ ?" હીરાધર આગળ આવી નમન કર્યુ.

"હીરાધર ! તમે તમારા પૂર્વજની પ્રતિષ્ટા જાળવી ખરી, આ બધી તમારી કારીગરી ?" રાજાએ હસીને પુછ્યું.

"હા, મહારાજ !"

"એકલા હાથે બધું ઉપજાવ્યું !"

"હા. મહારાજ ! આપની ખાસ સુચના હતી તેથી આપને પ્રસન્ન કરવા અલ્પ પ્રયત્ન કર્યો છે."

"અલ્પ પ્રયત્ન ? આથી વધારે સુંદર પ્રયત્ન કોણ કરી શકે તેમ છે" રાજાને ચોકસ થયું હતું કે આથી સુંદર કામ કયાંય થઇ શકવાનું નાથી અને એનું નામ અનંત કાળના પથ્થર કોતરાઇ ચુક્યું હતું. હીરાધર કાંઇ બોલ્યો નહિ.



હીરાભાગોળની અંદરનો ગોખ.

"હીરાધર ! આવી કમાનની જોડ શું હોઈ શકે ?"

"એતો કેવી રીતે કહી શકાય મહારાજ! પૃથ્વી વિશાળ છે–કેવાએ કલાકારો પડયા હશે." હીરાધરને શિવદત્ત યાદ આવ્યો અને તેથી રાજાને જવાબ માગતો હતો તે આપી શકયો નહિ. રાજાને આ વિનય ન ગમ્યો.

"પરંતુ હીરાધર! મારી ખાત્રી છે આવી રચના તો કોઈની કલ્પનામાંએ ચાલી શકે નહિ તે તારો જીવ આ કમાનમાં રેડયો છે તે હું જોઇ શકું છું. આથી વધારે સુંદર હવે તું ઉપજાવી શકેજ નહિ. કારણ સંપૂર્ણ કલાકૃતિ કલાકર જીંદગીમાં એકજ વાર આપી શકે છે." હીરાધર ચૂપજ રહયો. અને ફરી કમાન નિરખવામાં ગુંથાયો. ક્ષણે ક્ષણે એને એમાં નવીનતા દેખાવા લાગી.

એ દૃઢ સ્વરથી બોલ્યો "બસ, હીરાધર! આખી જીંદગી તેં મને આપી છે. હું પ્રસન્ન છું."

"મહારાજ! એટલો બધો તો મારો દાવો નથી; પણ આપની કદર માટે મારૂં હૃદય ઉપકારથી નમે છે. કલાકારને કલાની કદર કરતાં વધારે શું પ્રસન્ન કરી શકે?"

રાજાના મનમાં એક શંકા વિદ્યુત વેગે આવીને ગઇ. એ બોલ્યો "હીરાધર! આથી સુંદર કમાન તું બાંધી શકે ખરો!" હીરાધર આ પ્રશ્નથી સહેજ ખંચાયો. પણ કોઇ બોલાવતું હોય તેમ પ્રેરાઇ બોલ્યો. "કદાચ બાંધી શકું, મહારાજ! વધારે પ્રબળ પ્રેરણા, વધારે અનુકૂળતાને ચિંતાગ્રતા ને પ્રસંગનું દબાણ કલા વધારે સુંદર બનાવી શકે. કલા ચૈતન્યમય છે મહારાજ! પ્રતિક્ષણે પ્રગતિ કરે છે અને કઇક્ષણે પ્રેરણા કેટલું જોર કહી કેટલું ઉપજાવી શકે તે કોણ કહી શકે?" હીરાધર બોલ્યો તો ખરો પણ રાજાના મુખપર છવાંતાં વાદળથી ગભરાયો. અને રાજાના મુખ પર ખચિત અજાયબી ઉપજાવે તેવું પરિવર્તન થયું હતું. એક ક્ષણે પહેલાં ખુશ થયેલો રાજા જાણે મહાસંકટમાં આવી ગયો હોય–જાણે પ્રિયમાં પ્રિય વસ્તુ ગુમાવવાની અણી પર હોય તેમ વ્યગ્ર બની કંઇક ક્રોધને વશ થતો હતો.

*"અને તને અહીં પૂરતી પ્રેરણા કે અનુકૂળતા ન મળી? હીરાધર!"* રાજાએ ઝડપથી પૂછયું,

"એમ મારૂં કહેવું નથી મહારાજ! હાલતો જે મારામાં હતું તે મેં આપ્યું. કાલે શું કરી શકું તે કહી શકતો નથી એમ મારૂં કહેવું છે."

"એનો અર્થ એજ કે આથી સુંદર કમાન બંધાવનાર જાગે અને તારૂં દિલ લાગે તો બાંધીએ શકે ખરો–ખરૂંને?" રાજાએ વળી સીધું ફરીથી પૂછયું. હીરાધરને આ પ્રશ્નોત્તરીથી બેચેની થવા માંડી હતી. પરંતુ દરેક સાચા કલાકારમાં સ્વતંત્રતા અને બેપરવાઇ રહેલી હોય છે અને કોઇવાર એ સ્વભાવ એમને નૂકસાન કરી બેસે છે. હીરાધર પણ વ્યવહારૂ ગણત્રી કર્યાવિના શાન્તિથી બોલ્યો.

"ધારૂં છું કે બાંધી શકું,-મહારાજ !" બસ થઇ રહ્યું. રાજાની આંખ ફાટી. દેવદત્ત ચેતી ગયો અને હીરાધરને ચેતવવા જાય છે તે રાજા જોઇ ગયો અને તુર્તજ ક્રોધ દબાવી ખડખડ હસી પડયો. મુત્સદ્દીઓના સહવાસથી એ પણ પક્કો બન્યો હતો.

"શાબાસ છે. હીરાધર ! હું તો તારી પરીક્ષા કરતો હતો કે તું સત્ય બોલી શકે છે કે નહિ. તારી શકિત વધશે તો હું વધારે પ્રસંગ પાડીશ—આ અપૂર્વ દ્વાર જે તેં બાંધ્યુ છે તે સિદ્ધદ્વાર" તરીકે આપશે એમ કહી સિદ્ધરાજે ફરી સંતોષ જાહેર કર્યો દેવદત્તને બીજા દ્વારોએ પણ આવીજ કમાનો ચડાવાનું કહ્યું અને હીરાધર વિગેરેને પછી પોતે મૂલાકાતે બોલાવશે એમ કહી ઉતારે ગયો. સિદ્ધરાજને નહિ સમજનારાઓએ એમ માન્યું કે હીરાધરનાં ભાગ્ય ઉઘડી ગયાં. ફકત દેવદત્તને છાની શંકા રહી ગઇ.

હીરાધર ઘેર આવ્યો ત્યારે સુધના આતુર બની રાહ જોતી હતી. સુવાન હીરાધરને રાજાના છેલ્લા શબ્દોથી આશા ઉત્પન્ન થઇ હતી અને ઉત્સાહમાં હતો. સુધનાએ બધી વાત પૂછી લીધી તે બોલી "તમારે કહેવું હતું ને આથી સુંદર કમાન ન બની શકે—તમારે એમને અપ્રસન્ન કરવાની શું જરૂર હતી ?"

હીરાધરને હસવું આવ્યું, "વાહ. દુનિયામાં બીજો કારીગર જ નહિ પડયો હોય ! અને હવે આખી જીંદગીમાં વધારે સુંદર હું બનાવીજ નહિ શકું ? જાણી જોઇ જુઠું બોલવું ?"

"પણ નાથ ! રાજાઓને સંપૂર્ણ સત્ય ન ગમે"

"તો ફરીને નહિ તેડાવે એજને ? " એ ગમ્મતમાં બોલ્યો. પછી સહેજ ગંભીર થઇ બોલ્યો " ખરી વાત તો એમ છે કે કમાન કરતાં મારે જરા ઉતાવળ કરવી પડી. વખત પૂરો રહ્યો નહિ. રાજાજી એકાએક આવી લાગ્યા એટલે વેલબુંટ્ટા જરા મોટા રહ્યા. એટલે શી રીતે કહું કે આનાથી સુંદર હોઇ જ શકે નહિ ?"

સુધના બોલી "હંમેશાં તમારે એજ ફરિયાદ-પહેલાં ચેતો નહિ છાંયડે ઉંઘો પછી કહો કે આટલો વખત હોત તો આમ કરત ને તેમ કરત આવી તક કયાં ફરી ફરી મળવાની હતી ? ઠીક. પણ હું ધારૂં છું રાજાજી તેડાવશે ને ?"

હીરાધર હસ્યો, "તેડાવશે—આજ રાતે જ તેડાવાનું કહ્યું છે—પણ તું બોલી દે રાજા કહે, માગી લ્યો તો શું માગવું ! બોલ પછી વાંક કાઢીશ."

સુધના જવાબ આપે તે પહેલાં કેતકી જે સાંભળી રહી હતી તે બોલી

"બાપુ, મારી રાણી માટે એક સોનાનું ઘર માગી લેજો હાં" પતિપત્ની હસી પડ્યાં.

"ને તારે માટે કેતુ!"

"રાણી મારી જ છે ને?"

હીરાધર વિદ્યાધરને ટપલી મારી બોલ્યો, "વિદ્યા તારે કાંઇ જોઇએ છે?" એ કંઇ સમજ્યો નહોતો પણ બોલ્યો "હોવે, જોઇએ છે."

"શું જોઇએ છે?"

"ઘોડા–પાંખવાળો-બા તું કહેતી'તી ને એવો. બેસીને ઉડાય--ઉંચે આકાશમાં–હું...એવો" બાળકે હાથ ઉંચા કરી આકાશ બતાવ્યું.

"શેનો ઘોડો ગમશે વિદિયા?" સુધનાએ પૂછયું.

"ધોળો–એકદમ ધોળો–પેલી પૂતળી છે એવો, આ." બાલકે મેનકાની પ્રતિમા જે હીરાધરે એક વાર ધૂનમાં ઘડી હતી તે બતાવી.

"પત્થરનો જ ને!" હીરાધર હસી પડયો.

પછી પતિપત્ની પાછાં ગંભીર વાતે ચઢ્યાં. હીરાધરને ખાસ દ્રવ્યની લાલસા ન હતી. પૂર્વદ્વાર બાંધનારને ભાવિ પ્રજા યાદ કરે એવી એની ઇચ્છા ખરી. એ બોલ્યો, "પૂર્વદ્વાર ને લોક સિદ્ધદ્વાર કહેશે પણ એના બાંધનાર તરીકે તકતી ત્યાં મૂકવાનો મારો હક્ક નહિ? શું રાજાજી એટલું ન કરી શકે?"

સુધના પોતેયે ભાવનાશીલ હતી. અને ધન કરતાં પતિની કીર્તિથી વધારે રીઝતી. છતાં સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે હીરાધર પાસેથી ઉપરનો વિચાર પ્રગટ થતાં શાણી થઈ બોલી.

"વગર તક્તીએ તમને કોણ ભૂલનાર છે? લોક શું એવા તદ્દન અરસિક કલાવિહીન થઇ જશે? અને એમ જ બને તો–વખત જ પલટાઈ જાય તો બિચારી તક્તીયે શું કરી શકવાની છે? પરંતુ એ ચિન્તા શી? રૂદ્રમાળને જોઇ સિધ્ધરાજ મહારાજ કરતાં ગંગાધર દાદાને લોકો કેવા યાદ કરે છે!"

"પણ સુધના! સ્મૃતિ તાજી છે–વર્ષો પછી કોણ જાણે એમનું નામે કોઇ જાણતું હશે નહિ તેની ખાત્રી શી? સિધ્ધરાજ મહારાજને તો કવિઓ ને ઇતિહાસકારો ભૂલવા નહિ દે-કદાચ"

સુધના સ્મિત કરી બોલી "નાથ, આવી ચિન્તા શી? કાળચક્રની ગતિમાં શું થશે ને શું નહિ એની ગણત્રી કરી શાને દુઃખી થવું? આ જીંદગી ઉપયોગી થાય એજ શું ઓછું છે?"

અવિચારી કૃત્ય અટકી જાય છે. આ પ્રમાણે કાર્યસિદ્ધિ માટેની અશક્તિ અને સાધનોના અભાવે ઘણીવાર માણસને અનિષ્ટ કૃત્યોમાંથી બચાવે છે. એ અશક્તિ સત્કૃત્યોએ નથી કરવા દેતી એ પણ સ્વીકારવું જોઇએ. સિદ્ધરાજની સ્થિતિ જુદી જ હતી.

કમનસીબે સત્તાનીચેએ એવો હતો કે એણે જ ધાર્યું તે કરવાને અટકાવનાર આ જગતમાં બીજું કોઇ નહોતું-એને કોઇને પૂછવાની જરૂર નહોતી-એનો પડતો બોલ ઉઠાવી લેવા અસંખ્ય સેવકો હાજર હતા. એક ભયંકર વિચાર એના દિલમાં આવી વસ્યો-ઘોવાયો-ઘોળાયો-એક નાની વાદળી વધી વધી ઘનઘોર આચ્છાદાન બની આકાશ છાયી નાખે તેમ એનું મનોકાશ ઘેરી નાંખ્યું. એમાંથી પ્રલય કારક મૂશળધાર વર્ષાદ વરસે વિજળી ચમકે ને કાટકો જ થાય—બીજી શી આશા રાખી શકાય ?

સંધ્યાકાળનો દરબાર રાજાએ મુલ્તવી રાખ્યો.

( કલાકારનાં જીવનકારણનો બાકીનો ચિતાર આવતા અંકમાં. )



## — "દારિદ્રય." —

પ્રભુ નમ્ર અને નીતિમાનનો છે, અભિમાની અને દુષ્ટનો નથી. વિદુરની ભાજી એને વધારે ગમે છે. દુર્યોધનના મેવા ગમતા નથી.

દારિદ્રયથી શરમાશો નહિ. જે કાંઈ થોડું ઘણું-ખાસ પહુંવા જેવું પણ—તમારી પાસે હોય તે પ્રભુને અર્પણ કરશો તો તે તમારૂં દારિદ્રય ટાળશે. આ દેશ પાસે મૂડી નથી, પણ પ્રભુનો એ બાળમિત્ર છે, અને પોતાના દારિદ્રયનું પોટકું પણ એ પ્રભુપાસે જઇને ધરશે તો પ્રભુ એ સ્વીકાર્યાં વિના રહેશે નહિ—અને આ સુદામાની ઝુંપડી સુવર્ણમય સુદામાપુરી જરૂર બનશે. આપણું મન જ્યાં સુધી આપણે પ્રભુને સમર્પતા નથી—સત્ય, પ્રામાણિકતા, લોકોપકાર વગેરે ગુણોથી એને પવિત્ર કરતાં નથી-ત્યાં સુધી જ જગતની સમૃદ્ધ પ્રજામાં સ્થાન પામવાનો આપણને વિલંબ થાય છે.

આપણો ધર્મ—પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

# આત્મઘાતી



તરંગો ઉદધિ કેરાં,
ધીરેથી ચઢી ને પડે.
ચક્ષુતર આ જોતો,
એકાકી યુવક ત્યાં તટે. ૧

ચોદશથી દુઃખ ફરી વળ્યાં'તાં,
અરે દતો યુવકને નહીં ક્યાં;
ચિંતાગ્નિથી એ બળતાં ફરે ત્યાં,
કે શાંતિ દેની લહરી મીઠીસૌ. ૨

ધૈર્ય તેનું ખુટયું'તું ને,
શાંતિ જીવનમાં નંની
"જીરવી ઝિંદગી આવી,
તેથી તો મરવું ભલું." ૩

પછેક એવું મનમાં વિચાર્યું,
સમુદ્ર દીઠો નિજ મૃત્યુ માટે.
ને આત્મહત્યા કરવા ચપો તે,
તૈયાર સૌ કષ્ટ હૃદે ધરીને. ૪

માતા દૂર સ્વભૂમિમાં,
પુત્રનું એવ ધારતી.
કહે તેને જઈ કોણ,
આત્મઘાત કરે સુત? ૫

ભગિની નહીં હતી, જેની સાથે,
રમ્યો બૂનકાળમાં.

મદદ ઉંચી આશા આદર્શો
કર્યા સહુ સાથમાં.
ખબર શું હશે, તેને એવી,
મરે અહીં ભ્રાત આ.

જગત દુઃખથી ત્રાસી જેને,
થઈ ભયભીત! હા! ૬

તેની ભલી પ્રિયતમા
પ્રિય વાટ જોતી,
ઉભી રહેતી દરરોજ
તરૂ નીચે જ્યાં;
સીધાં અનેક વચનો
ઘણી આશ સાથે,
શું જાણતી બીરૂ બન્યો
નિજ પિય આજે! ૭

બાંધી કચ્છ બન્યો દુઃખી યુવક તે,
તૈયાર સૌ છોડવા;
ને કીધો બૂલવા બધા જગતના,
આવાં મીઠાં બધનો.
માલ્યો તે, પળમાં હવે બુડી જશે,
રે'શે ન નિશાન કે;
ત્યાં પુણ્યો નિજ સ્નેહીના,
પ્રિયતણાં, આડાંપડયાં તેટલે ૮

પાછો વળ્યો તેજ ભર્યા મુખેથી,
ને પાપ તેના હૃદના બતાવે;
"દુઃખોયકી યુવક આડર્યો'તો!"
માની શકયામાં નવ વાત આવે. ૯

* * *

ઝુઝવા દુઃખની સામું,
જીંદગી સર્વને દીધી;
તેનાથી હારવું એથી,
બીજી મોટી શી હારછે! ૧૦

સનતકુમાર ચી. વીણ.

# બ્રિટીશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.



લાકડાનું જૈન મંદીર, ૧૫ મી સદી (ગુજરાત).

લેખકઃ—પુ. વિ. માવજી.

( ગતાંકથી ચાલુ )

## પ્રકરણ ૫ મું
## પ્રાચીન હિંદની
## કળા હુન્નર ઉદ્યોગ

( ૮ )

કાચ

પ્રો. વીલસન લખે છે કેઃ—"બારીઓમાં કાચ વાપરવાની રીત એ સંસ્કૃતિની સારી સાક્ષી છે, જે ગ્રીક અને રોમન સંસ્કૃતિમાં દેખાતી નથી."

હિંદના સાહિત્યમાં ઘણી જાતના આરીસાઓ તથા દૂરદર્શક કાચો (Lenses) નું વર્ણન મળે છે, તેમાં ખાસ કરીને વર્તુલ અને અંડાકાર ઘણા જાણીતા હતા."

( *Ray'sHistory of Hindu Chemistry Vol. II* )

પ્લીની કહે છે કેઃ—"હિંદી બનાવટનો કાચ સૌથી ઉત્તમ છે."

મહાભારતમાંથી મળી આવે છે કે—"પ્રાચીન હિંદુઓ યંત્ર વિદ્યામાં પણ ઘણી અદ્દભૂત પ્રગતિએ પહોંચ્યા હતા. મયસભાના વર્ણનમાં સૂક્ષ્મદર્શક યંત્રો, દુર્બીનો ઘડીયાળો વિગેરેનું વર્ણન મળી આવે છે." તેમજ પ્રાચીન હિંદમાં મ્હોટી ટેલીસ્કોપો-દુર્બીનો હતી એ પુરવાર થયું છે. તેવી એકનો મહાભારતમાં ઉલ્લેખ છે. "તે વ્યાસે સંજયને ઇંદ્રપ્રસ્થમાં આપી હતી; કે જેથી સંજય કુરૂક્ષેત્રનું યુદ્ધ ત્યાંથી જોઇ શકે"—જુવો મહાભારત ભીષ્મપર્વ, અધ્યાય બીજો, શ્લોક ૧૦ મો.

છેવટ છેવટમાં કાચનો ઉદ્યોગ ઉત્તર હિંદમાં-પંજાબ વાયવ્ય પ્રાંત તથા ગુજરાતમાં કપડવંજ અને દક્ષિણ હૈદરાબાદની હદમાં પ્રસિધ્ધ હતો. પંજાબમાં હાલ મુખ્યત્વે કરીને કાચની ચુડીઓ, બંગડીઓ વગેરે બનાવવામાં આવે છે.

## હાથી દાંત



શ્રીજગન્નાથજીનાં હાથીદાંતનો રથ, ૧૮ મી સદી.

પ્રો. હીરન કહે છે કે–"હાથી દાંત પરના કામની કળા હિંદુઓએ ટોંચે પહોંચાડી હતી."

તેમની કાર્યપદ્ધતિની સાદાઈ તેમજ તેઓ જેથી કામ કરે છે તે ઓજારોની જુજ સંખ્યા એ ઘણા વખાણવા લાયક છે. સ્ટેવોરીનસ (Stavorinus) લખે છે કે:-"તેમના કારગરો આટલાં બધાં નજીવાં સાધનો તેમજ આટલાં થોડાં ઓજારોથી કામ કરે છે કે યુરોપિયનો તેમની ઝડપ તથા સુઘડતા જોઈ આશ્ચર્ય પામ્યા વગર રહેતા નથી." ફ્રેસ્ટર તેમની સાદી કાય પદ્ધતિ અને તેમના ઓજારોની આટલી ન્હાની સંખ્યા જોઈ આશ્ચર્યચકિત થયો હતો. (એસિયાટીક રીસર્ચીઝ ભાગ ૨ જો)

હિંદી કારિગરીનો એક નિષ્ણાત લખે છે કે: "India has always been famed for ivory carvings which are applied to furniture and to all descriptions of useful and ornamental objects."









ઘણાખરા હિંદીવાનોને આજે દેશના દુર્ભાગ્યે ખબર પણ નથી કે એક વખત લાદીઓ ( ટાઈલ્સો ) હિંદુસ્થાનમાં બનતી આપણામાંના ઘણાઓને એવોજ ખ્યાલ છે કે એ ઉદ્યોગ યૂરોપનો-પશ્ચિમનો જ છે. ઘણાખરા હિંદીઓ જાણીને આશ્ચર્ય પામશે કે આજે યૂરોપમાંથી આવતી વિધ વિધ પ્રકારની લાદીઓ ( ટાઈલ્સો ) જે આપણા શ્રીમંતોના બંગલાઓ, ગૃહો, તેમજ શહેરોનાં ઘણાં ઘરો, તથા રાજ રજવાડાઓના



સિંધિ લાદીઓ (ટાઈલ્સ) ના નમૂનાઓ.



સિંધના મુલતાન (પૉટરીઝ) ના કુંભાર કામના નમૂનાઓ.

રાજમહેલોની જમીનોને ભીંતોને શૃંગારી રહી છે—તેવી પૂર્વે આ હિંદમાંના સિંધ દેશમાં બનતી હતી. અને આ યુરોપથી આવતી લાદીઓ એ આ પ્રાચીન સિંધી લાદીઓના ઘણા ખરા નમુનાઓ છે–અર્થાત્ એ નમૂનાઓ પરથી કરેલી છે. આ પ્રકારની લાદીઓ સિંધમાં મ્હોટા પ્રમાણમાં સદીઓ પૂર્વે બનતી હતી. અને એ કળા ઉન્નતિની ટોંચે એક વખત સિંધમાં પહોચી હતી. આ સિંધી લાદી ઓનો હુન્નર ઉદ્યોગ હિંદના બીજા હુન્નર–ઉદ્યોગો પ્રમાણે આજે કમભાગ્યે મૃતઃપ્રાય થયો છે. આજે કોઇપણ હિંદમાં જાણતું એ નથી કે પૂર્વે આ કળા હિંદમાં હતી. આ સિંધી લાદીઓમાં કેટલીક જાતો એવી ઉત્તમ અને બારીક કારીગરી વાળી છે કે યૂરોપે હજુ એવી બનાવી નથી. કોઇ કહેશે કે આવી લાદીઓ સિંધમાં બનતી હતી તેના પુરાવા શું? સિંધની મસ્જીદો, મકબરાઓ, કબરો, મહેલાતોનાં ખડીએરો વગેરે આજે પણ એની સાક્ષી પૂરી રહ્યા છે. આ લાદીઓ એવા ઉત્તમ પ્રકારની બનતી હતી કે તેના રંગો, તેનો ઓપ, ચળકાટ, સદીઓની સદીઓ વહી ગઈ છતાં આજે એવાને એવા–જરા પણ ઝાંખા પડયા વગરના–મોજુદ–કાયમ છે. આ લાદીઓ વિષે થોડોક ખ્યાલ આપેનું–ત્રિરંગી ચિત્ર તથા લાદીઓના નમુનાઓ ગોઠવી આ લેખનુ કરેલું પહેલું પૃષ્ઠ આપશે.

સિંધમાં લાદીનું કામ જુનામાં જુનું જે હાલ નજરે પડે છે તે ઇ. સ. ૧૫૦૯ ની ઠઠ્ઠામાંની દમીરની મસ્જીદ તથા મીરઝા જાનીબેગ (ઈ. સ. ૧૫૯૯) ની કબરો અને મકબરા પરનું છે.

સિંધ અને પંજાબમાં એ કામ મુખ્ય દેખાય છે. છેક દક્ષિણ હૈદરાબાદની સરહદમાં આવેલ બિદર નામના પ્રાચીન શહેરની મદરેસામાં પણ આ કામ કરેલું છે. આ ઉપરાંત લાહોરના કિલ્લામાંના શીશમહેલમાં આ કામ ઘણા મ્હોટા પ્રમાણમાં

કરેલું છે. શાહીમહેલની લાંબીને લાંબી મ્હોટી દિવાલ આખી આ કામથી ખીચો ખીચ ભરેલી છે. વિધવિધ રંગી ગલીચાઓ જેવી તે દેખાય છે. આ શિવાય ગ્વાલીયરના કિલ્લામાં સુપ્રસિધ્ધ "માનમંદિર"–ગ્વાલીયરના રાજા માનસિંહ તુંવારના ભવ્ય રાજમહેલમાં આ લાદી કામ છે. તેમાં પણ મુખ્ય બહારના ભાગ પર–ઘુમટો પર, ગચ્ચીઓ પર તથા ભીંતો પર કરેલું છે. તે આજે પણ જાણે હાલમાં તાજુંજ બનાવ્યું હોય એવું ચળકાટવાળું ઓપદાર દેખાય છે. વરસાદ, સખત તડકો, હવા, સદીઓ-વખતનો વહેન, તેની કાંઈ પણ અસર તેના પર રજ માત્ર પણ થઇ નથી. આજ ચારસો ચારસો વર્ષ વીત્યા છતાં પણ તે લાદી કામ જેવું ને તેવું જ ચળકાટ-વાળું છે. એકે રંગ ઝાંખો પડયો નથી કે ઓપ–ચળકાટ ઝંખવાયું નથી. ખરેખર આ અતિ શોચનીય વાત છે કે આ હિંદી હુન્નર આજ પડી ભાંગ્યો છે. અને આજે આપણને તે માટે યૂરોપ પર નજર ઠેરાવવી પડે છે. આ ઉદ્યોગ પુનઃ ખીલવવાની આપણી ફર્જ છે. હજુ પણ રડયું–ખડયું તદન હલકી પંકિતનું કામ સિંધમાં થાયછે.

પૉટરી–મૃત્તિકાનુ કામ–કુંભાર–કામ એ હુન્નર માટે પંજાબ ઘણું પંકાયલું હતું. તેમાં પણ મુખ્ય સ્થાન મુલતાન હતું. મુલતાનની પૉટરી સુવિખ્યાત હતી. આ શિવાય કાચનું કામ પણ ત્યાં ઉત્તમ પ્રકારનું થતું હતું. જયપૂરની પૉટરી પણ સુપ્રસિદ્ધ હતી, હજુ પણ જયપૂરમાં એ કામ સારી જાતનું થાય છે.

સાધારણ મૃત્તિકાનું કામ–કુંભાર કામ, જેવાં કે વાસણો, રાંધવાનાં ઠામો, બરણીઓ, કુંજાઓ વગેરે વાસણો, ઇંટો વગેરે બનાવનારા કુંભાર કહેવાય છે. પરંતુ મૃત્તિકાનું પૉટરી કામ–કારીગરી કામ કરનારાઓ 'કશીગર' કહેવાય છે. તેમની મુખ્ય વસ્તી સિંધ અને પંજાબમાં છે. પૉટરીનું ઉત્તમ કામ મસ્જીદો, મકબરાઓ, રાજમહેલો વગેરેની ભીંતો પર દેખાય છે. આ સિવાય કુંજાઓ, ફ્લાવરપૉટો, બૉલો, કુંડાંઓ, બરણીઓ, ટેબલ ટોપો, લાદીઓ વગેરે પણ અદ્દભુત કારીગરીવાળા બનતા હતા.

હાલમાં સિંધમાં મોહન જોડેરોનાં ખોદકામમાં પાંચ હજાર વર્ષો પૂર્વેના જે અવશેષો નીકળ્યા છે તેમાં પોરસેલીનના પૉટરીનના સારા નમૂનાઓ મળ્યા છે તે પુરવાર કરે છે કે આટલા પ્રાચીન સમયમાં પણ હિંદમાં આ ઉદ્યોગ ઘણી સારી સ્થિતિમાં હતો. તે પરના રંગો હજુ પણ તાજા જેવાજ ચકચકીત છે.

આ હુન્નર ઉદ્યોગ જ્યારે પૂર્ણ ટોંચે પહોંચ્યો હતો ત્યારે–તે સમયના કામોમાં જે રંગો વાપરવામાં આવતા હતા તે અત્યુત્તમ–પક્કા હતા. સદીઓ વહી ગઈ છતાં એવાને એવા જ આજે મોજુદ છે. (જુવો આ લેખ સાથેનું ચિત્ર) રંગોમાં પીળો–સોનેરી, નારંગી, લીલો, નીલ વર્ણો જુદા જુદા ચઢતા ઉતરતા ચમકદાર ચળકાટવાળો આસ્માની રંગ, ભૂરો રંગ, એ મુખ્ય હતા. આ મૃત્તિકા–પૉટરી કામના સુંદર ભવ્ય નમૂના લાહોર પાસે શહાદારામાં અસફખાનના મકબરા પર તથા દિલ્હી નજીકની મસ્જીદો અને મકબરાઓ પર મોજુદ છે. પંજાબમાં હજુ પણ પૉટરી વર્ક

થાય છે; તેમજ જયપૂરમાં પણ પૉટરી વર્ક સારા પ્રકારનું થાય છે. આ કામ બહોળા પ્રમાણમાં કાઢી તેને શ્રીમંતો રાજવાડાઓ ઉત્તેજન આપે એવી ગોઠવણ કરવી જોઈએ. પંજાબનો કાચનો હુન્નર પડી ભાંગ્યો છે. હવે માત્ર બંગડીઓ સુધીઓ થાય છે જે ઉત્તર હિંદમાં વપરાય છે *

## (૧૧, ૧૨)

## ઝવેરાત—સોના ચાંદીનો ઉદ્યોગ.



પગનું ઝાંઝર.

"Rich in the gems of India's gaudy zone."

*(Campbell—Pleasures of Hope)*.

"Oh where the gorgeous East with richest hand,
Showers on her kings, barbaric pearl and gold."

*(Milton's Paradise Lost)*.

"Even women who are devoid of (natural) beauty put on ornaments, (for) they win a certain comeliness by such embellishment: (but) adornments make the comeliness, even of a person who is naturally handsome, to unfold itself (to still greater beauty.)"

*(Kapur—Manjari.)*

જો ઇતિહાસ સંક્ષેપ પુરઃસર કહેવું હોય તો એ કે પ્રાચીન કાળમાં હિંદ દુનિયામાં મોટી ભારે સમૃદ્ધ દેશ હતો. આ સિદ્ધાન્તનો પુરાવો સર્વ કાળમાં ઇતર

---

* બિદરી જાતિઓ તથા ચંબાની વેરી પર સ્વતંત્ર લેખો મિ. મકિન સ્મિથનો જ. ઓફ આર્ટ છે.



શ્રીશંકરની મૂર્તિ-ઝવેરાતનું કામ-૧૧ મી સદી.

બધી પ્રજાઓ-યૂરોપ કે એસિયાની નજર તેના પર ટીકેલી રહેતી; અને તે પર વિજય મેળવવા તેઓ તલપી રહેતા. "એલેકઝાન્ડર ધી ગ્રેટ" પણ ઇરાનથી નીકળ્યો ત્યારે પોતાના સૈનિકોને તેણે કહ્યું કે, "આપણે હવે" "સુવર્ણના હિંદ પર જઇએ છીયે. તેની અથાગ સમૃદ્ધિની કલ્પના પણ થઇ શકે તેમ નથી." વિગેરે. પ્રો. હીરન કહે છે કે-" હિંદ પ્રાચીન કાળમાં પણ તેની સમૃદ્ધિ માટે જગ વિખ્યાત હતુ." ચેમ્બર્સ એનસાઇકલોપીડીયા લખે છે કેઃ- 'આજ જમાનાઓથી હિંદ તેની સમૃદ્ધિ માટે સુવિખ્યાત થયેલુ છે.' "એનસાઇકલોપીડીયા બ્રીટાનીકામાં ઉલ્લેખ છે કે "હિંદ તો કુદરતી રીતે તેની અખુટ સમૃદ્ધિના સ્થાન તરીકે સુવિખ્યાત છે."

પ્લીની લખે છે કે "હિંદુસ્થાન એ કિમ્મતી ઝવેરાતોની ઉત્પાદક માતા છે. અને એ એકજ દેશ છે જ્યાંથી ઘણાં કિમ્મતી ઝવેરાતો મ્હોટી સંખ્યામાં મળે છે."

મેડમ ડી બરારા કહે છે કેઃ-" ઘણા સંજોગો હિંદુસ્થાન એ જ ઝવેરાતોના શોખનો અથવા ઝવેરાતોની શોધ ખોળનું-મૂળ સ્થાન-ઉત્પાદક છે-એવું દાખવે છે." તેજ આગળ વધી દાગીનાઓ માટે વર્ણવતાં વર્ણવે છે કેઃ- "કિમ્મતી વસ્ત્રાલંકારો, આભૂષણો, દાગીનાઓનો શોખ ગ્રીસમાં પ્રથમ એસિયામાંથી દાખલ થયો હતો, અને ગ્રીસમાંથી રોમમાં પ્રસર્યો હતો."

મી. એલફીન્સ્ટન કહે છે કેઃ-" બારિક સુંદર અલંકારો, દાગીનાઓનો તેમનો (હિંદીઓનો) શોખ, સોનીઓની કૃતિઓને-કારીગરીને અતિ ઉત્તેજન આપનાર

ઉદ્યમ હતો." મી. મીલ કહે છે:–"હિંદુઓ કિમ્મતી રત્નોને અતિ સુંદર રીતે કાપે છે, તેમજ ઘણા ઉચ્ચ દરજ્જાના ચળકાટનો ઓપ આપી શકે છે; અને તેમને સોના ચાંદીમાં અતિ નાજુકાઇથી જડી શકે છે."

મી. એ. બી. એડવર્ડઝ લખે છે કે:–"પૌર્વાત્યો, પુરૂષો અને સ્રીઓ બેઉ એકસરખા, ઝવેરાતનાં ઘણા શોખીનો છે."

હિંદુઓના પ્રાચીનતમ વેદોમાં પણ ઝવેરાત-રત્નો, દાગીનાઓની પ્રશંસાની ઋચાઓ છે; હિંદુઓના મુખ્ય ઇતિહાસ પુરાણ ગ્રંથો રામાયણ તથા મહાભારતમાં પણ વારંવાર આ વિષયનો ઉલ્લેખ આવે છે. આ ઉપરાંત હિંદુ, બૌદ્ધ, જૈન શિલ્પો–મંદિરોમાં, ગુફાઓમાં મૂર્તિઓ વગેરેમાં દાગીનાઓ–વિધવિધ જાતના કોરેલા આજે દૃષ્ટિએ પડે છે. એ શિવાય અજન્ટાની સુપ્રસિદ્ધ ગુફાઓના સુવિખ્યાત ચિત્રોમાં દાગીનાઓના અનેક પ્રકાર દેખાય છે. શિવાય કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં રત્નોની પરીક્ષા કરી તોષાખાનામાં દાખલ કરવા–તેવર્ણનમાં દાગીનાઓના નામો, જાતો ઇત્યાદિનું વીગતવાર વર્ણન છે. તેમજ સંસ્કૃત વાઙ્મયમાં તેના અનેક દાખલાઓ દેખાય છે. આ ઉપરાંત પ્રાચીન કાળમાં રત્નપરિક્ષાના ગ્રંથો સ્વતંત્ર લખાયેલાં છે



બે હજાર વર્ષ પરનાં સ્રીનાં અલંકાર ( અજન્ટા )

ઝવેરાતોનો ઉપયોગ દાગીનાઓ ઉપરાંત પ્રાચીન હિંદમાં ઘરો–મંદિરોમાં રાજમહેલોમાં અલંકાર તરીકે પણ થતો હતો. મોતીનાં તોરણો, મોતીના રત્નજડિત તોરણો, છતો, ભીંતો, સ્તંભો પર પણ રત્નો જડવામાં આવતાં હતાં, તથા સુવર્ણ ચાંદી આદિ પુષ્કળ વાપરવામાં આવતી હતી. સુવિખ્યાત ચીના મુસાફર હુએન ટી સંગ (સાતમી સદી) ના હિંદના પ્રવાસમાં એના દાખલાઓ મોજુદ છે. આ સિવાય હિંદની સમૃદ્ધિનો ખ્યાલ મહમદ ગીઝનીએ સોમનાથનું સુપ્રસિદ્ધ દેવાલય તોડયું તેના વર્ણનમાં આવે છે. આ સુવિખ્યાત શિલ્પના અનુપમ નમૂનારૂપ દેવાલયના સ્તંભો, છત વગેરે રત્નજડિત હતા. એ વર્ણન અલબરૂનીએ સવિસ્તર આપેલ છે. અને "એમાં જે લુંટ મળી તેની કિંમત પણ આંકી મુકેલ છે." મથુરામાં મહમદ ગીઝની ૨૦ દિવસ રહ્યો અને ત્યાંથી હજારો સુવર્ણની તથા ચાંદીની મૂર્તિઓ તેને મેળવી, અને તેમાંની ઘણી રત્નખચિત હતી. આ પછી જ્યારે એ કનોજ ગયો ત્યારે તો એ અને એના સેનાનાયકો આશ્ચર્યચકિત થઇ ગયા. મહમદે કહ્યું કે માત્ર બેહસ્ત જ સમૃદ્ધિ અને

ભવ્યતામાં આ કનોજ સાથે સ્પર્ધા કરી શકે. મહમદ ગીઝનીએ કરેલ નગરકોટની લૂંટનું વર્ણન હિંદી ઝવેરાતો—જાહોજલાલી પર ઘણું અજવાળુ પાડે છે.

કાંગરાના પહાડી પ્રદેશમાં આવેલા સુપ્રસિધ્ધ નગરકોટના કિલ્લામાંથી મહમદ ગીઝની જે મ્હોટી લૂટ લઈ ગયો તે ગીઝનીમાં રાજદરબારમાં લોકોને દેખાડવા ખુલ્લી મુકવામાં આવી હતી તેનું વર્ણન આ પ્રમાણે છેઃ—"ઝવેરાતો અને અવિંધ્ય મોતીઓ તથા માણેકો તણખા પેઠે અથવા બરફથી શીતલ કરેલા દારૂ પેઠે ચળકતા હતા; લીલમો જાણે મેંદીની નાજુક—કુંણી દાખળીઓ હોયની તેવા લાગતા હતા; હીરાઓ દાડમ જેટલા મ્હોટા હતા! આ હિંદની અમૂલ્ય, ન કલ્પી શકાય ન માની શકાય, એટલી અથાગ અઢળક દોલત જોવા ગીઝનીમાં એકઠી થયેલી મેદની આશ્ચર્યમુગ્ધ બની જોઈ રહી હતી"



હાથના દાગીના—રજપુતાના.

( મીડીવલ ઇન્ડીયા અન્ડર મહોમેડન રૂલ—લેન પૂલ. )

આ પ્રાચીન હિંદની જાહોજલાલી સમૃધ્ધિનો ટુંકમાં ખ્યાલ આપ્યો છે. આ રત્નજડિત કામની કેટલીક મૂર્તિઓ, ચિત્રો, આ લેખકના સંગ્રહમાં છે, જેના એક બે નમુનાના ચિત્રો આ લેખ સાથે આપેલા છે. આ પરથી થોડો ઘણો—નહિ જેવો પણ પ્રાચીન હિંદની જાહોજલાલીનો ખ્યાલ આવે છે.

આ પછી મુસલમાની રાજ્ય હિંદમાં સ્થપાયું ત્યારે દિલ્હીથી દક્ષિણમાં જે સ્વારીઓ થઈ તેમાં અલાઉદ્દીન ખીલજીના સરદારો દક્ષિણમાંથી પટારાઓ ભરીને ઝવેરાતો અને મોતીઓ લાવ્યા હતા. તેમાં ફક્ત સુવર્ણજ ૧૨૦૦) (બારસો ) ટન આસરે વજનનું હતું.

છેલ્લે છેલ્લે મોગલ બાદશાહોના સમયમાં જાહોજલાલીનો ખ્યાલ યૂરોપિયન મુસાફરો સારો આપે છે. નાદીરશાહે દિલ્હી લૂંટ્યું તેમાં સુપ્રસિદ્ધ રત્નજડિત "મયુરાસન" હતું. શિવાજીના દરબારનો રાજ્યાભિષેક વખતનો હવાલ છે, તેમાં આખા મંડપને મોતીની ઝાલરો હતી, તેમજ સિંહાસન પાસે મ્હોટી કમાન હતી તે સુવર્ણની મઢેલી રત્નખચીત હતી. પંજાબના મહારાજા રણજીતસિંહ પાસે એક માણેક હતું તે વજનમાં ૧૪) તોલા હતું. તે પર રાજાઓનાં બાદશાહોનાં નામો કોરેલાં હતાં.



પગના દાગીના—રજપૂતાના.



ઝવેરાતની મોતીની માળા.

હિંદુસ્થાન હીરાઓ, મોતીઓ પન્નાઓ (લીલમો), માણેકો, શની, પીરોજા, ગોમેધ, પોખરાજ, લાજવર્ત, પ્રવાલ અને બીજી જાતના રત્નો માટે સુવિખ્યાત હતું. અતિ સુપ્રસિદ્ધ મોતીઓ અને રત્નો એ સર્વ હિંદના છે. જુલિયસ સીઝરે બ્રુટસની માતા સરવીલીયાને જે મોતી ભેટ આપ્યું હતું, તેમજ કલીઓપેટ્રાના સુપ્રસિદ્ધ મોતીના એરીંગો એ હિંદમાંથી લાવેલા હતા. દુનિયાના ઘણા સુપ્રસિદ્ધ હીરાઓ પણ હિંદની પેદાશના છે. બ્રિટીશ શહેનશાહના તાજમાંનો "કોહિનૂર"નો જગ જાહેર હીરો પણ હિંદની ખાણનો છે. તેનું વજન ૧૦૬॥ રતી છે. તે પ્રથમ વાર જ્યારે ઈંગ્લાંડ લઈ જવામાં આવ્યો હતો ત્યારે તેનું વજન ૧૮૬॥ રતી હતું. પણ પેલુ પાડવામાં તેટલું કપાઇ જઈ ઓછું થયું. બીજો સુવિખ્યાત "પીટ"—જે "રીજન્ટ" ને નામે ઓળખાય છે તે હીરો વજનમાં ૧૩૬૭ રતી છે તે પણ હિંદી ખાણનો છે. તે પેરીસના "લુવ્ર' માં હાલ પણ મોજુદ છે.



અત્તરદાન-જવેરાત જડેલી.

સુવર્ણ એ દોલતનું નિશાન છે, અને એ સૌથી પહેલ વહેલું હિંદમાં શોધાયું. હિરોડોટસ હિંદવિષે લખતાં લખે છે કે, "હિંદ સુવર્ણમાં સમૃદ્ધિવાન છે." પ્રાચીન કાળમાં હિંદ હીરાઓનું રત્નોનું મુખ્ય ગૃહ હતું. પેરીપ્લસ કહેછે કે:—"ગ્રીકો હિંદીઓ પાસેથી સોનું ખરીદી લાવે છે." નેલકુંડ અથવા નેલીકેરમ એ કલિકટ પાસેનું બંદર છે. તે પ્રાચીન સમયમાં દુનિયામાં મોતીઓની માત્ર એકલીજ બંદર હતી.



મહાકવિ કાલીદાસ કૃત

# શૃંગાર તિલક







લેખક: – તનમનીશંકર લાલશંકર શિવ,
બી. એ. એલ. એલ. બી.

બાહુ પંકજનાળ, પદ્મમુખ, ને લાવણ્ય વારિ, વળી
આંખો માછલી, શ્રોણિ તીર્થની શિલા, શેવાલ કેશાવલિ,
ને પ્યારી સ્તન ચક્રવાક; સરશું નારી રૂપી આ રૂડું
કામજ્વાલ મહીં જળત જનને ન્હાવા વિધિએ ઘડયું? ૧

આવી રાત્ર વસંતની પણ નહીં આવ્યા હજુયે પ્રભુ.
જાઓ સૂચ પ્રદેશ પ્રાણ! પણ જો પામું પુનર્જન્મ હું,
તો પ્રાર્થું થઉં વ્યાધ કોકિલ તણો, ઈન્દુ તણો રાહુ, ને
બાળું કામ ત્રિનેત્ર ક્રિર્ણ થઈ, ને કંદર્પ થૈ કાંતને ૨

નિલાબ્જથી નયન, ને મુખ અંબુજેથી,
કુંદોથી દંત, અધરો કુંળી કુંપળોથી,
અંગો ય ચંપકદલે ઘડી ને વિધિએ
પાષાણનું કયમ ઘડયું તુજ હૈયું? કાંતે! ૩

જો એક ખંજનનું દર્શન માત્ર થાતાં
પદ્મ મળે સકળ વૈભવ રાજ્ય કેરા;
તારા મુખાબ્જ પરનાં દૃગ-ખંજનો બે
તો તો મને શું કરશે, નહીં તે કળાએ. ૪

જે જે ખંજન એક યે કમલમાં જુએ છ સદ્ભાગ્યથી,
તે તે સર્વ કવિ અને સજ્જનમાં પ્રખ્યાત પૃથ્વી મહીં;
કિંતુ જે દ્વય નેત્રખંજન લહે તારા મુખાબ્જે, ખરે
તે શાને સ્મરબાણ જાળ ફસતા ? અદ્ભુત, પ્યારી, જએ. ૫

શશિઅદભુની વેળા થાય આ તેથી, કાંતે,
ઘરમહીં જલદી જા ! બ્હાર ના થોભી રહેજે !
નિકર તુજ મુખેન્દુ નિષ્કલંકી નિહાળી.
નહી શ્રદી ફેર લેશે રાહુ પૂર્ણેન્દુ ધારી. ૬

ગાલેથી ય ભુંસાઇ કસ્તુરી તણી ના પત્ર લેખા અને
ચોળ્યું ચંદન કુચથી ન ઉખડયું; ર લ્હોવાયુ ના કાજળે;
લાલી પાનની ઓષ્ટની ઉપરની ૩ સ્હેજે ન ફીક્કી પડી;
શું રીસાઇ ન્હી પ્રમત્ત થઇ તુ ? વા બાલ તારો ધણી ? ૭

કોપી હું નવ, કાંત વા મુજ, ન વા સૂઇ રહ્યા સુંદર;
ના એ વૃદ્ધ, ન બાળ, દુર્બલ, ન વા વ્યાધિ ભર્યા કે શઠ;
કિંતુ કામથી વ્યગ્ર એ જ, તરૂણી ઇન્દુમુખી નારી આ
જોતાંમાં જ, થયા રતિ સ્ખલિત ને વ્હીલા પછી થૈ ગયા. ૮

બહુ દહાડે આવ્યે પ્રિયતમ કયજો ગામની મીઠી,
કરતાં વાતો સો, સખી, રજની અર્ધી વહી ગઇ;
પછી પિયુ સાથે પ્રણય કલહે કે રીસ ધરી,
સપત્ની શી રાતી થઇ ગઇ તહીં પૂર્વ સઘળી. ૯

ખાવો માર જ શુષ્ક કાષ્ટથી રૂડો; તાપે રૂડો તીવ્ર; ને
રૂડો એથી ય કલેશ કાદવ તણો; હાસે રૂડો વન્હિએ;
કાંતાના કુચ પાશમાં કરલતા ફેરે સ્હડી દીસકે
લીધું તેં સુખ જેગી; કુંભ, સુખરાં ના દુઃખવિના મળે. ૧૦

આવી આવી બળે ચુમે મુખ; ન શું, નિર્લજ, લજ્જા તને ?
રે રે પાલવ છોડ ! ધૂર્ત, શપથે શાને મને તું ઠગે ?
જાગી જાગી હું થાકી છેક; તુજમોં જા પેલી પ્યારી કને !
કયાંથી ફેંકી દીપેલ શુષ્ક સગમાં હોયે પ્રીતિ ભૃગને ! ૧૧

વ્યાપાર ગયા પાન, ખબર યે તેના ન કાંઇ મળે;
પુત્રીને પ્રસૂતિ થતાં મુજ ગઇ સાસુ જમાઇ ગૃહે;
બાલા હું નવયૌવના કયમ શકું રાત્રે રહી એકલી !
ને થતી પણ સાંઝ, તો પથિક જા બીજે સ્થળે તું કયહીં. ૧૨

ઘેરાવાથી ગભીર ઘનના ઘોર આ રાત્રિ લાગે;
[૧]કંટાળેલા દિવસ ભરના કામથી નાથ ઘોરે;
બાલા છું હું; ખલજન તણી ખૂબ મૂંઝુ છું બ્હીકે;
ગામે ચોરો પણ ફરી રહ્યા; પાંથ, તો જાગ હાવાં ! ૧૩

ભાઈ, વ્યાધિ કયાની શાંતિ અરથે તું જાય વૈદ્ય ગૃહે?
શું તારા ઘરમાં જ વાધિ સહુની ના વ્યાધ પ્યારી વસે?
વાયુ સુસ્તન મર્દને, મુખ અમી પીવા થકી પિત્ત, ને
ન્હાસે કામક્રીડા તણા શ્રમ થકી સર્વે, સખે, શ્લેષ્મ ચે. ૧૪

ધારંતાં તુજ નેત્રકાંતિ કમલો ડૂબી ગયાં વારિમાં;
છુપાયો ઘન મધ્ય તું–વદનની છાયા સમો ચંદ્રમા;
રૂડી તાહરી ચાલ જે અનુસરે, તે રાજહંસો ગયા;
તારા સામ્ય થકી વિનોદ મુજ ચે, દેવી, ખમે દૈવ ના. ૧૫

લાગે ચંદ્ર પ્રચંડ, વજ્ર સમ આ સુમંદ વાયુ અને;
માલા ખુંચતી સોય શી; થઈ રહ્યા અંગાર હા સુખડે;
ભાસે તેજ તિમિર; ભારરૂપ ને પ્રાણેય ધારી રહ્યો;
વ્હાલીના વિરહે જ કલ્પ સમ આ ના કાળ કેમે જતો. ૧૬

પ્રાણેશ, જોડી કર યાચું હું કે
ત્યાં ગાળજો કંક દિનો હજુ ચે!
રૂહેવા સમો દેશ હવાં ન છે આ;
કાયા પ્રજાળે કર ચે શશીના. ૧૭

કલ્યાણી, ગાત્ર પર ચંદન સિંચી સિંચી,
રે જેમ તેમ કરી બે ત્રણ દિન ક્હાડ;
એસાડી અંક પછી, હું મુજ સાંહી ભીડી,
ટાઢાં કરીશ કિરણો રવિનાંય ઉષ્ણ. ૧૮

હૈયા વિષે જળી રહી ક્રૂર કામ જ્વાલા,
તે શાંત થાય કયમ ચંદન લેપથી આ?
કુંભાર કાદવથી ભઠ્ઠી છવે, સદા તે
દેવા જ તાપ, નહીં તેહની શાંતિ માટે. ૧૯

ભાળી ભાળી સુભગનયના અંગ લાવણ્ય જેહ,
ત્યાગી દીધો પરમ શરમે કૃષ્ણ સારે સ્વદેશ;
હાર્યા તેના સ્તનથી, તદપિ મસ્ત થૈ હાથી મ્હાલે;
થાયે તોયે પરિભવ જરી ગર્વ ના મૂઢ છોડે. ૨૦

# વેવિશાળ

(ત્રિઅંકી સામાજિક નાટક)

## પાત્રો

| | |
|---|---|
| નવલરામ | જયા |
| ભરત | મેના |
| રમેશ | હેમાં |
| શરદ | સુધા |
| વાસુભાઇ | પમા |

આ ઉપરાંત હરિ, ઉજમ, શાન્તા, રેણુકા, સ્ટેશન માસ્તર, ડૉક્ટર, એક મજુર, એક ગાડાવાળો વગેરે વગેરે.

સામાન્ય સ્થળઃ ભરતરામનું ઘર.

(વસન્ત અંક, પાનું ૬૮ થી ચાલુ.)

## અંક બીજો

### પ્રવેશ પહેલો

[ સ્થળઃ—પહેલા અંકના પ્રવેશ ત્રીજાનો ઓરડો. રમેશ એકલો આરામ ખુરશીમાં બેઠો બેઠો નવી ચોપડીનાં પાનાં ફાડે અને અહીં તહીંથી વાંચે છે. થોડી થોડી વારે સમયઃ બપોરના ત્રણ બારીમાંથી બહાર જુએ છે. ]

રમેશઃ—( પુસ્તક બંધ કરી અકળાએલો મને ઉભો થાય છે. અને બારી પાસે જઇ બહાર જોતો ઉભો રહે છે—એકલો ) મને પરણાવશે! હું એક વરસમાં આટલો બધો કેમ બદલાઇ ગયો? આ લોકો મને મારાં નથી લાગતાં. ( થોડી વારે ) મારા દિવસો ઉપરાઉપરી નકામા જાય છે. ( અટકીને ) એમનો આનંદ પણ—

( અંદરથી બોલાવે છે )

—ભાઇ.

હરિઃ—( અંદર આવતાં ) ભાઇ, મ્હા ઘણા આવ્યા છે.

રમેશઃ—( હરિ સામુ જોયા વગર ) હું આવું છું—નહિ તર કંઇ નહિ—પણ ત્યારે અહીં જ લાવજે.

( હરિ જાય છે. )

રમેશ:—( એકલો: ચારે બાજુ નજર ફેરવતો ) હું વાંચું છું પણ ગાંડાની માફક—ધ્યાન પણ—( ખુરશીમાં બેસે છે. બાજુને બારણેથી મેનાને જતી જોતાં ) ભાભી, ભાભી ( મેના આવે છે. ) આ બધાં ભેગાં થયાં છે તે મને નથી ગમતું.

મેના:—( રમેશ પાસે એક નાના ટેબલ પર બેસતાં ) કેમ વારૂ ? તને શું થઇ ગયું ? તારી આડે કયાં કોઈ આવે છે !

રમેશ:—એમ ખરેખર આડે આવતાં હોય તો તો ઘણું સારૂં; પણ—

મેના:—તને બધી સગવડ મળે છે પછી શું છે ?

રમેશ:—એ જ છે તો. સગવડ મળે છે એટલે જ મને વધારે અકારૂં લાગે છે. ( થોડી વારે ) અને હજી તો બીજાં બધાં આવશે, કાકા, કાકી—અને મને પરણાવશે !

મેના.—અમે કોઇ તને પરણાવવાને નવરાં નથી. તું તારે વાંચ, બધાં આવશે ત્યારે તારે માટે એક જુદી ઓરડી લઈ આપીશું.

રમેશ:—તમે એમ માનો છો કે મને ખબર નથી ?

મેના:—( થોડી વારે રમેશને જોતી ) તને એવું. કહ્યું કોણે !

રમેશ:—કોણે ?—મારૂં વેવિશાળ કયારે કર્યુ ?

મેના:—તને ખબર પડી ગઈ એટલે હવે શું ? મારે તને ઠેઠ સુધી કશી જ ખબર પડવા દેવી નહોતી.

રમેશ:—એ તમે કયારે નક્કી કર્યું ?

મેના:—આ વરસે તું અહીં નહોતો ને. એ લોકો તને જોવા તારી કોલેજમાં પણ આવ્યા હતા.

રમેશ:—( યાદ કરતો હોય તેમ ) હા, હા: મને કોઇ પૂછવા આવ્યું હતું—કે તમને સ્કૉલરશીપ મળે છે ? તમે છેલ્લી પરીક્ષામાં કેટલામે નંબરે પાસ થયા ? હું તો એનું નામ પણ ભૂલી ગયો.

મેના:—( જરા સ્મિત કરતાં ) પછી તેં શો જવાબ આપ્યો ?

રમેશ:—હું તો ચીડાઈ ગયો. કોઇ ગમે તેવા અજાણ્યા માણસ પહેલવહેલા જ એવા સવાલો મને કેમ પૂછે ?

મેના:—પછી તું કંઇ વધારે બોલ્યો નહોતો ને ?

રમેશઃ—ના, મેં એટલું કહ્યું કે તમારે એવી બધી પૂછપરછ કરવી હોય તો કૉલેજના કલાર્કને પૂછો.

મેનાઃ—તું આવો ને આવો જ રહ્યો.

રમેશઃ—એમાં મેં શું ખોટું કહ્યું ?

મેનાઃ—બિચારાને દીકરી આપવી હોય તો એટલું પણ ન પૂછે અને જાણે !

રમેશઃ—ના એવી રીતે નહિ. ( થોડી વારે ) હવે મને સમજાય છે કે એ એવી રીતે મારી સામું શા માટે જોતો હતો.

મેનાઃ—કેવી રીતે ?

( અંદર ચ્હાના પ્યાલા ખખડે છે હરિ અંદરથી બોલાવે છે. )

બા ઓ બા.

( મેના ઉઠે છે. )

રમેશઃ—મેં મારી ચ્હા અહીં મગાવી છે. તમેય અહીં જ પીજો ને.

મેનાઃ—હું અહીં પીશ તો બધાં અહીં આવશે.

રમેશઃ—ઠીક જાઓ ત્યારે. (મેના જાય છે. રમેશ ખુરસીમાં પડ્યો પડ્યો વિચારમાં લીન થાય છે.)

રમેશઃ—(એકલો) મારાથી બહુ માણસો ખમાતાં જ નથી.

( હરિ અંદરના ઓરડામાંથી બધી ચ્હા લાવી ઓરડાની વચ્ચે મૂકે છે; પ્યાલા રકાબીનો ખખડાટ થાય છે તેથી રમેશ ચમકી જાગે છે )

રમેશઃ—( સફાળો બારણા પાસે જતાં ) ભાભી, ભાભી આ તો બધી ચ્હા—

મેનાઃ—( આવતાં ) કેમ હરિ, એકલા ભાઇની જ ચ્હા મગાવી હતી, અને બધી અહીં કેમ લાવ્યો !

જવાકૂંવરઃ—( પાછળથી આવતાં ) એમ થોડી વારમાં એનું વાંચવાનું કંઇ નહિ અટકી પડે.

( પાછળ પમા તથા વાસુભાઇ આવે છે. હરિ જાય છે. રમેશથી દૂધ કાઢતાં ઢળે છે. )

જયાઃ—પહેલું જ દૂધ ઢાળ્યું કે ?

હરિઃ—(બારણામાં ઉભો રહી) માજી આ પાપડ કયાં મૂકું?

જયાઃ—ઉભો રે, હું આવું છું. (હરિ જાય છે) મેનાગૌરી મારી ચ્હા અંદર મોકલજો.

મેનાઃ—બા અહીં જ પીતાં જાઓ ને!

જયાઃ—કંઈ નહિ, તમે જલદી પી લેજો (જાય છે.)

(નીચેની વાત દરમીઆન બધાં ચ્હા પીતાં બેઠાં છે.)

મેનાઃ—(રમેશને પ્યાલો આપતાં) વાસુભાઇ હમણાં પરાક્રમની પ્રસાદી વાંચે છે.

રમેશઃ—પમાભાભી પણ સાથે વાંચતાં હશે.

પમાઃ—મારે કંઈ નથી વાંચવું.

મેનાઃ—(પમાને) એવી ખોટી શરમ શાની રાખે છે! (રમેશને) એમને એમ છે કે ભેગાં વાંચ્યે પ્રેમ બહુ વધે!

(પમા જરા સંકોચાય છે.)

રમેશઃ—પ્રેમ વધે કે નહિ એની મને ખબર નથી. હું તો એટલું જાણું કે ભેગાં વાંચ્યે ખરાબ વંચાય.

વાસુઃ—એટલે તમારૂં શું એમ માનવું—

રમેશઃ—મારૂં એ માનવું છે કે એકલો પ્રેમ વધે અને ખરાબ વંચાય એના કરતાં પ્રેમ એમને એમ રહે પણ બરોબર વંચાય તો સારૂં. (મેના રસપૂર્વક સાંભળ્યા કરે છે.)

વાસુઃ—તમે શું એમ નહિ વાંચો કેમ?

રમેશઃ—તમારી જેમ નહિ જ. વહુને જો વાંચવું હોય, અને સમજવુ હોય, તો એની મેળે વાંચે અને સમજે અને નહિ તો નિશાળે જાય.

પમાઃ—પરણ્યા પછી બીચારી ભણવા કયાંથી જાય?

રમેશઃ— તો એણે ત્યાં સુધી પરણવું નહિ.

વાસુઃ—વહુ જરા ઓછું ભણેલી હોય એટલે એને વાંચવામાં મદદ પણે ન કરવી કેમ?

રમેશઃ—પણ મેં કહ્યું ને કે તો એને પરણવું નહિ.

પમાઃ—( કંટાળતી ) જો બધું જ સાંભળ્યું છે તો પછી મારી પાસે ફરીથી શા માટે કહેવડાવો છો ?

વાયુઃ—તું સાચું બોલે છે કે નહિ તે જાણવા માટે.

પમાઃ—એ જાણીને તમે શું કરશો ? ( થોડી વારે ) નાનાભાઈ તો કહેતા હતા કે એ નથી પરણવાના, અને હું એમને પુછતી હતી —

વાયુઃ—( ગુસ્સામાં ) તું જુઠી છે. મારે નથી સાંભળવું. હવેથી તારે રમેશની સાથે એક પણ શબ્દ બોલવાનો નથી.

પમાઃ—તમે વિચાર તો કરો કે સાથે રહેવું અને ન બોલવું એ કેમ બને !

વાયુઃ—હું કહું છું કે તારે ન બોલવું. એ ગમે તેવા વિચારો તારા મગજમાં ઠસાવવા માગે છે. એટલે મને વહેમ પડે છે

પમાઃ—એ ઠસાવશે તો જ શું અમારા મગજમાં વિચાર પેસી જશે ?

( તિરસ્કારની એક નજર બીજી બાજુ નાંખી પમા વાયુભાઈ તરફ જોયા વગર જાય છે )

વાયુઃ—( પમા પાછળ જઈ એનો ખભો ઝાલી ઉભી રાખી ) આજે રાતે ઉપર આવજે—

( રમેશ અને મેના બહારને બારણેથી અંદર આવે છે. રમેશ આ જુએ છે, અને પાછો હઠે છે. )

પમાઃ—છોડો મને. ( પમા જાય છે. )

( વાયુભાઈ પાછું ફરી રમેશ અને મેનાને જુએ છે, અને થોડી વાર ચારે બાજુ અર્થશૂન્ય દૃષ્ટિ નાંખતા ઉભા રહે છે )

રમેશઃ—( સ્વસ્થ રીતે ) પણ ભાભી એ લોકો બેનને મુકવા ન આવે ?

( વાયુભાઈ રમેશ તરફ આશંકા અને અણગમા ભરી નજર નાંખી અંદર જાય છે. )

મેનાઃ—( વાયુભાઈ તરફ જોયા વગર ) આવા કુળનાં માણસોમાં હોય એમને નમતું જ આપવું પડે !

રમેશઃ—પણ આપણી આબરૂનો કંઈ ખ્યાલ જ ન કરે ! ( થોડી વાર અટકીને ) હમણાં એક વાર મને લખ્યું હતું કે એ મને કાગળ લખે છે તો પણ

એ લોકો એના પર ચીડાય છે. અને છેલ્લા આઠ મહીનાથી તો એનો એકે કાગળ પણ નહોતો.

મેનાઃ—(જરા અચકાતી) આ છેલ્લા છ મહીના બિચારાં સુવાવડમાં માંદા રહ્યાં એટલે અહીંથી—

રમેશઃ—(અચંબામાં) એને સુવાવડ આવી હતી?

મેનાઃ—(જરા દિલગીરીમાં) હા, અમે એ વાત તને લખી નહોતી, કારણ અમને એમ હતું કે બેન અહીં હોય, અને તું આવે, અને તને નવાઈ લાગે અને પૂછે કે આ વળી કોનું છોકરૂં?

રમેશઃ—એમ હશે તો લાવો ને હજીય હું પૂછીશ.

મેનાઃ—હવે શું બિચારો છોકરો -

રમેશઃ—(આવેશમાં) હાસ્તો. છોકરા છોકરીઓને, લ્હાવો લેવા જલદી જલદી પરણાવો, અને પછી—મરી ગયો ને કયાંથી જીવે-અને એને તરત પાછી મોકલી?

મેનાઃ—એના વરને એમ કે છોકરાના વિયોગમાં—

રમેશઃ—પણ-હેમાં-હેમાં-હેમાં ગઈ કેમ?

મેનાઃ—તેડવા આવે એટલે જવું જ પડે ને!

રમેશઃ—(ખિન્ન અવાજે) તમે પણ આમ કહો છો?

મેનાઃ—(થોડી વારે રમેશની સામું જોતી) હું તને જવાનું તો કહું છું, પણ મને એટલી ચિંતા રહે છે કે કયાંક તું એ લોકોને માઠું ન લગાડી બેસે.

રમેશઃ—ના ના—હું એમ શા માટે કરૂં?

મેનાઃ—તું અત્યારે એમ કહે છે, પણ ગમે તેવી નજીવી વાતમાં પણ થોડું ડહાપણ વાપરવાનું હોય ત્યાં તું તારૂં ગમતું કરી બેસે છે.

રમેશઃ—(વિચારમાં) ફકત મારૂં ગમતું જ? તો તમે વાસુભાઇને મોકલો.

મેનાઃ—એ અહીંથી પગલુંય ભરે એમ નથી.

રમેશઃ—ઠીક—

મેનાઃ—(થોડી વારે રમેશને સમજાવતી હોય તેમ) હવે વાંચવા બેસે છે ને! અને તારે કાલે જવું પડશે, સાંજે એ બધાં આમપુર જંકશનથી પસાર થશે, અને પછી તું આવ્યો. એ જ ગાડી તને મળશે.

હેમાં:—એમ થાય તો હું પાછી કુંવારી થાઉં અને સુખેથી રહું.

(રમેશ લાગણી ભરી નજરે હેમાં સામું જુએ છે.)

રમેશઃ—તું હમણાં "કંઇ નહિ' કહીને શું અટકી ગઈ?

હેમાં:—ક્યારે?

રમેશઃ—હમણાં નહિ. મને ન અડવાનું કહીને પછી.—

હેમાં:—તમે મારા અડેલા સામાનને અડો ને એ બધાં જુએ એ કેટલું ખરાબ?

રમેશઃ—(વિચારમાં) હું.—

હેમાં:—(રમેશને વિચારમાં પડેલો જોઇને) જોઉં આ.

(રમેશ પાસેથી પુસ્તક લે છે. જોતાં) મને ખાત્રી હતી કે અંગ્રેજી જ હશે.

રમેશઃ—હા.—

હેમાં:—આનું નામ શું?

રમેશઃ—(જાગ્રત થતો હોય તેમ) 'ધી ન્યૂ સ્પીરીટ."

હેમાં:—(ટોળમાં) આપણે સ્ટવમાં સ્પીરીટ વાપરીએ છીએ તેને.

રમેશઃ- સ્પીરીટ તો એજ પણ પેલો સ્ટવ સળગાવવા માટે: અને આ માણસોનાં મન સળગાવે છે.

મજુરઃ—સાહેબ મારે વાર થાય છે.

હેમાં:—તે જરા ઉભો રહેને. અમારે સુવાની સગવડ થાય ત્યાં અમારો સામાન લેરાવીએ છીએ એમાં ઉતાવળ શાનો કરે છે? (રમેશને) બાકી આ ન્યુ સ્પીરીટ લઇને આપણે સુઈશું કયાં?

રમેશઃ—હું સ્ટેશનમાસ્તરને જ શોધું છું કે આપણને વેઇટીંગ રૂમમાં આજની રાત પડી રહેવા દે.

હેમાં:—જુઓ પેલા જાય-દોડ છે?

રમેશઃ—(સ્ટેશન માસ્તર જાય છે તેની પાસે જઇ) સાહેબજી. અમારે પુરુષોત્તમ જવું છે, અને એ ગાડી હમણાં જ ચાલી ગઇ, તો મહેરબાની કરી મારી બેનને અને મને વેઇટીંગ રૂમમાં સુવાની રજા આપશો?

(હેમાં ધીમે ધીમે હાથમાં પુસ્તક લઇ આવી પહોંચે છે.)

સ્ટેશન માસ્તરઃ—(રમેશને નીહાળતો) તમારી પાસે કયા કલાસની ટીકીટ છે?

હેમાંઃ—ટીકીટ તો થર્ડ કલાસની છે.

સ્ટેશન માસ્તરઃ—ત્યારે તમારાથી વેઇટીંગ રૂમમાં ન સુવાય.

(રમેશ જવાબ આપવા જાય છે, તે પહેલાં હેમાં બોલી ઉઠે છે.)

હેમાંઃ—સાહેબ, એ ખરી વાત. પણ વીશીનાં માણસો કોઈ સારાં હોતાં નથી, કે અમે ત્યાં જઈને સુઈએ.

સ્ટેશન માસ્તરઃ—પણ તમારી પાસે ટીકીટ થર્ડ—

હેમાંઃ—સાહેબ તમને પોતાને કોઈ દીકરી નથી કે અમારી મુશ્કેલી તમે નથી સમજી શકતા? (સ્ટેશન માસ્તર હેમાંને બોલતી જોઇ રહે છે.)

રમેશઃ—(હેમાંને બોલતી અટકાવતો હોય તેમ) હેમાં—હેમાં—

હેમાંઃ—(રમેશ સામે હાથ લંબાવતી) અને સાહેબ અમારી ગાડી મોડી થઇ એમાં અમે શું કરીએ?

સ્ટેશન માસ્ત :—ઠીક સારૂં, તમે વેઇટીંગ રૂમમાં પડી રહેજો.

રમેશઃ—સાહેબજી. માફ કરજો.

સ્ટેશન માસ્તરઃ—એમાં કંઈ નહિ.

(સ્ટેશન માસ્તર જાય છે.)

રમેશઃ—અરે વાહ મારાં નાનાં બેન! તમે પણ ધડાકો માર્યો.

હેમાંઃ—કેમ નહિ—વળી—

રમેશઃ—આ "ન્યૂ સ્પીરીટ" નું પુસ્તક તારા હાથમાં હતું તેથી સ્ટેશન માસ્તરને એમ લાગ્યું હશે કે છોકરી કેટલુંય ભણેલી છે.

(નીચેની વાત દરમીઆન બન્ને જણ સામાન પાસે આવી, મજુર પાસે ઉપડાવી, વેઈટીંગ રૂમ પાસે આવી પહોંચે છે.)

હેમાંઃ—ભલે અમે બહુ ન ભણ્યાં હોઇએઃ પણ તમે ગમે તેટલું બોલત તોપણ સ્ટેશનમાસ્તર ના પાડત. અને મેં કેવી થોડી વારમાં જ રજા મેળવી લીધી? તમારાથી ન બને એ અમારાથી બને!



# અ. રામનારાયણ પાઠક

## એક સંસ્કાર ચિત્ર

જ્યારે કોઈ યુગાવતાર અવતરે છે ત્યારે ત્હેની સાથે અનેક ન્હાની મ્હોટી વિભૂતિ યે પેદા થાય છે. એ નક્કી કરવું મુશ્કેલ છે કે એ યુગાવતારના તેજ વિના ત્હેની આજુબાજુ ફરતું ગ્રહ–મંડળ સ્વયંતેજથી જ પ્રકાશમાન થઇ શકયું હોત કે કેમ. પણ એક વાત તો ચોક્કસ છે કે આવા ઉપગ્રહોમાં કેટલીક શકિતઓ એવી અદ્દ્ભુત હોય છે કે ત્હેને સહેજ બળ મળતાં–સહેજ પ્રેરણા મળતાં તે ઝળહળી ઉઠે છે. ગ્રીસના ઇતિહાસનાં ભવ્ય અને અમર પ્રકરણો–એથેન્સનો સુવર્ણ યુગ–એક જ મહામાર્તણ્ડના તેજથી પ્રકાશે છે: આખો યુગ–પેરિકિલસ યુગ–તે મહા પુરૂષના એકલાને જ નામે ચ્હઢયો છે. આ ઐતિહાસિક યોજનામાં સત્ય પણ છે. પેરિકિલસ ન હોત તો ફિડિયાસની શકિતઓ વખતે વ્યર્થ જાત, પાર્થિનોન અને એથિનીની ભવ્ય મૂર્તિ જગતે વખતે ન જોઇ હોત. તેમ ગાંધીજીની પ્રવૃત્તિએ, ત્હેમના આદર્શોએ કેટલાંય અણમૂલાં રત્નોને અંધકારમાંથી પ્રકાશમાં આણ્યાં હશે! કોણ કહી શકે એવાં કેટલાંય રત્નો પ્રેરણાને અભાવે જગતથી દૂર, માનવદૃષ્ટિને અગમ્ય એવા કોઈ મહાસાગરની ગભીર, ઉંડી, અંધકારમય ગુહામાં સદાને માટે પડી રહ્યાં હોત અને કદિયે ત્હેમનું તેજ જગત સુધી પ્હોંચ્યું ન હોત!

અ. રામનારાયણ પાઠક આવાં રત્નોમાંના એક છે. એ સમાજના કોઈ મહાન નેતા નથી, યુગ પ્રવર્તક ધર્મચાર્ય નથી; નથી તે કોઇ મ્હોટા વકતા કે પ્રભાવશાળી નવલ કથાકાર. તે ગાંધીજીના એક નમ્ર ભકત અને અનુયાયી છે. અને તેથી યે વિશેષ તે એક સાચા અધ્યાપક છે. ત્હેમના વિદ્યાર્થીના તે અધ્યાપક અને મિત્ર છે. જેમ કોઇ મ્હોટું ઝાડ પોતાની છાયામાં ઉગેલા છોડને વણસી નાખે છે તેમ કેટલાક મહાપુરૂષો પોતાના સમાગમમાં આવતાં માણસોનાં વ્યકિતત્વને કચરી નાખી ત્હેમને પોતાના અન્ધ અનુયાયી જ બનાવી મૂકે છે. જ્યારે અ. પાઠકની વિશિષ્ટતા તો એ છે કે ત્હેમના સમાગમમાં આવતા વિદ્યાર્થીઓ કે ત્હેમના મિત્રો, અને ત્હેમનાથી જે કોઈ ન્હાના હોય, તે સર્વની માનવતાનું ગૌરવ સ્વીકારી, ત્હેમનાં વ્યકિતત્વને પોષી, ત્હેમનામાં રહેલાં જવાહીરને તે બહાર કાઢે છે. એવો કોઇ પણ વિષય ન હોય, એવી કોઇ પણ મુશ્કેલી ન હોય જે ત્હેમના વિદ્યાર્થીઓ ત્હેમને પૂછતાં અચકાય. કંઇ પણ મુશ્કેલી આવી–કોઇ વિષમ પરિસ્થિતિ ઉભી થઇ તો ચાલો

"બટુભાઇ" કને–અને અવશ્ય કંઇ શુભ પરિણામ આવવાનું જ. આમ કેટલાય વિદ્યાર્થીઓના સાચા સલાહકાર અને થાકેલા પથિકના એ કલ્પવૃક્ષ થઇ પડયા હશે! કેટલાય વિદ્યાર્થીઓએ પોતાની અંતર્ગુહાનાં દ્વાર વિના સંકોચે ત્હેમની સમક્ષ ખોલ્યાં હશે!

ગુજરાતમાં મંડાએલા નવા યુગમાં એમના ફાળાની બહુ ઓછાને ખબર હશે–અને ઈતિહાસ દૃષ્ટિથી આજે ત્હેનું મૂલ્ય આંકવું એ વખતે અતિ સાહસ ગણાય પણ નૂતન ગુજરાતમાં, ગાંધીજીએ પ્રગટાવેલા નવયુગમાં એક અભ્યાસી તરીકે, અધ્યાપક તરીકે, અને તંત્રી તરીકે એમનો શો ફાળો છે ત્હેનું દિગ્દર્શન તો અવશ્ય કરાવી જ શકાય.

અ. પાઠક એક ઘુઘવતા સાગર જેવા નથી પણ ન્હાનાં મૃદુ ઝરણા જેવા છે. ત્હેને કિનારે બેસી હર કોઇ અમૃતપાન કરી શકે છે. તે પોતાના તેજથી આખાં બ્રહ્માંડને ભરી દેનાર સૂર્ય નથી પણ અમુક વિસ્તારમાં પોતાની નિર્મળ શાન્ત અને અચળ જ્યોતથી પ્રકાશ આપનાર માર્ગદર્શક દીપ છે. કેટલાય ભૂલા પડેલા પથિકોએ એ દીવાદાંડીનો આશરો લઇ પોતાનો પંથ સરળ કર્યો હશે.

અ. પાઠકનું જાહેર જીવન વાસ્તવિક રીતે અસહકારની ચળવળથી જ શરૂ થાય છે એમ કહીએ તો ખોટું નહિ. આમ છતાં ય તે પ્હેલાંના એમના જીવનની કેટલીક હકીકત જાણ્યા વિના ત્હેમનાં જીવનનો પૂરેપૂરો ખ્યાલ ન જ આવે. એક સંસ્કારી પતાના પુત્ર હોવાનું સદ્ભાગ્ય એ પ્રાપ્ત કરી શકયા હતા; અને ત્હેમનાં નિર્મળ, શાન્ત, અને ચિન્તનશીલ જીવનની બહુ ઉંડી છાપ અ. પાઠકના જીવન ઉપર પડી છે. સ્વ. વિશ્વનાથ પાઠક એક આદર્શ શિક્ષક હતા. ત્હેમણે ત્હેમના પુત્રને ન્હાનપણથી જ અત્યંત સંભાળથી આદર્શ કેળવણી આપી. અને આજે જો આ પોતાનાં ઉચ્ચ જીવન માટે કોઇના ખરેખર ઋણી હોય તો તે ત્હેમના પિતાના છે. યૂરોપીય ફીલ્સુફીના ઉંડા અભ્યાસ અને સહજ તર્કશકિત–In born gift of reasoning–ને લીધે એક વખત અશ્રદ્ધાળુ ( Sceptic ) થવાની અણી પર પણ એ હતા, એમ એમના એક મિત્ર કનેથી સાંભળ્યું છે; પણ ત્હેમના પિતાએ ત્હેમને બક્ષેલા ઉચ્ચ સંસ્કારોએ એ ઘટનાનો જન્મતાં જ અન્ત આણ્યો.

ફિલ્સુફીનો શોખ એમનાં આખાં કુટુમ્બમાં ઉતરી આવેલો હોય એમ લાગે છે. વખતે કુટુમ્બના આ સંસ્કારોથી જ તે બી. એ. માં અચ્છિક વિષય તરીકે તત્ત્વજ્ઞાન લેવા પ્રેરાયા હશે. અને તે વખતે, જ્યારે આજના જેવો વિશિષ્ટ અભ્યાસ ક્રમ–Specialised course–ન હતો, જ્યારે પાસ થવા માટે અનેક વિષયોમાં યોગ્યતા પ્રાપ્ત કરવી પડતી, તે જમાનામાં તેઓ ફિલ્સુફી જેવો અત્યંત કઠિન વિષય લઈ પ્રથમ શ્રેણી ( First class ) માં ઉત્તીર્ણ થઇ શકયા હતા એ બીના, આપણા ગુજરાતીઓમાંથી આંગળીને વેઢે ગણી શકાય એટલા ઓછા ગુજરાતીઓ જ્યારે તત્ત્વજ્ઞાન લઇ પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થઇ શકયા છે, ત્યારે ત્હેમનાં જીવનને

માટે ખરેખર ગૌરવપ્રદ છે. પણ એથી યે વધુ ગૌરવપ્રદ તો ત્હેમનો તત્ત્વજ્ઞાન સાથેનો જીવન્ત સમ્બન્ધ છે ત્હેમનું આખું જીવન જ ચિન્તનશીલ છે. હરકોઈ વસ્તુનો તેઓ તાત્ત્વિક દૃષ્ટિ–Philosophic view-point થી જ વિચાર કરે છે. બહુ ઓછા ગુજરાતીઓએ આ દૃષ્ટિ પ્રાપ્ત કરી છે. જો ભૂલ થતી ન હોય તો સ્વ. કાન્તે આ દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત કર્યું હતું; પણ પાછળથી ત્હેમણે તાત્ત્વિક સમતોલપણું.–Philo Pophic Equilibrium ગુમાવેલું. અને આજે જો ગુજરાત તરફ નજર કરીએ તો આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ કે કિશોરલાલ મશરૂવાળા જેવી વિરલ વ્યક્તિઓના જ જીવનમાં એ તાત્ત્વિક દૃષ્ટિનાં દર્શન થશે.

ત્હેમની સાથે કોઈ સાધારણ વિષય ઉપર વાત કરતાં યે આ તાત્વિક દૃષ્ટિ ત્હમને માલમ પડ્યા વિના નહિ રહે. આ દૃષ્ટિએ ત્હેમના વિચાર પ્રવાહને ય ખૂબ સંયમી અને Logical બનાવી દીધો છે. અને એટલી જ ચોકસાઈ–Exactness બીજાના વિચારો અને લખાણોમાં લેવાનો એમનો આગ્રહ આપણને જરા મુંઝવે એવો છે. આ બાબતનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો કોઇ વખત ત્હેમની સાથે ત્હમે ચર્ચામાં ઉતરો તો માલમ પડે. એમની ચર્ચા કરવાની ઢબમાં, ખાસ ખૂબી તો એ છે કે ત્હમને કયાંય પણ ડંખ–sting કે કડવાશ ન લાગે–કદિ પણ તેઓ તપી ન જાય. ઉલટું ત્હેમના અવાજમાં એક પ્રકારની મધુરતા ત્હમને માલમ પડે; અને ત્હમે મને કમને ય ત્હેમની દલીલના પ્રવાહમાં તણાયા જાઓ. એક ઇતર પ્રાન્તીય વિદ્વાન્ જે એમના ગાઢ સંસર્ગમાં છે ત્હેમણે એક વખત કહ્યું હતું કે, " Prof. Pathak's logic is ruthless. If once you begin talking with him you dare not forget that you have before yoe the Science of Logic personified. And gradually this consciousness looms so heavily upon your mind that it makes you almost uneasy. He is a dangerous debator–a formidable opponent. "

પણ આ તત્ત્વજ્ઞાને એમનાં જીવનને નીરસ અને શુષ્ક નથી બનાવી દીધું. ત્હેમનાં Emotions–ત્હેમની લાગણીઓ અતિ કોમળ, અતિ સહૃદય છે. ત્હેમની રસવૃત્તિ Acsthetic Faculty અતિ ઉચી થએલી છે. ત્હેમની લાગણીઓનો વેગ એટલો બધો ભારે છે કે તત્ત્વજ્ઞાનના પાયા વિના ત્હેમનું આખું જીવન વખતે આવેશમય–Sentimental–બની ગયું હોત; પણ તત્ત્વજ્ઞાનનાં અપૂર્વ મિશ્રણથી ત્હેમની Acsthetic like સંસ્કારી સંયમનાં ઉન્નત પ્રતિબિમ્બરૂપ બની રહી છે. ત્હેમનું જીવન સમજવા માટે આ વસ્તુ વડી ચાવી- Master Key–જેવી છે.

ઉપર જણાવ્યા પ્રમાણે અસહકારની ચળવળથી જ એમના જાહેર જીવનની ખરેખરી શરૂઆત થઇ. તે પહેલાં વકીલાત દરમ્યાન કે હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે ત્હેમણે સાહિત્યવિષયક કે અન્ય કોઈ પ્રવૃત્તિ કરી હોય એવું જાણમાં નથી. ગાંધીજીના અસહકારે વિદ્યાપીઠને જન્મ આપ્યો. મહાસભાની આજ્ઞાથી, ગાંધીજી પ્રત્યેની અંગત ભક્તિથી, અને પોતાના શિક્ષણ વિષયક આદર્શો સિદ્ધ કરવાની

આશાથી તે ગુજરાત મહાવિદ્યાલયમાં અધ્યાપક તરીકે દાખલ થયા. ત્યાર પછી ત્હેમની કલ્પનાને ન રહી સીમા કે ન રહ્યું ગુજરાતી ભાષાના શબ્દભંડોળનું ત્હેમને દારિદ્ર્ય. ગમે તે વિષય હોય તત્ત્વજ્ઞાન, રાજકારણ કે સાહિત્ય–ત્હેમને કદી પણ શબ્દની મુશ્કેલી નહિ પડવાની કે નહિ ત્હેમની વાણીનો પ્રવાહ અટકવાનો. આચાર્ય કૃપાલાની જ્હેવા એક ઈતર પ્રાન્તીય વિદ્વાને પણ "અ૦ પાઠકનો ગુજરાતી ભાષા ઉપરનો કાબુ અદ્‌ભુત છે; જે વાત હું મ્હારી પોતાની માતૃભાષામાં નહિ સમજાવી શકું તે તો તેઓ રમતમાં વિના પ્રયત્ને ત્હમારી સમક્ષ મૂકી શકે છે માતૃભાષા ઉપરનો ત્હેમનો એ કાબુ જોઇને ખરેખર અદેખાઈ આવે એમ છે"—એવું એક વખત મહાવિદ્યાલયની ચર્ચા પરિષદ્ સમક્ષ કહ્યું હતું એમ ત્યાંના વિદ્યાર્થીઓ પાસેથી સાંભળ્યું છે આ વાત જે કોઇએ ત્હેમને એક વખત–અને ખાસ કરીને કોઈ શાસ્ત્રીય વિષય ઉપર–બોલતાં સાંભળ્યા હશે અથવા તો જે કોઇએ ત્હેમની સ્વતંત્ર પ્રતિભા અને ઉંડા અભ્યાસના ફળ રૂપ "પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા" નામનું ત્હેમનું શાસ્ત્રીય પુસ્તક વાંચ્યું હશે, ત્હેને સાચી લાગ્યા વિના રહેશે નહિ.

પણ એક આદર્શ અધ્યાપક તરીકે અમદાવાદના થોડા શિક્ષિત લોકો અને મહાવિદ્યાલયમાં ભણી ગએલા કે ભણતા વિદ્યાર્થીઓ સિવાય બહુ ઓછા ત્હેમને ઓળખતા હશે. ઘણા વખતે એમને યુગધર્મ માં આવતી સમર્થ ટીકાના લેખક તરીકે કે ત્યાર પછી "યુગધર્મ" ના સાહિત્ય વિભાગના તંત્રી તરીકે કે "પ્રસ્થાન" ના અધિપતિ તરીકે ઓળખતા હશે. એમને પહેલ વહેલા મ્હેં જોયા તે પહેલાં મ્હારા એક મિત્ર જે એમના ભારે પ્રશંસક છે ત્હેમને મ્હોઢેથી ત્હેમને વિષે અનેક વાતો સાંભળેલી અને ત્હેમાંથી કાવ્યના એ કઠોર ટીકાકાર હશે એવી કંઇક છાપ મ્હારા મન ઉપર રહી ગએલી. અને આથી તેમને વિશે કંઇક પૂર્વગ્રહ પણ બંધાઈ ગએલો. પણ પાછળથી મ્હારી આ ગેરસમજ દૂર થઇ હતી. મ્હને લાગે છે કે એમનો પોતાનો કાવ્યનો આદર્શ ઘણો ઉંચો હોવાને લીધે એમની કાવ્યની સમાલોચના કેટલાને કઠોર પણ લાગતી હોય

એક વાર જોતાં કોઇના મન ઉપર ઊંડી છાપ પાડે એવું ત્હેમનું વ્યક્તિત્વ નથી; અને ત્હેમનામાં આટલી બધી અગાધ વિદ્વત્તા હશે એવો ત્હમને વિચાર સરખો યે ન આવે. પણ એક વખત ત્હમે કોઇ વિષય ઉપર એમની સાથે વાત શરૂ કરી કે તરત જ સામાન્ય વાતમાંયે ત્હેમની બુદ્ધિના અને ઊંડા અનુભવ અને ચિન્તનના ચમકારા ત્હમને ક્યાંક ક્યાંક માલમ પડ્યા વિના નહિ રહે. સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, કળા–એવો કોઇ પણ વિષય ન હોય–જ્હેમાં એમણે સ્વતંત્ર વિચાર કર્યો ન હોય. કળા અને કાવ્યો ઉપરના એમના વિચાર જાણવા જેવા છે. અને આજે ગુજરાતમાં દરેક માસિક કે ત્રૈમાસિક જ્યારે કલાનો પ્રચાર કરવાનો દાવો કરી રહ્યું છે તે વખતે, જો તેઓ ત્હેમના સર્વ વિચારો, જાહેર સમક્ષ, મૂકે તો અવશ્ય લાભ થાય. પણ વખતે એમ પણ લાગે કે આજે જ્યારે બધાજ કલાના આચાર્ય અને મીમાંસકો થઈ પડ્યા છે તે વખતે એમના કળાના વિચારો સ્વીકારવા

એ બધા આંતરથીઓ તૈયાર ન હોય; અને તે બધા સાથે નિરર્થક વાગ્યુદ્ધમાં ઉતરવું પડે, એવા કંઇક Negative વિચારથી-અને એ ત્હેમનો ભારેમાં ભારે અવગુણ છે-તેઓ વખતે કલાની કર્ણનેય કટુ થઇ પડે એવી લેભાગુ ચર્ચામાં ભાગ લેતા નહિ હોય. ગમે તેમ હો-આપણે એટલુંજ ઇચ્છીએ કે અ. પાઠક ત્હેમના એ વિચાર ભંડારમાંનાં અમૂલ્ય રત્નો ગુજરાત સમક્ષ ધરે

અ. પાઠકનાં સાહિત્યજીવનનો એક દૃષ્ટિથી હજુ ઉષ:કાળ છે; કારણ કે ત્હેમની કનેથી ભવિષ્યમાં અમૂલ્ય સાહિત્ય સેવાની આશા રાખી શકાય એમ છે. એમ છતાંય આજે કોઇ સૂક્ષ્મ અવલોકનકારને આધુનિક સાહિત્યના વિકાસમાં ત્હેમનું વિશિષ્ટ વ્યક્તિત્વ માલમ પડયાવિના નહિ રહે. ત્હેમની ભાષાશૈલી વિચાર-ગંભીર છે. આધુનિક ગુજરાતી સાહિત્યના સામાન દોષ-વિશેષણોના નિરર્થક અને વિચાર વિનાના ઉપયોગ-માંથી ત્હેમની શૈલી સંપૂર્ણ રીતે મુકત છે, એટલુંજ નહિ પણ ત્હેમાં અનેક વિશેષણોના ઉપયોગથી યે ન આવી શકે એવી ચમત્કૃતિ છે. ત્હેમની વાકય રચનામાં કયાંય પણ શિથિલતા ન હોય-બધે દૃઢ-બંધ જ જોશો. અને આજે જ્યાં સમાલોચનાની કળા જૂદા જૂદા પક્ષની ઈર્ષ્યાની આંધીમાં ગુંગળાઇ બેડાળ બની રહી છે, જ્યારે અનેક નિરર્થક શબ્દપ્રયોગોના ઓપથી ત્હેને ઢીંગલી જેવી બનાવી દેવામાં આવી છે ત્યારે તે કળાનો નવલરામ અને રમણભાઈ પછી ફરીથી ત્હેમને હાથે ઉધ્ધાર થતો જોઈ કયા સાચા નિષ્પક્ષપાત સાહિત્ય રસકને આનંદ નહિ થાય?

ઘણા ઓછાને ખબર હશે કે અ. પાઠક ટુંકી વાર્તાઓ, કાવ્યો, અને હાસ્યના ટુંકા અને માર્મિક સંવાદો યે લખે છે. આ વાતની ઘણાને ખબર નહિ હોય એનું કારણ વખતે એમ પણ હશે કે ત્હેમણે એ બધું અનેક તખલ્લુસો હેઠળ લખ્યું છે અને ઇયત્તાની દૃષ્ટિએ તે વિપુલ પણ નથી. પણ આજે આપણા સાહિત્યમાં જે અનેક કાવ્યો અને વાર્તાઓ લખાય છે ત્હેમાં જીવનને સ્પર્શ કરતું હોય એવું કેટલું છે? લગભગ બધું જ અધ્ધર, હવાઈ કલ્પના વાળું, પાયા વિનાનું! મ્હોટે ભાગે તે બધામાં Diseased mentality અને morbidity નાં જ દર્શન થાય, અને કળાકાર થવાનો કરૂણ પ્રયત્ન સ્પષ્ટ માલમ પડી આવે; જ્યારે એ બધામાં કવચિત કવચિત "દ્વિરેફ", "શેષ," કે "વતમાન"ની વાર્તાઓ, કાવ્યો માર્મિક સંવાદો જૂદીજ, સુરુચિકર, અને હૃદયંગમ ભાત પાડે છે. (અ. પાઠક આ માટે મ્હને માફ કરશે એમ આશા રાખું છું).

સાંભળ્યું છે કે તેઓ જ્યારે વકિલાત કરતા હતા ત્હેમને નવલકથા લખવાની ભારે અભિલાષા હતી; અને ત્હેને માટે દેશી રાજ્યોની વ્યવસ્થા અને ખટપટોનો પણ તે ઉંડો અભ્યાસ કરતા હતા. આજે ત્હેમની એ અભિલાષા પૂર્ણ કરવાને અનેક તકો ત્હેમની કને છે. આપણા ઈતિહાસના અતિ કટોકટીના સમયમાંથી આપણે પસાર થઈએ છીએ. એક બાજુ આપણી સંસ્કૃતિ ઉપર પાશ્ચમની ભરતીની

છોળો સપાટા ભેર ધસી રહી છે અને એ મન્થનમાંથી કોઇ નવીજ Type-કોઇ પ્રકારનાં મનુષ્યો આપણે ત્યાં ઉત્પન્ન થઇ રહ્યાં છે; જ્યારે બીજી બાજુ વર્ષોની ઘોર નીંદમાંથી જાગેલી એક પરાધીન, કચરાએલી પ્રજા હુંકાર કરી જાગે છે, પરદેશી ધુંસરી ફેંકી દેવા ભીમબળ આદરી પાછી પટકાઇ પડે છે. આ વસ્તુસ્થિતિમાં અદ્દભુત સામગ્રી છે. કોઈ પણ સહૃદય કળાકારના હૃદયના તાર ઝણઝણાવી મૂકવા માટે આ પરિસ્થિતિ પૂરતી કરૂણ છે. એમાં વીરરસ પણ છે, માનસશાસ્ત્રીના અભ્યાસી માટે ય અખૂટ ભંડાર છે. આજના આપણા પ્રજાજીવનમાં પ્રેરણાનાં સાધનો એટલાં બધાં ભવ્ય છે, એટલાં બધાં વૈવિધ્યવાળાં છે કે ભાવિ઼ષ્યનાંકળાકારો આપણા યુગ તરફ જોઇ પોતાના યુગમાં પ્રેરણાબળના અભાવે વખતે નિઃશ્વાસ નાખશે. જો આપણા પ્રજાજીવનમાં જરાયે સર્જક બળ હોય, તો આપણો, આપણા સાહિત્યના સમસ્ત ઇતિહાસનો સુવર્ણયુગ લેખાવાનું ભાગ્ય આપણા યુગે જ પ્રાપ્ત કરવું જોઇએ. અ. પાઠકને નવલકથા લખવા માટે ત્હેમનાં આજુબાજુનાં જીવનમાંથી અનેકવિધ સામગ્રી મળી રહે એમ છે. ટુર્ગેનિવનાં બેઝેરો, નેઝડેનો, સોલોમીન કે મેરીઆના જેવાં, કે ત્હેમનાથી એ અધિક ચઢિયાતાં અનેકવિધ જીવન્ત પાત્રો ડગલેને પગલે આપણી નજર સમક્ષ વિહરી રહ્યાં છે. તે બધાંને, જેમ કોઇ "સંજયે" "પ્રસ્થાન"માં "બે મિત્રો" નામની અત્યંત બળ વાળી, અને આપણાં નવલિકાનાં સાહિત્યમાં અપૂર્વ એવી ટુંકી વાર્તા લખી આપણા નવા યુવકને ચીતરવા એક સુન્દર સફળ પ્રયત્ન કર્યો છે તેમ કોઈ સુન્દર નવલકથા દ્વારા ચીતરવાનો ભવ્ય પ્રયાસ અ. પાઠક નહિ આદરે?

એક તંત્રી તરીકે ય અ. પાઠકની સેવા અમૂલ્ય છે. "યુગધર્મ" સાથેના એમના સમ્બન્ધ વિશેની વાત ન કરતાં ફક્ત "પ્રસ્થાન"ના તંત્રી તરીકે ય જો એમનાં કાર્યની તુલના કરવામાં આવે તો એક વયોવૃદ્ધ અને પ્રતિષ્ઠિત સાક્ષરે ખાનગી વાતચીતમાં કહ્યું હતું તેમ તે ગુજરાતના એક અત્યંત પ્રતિભાશાળી તંત્રી છે. આજે આપણાં માસિકોમાં પાશ્ચિમનાં માસિકોનું ક્ષુદ્ર અનુકરણ કરવાનો જ જ્યાં ત્યાં વા વાઈ રહ્યો છે, જ્યાં ઇતિહાસ દૃષ્ટિ વિહોણા તંત્રીઓને પણ સાહિત્યના Demagogues (કૂટનેતાઓ) બાહોશ તંત્રી-તરીકે સાતમે આસમાને ચઢાવે છે તે વખત આપણી એતદ્દેશીય ભાવનાને પોષે, આપણા ઇતિહાસને સતત દૃષ્ટિ સમીપ રાખી તદનુસાર સાહિત્ય વિકસાવે, એવા પ્રયત્નો કરતા અ. પાઠકને જોઇને ખરેખર ત્હેમને માટે માન થાય એમ છે. "શુદ્ધ સાહિત્યના"ના નામ હેઠળ કરવામાં આવતા અર્થહીન ગુચવાડામાં એ નથી પડ્યા એ એમની વિશેષતા છે. આજનાં આ આપણાં પ્રજાજીવન માટે ખરૂં સાહિત્ય તે કે જે આપણાં સંસ્કૃતિનાં ઝરણોને પોષે, જે આપણી પરાધીન પ્રજાના ઉરમાં સ્વતંત્ર થવાની અભિલાષાનો મહાજુવાળ લાવે, અને જે આપણા પ્રજાજીવનની રગરગમાં નવચેતન પ્રગટાવે. 'પ્રસ્થાન" ના કોઈ પણ અંક તરફ જોતાં અ. પાઠકના પ્રયત્નો આ દિશામાં જ થઇ રહ્યા છે એમ કોઇ પણ નિષ્પક્ષપાત અવલોકનકારને લાગ્યાવિના રહશે નહિ. "પ્રસ્થાન"માં ઉંડો અભ્યાસ છે અને રાષ્ટ્રીય આંરમતાને પોષે એવું ઘણું છે. આ બધું અ પાઠકના સમસ્ત જીવનના પડઘા રૂપ છે, અને તેથી "પ્રસ્થાન" ત્હેમના આત્માનું જાણે ભવ્ય પ્રતિબિમ્બ છે.

આમ અનેક દૃષ્ટિથી જોતાં, જ્યારે આપણાં સમાજ નાવના પ્રફુલ્લ સઢમાં પશ્ચિમના સુસવાટા કરતા પવનો ભરાઈ જઇ નાવને ડામાડોળ કરી રહ્યા છે, જ્યાં ઇતિહાસની continuity ( સાતત્ય ? ) ને અવગણીને અનેક યુગોના આચાર અને વિચારથી પરિશુદ્ધ થએલા આપણા જીવન સિદ્ધાન્તોની ઉપેક્ષા થઈ રહી છે, જ્યાં સાહિત્યમાં અભ્યાસની ભવ્ય તપશ્ચર્યા નહિ પણ નર્તકીની ક્ષણજીવી મોહકતા, પાયા વિનની કલ્પનાઓ, અને અર્થહીન શબ્દજાળો પ્રજાની બુદ્ધિને ગુંગળાવી રહી છે. અને યુવાનવર્ગની વિચારશક્તિને કુંઠિત અને શિથિલ કરી રહી છે તે વખતે ગાંધીજી અને નવજીવન, પાઠક અને પ્રસ્થાન આપણા ગુજરાતનાં સાંસ્કારિક જીવનનાં ડામાડોળ થએલાં વ્હાણને Ballast ( નીરમ ) બની, સુકાન બની, સમતોલતા–જીવન અર્પી રહ્યા છે. એમનું પૂરેપૂરૂં મૂલ્ય તો ઇતિહાસ જ આંકશે.

પુનર્વસુ



# નિવૃત્તિ–પ્રવૃત્તિ ધર્મ



મુમુક્ષુએ નિવૃત્તિ કર્મ કરવા–કારણ મનુષ્યજીવન–શુભ ઇચ્છા અને સદ્‌ગુરૂ એ ત્રણ, ત્રણે લોકમાં મોંઘા છે, તેનો ખરો લાભ નિવૃત્તિવાળા લઇ શકે છે. આ વર્તન સાથે આત્મશ્રધ્ધામાં વધારો થાય તો દેવલોક કરતાં પણ તમારૂં જીવન ઉત્તમ પ્રકારનું થાય. આત્મશ્રદ્ધાનું સાદું રૂપ એવું છે કે તમે ઉત્સાહ અને ખંતથી તમારા મનને કેળવો. માટે કેડ બાંધી આગળ વધો, કુટેવોને દૂર કરો, અને નીતિ અને વૈરાગ્યને તમારા અંતઃકરણમાં સ્થાપો. તમે સ્થાપી શકો એમ છો એ નક્કી જાણો. યાદ રાખો કે તમારામાં સામર્થ્ય ઘણુ છે, પણ અજ્ઞાનને લીધે દબાઇ ગયું છે; તમારા ખરા સ્વરૂપને ઓળખો. સ્વરૂપનું જ્ઞાન એ સમગ્ર સુખનું મૂળ છે.

"મોક્ષ પત્રિકા ભાગ ૧"





રામેશ્વર–ગોપૂરમ્.

# રામેશ્વર યાત્રા

લેખક:—પ્રવાસી

( ગતાંકથી ચાલુ )

રામેશ્વર સ્ટેશનથી લગભગ અર્ધો માઇલ દૂર સમુદ્ર કિનારા પર રામેશ્વરનું વિશાળ દેવાલય છે. દક્ષિણનાં દેવાલયો ઉત્તરનાં દેવાલયોથી જૂદીજ બાંધણીનાં હોય છે તેથી તેમનું ટુકામાં વર્ણન કરવું આવશ્યક છે. રામેશ્વરનાં દેવાલયને ચાર દિશામાં ચાર દરવાજા છે; તેમાં પૂર્વ અને પશ્ચિમ તરફના બે દરવાજા આબાદ છે. ઉત્તર અને દક્ષિણ તરફના દરવાજા કોઇ વખતે મુસલમાનોના હુલ્લાથી તૂટેલા છે તે પાછા સમરાવેલા નથી. પૂર્વ અને પશ્ચિમ તરફનાં દેવાલયો ઉપર, સાત માળની, પાયામાં લંબ ચોરસ પણ ઉપરથી શંકુ આકૃતિની મેડી છે. એવી મેડીઓને ગોપુર એમ કહે છે. એના બ્હારના ભાગમાં તલપુર જગ્યા પણ નકશી શિવાયની ખાલી નથી. એમાં શિવની ભિન્નભિન્ન પ્રકારની મૂર્તિઓ તથા શિવપુરાણના કેટલાક પ્રસંગો કોતરેલા છે. એ દેવાલયની ચારે તરફ દરવાજાને લાગીને જ મોટો કોટ છે એને પ્રાકાર કહે છે.

એ પ્રાકારની અંદર ચારે તરફ ફરતો પ્હોળો રસ્તો રાખેલો છે. નકશી કામ અતિ ઉત્તમ છે. તેની લંબાઈ આસરે ૭૦૦ ફીટ છે. કુલ ફરતા ચાર પ્રાકાર છે તેની લંબાઇ આસરે ૦૦૦૦ ફીટ થાય છે. અને તેમાં આવેલા થાંભલાઓ–છત્ર

બંધી કામ આશ્ચર્ય મુગ્ધ કરે એવું છે. રસ્તાની બંને બાજુએ ઉંચા ઓટલા, વિશાળ ત્રણ ત્રણ ઓરડા એક પાછળ એક થાય તેવા છે. યાત્રાળુઓને પ્રદક્ષિણા કરાવી અંદર લઇ જાય છે. લગભગ અર્ધી પ્રદક્ષિણા થતાં બીજા પ્રાકારમાં જવાનો માર્ગ આવે છે. એ માર્ગની પણ બંને બાજુએ પ્રથમ તીજ પેઠે ઓટલાઓ આવી રહેલા છે. પ્રાકાર એટલે કોટ એ બીજા પ્રાકારની પ્રદક્ષિણા કરી અંદર જતાં ત્રીજો પ્રાકાર આવે છે. ત્રીજા પ્રાકારમાં શ્રી રામેશ્વરનું તથા પાર્વતીજીનું દેવાલય છે. એ બંને દેવાલયો અલગ અલગ છે. અને તે દરેકની આજુબાજુ જુદી જુદી પ્રદક્ષિણા હોય છે. રામેશ્વરના દેવાલયને ફરતી પ્રદક્ષિણા હોય છે. તે પછીથી મંદિરના સન્મુખ એક લાંબો ચોખંડો મંડપ હોય છે. એ મંડપમાં નંદી હોય છે. પરંતુ મુખ્ય નંદી તો એક હાથી જેવડા કદનો દ્વિતીય પ્રાકારમાં સ્થાપિત છે. એ નંદી લગભગ ૮–૧૦ ફીટ ઉંચો હશે. એ નંદી બેઠો છે તેની ઉંચાઇ ગણવી અને એ પ્રમાણે જ કદમાં લાંબો છે. રંગમંડપ પછી અંદર દેવીના ગર્ભાગાર સામેજ એક લંબ ચોરસ ઓરડો છે તેમાં એક પણ બારી બારણું નથી. તે ઓરડા પછીથી અંદર નાનીશી પ્રદક્ષિણા આવે છે તે પછીથી ગર્ભાગાર જેમાં શ્રી રામેશ્વરનું લિંગ સ્થાપિત છે તે છે. બ્રાહ્મણ વર્ગને ગર્ભાગારની બ્હારના ખંડમાં જવા દે છે. અને ક્ષત્રિય વગેરેને તો એ ખંડની બ્હારથીજ દર્શન કરવાદે છે. ત્રીજા પ્રાકારમાં જ રામેશ્વરના મંદિરની દક્ષિણ દિશાએ પાર્વતીજીનું મંદિર છે. રામેશ્વરનાં મંદિરનાં વર્ણન પ્રમાણે જ એ મંદિરની રચના છે ત્રીજા પ્રાકારની અંદરના ભાગમાં અન્નપૂર્ણા કાશીવિશ્વનાથ વગેરે બીજા પ્રકારમાં મહાગણપતિ નંદી વગેરે અને ત્રીજા પ્રાકારમાં જટાશંકર મહાદેવ વગેરે છે એમ પંડયાઓ ઓળખાવે છે. ત્રીજા પ્રાકારમાં એક તળાવ પણ છે. ત્રીજા પ્રાકારની બ્હાર પૂર્વદ્વારને ડાબે હાથે હનુમાનજીનું મંદિર છે. રામેશ્વરના દેવાલયની બરાબર સામે જ સમુદ્રતીરે મહાકાળીનું મંદિર છે.



શ્રી રામેશ્વરની મૂર્તિ.

શૈવાગમનાં પ્રમાણે દેવના અંગદેવતા આવરણદેવતા ગણદેવતા, પરિવારદેવતા તથા દેવની વિગ્રહ મૂર્તિઓ, શિવાચાર્યો વગેરેનાં સ્થળો મુકરર હોય છે. તેમજ તેમનાં રૂપ વર્ણ આયુધ અને વાહનો પણ વર્ણવેલાં હોય છે. તે પ્રમાણે જ તે તે

મંદિરમાં દ્વારશાખા ઉપર પ્રદક્ષિણામાં પ્રાકારોમાં ભિન્ન ભિન્ન સ્થળે. દેવાલયનાં શિખ ઉપર અને ગોપુર ઉપર તેમની મૂર્તિઓ કોરેલી હોય છે. પરંતુ એ સહુ સમજાવનાર શિવાચાર્યનો અભાવ, ગોરનું અજ્ઞાન, શિવાચાર્યની અનુપલબ્ધિ તથ તેવાં સાચાં સ્થળ વર્ણનનાં પુસ્તકનું અનસ્તિત્વ હોવાથી શ્રદ્ધાળુ યાત્રાળુ ગોરવાળાએ માને કે ન માને પણ તેને જ્ઞાન પ્રાપ્તિનું કંઇ દ્વાર મળે એમ હાલમાં તો નથીજ એથી અમોને પણ મને કે કમને ગોરે કહ્યું તે માની લેવું પડયું.

અહીં એવો દસ્તુર છે કે પૂજા કરાવનારને દેવાલયના અધિકારી પાસેથી મંદિરનો લાગો ભરીને પાસ પ્રથમ મેળવવો પડે છે. પૂજા કરાવનાર કહેવાને અર્થ એ છે કે કોઇ પણ બ્રાહ્મણ ગમે તેવો પવિત્રને વિદ્વાન્ હોય તોપણ તેને દેવને સ્પર્શ કરવાનો અધિકાર નથી જ. રામેશ્વરમાં રહેતા પૂજારી વર્ગના બ્રાહ્મણોમાંથે પણ જેને યોગ્યતા શૃંગેરી શંકરાચાર્ય નકકી કરી આપે તેજ પૂજારી તરીકે મંદિરમાં દાખલ થઇને દેવનો સ્પર્શ કરી શકે છે. પૂજા કરે છે. એક પૂજારીની જગ્યા ખાલી પડતાં ઉમેદવારોની અરજી લેવામાં આવે છે અને તેઓને શૃંગેરીથી પ્રમાણ પત્ર લાવવાનું કહેવામાં આવે છે. પ્રમાણ પત્ર લાવનારાઓમાંથી પછીથી ટ્રસ્ટી એક જણને મુકરર કરીને પૂજારી ઠરાવે છે. અને બીજાઓ યોગ્યતા મેળવ્યાનો આનંદ ભોગવે છે.

ગંગાજળ ચડાવવાની ફી ૦ા~ છે. રૂદ્રીની ફી ૦ા૦ા લઘુ રૂદ્રની ફી ૩ા છે. કારણ કે રૂદ્રીને અંતે નૈવેદ્ય ધરાવવું પડે છે. અષ્ટોત્તરશત નામથી પૂજા માટે ૦ા~ છે. સહસ્ર નામ માટે ૧ા તથા ત્રિશતિ માટે ૨ા ફી છે. કારણ કે તે બંનેના અંતમાં પણ નૈવેદ્ય ધરાવાય છે. નૈવેદ્ય પાયસ (શાકર પુંગળ) કે વડાં.અથવા બંને હોય છે. પાર્વતીના મંદિરમાં સહસ્ર નામ કે ત્રિશતિ કે અષ્ટોત્તરશત નામથી કંકુ ચડાવે છે. અહીં પ્રસાદમાં ભસ્મ, ચંદન, અને કંકુ મળે છે. રૂદ્રી કરાવી હોય તો દેવનો પ્રસાદ પણ પાયસ વગેરે મળે છે. અહીં મંદિરમાં ભરેલી ફી કે ઉત્સવપર ધરેલી ભેટ કે આરતીમાં ધરેલું નોછાવર સઘળું દેવના ગોલખમાં જમા થાય છે. અને પૂજારીને તેથી યજમાન પાસેથી જો કે પૂજા વગેરેના બદલામાં પગાર વગેરે મળે છે તથા રૂદ્રોની દક્ષિણા પણ મળે છે તો પણ-અધિક માગવાની ઇચ્છા લાલચ વગેરે જન્મે છે. અને તે પ્રમાણે માગે છે. તથા શ્રદ્ધાળુ યજમાનો દ્વારા મેળવે છે.

મંદિરમાં દ્વારશાખા ઉપર પ્રદક્ષિણામાં પ્રાકારોમાં ભિન્ન ભિન્ન સ્થળે. દેવાલયનાં શિખર ઉપર અને ગોપુર ઉપર તેમની મૂર્તિઓ કોરેલી હોય છે. પરંતુ એ સઘળું સમજાવનાર શિવાચાર્યનો અભાવ, ગોરનું અજ્ઞાન, શિવાચાર્યની અનુપલબ્ધિ તથા તેવાં સાચાં સ્થળ વર્ણનનાં પુસ્તકનું અનસ્તિત્વ હોવાથી શ્રદ્ધાળુ યાત્રાળુ ગોરવચનને માને કે ન માને પણ તેને જ્ઞાન પ્રાપ્તિનું કંઇ દ્વાર મળે એમ હાલમાં તો નથી જ. એથી અમોને પણ મને કે કમને ગોરે કહ્યું તે માની લેવું પડયું.

અહીં એવો દસ્તુર છે કે પૂજા કરાવનારને દેવાલયના અધિકારી પાસેથી મંદિરનો લાગો ભરીને પાસ પ્રથમ મેળવવો પડે છે. પૂજા કરાવનાર કહેવાનો અર્થ એ છે કે કોઇ પણ બ્રાહ્મણ ગમે તેવો પવિત્રને વિદ્વાન્ હોય તોપણ તેને દેવને સ્પર્શ કરવાનો અધિકાર નથી જ. રામેશ્વરમાં રહેતા પુજારી વર્ગના બ્રાહ્મણોમાંથી પણ જેને યોગ્યતા શૃંગેરી શંકરાચાર્ય નકકી કરી આપે તેજ પૂજારી તરીકે મંદિરમાં દાખલ થઇને દેવનો સ્પર્શ કરી શકે છે. પૂજા કરે છે. એક પુજારીની જગ્યા ખાલી પડતાં ઉમેદવારોની અરજી લેવામાં આવે છે અને તેઓને શૃંગેરીથી પ્રમાણ પત્ર લાવવાનું કહેવામાં આવે છે. પ્રમાણ પત્ર લાવનારાઓમાંથી પછીથી ટ્રસ્ટી એકાદ જણને મુકરર કરીને પૂજારી ઠરાવે છે. અને બીજાઓ યોગ્યતા મેળવ્યાનો આનંદ ભોગવે છે.

ગંગાજળ ચડાવવાની ફી ૦।~ છે. રૂદ્રીની ફી ૦।।। લઘુ રૂદ્રની ફી ૩।। છે. કારણ કે રૂદ્રીને અંતે નૈવેદ્ય ધરાવવું પડે છે. અષ્ટોત્તરશત નામથી પૂજા માટે /૦।~ છે. સહસ્ર નામ માટે ૩। તથા ત્રિશતિ માટે ૨। ફી છે. કારણ કે તે બંનેના અંતમાં પણ નૈવેદ્ય ધરાવાય છે. નૈવેદ્ય પાયસ ( શાકર પુંગળ ) કે વડાં.અથવા બંને હોય છે. પાર્વતીના મંદિરમાં સહસ્ર નામ કે ત્રિશતિ કે અષ્ટોત્તરશત નામથી કંકુ-ચડાવે છે. અહીં પ્રસાદમાં ભસ્મ, ચંદન, અને કંકુ મળે છે. રૂદ્રી કરાવી હોય તો દેવનો પ્રસાદ પણ પાયસ વગેરે મળે છે. અહીં મંદિરમાં ભરેલી ફી કે ઉમરાપર ધરેલી ભેટ કે આરતીમાં ધરેલું નોછાવર સઘળું દેવના ગોલખમાં જમા થાય છે. અને પૂજારીને તેથી યજમાન પાસેથી જો કે પૂજા વગેરેના બદલામાં પગાર વગેરે મળે છે તથા રૂદ્રીની દક્ષિણા પણ મળે છે તો પણ-અધિક માગવાની ઇચ્છા લાલચ વગેરે જન્મે છે. અને તે પ્રમાણે માગે છે. તથા શ્રદ્ધાળુ યજમાનો દ્વારા મેળવે છે.

નિજમંદિરમાં અંધકાર પુષ્કળ હોય છે. મંદમંદ ટમટમતા તેમના દીવાઓ અખંડ બળતાં છતાં પણ એ ઘોર તિમરનો નાશ કરવા અસમર્થ થઇને શરમાઇને ઝાંખા પડી જતા દેખાય છે. તેથી દેવનાં દર્શન કર્પૂર આરતી શિવાય કોઇ પણ પ્રયત્નથી શકય નથી. હાલ કેટલાંક મંદિરોમાં વિજળીના દીપકો દાખલ થયા છે ખરા પરંતુ હજુ સુધી તેનો પ્રવેશ ગર્ભાગાર કે તેની જોડેના ખંડમાં તો કયાંય પણ થયો નથી. એથી યાત્રાળુઓને ચિરપરિશ્રમનાં અને દૃઢ શ્રદ્ધાનાં ફળ રૂપ દેવ-દર્શનની ઉત્કટ ઇચ્છા હોય જ. તે માટે ગોર દરેક મનુષ્યને પૂજાસામગ્રીમાં-કર્પૂર

પુષ્પ, કંકુ અને નાળીએર તથા કદલીફળ લેવાનું કહેછે. તથા વાસ્તવમાં એની જરૂર પણ છે જ. દક્ષિણનાં કેટલાંક મંદિરોમાં અત્તર દેવને ચડતું નથી. સુગંધી તેલ ચડે છે ખરૂં પણ તે તો ત્યાંનાજ કોઇ તૈલદ્રવામાંથી બનાવેલું ત્યાંજ વેચાતું હોય તેજ.

અમે રામેશ્વરમાં અષ્ટોત્તરશતનામ, સહસ્રનામ, ત્રિશતનામથી બિલ્વદલ ચડાવરાવ્યાં. લઘુરૂદ્ર અભિષેક કરાવ્યો. ગંગાજલ ચડાવ્યું તથા પાર્વતીજ ઉપર સહસ્રનામ ત્રિશતી તથા અષ્ટોત્તરશતનામથી કંકુ ચડાવરાવ્યું. બંને સ્થળે ભોગ ધરાવ્યો અને ગોરને ત્યાં યથાશકત બ્રાહ્મણ ભોજન પણ કરાવ્યું. રામેશ્વરમાં ગોર મહારાષ્ટ્ર બ્રાહ્મણો છે તે લોકો ત્યાં લગભગ દશેક પુરૂષથી વસતા લાગે છે. તેઓ ઘરમાં મરાડી ભાષા બોલે છે. તથા ત્યાંની ભાષા પણ જાણે છે કેટલાક ગોર તો હિંદુસ્તાની તથા અંગ્રેજી પણ જાણે છે. રામેશ્વર અને ધનુષ્યકોટી બંને સ્થળ મળીને એકજ તીર્થક્ષેત્ર ગણાય છે તેથી ગોર પણ બંને સ્થળના એક જ છે. દક્ષિણમાં આવેલાં બધાં મંદિમાં અને ખાસ કરીને શિવમંદિરોમાં સૌથી વિશાળ મંદિર રામેશ્વરનું છે. દેવાલયના પશ્ચિમ ગોપુરના બે પડખે ગણપતિ અને કાર્તિક સ્વામીનું દેવાલય છે. રામેશ્વરના દેવાલયમાંજ કુવાઓ અને કુંડ મળીને કુલ ૨૪ તીર્થો છે તેમાં માધવતીર્થ-રામેશ્વરના મંદિરમાં તળાવ છતે ભાવિક યાત્રાળુ એ બધે સ્થળે સ્નાન કરે છે કે આચમન લે છે. કૈલાસ દર્શન સંબંધે.



શ્રી રામેશ્વરની મૂર્તિ.

## ધનુષ્કોટી

અમે રામેશ્વરથી સ્હવારે ધનુષ્કોટી જતી ટ્રેનમાં રવાના થયા રસ્તામાં બંને બાજુએ થોડેક સુધી તાડ તથા નાળીએરીનાં ઝાડો દેખાતાં હતાં. પછીથી રેતાળ પ્રદેશ આવ્યો તેમાં મર્જાદ વેલ ઉગી હતી. તે બાદ બંને બાજુએ સમુદ્ર દેખાતો હતો અને વચ્ચે સાંકડી પટી ઉપર-મનારની ભૂશીર ઉપર અમારી ગાડી ચાલી જતી હતી. ત્યાં દૂર એક વિષ્ણુ દેવળ દેખાયું હતું. ધનુષ્કોટી તીર્થ-સ્ટેશનથી લગભગ ૩ માઇલ દૂર છે. ત્યાં જવા ગાડાં મળે છે. વખતે નથી પણ મળતાં. ધનુષ્કોટી

તીર્થ ઉપર યાત્રાળુઓને ગોર સંકલ્પ કરાવી. સમુદ્રસ્નાન કરાવે છે. સુવર્ણનાં ધનુષનું દાન કરાવે છે. સેતુબંધના નામે એક પથ્થરનું પૂજન કરાવે છે તથા શ્રાદ્ધ કરાવે છે. બંગાલનો ઉપસાગર ( મહોદધિ ) અને અરબ્બી સમુદ્ર (રત્નાકર) એ બંનેનો સમાગમ આ સ્થળ પાસે થએલો છે, તેથી સમુદ્ર તોફાની છે પરંતુ સમુદ્ર સ્નાનમાં તો મજા આવે છે. ત્યાંથી પાછા ફરીને સ્ટેશન પર આવી ગાડીમાં બેઠા. ગાડી ત્યાંથી સીલોનની સ્ટીમરના ડકકાપર જાય છે અને સીલોનના ઉતારૂઓને લઈને રામેશ્વર પાછી આવે છે એકંદરે રામેશ્વરથી ધનુષ્કોટી જતાં કલાક ૧॥-૨ લાગે છે. અને તેટલોજ વખત આવતાં પણ પાછો લાગે છે.

### રામઝરૂખા

રામેશ્વરના મંદિરથી ઉત્તર તરફ બાજુના એક મોટા ટેકરાપર ચારે તરફ એક પુરૂષ સુધી પગથીઆં ચણીને તે ઉપર એક મંડપ બાંધેલો છે. મંડપની ઉત્તર



રામઝરૂખા—રામેશ્વર.

બાજુમાં એક દેવળ જેવું કરી તેમાં વચ્ચે એક નાનો મંડપ છે, તેમાં એક શિલા ઉપર પાદુકા કોતરેલી છે. આ પાદુકએ શ્રી રામજીની પાદુકા છે એમ પંડયાઓ કહે છે એ મંડપ ઉપર અગાઉથી તથા વચમાં નાનો મંડપ છે તે ઉપર જવાને પૂર્વ દિશાએથી પગથીઆં છે. તે અગાશીમાં જઈને જોતાં આખો ટાપુ-રામેશ્વરનો બેટ-ચારે તરફ સમુદ્રથી વીંટાએલો હોય તેવો રમણીય લાગતો હતો. એ સ્થળનું દશ્ય અતિ મનોહર છે. તથા ત્યાંથીજ રામેશ્વરના ટાપુની સઘળી શોભા એક સરખી નજરે આવે છે.

## કૈલાસ દર્શન ( દેવની શયન વિધિ )

મારૂં માનવું એમ હતું કે ત્યાગનો પરમ આદર્શ તે સદાશિવ, અને ભોગનો પરમ આદર્શ શ્રીમન્નારાયણ. પરંતુ એ સમજમાં ભૂલ હતી એમ મને રામેશ્વરમાં 'કૈલાસનાં દર્શન' વખતે લાગ્યું. કૈલાસદર્શન એટલે દેવનાં શયન સમયનાં દર્શન. દક્ષિણના મંદિરોમાં અચલ પ્રતિમા ઉપર પૂજા અર્ચા થાય છે તો પણ દેવના અનેક ઉત્સવો ઉજવવા જુદી જુદી ચળપ્રતિમાઓ પણ રાખવામાં આવે છે. તેમને જુદા જુદા ઉપયોગમાં લે છે અને તે તે પ્રમાણે તેમને અર્ચામૂર્તિ, ભોગમૂર્તિ યજ્ઞમૂર્તિ ઉત્સવમૂર્તિ વગેરે નામો આપે છે. આમાં નિત્યપૂજા વખતે સ્નાન વગેરે અર્ચામૂર્તિનેજ થાય છે મ્હોટા ઉત્સવો, જેવા કે રથળયાત્રા વગેરેમાં ઉત્સવ મૂર્તિજ પૂજાય છે. યજ્ઞયાગ વગેરેમાં પૂજાતી મૂર્તિ યજ્ઞમૂર્તિ કહેવાય છે. અને નિત્યનાં નૈવેદ્ય-શયન વગેરેમાં પૂજાતી ભોગમૂર્તિ કહેવાય છે. રામેશ્વરની ભોગમૂર્તિને વાજતે ગાજતે રામેશ્વરના મંદિરમાંથી પાર્વતીમંદિરના આગ્નેય ખુણામાં સ્થાપેલાં શયન મંદિરમાં હિંડોળા પર પધરાવે છે. ત્યાં પાર્વતીજીની ભોગમૂર્તિને તેમની બાજુમાં હિંડોળે બેસાડે છે પૂજારીઓ હિંડોળે છે. વાજાઓ વાગેછે. આગલ દેવદાસીઓ નાચે છે. ગાય છે. અને ત્રિશૂળ જેવાં ત્રણ ફલાંઓ પર ત્રણ ત્રણ કાકડાઓ બાંધેલા હોય છે તેને સળગાવીને આગળ મશાલ તરીકે ધરી રાખે છે. એ સમયે વધારીઆ મશાલેદાર ચણા અને કઢેલું દુધ સહુને પ્રસાદમાં અપાય છે. આ ઉત્સવનો સંકેત કંઈપણ હશે પરંતુ અખિલ જગત સૃષ્ટા, પાલક અને સંહર્તા સર્વાંતર્યામીને મનુષ્યે પોતાના સરખોજ, આહાર નિદ્રા વગેરેથી યુકત, ચિતર્યો છે અને એમ ઈશ્વરને મનુષ્ય નીર્યમ બનાવી તેના શુદ્ધ સ્વરૂપની વિડંબનાજ કરી છે એમ કોઇ કહે તો તે શું ખોટું કહે છે?

## રામકુંડ, સીતાકુંડ, લક્ષ્મણકુંડ.



લક્ષ્મણ કુંડ.

રામેશ્વરમાં રામકુંડ, સીતાકુંડ, લક્ષ્મણ કુંડ નામે પ્રસિદ્ધ ત્રણ કુંડ છે. તેમાં લગભગ એક સરખી જ રચના વિગેરે છે તેથી તેમાંના એક લક્ષ્મણકુંડનુ વર્ણન આપું છું.

રામેશ્વરના દેવળની પશ્ચિમમાં સીધે રસ્તે લગભગ અર્ધ માઇલ ઉપર લક્ષ્મણ કુંડ છે તે કુંડ સમચોરસ છે. લગભગ દરેક બાજુ ૫૦ થી ૬૦ ફીટ આસરે હશે. ચારે તરફ પગથીઆં બાંધેલાં છે. મધ્યે પાણી બે ત્રણ યા થોડાં ઉંડું હશે. કુંડની

વચ્ચોવચ્ચ એક મંડપ છે. ઉત્સવ વખતે દેવ એ મંડપમાં બીરાજે છે. મંડપની ભોંયથી પાણી એક હાથ નીચું હતું. ચારે તરફ દીપાવલી ભરી હોય ત્યારે એ સ્થળનો દેખાવ અદ્ભુત લાગતો હશે. એ કુંડની ઈશાન કોણે લક્ષ્મણજીનું મંદિર છે, તેની આગળ પડશાળ બાંધેલી છે. તીર્થશ્રાદ્ધ તથા પ્રાયશ્ચિત્ત વિધિ આ કુંડ પર કરાવવાનો રીવાજ ચાલુ છે.

## મંદિરમાં થતા ગોદાનનો ફેજ

રામેશ્વરમાં થતાં ગોદાનોના ફેજ સંબંધે અમને એક સજ્જને મદુરામાં વાત કરેલી તે આ પ્રસંગને લગતી હોવાથી અહીં જ લખવી વ્યાજબી લાગે છે. રામેશ્વરમાં ઘણા એક યાત્રાળુઓ તરફથી ગાયો ભેટમાં આવે છે ત્યાંના મંદિરની ઉપજમાં વાર્ષિક બે લાખની રકમ તો કેવળ જમીનનાં મહેસુલ પેટે આવે છે. અને લગભગ એક લાખ કે બે લાખની ઉપજ યાત્રાળુ વર્ગની અટકળી શકાય તે બધી ઉપજ કાંઇ સાલભરમાં ખરચાઈ જતી નથી. તેમાંથી કેટલીક રકમ જમા પણ રહે છે. હવે એટલી રકમ મોજુદ છતાં તથા રામેશ્વરને તાબે જુદાં ગામ હોવા છતાં પણ ત્રણ ત્રણ દિને મંદિરમાં ભેટ આવેલાં ગાય વગેરે ઢોરોનું જાહેર લીલામ કરી વેચી નાખવામાં આવે છે. અને તેનો ખરીદનાર કોણ છે. તથા તે આ ઢોરોનું શું કરશે વગેરે કાંઈ પણ જોવાતું નથી. એ લીલામ થએલાં ઢોરોનો મોટો ભાગ-અમને આ વાત કહેનાર સજ્જન કહેતો હતો કે-કસાઇઓ કે તેના આડતીયાઓ લઇ જાય છે. અને તેની હત્યા કરવામાં આવે છે. આ વાત જો ખરેખરી જ હોય તો દરેકે દરેક હિંદુએ શરમાવું જોઈએ અને આવો રીવાજ બંધ કરી તેને બદલે રામેશ્વરની જમીન ખેડનારા ખેડુતોને એ ઢોરોનું રક્ષણ અને પાલન કરવાની શરતે વિના મૂલ્યે સોંપી દેવા ઉચિત છે. અત્યારે જ્યારે દેશમાં ઢોરોના મ્હોટી સંખ્યામાં કતલ થઈ જે દૃષ્ટિ ઉપયોગી સંખ્યાનો મ્હોટો ઘટાડો છે ત્યારે ધર્મથી એ ખોટ પૂરી પાડવાને બદલે એ ખોટને વૃદ્ધિ કરનાર કાર્ય સંઘન અને સમર્થ સંસ્થા દ્વારા થાય એ ચલાવી લેવા જેવું નથી જ.

વળી એવું જ બીજું આશ્ચર્ય અમે ત્યાં સાંભળેલું તે પણ પ્રસંગ વશાત્ લખી જણાવવું ઉચિત છે. રામેશ્વરનાં સંસ્થાન તરફથી એક સંસ્કૃત કોલેજ સ્થાપવામાં આવી છે. પરંતુ તે મદુરામાં સ્થાપેલી છે. કે જેથી તેનો લાભ લેવાથી રામેશ્વરના યાત્રાળુઓ અને વતનીઓ વંચિત રહે. ખરેખર જો એવી કોલેજ રામેશ્વર જેવાં પ્રસિધ્ધ દેવાલયમાં હોય અને યાત્રાળુઓ એને જોઇ તથા લાભ ઉઠાવે તો મંદિરમાં દુકાનો રાખવાથી થતી ઉપજની ખોટ--દુકાનો કાઢી નાંખવાથી થતી ખોટ-તેને બદલે કોલેજ સ્થાપવાથી-ન પડતાં ઉલટો વધારો ઉપજમાં થાય. અને તીર્થના ગોરોને પણ એ લાભ મળે જેથી ધર્મનો પ્રચાર થાય અને અજ્ઞાન નાશ પામે. પરંતુ એ સઘળું ત્યારે જ થાય કે જ્યારે હિંદુ સમાજ દાન અને તેની વ્યવસ્થા પર પૂરતું ધ્યાન આપે તથા ધર્મસ્થાનોના દ્રવ્યના સદુપયોગ માટે આગ્રહ પૂર્વક પ્રયત્ન કરે. અને પ્રયત્ન સફળ થતાં સુધી મંડી રહે. આ સવાલ સમસ્ત

ભારતના હિતનો છે. એટલું જ નહિ પણ ધર્મના પ્રચાર સાથે નિકટ સંબંધ ધરાવે છે. તેથી યાત્રાળુ વર્ગ આ તરફ દુલક્ષ નહિ કરે એવી આશા છે. જે દાનનું પરિણામ તામસી, રાજસી, ભાવ ઉત્પન્ન કરે છે તેનું ફળ દાતાને પણ રાજસ કે તામસ ભોગવવું પડે છે. ખરો ધર્મ તો સાત્વિક દાનમાંજ રહ્યો છે એ વાત સર્વને આવશ્યક સમજવા જેવી છે.

### મદુરા

રામેશ્વરથી નીકળી અમે મદુરા આવ્યા. અમારે મદુરામાં ફક્ત થોડા કલાક જ રહેવાનું હતું તેથી ત્યાં જોવાનું સઘળું દોડાદોડમાં જ શરૂ કરવું પડયું તેથી ધીરજથી જોઈ ન શકાયું. તો પણ જે જે જોયું તેથી લીધેલા પરિશ્રમને તો પૂરતો બદલો



મદુરા—મંદીરનો બહારનો દેખાવ.

મળી રહ્યો. પછી અમે તિરૂમલનાયકનો મહેલ જોવા ગયા એ મહેલનો ઘણો ભાગ તો નાશ પામ્યો છે તો પણ દરબાર હોલ હજી પણ સારી સ્થિતિમાં છે. તે જોઈને તેની વિશાળતા તથા ભવ્યતાની અંતઃકરણ ઉપર પૂરી છાપ પડે છે. એ દરબાર હોલમાં લગભગ ૩૦-૩૫ ફીટ ઉંચા અખંડ એક જ પથ્થરના ગ્રેનાઈટના બબે મનુષ્યોની સાથે ભરેલી વાંમમાં પણ ન આવે એવા જાડા થાંભલા છે. તેમના પર પાલીસ કામ એવું કરેલું હતું કે તેમાં મોં દેખાય. શુદ્ધ કાળમીંઢ પથ્થર આરસીથી પણ વધુ લીસો અને ચકચકતો. પરંતુ તેમને કળી ચૂનેથી ધોળી દઈને એ ખૂબી તો નાશ કરી નાંખી. હજી પણ એ મહેલમાં રાજાનું દેવગૃહ એક ખૂણામાં છે. તેને સોમીઆઓ દેખાડે છે. ત્યારે ઉપરની વાતની પ્રતીતિ થાય છે. છત ઉપર સર્વત્ર સુંદર રંગીન ચિત્રકામ કરેલું છે. તે તંજાવરના હિંદુ રાજ્યના સમયમાં થયું હોય તેવું લાગે છે. દરબાર હોલમાં ઉપરથી ગુંબજવાળી ને ગેલેરી

કાઢીને તેમાં જનાના વર્ગને બેસવા સુંદર જગ્યા કરેલી છે. મહેલમાં હાઇકોર્ટ બેસે છે. અને તેને અનુકૂળતા થાય એટલા માટે ચારે તરફ પાર્ટીશન અને જાળીઓ ભરી લીધી છે. તેથી મહેલની ભવ્યતાનો ઘણો ખરો ભાગ નજરે પડતો જ નથી અને એક સુંદર કબૂતરખાનું હોય એવું દેખાય છે. તેના એક ભાગમાં હોજ-સ્નાનગૃહ-જનાના વર્ગને જલક્રીડા કરવાનું સ્થાન છે પણ તે ખાલી પડયો છે. મહેલ ઉપર ચડી જોવાથી પાસે આઠદસ થાંભલાની હાર જમણા હાથ પર દેખાય છે. તે જુના મહેલનો અવશેષ હોય એમ અનુમાન થાય છે. એ મહેલ પરથી દૂર જોતાં એક ટેકરી દેખાય છે તેનો દેખાવ જાણે કે એક હાથી પગ વાળીને બેઠો હોય તેવો લાગે છે. સાંજને વખતે એ ટેકરી પર સૂર્ય કીરણ પડવાથી અજાણ્યા જોનારને ખરેખર હાથીજ બેઠો હશે એવો ભ્રમ થાય જ. દરબાર ગઢના ચોગાનમાં બે ઘોડેસ્વારોનાં પૂતળાં છે. કારીગરીની દૃષ્ટિએ જોતાં તે ઉત્તમ જણાય છે. એક મોટો પથ્થરનો ગોળો ત્યાં પડેલો જોયો. જુના વખતમાં એવા ગોળાઓ તોપોમાં ભરી ફોડતા એમ કહેવાય છે.

## મીનાક્ષી મંદિર

અમે મહેલ જોઇ મીનાક્ષીનું દેવાલય જોવા ગયા. એ દેવાલય ત્રણ પ્રકારનું છે. મીનાક્ષી દેવલનાં ગોપુર સહુથી ઉંચા છે અને તેમાં કારીગરી પણ સહુથી ઉત્તમ છે. એ મંદિરમાં કોતરકામની તો કમાલ કરી છે. એક એક મૂર્તિમાં સજીવ-ભાવો ભર્યા છે. અમે તો છક થઇ ગયા. કાગળમાં કેટલું લખાય. નજરે જોએ જ એનો ખરો ખ્યાલ આવે. એ મંદિરમાં એક જગ્યાએ ભીંત ઉપર નરકનાં ચિત્રો હતાં તથા બીજા કેટલાક ચિત્રો હતાં જે માટે અમારા ભોમીઆએ કહ્યું કે પૂર્વમાં જૈનોએ વેદધર્મીઓ પર જુલમ ગુજારેલો. અહીંનો એક શૈવરાજા બળવાન થયો ત્યારે તેણે જૈનોનો વિનાશ કર્યો. તેનો દેખાવ આ ચીતરેલો છે. ચિત્રો રંગ પુરેલાં અને સારાં હતાં પણ તે સતરમી સદીથી જુનાં હોય એમ જણાતું નહોતું. મીનાક્ષીનાં દેવલમાં ઉત્તર તરફના પ્હેલા પ્રાકારમાં ત્રણ સ્થંભ અમોએ જોયા. એમાં ખુબી એ હતી કે એકજ પથ્થરમાંથી વચ્ચે વચ્ચેનો ભાગ કોરી નાંખીને અને નીચે ઉપર અખંડ રાખીને લગભગ ૧૨ કે ૧૬ પાતળી સળીઓ સ્થંભની આકૃતિની કાઢેલી તે દરેકને વગાડવાથી-પથ્થરથી ઠોકવાથી ચડતા ઉતરતા સંગીતના સૂરો



મીનાક્ષી દેવી-મદુરા.

નીકળતા હતા. આવા સ્થંભ ત્રણ હતા. મીનાક્ષીના દેવાલયની ઉત્તરમાં સુંદરેશ્વરના દેવાલયનાં શીખર મીનાક્ષીના કરતાં ઉંચું છે. મીનાક્ષી અને સુંદરેશ્વરના દેવાલયનાં શીખર ઉપર સોનું મઢેલું છે અને તેમાં અલૌકિક કારીગરી કરેલી છે. શ્રી મીનાક્ષીની મૂર્તિ ભવ્ય અને આકર્ષક તથા અત્યંત રમ્ય છે. આંખો ભાવ પુર્ણ છે એવી મૂર્તિ ઉત્તરમાં તો જોવામાં આવશે જ નહિ પરંતુ દક્ષિણમાં એ બહુ જ થોડી છે. સુંદરેશ્વરનું શિવલિંગ લગભગ હાથ એક ઉંચું હશે. જળાધારી પરથી. આ પ્રમાણે દોડદોડમાં ઉપર ટપકે મંદીર જોઇ દેવદર્શન કરી ત્યાંથી વિષ્ણુમંદિર જોવા ગયા.

### વિષ્ણુમંદિર

દરવાજો એટલો પ્હોળો અને ઉંચો હતો કે તેમાંથી હાથી અંબાડી સહિત પસાર થઇ જાય. અંદરમાં અમે ગયા ત્યાં પોષમાસ નિમિ-ત્તે દ્રવિડ વેદ ( સહઅગીથો વગેરે ) નો સસ્વર પાઠ કેટલાક બ્રાહ્મણો કરી રહ્યા હતા. ખરેખર એ પાઠ સાંભળવો કર્ણને મધુર લાગે છે. પણ ભાષા પ્રાચીન તામીલ હોવાથી કાંઇ રસ પડે નહિ. મૂર્તિ વેંકટેશ્વરજીની હતી. ત્યાં ઉપર ચડી દેવાલયનાં શિખરમાં શેષશાયી અને સૂર્યની મૂર્તિઓનાં દર્શન કરી ઉતારે આવ્યા. મીનાક્ષીનાં દેવલ કરતાં પણ આ મંદિર પ્રાચીન છે. ( ચાલુ )



સુવર્ણ વિમાન ( શિખર )—મદુરા.




લેખકઃ—રાઠ જદુભાઇ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ.

ભાગ ૧—બાળડો

(ગતાંકથી ચાલુ.)

પ્રકરણ ૧૩

આવું નામ વેર.

સોહાગપુરથી નીકળી, વતન થઇ મધુસુદન મુંબાઈ પાછો આવ્યો. ચાલ આગળ ગાડી ઉભી રહી એટલામાં શાંતિ દાદર ઉતરતો હતો તે મધુસુદનને જોઇ બોલી ઉઠયો: ઓહો મધુસુદનભાઈ, કેમ છો ? હું તો કેટલીવાર આવી ગયો."

"એમ" હસતાં હસતાં મધુ એ કહ્યું "પણ ત્હમે અહિં કયાંથી ?"

"એલફીન્સટન કોલેજમાં દાખલ થયો છુ"

"ચાલો, મઝા પડશે" મધુએ કહ્યું ને ટ્રંક હાથમાં ઝાલી પગથિયાં ચઢવાં માંડયાં. શાંતિ પણ સાથે મેડે ગયો.

ઓરડી ઉઘાડી બેઉ બેઠા એટલે શાંતિએ કહ્યું:

"હું તો ત્હમારી ચાતકથી યે વધુ રાહ જોતો હતો. અહિં તો બધું જ અવળું થયું છે."

"કેમ ? શું થયું ?" મધુએ સચિન્ત પુછયું.

"પેલો દવે ને રામભદ્રે મંડળ સર કરી લીધું." મ્હારે પણ કટાકટી થઈ.

"એમ ! સર કર્યું એ તો આનંદની વાત છે" મધુએ હસતાં હસતાં કહ્યુ. "મ્હને તો એ લાગે છે કે બીચારાઓને નાહક મેહનત પડી હશે. મ્હને કહ્યું

હોત તો હું એમને એમ આપી દેત કેની ? મળો તો ભોજ પેઠે કહેજો કે नैकेनापिगता वसुमति सुंजत्वया यास्यति.

બેઉ જણ હસી પડયા.

"ને બીજું જાણ્યું ? ત્હમે તેં જાણ્યું જ હશે."

"શું ?"

"સુભગાબ્હેન પરણ્યાં."

"હેં ?" મધુસુદન ચમકયો. "ખરી વાત ?"

"હા. ને કોઇને મ્હારૂં નામ કહેશો નહિ પણ સાંભળ્યા પ્રમાણે એ લોકેજ ખટપટ કરાવી. બાકી સુભગા બ્હેને તો હઠ લીધી હતી." શાંતિ જરાક અટકયો.

"શી ?" મધુએ પુછ્યું.

"કેમ વળી, ત્હમને પરણવાની."

"શ-શ." "મધુસુદને નાકપર આંગળી અરાડી કહ્યું: બધી ગપ. અમારે એવું કાંઇ જ ન્હોતું. એ તો લોક કહે."

"ના, ના, લોક શું ? મેં કાનોકાન વાત સાંભળી છે. સુભગાબ્હેન જાતે કહેતાં હતાં."

"હશે. હવે એની વાત શી ?" કહી મધુ ઉઠયો ને ઉઠતાં ઉઠતાં પુછયું: "કોને પરણ્યાં ?"

"કોઇ વાચસ્પતિ કરીને છે."

"હું–એમ" મધુસુદન બોલ્યો ને ખૂણે પડેલો સ્ટવ પેટાવવા માંડયો. "ચાલો ત્યારે ચ્હા પીએ" પછી થોડીકવારે ઉમેર્યું: "વાચનો તાર હતો ખરો."

શાંતિ મધુ સામું જોઈ રહ્યો. ત્હેને જોયું કે મધુ કંઇક ઉંડા વિચાર કરતો હતો. એની સમાધિમાં અંતરાય નાંખવાનું ત્હેને ગમ્યું નહિ. ચૂપચૂપ તે બેસી રહ્યો. થોડીકવારે મધુસુદને કહ્યું:

"શાંતિભાઈ, ખોટું થયું. ત્હમારી વાત સાચી હોય ને એ લોકે જ આ કરાવ્યું હોય તો એ ફાવ્યા ને એમણે એક કાંકરે બે પક્ષીઓ માર્યા. આનું નામ વેર"

આખરે મનુષ્ય હૃદયમાંથી ધુંફાડા નીકળ્યા. કયાં લગી ઢાંકે ? દુઃખ એવી ચીજ છે કે ફીલસુફીના ઓછાડથી નથી ઢંકાતી: આખરે–ગમે તેવું બલવાન માનવ હૃદય પણ આખરે કકળી ઉઠે છે.

" કેમ, બે પક્ષી કેમ ? " શાંતિએ કહ્યું.

" ન સમજ્યા ? વાચ મ્હારો બાળમિત્ર છે. સુભગાબ્હેનની ત્હમે કહોછો એવી વૃત્તિ હોય તો મ્હારાથી હવે વાચને ત્યાં જવાશે પણ નહિ. મ્હને જોઇ એ બાપડાં નાહક દુઃખી થયાં કરે. એટલે મ્હેં તો બે ઉત્તમ મિત્રો ગુમાવ્યા. એક એ ને બીજો વાચ."

કયાંસુધી બેઉ જણ મૂંગા મૂંગા બેસી રહ્યા એટલામાં પડોશે રહેતો મોતીલાલ પસાર થતો હતો તે મધુસુદનની ઓરડી ઉઘાડી જોઇ અટકયો, અંદર આવ્યો ને હરખભેર બોલ્યોઃ

" ઓહો, મધુભાઇ, કયારે આવ્યા ? કૈં બહુ દિ રહ્યા ? "

" હા, આવો."

મોતીલાલ પાછલા બારણાના ઉમર પર બેઠો.

" કેમ શી નવા જુની છે ? " મધુએ પુછ્યું—

મોતીલાલે ઉત્તર ન આપ્યો. ત્હેનું મ્હોં જરા પડી ગયું પણ મધુએ તે જોયું નહિ. સાધારણ પ્રસંગે ભાગ્યે આવી વાત ત્હેના લક્ષ બહાર ગઇ હોત પણ શાંતિએ આપેલા સમાચારથી ત્હેનું મન વ્યગ્ર થયું હતું. ને વિચારોની ભૂમિમાં ગમે ત્યાં ગમે તેમ ભટકતું હતું તે મોતીલાલના વાકયથી અચાનક જાગી ઉઠયું.

" કાલે ત્હમને કોઇ શોધવા આવ્યું હતું." મોતીલાલે કહ્યું.

" મ્હને ? કોણ હતું ? "

" કોઈ બાયડી હતી. દેશથી આવી હોય એમ લાગ્યું."

" પણ ત્હમે પુછ્યું યે નહિ " મધુએ ઠપકો આપતાં કહ્યું

" હું પુછવા નીચે જંતો હતો પણ એટલામાં પેલા ત્હમારે ત્યાં આવે છે ઠની તે જતા હતા તે તેડી ગયા." મોતીલાલે પોતાનો બચાવ કર્યો.

" મ્હારે ત્યાં કોણ ? " મધુની ચિન્તા વધતી હતી.

" નામ તો, ભઈસાહેબ, યાદ નથીઃ પણ પેલા ઘણીવાર આવે છે તેઃ પેલા લાંબા સરખા છે ને.

મધુસુદન પોતાની ઓલખાણના માણસોને એક પછી એક મનોદૃષ્ટિ આગળ જોઇ વળ્યોઃ જેમ જેમ ત્હેણે વિચાર કર્યો તેમ તેમ એક પછી એક એમ અનેક

લાંબા માણસો ત્હેને યાદ આવ્યા ને ધીરે ધીરે તો જાણે પોતાના બધાજ ઓળખીતાઓ લાંબા માણસો હોય તેમ ત્હેને લાગવા માંડયું.

"કોણુ હશે?" ત્હેણે અધીરતાથી શાંતિને પુછયું.

"એ લોક હશે?" શાંતિએ શંકા કરી.

"હા બેઉ ઉંચા છે. ઓ ઇશ્વર. ને-ને એ કોણુ આવ્યું હશે!" મધુને અકલામણુ થવા માંડી. મોતીભાઇ" ત્હેણે પુછયુ: "ત્હમે એ સ્ત્રીને જોઇ હતી? કેવી છે?"

"હતી તો બહુ રૂપાળી. સોળ સત્તર વરસની હશે. લુગડાં પણુ ઠીક પહેર્યાં હતાં" મોતીલાલે ઉત્તર આપ્યો.

"ત્હમે કેમ જાણ્યું કે પેલો જ એને લઈ ગયો?" મધુએ પરીક્ષા લેવા માંડી.

"એ નીચે ગાડીમાં આવી ને ત્હમારી પુછપરછ કરતી હતી એટલામાં પેલા ભાઈ આવ્યા ને કૈંક વાત કરી ને પછી એની સાથે ગાડીમાં બેસીને ચાલ્યા ગયા."

મોતીલાલે વૃત્તાંત આપ્યો.

"શાંતિભાઇ, ઇશ્વરે ખરી કસોટી કરવા માંડી લાગે છે."

મધુએ કહ્યું ને ઉભો થઇ ગયો ને બોલ્યો: "કોઇ દુષ્ટ માણસ હશે?"

મધુસુદનની વ્યાકુળતા જોઈ મોતીલાલ ગભરાવા જેવો થઈ ગયો.

"ભાઇસાહેબ, મેં ભૂલ કરી." ત્હેણે કબૂલ્યું.

"કૈં નાહ, મોતીભાઈ, એમાં ત્હમે શું કરો? નસીબમાં જે બનવાનું હોય તે બને છે. એમ કહો કે સારૂં થયું કે ત્હમે વરંડામાં ઉભા હતા નહિ તર આટલુંયે અમે કેમ જાણુત?"

મધુસુદનનું મ્હોં કડણુ થયું: ત્હેના હોઠ બીડાયા: ત્હેને ખાત્રી થઇ કે કોઇ ભલતો માણસ તે આવનાર સ્ત્રીને ઉપાડી ગયો હતો.

"ત્હમે શું ધારો છો, કોણુ હશે?" શાંતિએ પુછયું.

"લતા હોય અથવા......."

"ના, ના, લતાબ્હેનનો તો આજેજ મ્હારા પર કાગળ હતો. એ તો હોયં જ નહિ. અથવા કોણુ?

"તો પછી બકુલ હોય." ત્હેના હોઠમાંથી અનાયાસે શબ્દો નીકળ્યા. ત્હેના મગજમાં નવો વિચાર જન્મ પામતો હતો.

"એજ" તે બોલી ઉઠયો "એનાથી ઘેર રહેવાયું નહિ હોય. શાંતિભાઇ, શું સુન્દર ફુલ છે. સુન્દર છે એટલી બીન અનુભવી છે. નરા કલ્પનાઓની સરણી છે. ઇશ્વર જાણે, પેલા લોક શું નહિ કરે ?"

"ત્હમે કહો તો હું બાળ કાઢી લાવું. રામભદ્રને ત્યાં હશે તો હું કેમે કરી શોધી કાઢીશ." શાંતએ બીડું ઝડપ્યું.

"ના ના, એ લઈ ગયો હોય તો પોતાને ઘેર લઈ જઇ રાખે એટલો એ મૂર્ખ નથી. છતાં આપણે જોશું તો ખરા."

"ભાઈસાહેબ, મ્હને પણ લઇ જજો હોં મ્હારી બ્હેનને પણ એજ મુઓ લઇ ગયો હશે." મોતીલાલે સ્વાર્થ સાથે પરમાર્થ સાધતાં કહ્યું.

મધુસુદન ચમકયો ત્હેની આંખ આગળ વિલાસી રતનની મૂર્તિ ખડી થઈ. ત્હેને કંપારી થઇ આવી. રતનને કોઇ લઇ ગયું હશે કે રતન કોઇને લઇ ગઇ હશે ? ત્હેના મગજે પ્રશ્ન કર્યો. પણ સહસા એ બધા વિચારોને ડાબી દઇ સમભાવથી તે બોલ્યોઃ—"હેં !"

"હા ભાઇસાહેબ, કેદિની જતી રહી છે ને મ્હને તો રાંધવાની એવી વિપદ પડે છે. હેં મધુભાઇ, એ કાંઈ આપણું કામ છે ?"

"નહિસ્તો" મધુએ કહ્યુ. પણ મનમાં બોલ્યો 'સ્રીની શી કિમ્મત છે ?" ને શાંતિ તરફ નજર કરી, જરાક હસ્યો

રતનની આવી વાતથી મધુસુદનની વિચારમાળા ત્રુટી ગઈ હતી. ત્હેની ગભરામણ ઓછી થઇ હતી ને ફરીવાર ત્હેનું સ્વાસ્થ્ય પાછું આવ્યું હતું.

"વારુ, મોતીભાઇ, કામ પડશે ત્યારે બોલાવીશ"

કહી ત્હેણે ટોપી પહેરી. ને થોડીક વારે બધા બ્હાર ગયા.

ત્હેની આંખો રાતી થઇ આવી; ત્હેની કાળી ભ્રકૂટિ તણાઇ: ત્હેના કપાળે બે ન્હાની કરચલી પડી.

"શું કરશું ?" ત્હેણે પુછયું.

"એમને ખુલ્લેખુલ્લું પુછિયે તો ?" શાંતિએ પુછયું.

મધુ સહેજ હસ્યો: "એ લોક એમ કાંઇ હા પાડે ? એ તો એમના જેવું જ થવું પડશે." કહી મધુસુદન ઉભો થયો ને રૂમમાં આંટા મારવા માંડ્યા. અચાનક ઉભો રહી જઇ. તે બોલ્યો: "ચલો, થશે એતો. ત્હમે કાંઇક ખાઇ લ્યો ભૂખ્યા થયા હશો. ટ્રંકમાં ફ્રરાળ છે." કહી ત્હેણે ટ્રંક તરફ નજર કરી.

"મ્હારે કશું નહિ જોઇએ. કોણ જાણે કેમ મ્હારી ભુખ મરી ગઇ છે."

મધુએ તે સાંભળ્યું નહિ. તે ઉંડા વિચારમાં પડયો હતો.

અચાનક ત્હેણે પુછયું:

"ત્હમે રામભદ્રને ત્યાં હજી જાવ છો ?"

"કોઇ વાર."

"ચાલો ત્યારે ઝટ કરો. આપણે જઇયે. અત્યારે ઘણું ખરું એ બહાર ગયો હશે."

બેઉ ઉતાવળે પગલે બહાર ગયા.

---

## પ્રકરણ ૧૪

### શોધખોળ

મધુસુદન અને શાંતિ રામભદ્રના ઘર પાસે આવ્યા એટલે મધુએ કહ્યું:

"હું અહિં ઉભો છું. ત્હમે તપાસ કરો."

મધુસુદન એક ઓટલે સંતાઇને ઉભો રહ્યો ને શાંતિ ઘર પાસે ગયો. ત્હેણે બહાર ઉભેલા નોકર પાસે પુછપરછ કરી.

સુભાગ્યે રામભદ્ર બ્હાર ગયો હતો.

"અરરર–" રામભદ્રના માણસને શાંતિએ કહ્યું "અમારે બહુજ કામ હતું. હમણાં આવશે ખરા ?"

"કહેવાય નહિ" નોકરે જવાબ આપ્યો.

"ત્યારે ત્હમે કામ કરશો ?" શાંતિએ ગજવામાંથી એક રૂપિયો કાઢી કહ્યું:

"ત્હમે કાંદાવાડીમાં મધુસુદનભાઈ કરીને રહેછે........"

"હા. હું જાણું છું" રૂપિયાના દર્શનથી ઉત્તેજન પામેલા નોકરે કહ્યું.

"ભાઇ એમને ત્યાં બેઠા હશે. જરા બોલાવી લાવશો ?" ને નોકરને રૂપિયો આપવા માંડયો. નોકરે જરા આનાકાની કરી, પૈસા લીધા અને "આ ચાલ્યો," કહી ઘરમાં જઇ, બંડી ટોપી પહેરી, તે બહાર ગયો નોકર અદષ્ટ થયો એટલે શાંતિએ મધુને બોલાવ્યો.

"ચાલો, હવે એકલી ડોશી હશે." શાંતિએ કહ્યું." ત્હમે અહીં બેસો. હું બધા ઓરડાઓ જોઈ વળું. કોઇ આવી પહોંચે તો ખબર કરજો." ને ઉતાવળે પગે શાંતિ અંદર ગયો.

મધુસુદન પરસાળની પાટલી પર બેઠો હતો.

જીવનમાં કેટલીક ક્ષણો એવી આવે છે જ્યારે વખત થંભી જાય એમ આપણે ઇચ્છીયે છિયે. ને કોઇવાર વખત વધારે ગતિથી કેમ વહેતો નહિ હોય એવી અકળામણ થાય છે. મધુસુદનને બેઠાં બેઠાં એની અકલામણ થતી હતી. માણસ એવો રાજવી જીવ છે. દુનિયાં, કુદરત બધુંજ એની ઈચ્છાનુસાર વર્તે એવું દરેક જણ ઇચ્છે છે: ને થાય છે એમ કે એ બધામાંથી કશુંજ એની ઇચ્છા પ્રમાણે ચાલતું નથી.

મધુસુદન ગુંગળાતો બેઠો હતો એટલામાં એક ભૈયો બારણે આવ્યો ને બોલ્યો.

"રામભદ્રજી હય ?"

"કયા કામ હય ?" મધુસુદનથી પુછાઈ ગયું.

"દવેજીએ યે ખત ભેજા હય." ભૈયો બોલ્યો.

"દવે !" મધુસુદનના મગજમાં વીજળી ફરી વળી. અચાનક ત્હેને સ્ફુરણા થઇ આવી. "અચ્છા. લાઇયે" તે બોલ્યો ને હાથ લંબાવ્યો. ત્હેનો હાથ ધ્રુજતો હતો. મહામહેનતે ત્હેણે હાથને ટટ્ટાર રાખ્યો. "નહિજી, ખાનગી હય, કિસીકું દેનેકા હૂકમ નહિ" ભૈયાએ કહ્યું.

મધુસુદનની આતુરતા વધી. જરૂર એમાંથી કાંઇક ભેદ મળી આવશે એવી સ્ફુરણા એને થઇ. ભૈયાને મ્હાત કરવા તે ટટ્ટાર થયો.

"મેં સમજ ગયા." ત્હેણે કહ્યું "મગર દવેજી બહાર ગયા હય."

ભૈયાએ આ સંજોગની ગણત્રી કરી નહિ હોય એમ એના મ્હોં પરથી જણાયું.

"કીતની દેર લગેગી?" ભૈયાએ પુછયું. ત્હેના મ્હોંપર કચવાટ દેખાવા માંડયો. તે જોઈ મધુસુદને પાસો અજમાવ્યો.

"કુછ કહે નહિ સકતા. બડે લોક હય. ચાર પાંચ ઘંટા ભી હો જાવે." મધુસુદનને વરસ બે વરસ કહેવાનું મન થઈ ગયું હતું પણ ત્હેણે ચાર પાંચ કલાકથી માંડવાળ કરી કહ્યું. "કયા કુછ જાના હય."

"હાં, મેરી રોટી જલ રહી હય."

ભૈયાએ હાથમાં રાખેલી ડાંગ જમિન પર વેંત ઉછાળી કહ્યું.

"અરરરર" મધુસુદન બોલ્યો "અગર આપ ખત હમકુ દે દો......."

ભૈયાએ એની વિશાળ આંખો પહોળી કરી મધુસુદન સામું જોયું. એ તીવ્ર નજર જોઇ મધુએ વાકય અધેંથી પડતું મૂકયું. પણ અંતે જલી જતી રોટી શેઠના ખાનગી પત્ર કરતાં એ ભાડુતી નોકરને વધારે ઉપયોગી લાગી. અંતે એના મનમાં ઇશ્વર વસ્યો કે તેથી ત્હેણે ચિઠ્ઠી આપી. "જવાબ હય?" મધુએ પુછયું.

"નહિ, કુચભી નહિ. અચ્છા મેં જાતાં હુ" કહી ચાલ્યો ગયો. તે નજરબહાર થયો એટલે મધુએ ચિઠ્ઠી વાંચી અને ઝડપબંધ ગજવામાં મુકી.

મધુસુદન હવે સાવ અધીરો થયો હતો. ત્હેને પાટલી પર ચેન ન પડયું. તે ઉભો થયો ને ત્હેણે આંટા મારવા માંડયા. એટલામાં શાંતિ પાછો આવ્યો. ત્હેનું મ્હોં પડી ગયું હતું. ત્હેણે નિરાશામાં માથું ધુણાવ્યું.

"અહં" તે બોલ્યો.

"ચાલો, ચાલો" ઝડપબંધ ત્હેનો હાથ ઝાલી મધુએ કહ્યું, "ઈશ્વર કરશે તો રાતે મળશે. ચાલો ઝટ કરો; નહિ તો મૂઆ છૂટયા."

શાંતિએ વગર સમજે મધુસુદન પાછળ જોરભેર ચાલવા માંડયું.

છેક બે ત્રણ ગલીઓ વટાવી એટલે શાંતિએ પુછયું.

"જડયાં?"

"હા. આ વાંચો" કહી મધુએ પેલી ચિઠ્ઠી કાઢી શાંતિને આપી.

શાંતિ ચાલતાં ચાલતાં ઝડપબંધ ચિઠ્ઠી ઉપર નજર કરી ગયો.

"દુષ્ટ!" તે બબડયો. "દુષ્ટતાની પણ કે હદ હોવી જોઇએ."

"એમ આકળા ના થશો હોય. એવા ના હોય તો આપણી કિમ્મત શી?"

થોડીકવાર બેઉએ ચૂપ ચૂપ ચાલ્યા કર્યું.

મધુસુદનની ઓરડીએ આવ્યા એટલે મધુને મોતીલાલ સાંભર્યો. ત્યાં લગી પોતાના દુઃખ આગળ એ મોતીલાલનું દુઃખ વીસરી ગયો હતો. મધુ અને શાંતિના પગલાંનો અવાજ થયો એટલે તરત મોતીલાલ ધોતિયાંના છેડે ખભું ઢાંકતો બહાર આવ્યો.

ત્રણે જણ મધુની ઓરડીમાં આવ્યા એટલે મોતીલાલ બોલ્યો.

"કેમ ભાઇ, ભાભી જડયાં ?"

"ભાભી" શબ્દથી મધુ ચમકયો. ત્હેણે અને શાંતિએ એકમેક સામું જોયું. મધુસુદન જરાક હસ્યા. ત્હેને આવા પ્રસંગે વધારે વિવેચન કરવાની જરુર લાગી નહિ.

'ના' ત્હેણે કહ્યું. 'પણ પત્તો મળ્યો છે.'

વચમાં શાન્તિ બોલી ઉઠયો "ને ઘણું કરી રતન બ્હેનનો પણ આજે પત્તો મળશે."

મોતીલાલથી બોલાઈ ગયું "હેં !" અને ત્હેનું મ્હોં આનન્દથી ભરાઈ ગયું. અલ્પ ક્ષણ મધુસુદન મોતીલાલને જોઈ રહ્યો. એના સ્મરણ પટ પર એ જ સ્થળનું એક ચિત્ર પ્રગટ થયું. રતન જેવી સ્ત્રી માટે કોઇ પણ પુરુષ આટલો સમભાવ કેમ રાખે એ પ્રશ્ન એને સહજ થયો. રતનના સ્મરણથી પલવાર ત્હેને કમકમાં થઇ આવ્યાં તે દાબી તે બોલ્યો, "હા, ઈશ્વર કરશે તો ઘણું કરી આજ રાતેજ રતન બ્હેન પાછાં આવશે."

---

## પ્રકરણ ૧૫ મું.

સણસણાટ કરતી રાત્રી પૃથ્વીની ચોગમ ફરી વળતી હોય એમ લાગતું હતું. જનપદનો શબ્દઘોષ શમી ગયો હતો. રાની પ્રાણીઓના ભયંકર અવાજો દૂરથી સંભળાતા હતા. એવે વખતે મલાડના એક દૂરના બંગલા તરફ ત્રણ જણ આવતા જણાતા હતા. ત્રણેની ચાલ સ્વસ્થ પણ કંઇક ઉતાવળી હતી. એમાંનો એક અવારનવાર પાછું વળી જોતો. એકના હાથમાં કંઇક ઉચકયું હોય એમ દૂરથી જણાતું. થોડીક વારે ત્રણેે જણ બંગલાની પછીતની વાડ કૂદાવી વાડામાં દાખલ થયા ને ધીરે પગલે બારણાં આગળ આવી ઉભા રહ્યા.

થોડીક ક્ષણ ગઇ એટલે એક જણે અર્ધ ઉઘાડા જાળીયાંમાંથી અંદર ડોકીયું કર્યું: "અંદર તો કોઈ નથી" ત્હેણે કહ્યું. ત્હેનો અવાજ ધીરો હતો છતાં તેમાં બોલનારની નિરાશા તરી આવતી. બોલનાર શાંતિ હતો.

"શું ?" મધુસુદનથી બોલાઇ ગયું અને જાળીયા પાસે જઈ ત્હેણે ડોકીયું કર્યું. "ખરેખાત બધું બંધ જ લાગે છે. એમ કેમ ?" તે બોલતો હતો છતાં ત્હેની નજર અંદરના ખંડ તરફ હતી; જાણે અંધારામાં તે કાંઇક અદૃષ્ટ વસ્તુ જોવા તે પ્રયત્ન કરતો હોય તેમ–કોઇ વિશ્વામિત્ર અસત્‌માંથી સત્‌ જન્માવવા તત્પર થયો હોય એવા પ્રાબલ્ય ચમકારા ત્હેની આંખોમાં જણાતા.

એક ઠાવકી ક્ષણ બધા સ્તબ્ધ થઈ ઉભા રહ્યા. પછી શાન્તિએ કહ્યું "આપણે છેતરાયા."

મધુસુદન ચૂપ ઉભો રહ્યો. એને આ સત્ય સ્વીકારવું અઘરૂં લાગ્યું સત્વશાલી માણસને પોતે છેતરાય છે તે લાગતું નથી પણ પોતે છેતરાયો છે એમ સ્વીકારતાં એને કંઇનું કંઈ થઈ જાય છે.

બિચારો મોતીલાલ નિરાશ થઇ પાછળ ઉભો હતો. અન્તે ત્હેણે હિમ્મત કરી પૂછયું "હેં, મધુભાઇ ! પેટી પણ નહિ હોય ત્યારે."

આ દુનીયામાં સૌ સૌનાં દુઃખ રડે છે અને એમ કરવાનો એ સૌને અધિકાર હોય છે એ મધુસુદન જાણતો હતો છતાં આ પ્રસંગે મોતીલાલનાં સંભારણાથી એને રીસ ચઢી આવી. "કોણ જાણે" ત્હેણે કંઇક સખત અવાજે કહ્યું.

એટલામાં શાન્તિ બોલ્યો "આપણે અંદર જોઈશું."

"ના, હવે શું કામ ?" મધુએ કહ્યું "કયાં તો એ લોક અહીંયાં આવ્યાં જ નથી અથવા કંઇક ભાળ જાણી જવાંથી કયાંક જતા રહ્યા છે એ ચોક્કસ."

"ત્યારે શું કરશું ?" શાન્તિએ પુછયું.

મધુસુદન નિઃશબ્દ આકાશ તરફ જોઇ રહયો. ત્હેના દાંત કચકચતા હતા. ત્હેની આંખોમાંથી પ્રખર આગ્ન પ્રગટતો હતો.

એટલામાં કંઇક અવાજ સંભળાયો ત્રણે જણ ભીંતે ડબાઈ ઉભા રહ્યા. થોડીક વારે બંગલામાં અજવાળું થયું.

"એ લોક આવ્યા લાગે છે." શાન્તિએ ધીમા સાદે કહ્યું. મધુસુદને જાળી વાટે નજર કરી અંદર ત્રણ જણ બેઠા હતા. એક આરામ ખુરશી પર દવે ફસડાઇ ગયો હોય તેમ પડયો હતો. સામે ખાટલા પર રામભદ્ર અને રતન બેઠાં હતાં. રતનને જોઇ મધુંના અંગે અંગે રૌદ્ર ઝેર વ્યાપી રહ્યું. પરવશ થયલો માણસ જોઇ રહે તેમ એ ભયાનક દૃશ્ય તે જોઈ રહ્યો.

રતન અગાઉ કરતાં કઈક વધારે આકર્ષક જણાતી. કોણ જાણે ત્હેના વસ્ત્રે વધારે સુન્દર હતાં તેથી અથવા પાપ મોહનો તે સાક્ષાત્કાર કરતી હોય તેથી. કહે છે કે પુણ્ય કરતાં પાપ વધારે આકર્ષક હોય છે. શી ખબર ?

મધુસુદન જડ જેવો ઉભો હતો ત્હેને શાન્તિ કંઇક પ્રશ્ન પુછવા જતો હતો એટલામાં અંદરથી રામભદ્રનો અવાજ આવ્યો " યાર દવે, તું તો સાવ નમાલો રહયો. આપણે એવા તે કેવા કે પિંજરે બાંધેલી હંસી ઉડી જાય. જો, વગર પિંજરાએ આ મ્હારૂં બુલબુલ કેવું રહ્યું છે." કહી રામભદ્રે રતનના ગાલ પર હેતથી ટપલી મારી ને શૃંગારલીલા પ્રગટ કરતી હોય તેમ રામભદ્ર તરફ નજર કરી રતને નીચું જોયું.

મધુસુદને દૃષ્ટિ વાળી લીધી. શું કરવું તે ત્હેને સૂઝયું નહિ. એક બાજુએ સ્ત્રીનું રટણ કરતો પુરુષ ઉભો હોય ને બીજી બાજુએ એક વાર છેટે તે સ્ત્રી સ્વેચ્છાથી પરનું સેવન કરતી હોય એ સ્ત્રી અને પુરુષને સરજનાર કુદરત તરફ મધુસુદનને તિરસ્કાર આવ્યો.

"કોણ કોણ છે?" શાન્તિએ પૂછયું.

"દવે ને રામભદ્ર" મધુસુદન બોલ્યો ને–ને કોઇ સ્ત્રી છે. ઓળખાણમાં નથી આવતી, પછી જરાક વારે ત્હેણે ઉમેર્યું. "ચાલો ત્યારે આપણે જઇએ." કહી મધુસુદન બારીએથી પાછો ફર્યો.

શાન્તિ અને મોતીલાલ ત્હેની પાછળ જતા હતા એટલામાં મોતીલાલને અંદરથી કંઇક અવાજ આવ્યો તે સાંભળી અચાનક તે જાળી પાસે દોડી ગયો. અંદર રતન ટેબલ પાસે ઉભી હતી. ત્હેને જોઇ લગભગ બધા સાંભળી ઉઠે એમ મોતીલાલ બોલી ઉઠયો " મધુભાઇ, મધુભાઈ, એજ છે, મ્હારી અલી."

મધુસુદન ઉભો રહી ગયો. ત્હેણે જીભ કરડી. શું કરવું ત્હેને સૂઝયું નહિ. ધીરે પગલે તે જાળી પાસે ગયો અને મોતીલાલ સાથે અંદર જોવા માંડયું.

રતન ટેબલ પર મૂકેલાં ગ્લાસોમાં દારૂ પૂરતી હતી. એક ગ્લાસ દવેને આપી બીજો પોતે લઇ રામભદ્ર પાસે તે ગઇ અને ત્હેના ખભે હાથ મૂકી ત્હેના મ્હોં આગળ ગ્લાસ ધરી રહી.

"આને લઇ જઇ શું કરશો?" મધુસુદને પુછયું. ત્હેના અવાજમાં કંઇક દયા, કંઈક તિરસ્કાર હતો.

"ભઇસાબ, હજુ એ તો છોરૂ છે તે સુધરી જશે."

મધુસુદન આ પત્નીપરાયણ પતિ તરફ જોઈ રહ્યો, "પણ" તે કંઇક કહેવા જતો હતો એટલામાં શાન્તિ બોલ્યો "મધુભાઇ, ત્હમારા ને મ્હારા આદર્શો વડે બધાના આદર્શો કેમ માપો છો? આ મોતીલાલને સ્ત્રી જોઇએ છે. સ્નેહ અને સતીત્વનો એ ભૂખ્યો નથી."

"ગમે તે હોય પણ આવી—"

"ત્હમને એ નહિ સમજાય. આવા તો અસંખ્ય દૃષ્ટાંતો હજી જોશો."

"હું તો એવા સહચારમાં ભાગીદાર નહિ થાઉ" મધુસુદને દૃઢ અવાજે કહ્યું

એટલે મોતીલાલ બોલી ઉઠયો "ભઇસાહેબ, એમ ના કહેશો. ગમે તેમ કરો. મ્હારી અલીને લાવી આપો." ત્હેનો અવાજ વધારે મોટો થયો હતો.

મધુસુદન ચમકયો. સરળ સ્વભાવના લાગતા મોતીલાલની વણીજ-બુદ્ધિ તેણે અનુભવી. મોતીલાલ બૂમ પાડે તો બધાની શી સ્થિતિ થાય એનો એને ખ્યાલ આવ્યો "સારૂ મ્હારે શું ?" ત્હેણે કહ્યું. "જોઈએ લાગ ખોળીયે."

'હા ભઈ સાબ, હા ભઇ સાબ' કરતો મોતીલાલ ત્હેની પાસે ઉભો રહ્યો.

વખત સપાટાભેર પસાર થવા માંડયો. બંગલામાં બેઠેલાં સ્ત્રીપુરૂષોને મદિરાનો નિશો ચઢવા માંડયો હોય એમ તેમના અસ્પષ્ટ અને અસંબંધ ઉચ્ચારોથી જણાવા માંડયું. "જતી રહી" દવેનો અવાજ આવ્યો. 'એ ગઈ છતાં એની છબી આવે. એ નજરમાં" કહી ત્હેણે હાથ લંબાવ્યો અને રામભદ્રે ત્હેનું ગ્લાસ ભરી દીધું. રતન રામભદ્રના ખોળામાં અર્ધભાન ભૂલી થઈ પડી હતી.

"એ કયાં ગઈ હશે ?" મધુસુદને સચિંત અવાજે શાન્તિને પૂછયું.

"વિભુ જાણે." શાન્તિ બોલ્યો.

આ રાક્ષસોની સોબત એ બિચારીને કેવી દુઃસહ્ય થઇ પડી હશે.

"મધુભાઇ" શાન્તિ કરુણ સાદે બોલ્યો "કંઇ આડું અવળું તો નહિ કર્યું હોય?"

મધુસુદનથી બોલાયું નહિ ત્હેની આંખમાં ઝળહળીયાં આવી ગયાં. ગળાનો ડુમો દાબી જેમ તેમ તે બોલ્યો. "જેવું આપણું ભાગ્ય."

થોડાક વખત પછી બંગલામાંથી કોઇના પડવાનો અવાજ આવ્યો. મધુસુદને અંદર ડોકીયું કર્યું. દવે ખુરશી પરથી નીચે પડયો હતો. રામભદ્રનું માથુ એક બાજુ લચી પડયું હતું. રતન સંસ્કારી પુરૂષને જોતાં સંકોચ આવે એવી દશામાં સૂતી હતી.

"અરેરે" મધુસુદન બોલ્યો. "આપણી પૃથ્વીમાં ઇશ્વરે આવું પાપકર્મ ભર્યું છે, એમ ?" મોતીલાલની આંગળી પકડી ત્હેણે કહ્યું "મોતીલાલ, બોલો શું કરવું છે ? ત્હમારી સ્ત્રી નથી ત્હમારી રહી કે નથી સ્ત્રી રહી. એને ત્હમારાં બાળકોની માતા બનાવી ઘરમાં લાવી શો લાભ. ઉલટું ત્હમારૂં ઘર અપવિત્ર થશે. શરીરની ખાતર ત્હમારૂં બધું શા માટે વેડફી દો છો ?"

"ના, ના, મધુભાઇ હું કાંઇ એ ના સમજું તમે......."

"વારૂં, ચાલો, મધુસુદને તિરસ્કારમાં કહ્યું. અને ત્રણે જણ બંગલાના બારણા તરફ ગયા. બારણું જર્જરિત હતું એટલે જરા અમથા વળે નકુચો ઉઘડી ગયો ને ત્રણે જણ અંદર દાખલ થયા.

ઉંમર આગળ ઉભા રહી મધુસુદને કહ્યું. "જાવ મોતીભાઇ, પેલી ત્હમારી અહી" અને શાન્તિને ત્હેણે સાથે જવા સૂચવ્યું.

મોતીલાલ અને શાન્તિ મળી રતનને ઉંચકી લાવ્યા અને ધીરે પગલે બહાર નીકળી મધરાતના અંધારામાં ચારે જણ અદૃષ્ટ થઇ ગયા.

(ચાલુ)



# ગુજરાતનું સ્વપ્ન સૌંદર્ય

લેખકઃ—રા. સૈનિક

## (૨) દમયંતી

"તેજ અનંત અનંગનું અંગ, એ નળ આવ્યોરે."
"અલકાવળિ લલિતા, માળ સલિતા, ઉદર પોયણ–પાતરે."
"ચાતતો શાર્દુની ગત્ય"–"હંસ ગત્ય પગ છાંડતી."
"કમળ નયન પ્રેમનો ફંદ" (તેને) "રસિલિ રામા રાજતી."

સૌન્દર્ય સૌન્દર્યનેજ આકર્ષે તેમાં ઠલવાય.

અનલમાં આવતાં પ્રણય બાણ ભાગ્યેજ પાછાં વળ્યાં છે. મેઘદૂત ભલે કલ્પનાજ હોય. ભસ્મ ચોળ્યા પછીએ મહેશ અવિચળ ન રહ્યા. સૌન્દર્યમાં પણ પરિમળ એહેકે. કન્યા વરયતે રુપં એતો કામનું કામણ છે. વનવેલી અણખીલી કરમાતાં પહેલાં વૃક્ષને શોધે. હંસનો દમયંતીને સ્નેહવાટ બતાવતો વિદ્યુત ચમકારજ હતો. સૌન્દર્યનો પ્રતિછાંયો હતો. સુંદરીની મનોદશાનો પડતો વિશ્વઘોષ હતો. સૌન્દર્યને સિંચતી પ્રેરણા હતી.

"કામિનિ કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોનાર."

તેના સ્વયંવરમાં બળ કે બુધ્ધિનું કાર્ય નહતું. નહતો મચ્છવેધ કે નહતું તોડવાનું શંકર ધનુષ્ય. પૃથ્વીના સૌન્દર્યને સુરલોક પણ સોહાવો નહતો. માનવનો મોહ અજબ રહ્યો. ઓખાએ એ સ્વપ્ન જોયું. ચિત્રલેખાએ તે ચિતર્યું. મનને ગમ્યો તે મનમોહન.

"મેં તો તમને સમર્પ્યું ગાત્ર, સ્વયંવર તો નિમિત માત્ર."

સૌન્દર્યને પણ કલંક કયાં નથી! દુષ્ટતાએ કલિયુગનો ઈજારો નથી પાસાના પડવા ઉપર લટકતું રાજ્ય, અને તેમ ઓછું હોય તેમ તેના ઉપર ટકતું સ્ત્રી ભાગ્ય એ આજની રમત નથી. દ્યુતતો સતયુગમાં સાધારણ હતું. દ્રૌપદીના સૌંદર્યનો એ રાહુ હતો. દમયંતીના ભાગ્યનો ખગ્રાસ અહિંથીજ મંડાયો. બાળકના જન્મ સાથે સ્ત્રીનું સૌન્દર્ય આ દેશમાં સંકેલાય છે. હેમલતા ફળવતિ થઇ હતી.

પછી તો પ્રેમને અશ્રુનાંજ સ્નાન રહ્યાં. છતાંએ દેવાંગના જેવી દમયંતીને અળગા થવું ન ગમ્યું. સીતા, તારા અને દ્રૌપદીએ લીધેલી રેશમી દોરી તેને છોડવી ન ગમી. સૌન્દર્ય દુઃખ માટેજ સરજાયલું હોય સૌન્દર્યના ઉપભોગ માટે સ્પર્ધા ન હોય તો સૌન્દર્ય શેનું? લગ્ન પહેલાં દેવો પજવ્યા તે પછી કાળ રૂઠયો. ત્રિલોક મોહિનીને રાનની વેદના સહેવી રહી.

પ્રેમબંધન તૂટ્યાં. નળ છોડી છાંડી ગયો સાપે કાંચળી તજી કે વૃક્ષે પર્ણ તજ્યાં? વિના અપરાધે શકુંતલા પણ કયાં વિસારે નહોતી પડી? ભૂલવું એ વખતે પુરૂષ પ્રકૃતિ હશે. વિભક્ત થયેલ સૌન્દર્યને સરખું જ દુઃખ પડયું. અઘોર વનમાં વલવલતી વૈદર્ભી થરથર કાંપી તો નળ પુષ્પશૈયાએ સુતો તો ન જ હતો. એ રસીલીની રસનાએ પુણ્યશ્લોકનું નામ ન છોડયું તો નળનો અશ્રુપ્રવાહ દિનરાત વહ્યા.

"જે ચકવાક દિવસે વહુ સાથ રાખે,
તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગ થકિ ચંદ્ર પ્રકાશ ખૂંચે,
એ દુઃખ હોય દિલમાં કશુંએ ન રૂચે."

દુઃખને પણ અંત હોય. દુઃખસાગરની લહરી વટોળમાં ચડી પુરી થઈ. ઘેરાયલું વાદળ વિખરાવા માંડયું. અગ્નિમાં તવાયલું સુવર્ણ વધારે સ્વચ્છ થયું. ધૂમે ઢાંકેલો વન્હિ ફરી પ્રગટયો. રાહુ છુટતાં રોહિણી ચંદ્રને મળી. મેઘ વર્ષી રહે સૂર્ય પ્રકાશ શરૂ થયો.

દમયંતી સૌન્દર્યની કીલચુકી છે. સૌન્દર્યની કલ્પનામૂર્તિ છે. સ્નેહનો પંથ સરળ નથી. રસશૃંગારના અંકુર અને અનુરાગમાં સુખના લેખ નથી. સુંદરતાને ત્રિલોકના બંધનથી તો ભૂગોળની આડ કયાંથી જ હોય. પવન જેવો પ્રેમ આવૃત છતાં નથી એમ નથી. વિશ્વસૌન્દર્યનું પ્રતિબિંબ સ્ત્રી સૌન્દર્યમાં છે. એ સૌન્દર્ય તે પ્રેમમૂર્તિ. હિમગિરિના શૃંગે કે સરિતાને તીરે નરનારી કેમ ઝંખતો હશે! સૃષ્ટિની રમણીયતા શું ઓછી વિપુલ છે? જળ ભેગું જળ મળે તેમ માનવ હૃદય પણ સમતાન થાયે. "રસ અંકય વિણ નવ એકય." નારીદેહ તો સૌન્દર્યની અલક લટ છે.

ચડ જેવા પ્રેમનાએ બરતિ ઓટ હોય. એમ નહોત. પુષ્પ એવું ને એવું જ અનંત રહેતું હોત તો મોહ ઓછો થાત. ફળ થતાં કરમાતા પુષ્પમાં જીવનનો વિકાસ છે સૌન્દર્ય અને સ્નેહ એ વિકાસ શોધે છે. આખુયે વર્ષ વસંત હોય તો!

સુન્દરીના સજળ નયનમાંથી ખરતાં બિંદુ પુષ્પમાંથી ઝરતું અમૃત છે. એ અમૃતના સ્વાદમાં સૌન્દર્યની સિધ્ધિ છે. સંકટથી સૌંદર્ય વધારે કાંતિમાન હોય. નાગે જનો નહનતો વેરાતા તેજનું સ્વપ્ન કયાં જોવાનું? વિધિના નિષ્ઠુર લેખમાં સૌન્દર્યની અજાત અપાય. સુખદુઃખ દેહનાં છે. સૌન્દર્ય ને સુખદુઃખ શાં! વિના ગાય તેઃ કાવાઃ સૌન્દર્ય નહિ.



# નિરર્થક અનામિકા

માણસની પાંચ આંગળીઓમાંથી એકનું નામ અનામિકા હોવાનાં કારણે એક સંસ્કૃ કવિએ તર્ક યોજ્યો હતો. તેવોજ તર્ક આપણે અત્યારે યોજવો હોય એમ કહેવાય કે સંગ્રહોની ગણુના પ્રસંગે કનિષ્ઠિકા ઉપર કાવ્ય માધુર્યનું નામ ચઢયું પણ તેવાજ સુન્દર ગદ્યસંગ્રહને અભાવે અનામિકા નામ અર્થવાળું બની ગયું છે. કારણ કે આટઆટલો કાલ વહી ગયા છતાં, આટઆટલા, નકામા, કંટાળા ભરેલા, હલકી કોટિના, ખુશામતીયા, મૌર્ખ્યપ્રધાન, વગેરે વગેરે વગેરે વર્ગમાં આવે તેવા કાવ્યના સંગ્રહો બહાર પડયા છતાં એકદમ ઉંચી કક્ષાએ પહોંચે તેવો ગદ્ય સંગ્રહ અત્યાર સુધી બહાર પડયો નહોતો. પેટલાદની મિત્રમંડળ નામે સંસ્થા પહેલાં ગદ્યપદ્યસંગ્રહ નામે માસિક કહાડતી અને પછીથી તેમણે એક ગદ્યસંગ્રહ પ્રકટ કરેલો. ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પણ વિદ્યાર્થીઓના ઉપયોગ માટે એક ગદ્યસંગ્રહ દેસાઈભાઈ નાથાભાઇ પટેલ પાસે તૈયાર કરાવેલો. ન્હાના વિદ્યાર્થીઓ માટે પાઠસંચય નામે નવજીવન પ્રકાશનનો સગ્રહ છે. પણ ગદ્યસાહિત્યના વિસ્તૃત ક્ષીરસાગરનું દોહન કરી નવીનત અર્પનાર સંગ્રહ અત્યારસુધી ગુજરાતને ધરવામાં આવ્યો નહતો.

તેનું એક કારણ છે. સાહિત્યનું નવનીત એ ગવ્ય નવનીતની માફક બે કારણે ઉત્તમ બની શકે. ઉત્તમ પશુ હોય તો અને ઉત્તમ દોહન હોય તો. પ્રાચીન આચારોમાં વહેમરૂપ કે ખોખાંરૂપ થઇ ગયેલ વિધિઓમાં પણ પંચગવ્યનું મહત્ત્વ ઘણું છે. વિધિ ન હોય ત્યાં પોતાના ઉપયોગ માટે પણ બધા લોકો ઉત્તમ દૂધ ઉત્તમ દહીં અને ઉત્તમ માખણુની અપેક્ષા રાખે છે. છતાં પશુ ઉત્તમ છે કે નહીં તે જાણવાની દરકાર પણ નથી કરતા તેથી ઉત્તમ લાગતું દૂધ ગુણમાં ઉત્તમ નહીં પણ ખડી, સાકર, પાણી વગેરે અ-દૂગ્ધ પદાર્થોમાંજ ઉત્તમ હોય છે. એવાં દૂધની સામે ફરિયાદ કરતી વખતે પણ એટલો વિચાર થતો નથી કે કંગાલ ઢોરનુ દૂધ સત્ત્વહીનજ હોય અને તેનો પ્રતિકાર ઢોરોની દશાને સુધારીનેજ થઇ શકે. સાહિત્યમાં પણ જ્યારે ઉત્તમ નવનીત અપ્રાપ્ય થાય ત્યારે સાહિત્યકારોને ઉત્તમ બનાવવા એ રાજમાર્ગ છે, ઉત્તમ માખણુ પ્રાપ્ત કરવા માટે બીજી આવશ્યક ક્રિયા દોહનની પણ

છે. અને દોહનમાં શ્રમ છે. જ્યારે માણસને પોતાને એ રીતે તસ્દી લેવી પડતી નથી ત્યારેપણ ઉત્તમ માખણ પ્રાપ્ત કરવાનો આધાર તે લેવા જનારની ચતુરાઈ, મહેનત, પરીક્ષણશક્તિ વગેરે ઉપર આધાર રાખે છે એ દૈનિક વિક્રય વ્યવહારનો સિદ્ધ નિયમ છે.

જો કે આ પ્રમાણે જોતાં નવનીત કઇ સાધ્ય વસ્તુ હોવા છતાં આપણને ગદ્યનવનીત રા. વિશ્વનાથ તરફથી મળ્યું છે તે માટે ગુજરાત તેમનું ઋણી છે. પ્રથમ દૃષ્ટિએ પુસ્તક જોનારને પણ તરત પ્રતીતિ થઇ જાય છે કે તમણે સાહિત્યના ક્ષીરસાગરનું ખૂબ દોહન કર્યું છે. અને જે નવનીત આપ્યું છે તે ઉત્તમ હોય એ જોવાની તેમણે ખાસ કાળજી રાખેલી છે. દરેક પ્રકારની લેખનશૈલિનો તેમાં નમૂનો છે. લગભગ દરેક સાક્ષર મંડળનું તેમાં પ્રતિનિધિત્વ છે અને વખણાયેલા એવા જૂજ લેખોજ આ સંગ્રહમાં આવ્યા વિના રહ્યા હશે. પુસ્તક કદે મોટું છે, અને અનેક વિદ્વાનોના ઉત્તમ લેખોને લીધે ગુણે પણ મોટું છે અને પાછળ અભ્યાસપૂર્વક લખાયલાં ટિપ્પણને લીધે એ વધારે સમૃદ્ધિ બન્યું છે.

સંગ્રાહકે તેમની ચૂંટણીનું દૃષ્ટિબિન્દુ પણ સમજાવેલું છે. તેમણે અમુક વિષયો લેવાના નિર્માણ કરી તે તે વિષયોના પારંગતોનાંજ અવતરણો પ્રસિદ્ધ કીધાં છે. દેખીતી રીતેજ આમાં એક મોટી મુશ્કેલી નડે છે. કોઈકવાર એક સારા લેખનો લેખક પોતે કોઇ વિષયનો પારંગત ન હોવા છતાં લેખ ઉત્તમ હોય ત્યારે તેને તજવોજ પડે. એવે પ્રસંગે સંગ્રાહકે લેખની ઉત્તમતાનેજ યોગ્યતાનું પ્રમાણ ગણ્યું છે તે ઇષ્ટ છે. જો કે એથી ઉલટી રીતે, પ્રસિદ્ધ લેખકોના કેટલાક લેખો પણ ઉત્તમ છે કે નહીં તેની પણ એટલીજ કડક પરીક્ષા થઈ હોત તો કેટલાક મધ્યમ લેખકોના લેખો પ્રતિનિધિત્વને કે એવાં બીજાં કારણે આમાં પેસી ગયા છે તે ન આવત.

સંગ્રહનાં ગુણગાનમાં આગળ વધવા પહેલાં એક અક્ષમ્ય દોષ તરફ સંગ્રાહકનું ધ્યાન ખેંચવું ઘટે છે તે એ છે કે જો કે ધૂમકેતુ સુધીના વર્તમાન લેખકોને તેમના સંગ્રહમાં સ્થાન આપ્યા છતાં મહાદેવ દેસાઈને દૂરજ રાખવામાં આવ્યા છે. ભાષાની પ્રૌઢતા, સરલતા અને સુન્દરતા ત્રણેમાં એ બે લેખકોની તો સરખામણીયે થઈ શકે તેવું નથી. અને ભાષાના એ ત્રણે ગુણ સાધી શકનાર એક લેખકને ભૂલીજ જવાય એ ઇષ્ટ નથી. નવજીવન અને સત્યના તંત્રી ઇન્દુલાલના લેખો અનેક હોવા છતાં તેમની ગણના ભૂલાઈ જવાય એ ક્ષમ્ય છે પણ મહાદેવભાઇની ભાષા તો સ્વયમેવ પ્રતિનિધિત્વ માગી લે છે. મોટું કદ થઈ જવાનો બચાવ પણ અત્રે ચાલે તેમ નહોતો કેમકે ધૂમકેતુના લેખો આ સંગ્રહમાં છે તેને બદલે મહાદેવ દેસાઈના લેખો મૂકાયા હોત તો સંગ્રહ વધારે યોગ્ય અને વધારે સમૃદ્ધ બન્યો હોત.

આ સંગ્રહનું સ્વરૂપ ગદ્યસાહિત્યના વિકાસના ઇતિહાસની અપેક્ષા રાખે છે. અને એવો ઇતિહાસ લખવાની યોજના રા. ભટ્ટે આ સંગ્રહ આપીને તેમજ તેમના અન્ય લેખોથી સિદ્ધ કરી છે. પણ તેનો ઇતિહાસ નથી એને સંગ્રહની ઉણપ ગણવી

વખતે એકજ ખ્યાલ રહે છે કે જેમણે આટલું બધું આપ્યું છે તેમની પાસેથી વધારેનો લોભ ઘટતો નથી. એ મુદ્દાનો અત્રે ઉલ્લેખ કરવામાં હેતુ માત્ર એવો એક ઇતિહાસ પ્રાપ્ત કરવાનો છે. અને રા. ભટ્ટ જો એ કાર્ય હવેની આવૃત્તિ માટે પણ સ્વીકારે તો તેમની સેવામાં એક અમૂલ્ય ઉમેરો થશે.

આ સંગ્રહમાં સ્વરૂપે ટુંકો છતાં અત્યંત ઉપયોગી અંશ માર્ગદર્શક ટિપ્પણનો છે. શિક્ષણ વિશે છેલ્લામાં છેલ્લા વિચારો પ્રમાણે અને તેને અનુસરીને એ લખાયેલું છે એટલુંજ એ વિશે અત્રે કહી શકાય જો કે કેળવણીવિષયક માસિકોમાં એ ટિપ્પણ તથા એ સંગ્રહની દૃષ્ટિની વધારે છુટથી પ્રશંસા કરવાનો અવકાશ રહે છે.

આ લેખને લાંબો બનાવવો હોય તો એ સંગ્રહના "અભિજ્ઞાત અને પ્રસિદ્ધ સૌંદર્યને પ્રકટ" કરીને થઇ શકે તેમ છે પણ સંગ્રાહકે પોતે લેખોની પસંદગીનું ધોરણ "અનભિજ્ઞાત સૌંદર્યનો પરિચય" કરાવા તરફ ઢળવા દીધું છે તેજ પ્રમાણે આ લેખ માટે પણ તે ધોરણ સ્વીકારવું ઇષ્ટ ધાર્યું છે. માત્ર પુસ્તક જોઇને પણ વાચક જાણી શકે તેમ છે કે સંગ્રાહકનો અભ્યાસ તલસ્પર્શી છે, તેમનું વાચન વિવિધ છે અને તેમની પરીક્ષણની કોટિ ઉન્નત છે.

અંતમાં આ લેખ શરૂ કરતી વેળાના તર્કનો ફરી પ્રયોગ કરીને એટલું કરી શકાય કે સંગ્રહોમાં અત્યાર સુધી પ્રતિષ્ઠિત સંગ્રહ કાવ્યમાધુર્ય ગણાતો હતો. મધ્યમા તેવો સંગ્રહ આ ગદ્ય નવનીત છે, એટલે સંગ્રહોની ગણના વખતે અનામિકા ઉપર કોઈ નામ ન ચઢવાને લીધે સાર્થક થઇ હોત તે આ સંગ્રહ પ્રકટ થવાથી હવે નિરર્થક બની ગઇ છે. અને એથી ખેદ કે નિરાશા નહીં પણ હર્ષ અને રા. ભટ્ટ પાસેથી આવી અનેક સેવાઓની સદાશા જ ઉપજે છે. પુસ્તક તેનાં મૂલ્યથીયે મૂલ્યવાન છે અને તે પરિશ્રમ માટે શિક્ષણનું જગત તેમનું ઋણી છે.

સુ. મ. ભટ્ટ



તે કેવલ વિતંડા છે; કોઇ પણ વિષયનું જ્ઞાન વધારવાનો, ફેલાવવાનો અને તેને ખીલવવાનો રાજમાર્ગ એક જ હોઈ શકે: તે વિષયનું પોતાનું શિક્ષણ ક્રમિક સંગીન શાસ્ત્રીય અને વિશાલ આપવાનો સળંગ અભ્યાસક્રમ, યોગ્ય શિક્ષકો અને સાધનો સાથે, રચવો એ.

"બીજી ભાષાઓ" ની યાદીમાં બાર ભાષાઓ છે, તેમાં જ ગુજરાતી મરાઠી અને કાનડી એ ત્રણ ઉમેરવી જોઇયે. અને સંસ્કૃત લેટિન ફ્રેંચ પાલિ આદિ બાર ભાષાઓની માફક જ ગુજરાતી, મરાઠી, કે કાનડીનો અભ્યાસ તેટલો જ સમય આપીને, તેટલી જ શ્રદ્ધાપૂર્વક, તેટલી જ સંગીનતા અને શાસ્ત્રીયતાથી, હાઇસ્કૂલથી માંડીને એમ. એ. લગી સળંગ ચાલે એવી અભ્યાસક્રમ વ્યવસ્થા રચાવી જોઇયે.

હિંદીને અને સિંધીને પણ અમે ઉપર ઉમેરી નથી. એ બે માતૃભાષાઓનો વિચાર કરતાં મુંબાઇ યુનિવર્સિટી બીજી હકીકતો પણ ધ્યાનમાં લેવાને બંધાયલી છે.

મેટ્રિકને માટે આ બે ભાષાઓને પણ સ્વીકારી લેવામાં આવી છે તે યોગ્યજ થયું છે.

પણ હિંદી વિશે જુવો. હિંદીનો વિકાસ કેટલો થયો છે, કાલેજના અભ્યાસ-ક્રમમાં સ્થાન મેળવવાની એ ભાષા અને એ સાહિત્યની લાયકી છે કે કેમ, એ સવાલજ નથી. હિંદી માટે મુંબાઇ વિદ્યાપીઠને માટે નિર્ણાયક હકીકત એ છે કે એ આપણા ઈલાકાની મોટી માતૃભાષાઓમાં નથી. હિંદીના પ્રોફેસરો યુનિવર્સિટીમાં કે આપણી કોઈ પણ કોલેજોમાં રાખવા એ ખર્ચ વાજબી ગણી શકાય એવો છે નહીં. આવશ્યક ખર્ચને પ્હોંચી વળવાની અશક્તિ છે, આવશ્ક વસ્તુઓમાંની ઘણીને માટે પૂરતાં સાધન આપણે, ગરીબીના કારણથી, યોજી શકતા નથી, અને જે કૈં યોજી શકયે છિયે તેનાથી જ રેડવી લેવું પડે એ સ્થિતિ છે, ત્યાં હિંદી માટે પ્રોફેસરો અને સાધનોનો ખર્ચ માથે લઇયે તે કેવળ અવ્યવારૂ ગણાય. * વળી વિદ્યાર્થીઓ કોલેજોમાં સોળની ઉમર પછી આવે, તો ઉત્તરહિંદ, મારવાડ, રજપૂતાના, કે મધ્ય-હિંદના વતની હોઈ હાલ મુંબાઈ ઈલાકામાં વસતા હોવાથી આપણી હાઇસ્કૂલોમાં ભણ્યા હોય અને આપણી મેટ્રિક હિંદીમાં પાસ કરી હોય, એવા વિદ્યાર્થીઓમાંથી જે વિદ્યાર્થીઓને પોતાની માતૃભાષા હિંદીમાં વિશેષ અભ્યાસ કરવાની ઉત્કટ ઇચ્છા હશે, ડિગ્રી માતૃભાષાના પંડિત થઇને જ લેવાનો જેમનો આગ્રહ હશે, તેઓ ઉત્તર હિંદની કે મધ્યહિંદની પોતાને ફાવતી કોલેજ અને યુનિવર્સિટીમાં દાખલ થઈ શકે છે. આ ઈલાકામાં એમને કદાપિ પ્રાપ્ત ના થાય એવું હિંદીનું વિશાલ અને સંગીન

---

* ગાંધી પક્ષ આખા હિંદમાટે સમાનભાષા ઇંગ્રેજી છે તેને ઠેકાણે હિંદી સ્થાપવાની ઇચ્છા ધરાવે છે. આ ઇચ્છા એમની બીજી કેટલીક ઇચ્છાઓની માફક આકાશકુસુમ મેળવવાની ઇચ્છા જેવી જ છે. ઇંગ્રેજી છે અને રહેવાની અને આખી દુનિયાની સમાન ભાષાઓમાં સૌથી આગળ પડતી છે. તો તેનોજ લાભ પુરી શ્રદ્ધાથી લેવો ઘટે. વળી હિંદી કે ઉર્દુ? એ વિકટ પ્રશ્નનો વ્યવહારાંધ પક્ષ પાસે શો ઉકેલ છે? કશો જ નહીં! હિંદી બર્માને અને મદ્રાસ ઈલાકને ફાવે જ નહીં તેનું કેમ એ પ્રશ્નનો પણ એમની પાસે જવાબ નથી.

(૨) ફર્સ્ટ ઇયર આર્ટ્સમાં બીજી ભાષાઓની યાદીમાં માતૃભાષાને દાખલ કરવી નહીં, એટલે કે એ બીજી ભાષાઓમાંની એક વિદ્યાર્થીને ફરજિયાત રાખવી, અને તે ઉપરાંત જેને માતૃભાષા ભણવી હોય તે વિદ્યાર્થીને સારૂ ફિઝિક્સ અને ગણિત એ ત્રણ સવાલપત્રકો જેટલો વિષય મરજિયાત કરી તેમાં ત્રણ વિકલ્પ ઠરાવ્યા, અને જે વિદ્યાર્થી ફિઝિક્સ ત્યજી દે તે જ માતૃભાષા ભણી શકે, ઇ. સ. ૧૯૨૭ના પ્રથમ સત્રથી, એમ ઠરાવ્યું. જુવો આ વિષયને છેડે આપેલું કોષ્ટક.

આ અગડંબગડં ઠરાવોથી માતૃભાષાને દાખલ કરાવવા માગતા પક્ષને સંતોષ થવાનો નથી. કોઇ પણ વિષયનો ક્રમિક સંગીન શાસ્ત્રીય અને વિશાલ અભ્યાસ આ પ્રમાણે વિષય છઠ્ઠા ધોરણ લગી ન ભણે, સાતમાં ધોરણમાં મેટ્રિકમાં પાસ થવા પૂરતો કંક જુવે; પછી ફર્સ્ટ ઇયર આર્ટ્સમાં મરજિયાત ભણવો હોય તો ભણે, ઇન્ટર આર્ટસમાં ભણી જ ન શકે અને છેવટ બી. એ. એમ. એ માં ઇચ્છા હોય તો ભણે,—એ પ્રમાણેના યોજનામાં કેટલો અને કેવો થઇ શકે વારૂ ?

અમને લાગે છે કે આ વખતે જ મેટ્રિકને માટે પુરાતની ભાષા ફરજિયાત મટેલી અને છોકરાઓની મોટી સંખ્યાએ એકદમ માતૃભાષામાં પરીક્ષા આપી, એ હકીકતથી પુરાતની ભાષાનો પક્ષ ભડક્યો, કે પુરાતની ભાષાઓને ફરજિયાત નહીં રાખિયે તો એ અભ્યાસ વિદ્યાપીઠમાંથી લગભગ નીકળી જશે. પરંતુ ખુલ્લું છે કે એક વર્ષના જ અનુભવથી વિદ્યાર્થીઓના વલણ વિશે કશું સંગીન અનુમાન દોરી શકાય નહીં; અને ભડકતી સ્થિતિમા કરી નાખેલા ઠરાવ અગડંબગડં હોય જ.

કેળવણીની ક્રિયા દ્વિદલ છે, અને કેળવણીની સફલતા અને સજીવનતા બંને દલ સધાય તેટલી જ સધાય છે. કેળવણી એટલે એક તો—

શિક્ષકો અને પુસ્તકો વિદ્યાર્થીના મગજ ઉપર છાપ પડે: અને કેળવણી એટલે બીજું—

વિદ્યાર્થી ક્રમે ક્રમે પોતાના વિચાર તર્ક કલ્પના ભાવ, તેના સમર્થનની હકીકતો સાથે, યથાયોગ્ય પ્રકાશછાયામાં અને ઉચિત લાગણીના માપસર આવિર્ભાવ સહિત સુશિક્ષિત શિષ્ટ પ્રકારે દર્શાવવામાં વધુ વધુ શક્તિ ઉત્તરોત્તર મેળવે. કેળવણી એટલે ગ્રહણધારણ શક્તિ અને મનોગતના આવિષ્કરણની શક્તિ ( impression અને expression ) બંનેની ખીલવણી. અને માતૃભાષા પક્ષની મૌલિક પ્રતીતિ એ છે કે માતૃભાષાના જ્ઞાનસાધન તરીકે ઉપયોગથી જ, માતૃભાષાનું સંગીન જ્ઞાન વધે તે પ્રમાણમાં જ, માતૃભાષા ઉપર કાબૂ સધાય તેમ તેમ જ, કેળવણીમાં શ્રમ અને શ્રમનો અપવ્યય ઘટે, વિદ્યાર્થીની શક્તિઓનો વિકાસ જલદી તેમ વધારે ઉચ્ચ ભૂમિકા લગીનો થાય, અને કેળવણીની સફલતા અને સજીવનતા વધે

માતૃભાષા પક્ષનો બીજો સિદ્ધાંત એ છે કે માતૃભાષાનું જ્ઞાન સંસ્કૃત જ્ઞાન ઉપર કે બીજા કોઇ વિષયના જ્ઞાન ઉપર અવલંબે છે, માતૃભાષા વાઙ્મયની પોતાની પ્રગતિ ઉન્નતિ અને ભરાવટ સંસ્કૃત જ્ઞાન ઉપર કે બીજા કોઇ વિષયના જ્ઞાન ઉપર અવલંબે છે. એ સર્વ અર્ધ સત્યો છે, જેમનો આખા સત્ય લેખે પુરસ્કાર થાય છે

તે કેવલ વિતંડા છે; કોઇ પણ વિષયનું જ્ઞાન વધારવાનો, ફેલાવવાનો અને તેને ખીલવવાનો રાજમાર્ગ એક જ હોઈ શકેઃ તે વિષયનું પોતાનું શિક્ષણ ક્રમિક સંગીન શાસ્ત્રીય અને વિશાલ આપવાનો સળંગ અભ્યાસક્રમ, યોગ્ય શિક્ષકો અને સાધનો સાથે, રચવો એ.

"બીજી ભાષાઓ" ની યાદીમાં બાર ભાષાઓ છે, તેમાં જ ગુજરાતી મરાઠી અને કાનડી એ ત્રણ ઉમેરાવી જોઇયે. અને સંસ્કૃત લેટિન ફ્રેંચ પાલિ આદિ બાર ભાષાઓની માફક જ ગુજરાતી, મરાઠી, કે કાનડીનો અભ્યાસ તેટલો જ સમય આપીને, તેટલી જ શ્રદ્ધાપૂર્વક, તેટલી જ સંગીનતા અને શાસ્ત્રીયતાથી, હાઇસ્કૂલથી માંડીને એમ. એ. લગી સળંગ ચાલે એવી અભ્યાસક્રમ વ્યવસ્થા રચાવી જોઇયે.

હિંદીને અને સિંધીને પણ અમે ઉપર ઉમેરી નથી. એ બે માતૃભાષાઓનો વિચાર કરતાં મુંબાઇ યુનિવર્સિટી બીજી હકીકતો પણ ધ્યાનમાં લેવાને બંધાયલી છે.

મેટ્રિકને માટે આ બે ભાષાઓને પણ સ્વીકારી લેવામાં આવી છે તે યોગ્યજ થયું છે.

પણ હિંદી વિશે જુવો. હિંદીનો વિકાસ કેટલો થયો છે, કાલેજના અભ્યાસક્રમમાં સ્થાન મેળવવાની એ ભાષા અને એ સાહિત્યની લાયકી છે કે કેમ, એ સવાલજ નથી. હિંદી માટે મુબાઇ વિદ્યાપીઠને માટે નિર્ણાયક હકીકત એ છે કે એ આપણા ઇલાકાની મોટી માતૃભાષાઓમાં નથી. હિંદીના પ્રોફેસરો યુનિવર્સિટીમાં કે આપણી કોઈ પણ કોલેજોમાં રાખવા એ ખર્ચ વાજબી ગણી શકાય એવો છે નહીં. આવશ્યક ખર્ચને પ્હોંચી વળવાની અશકિત છે, આવશ્ક વસ્તુઓમાંની ઘણીને માટે પૂરતાં સાધન આપણે, ગરીબીના કારણથી, યોજી શકતા નથી, અને જે કૈં યોજી શકયે છિયે તેનાથી જ રેડવી લેવું પડે એ સ્થિતિ છે, ત્યાં હિંદી માટે પ્રોફેસરો અને સાધનોનો ખર્ચ માથે લઇયે તે કેવળ અવ્યવારૂ ગણાય. * વળી વિદ્યાર્થીઓ કોલેજોમાં સોળની ઉંમર પછી આવે, તો ઉત્તરહિંદ, મારવાડ, રજપૂતાના, કે મધ્યહિંદના વતની હોઈ હાલ મુંબાઈ ઇલાકામાં વસતા હોવાથી આપણી હાઇસ્કૂલોમાં ભણ્યા હોય અને આપણી મેટ્રિક હિંદીમાં પાસ કરી હોય, એવા વિદ્યાર્થીઓમાંથી જે વિદ્યાર્થીઓને પોતાની માતૃભાષા હિંદીમાં વિશેષ અભ્યાસ કરવાની ઉત્કટ ઇચ્છા હશે, હિંદી માતૃભાષાના પંડિત થઇને જ લેવાનો જેમનો આગ્રહ હશે, તેઓ ઉત્તર હિંદની કે મધ્યહિંદની પોતાને ફાવતી કોલેજ અને યુનિવર્સિટીમાં દાખલ થઈ શકે છે. આ ઇલાકામાં એમને કદાપિ પ્રાપ્ત ના થાય એવું હિંદીનું વિશાલ અને સંગીન

---

* ગાંધી પક્ષ આખા હિંદમાટે સમાનભાષા ઇંગ્રેજી છે તેને ઠેકાણે હિંદી સ્થાપવાની ઇચ્છા ધરાવે છે. આ ઇચ્છા એમની બીજી કેટલીક ઇચ્છાઓની માફક આકાશકુસુમ મેળવવાની ઇચ્છા જેવી જ છે. ઇંગ્રેજી છે અને રહેવાની અને આખી દુનિયાની સમાન ભાષાઓમાં સૌથી આગળ પડતી છે. તો તેનોજ લાભ પુરી શ્રદ્ધાથી લેવો ઘટે. વળી હિંદી કે ઉર્દુ? એ વિકટ પ્રશ્નનો વ્યવહારાંધ પક્ષ પાસે શો ઉકેલ છે ? કશો જ નહીં ! હિંદી બર્માને અને મદ્રાસ ઇલાકને ફાવે જ નહીં તેનું કેમ એ પ્રશ્નનો પણ એમની પાસે જવાબ નથી.

જ્ઞાન આ રીતે મેળવી શકે છે. ઉત્તર અને મધ્યહિંદની કોલેજોમાં શિષ્યાવાસો (હોસ્ટલો) ની વ્યવસ્થા આપણા ઇલાકામાંની એવી સારામાં સારી સંસ્થાને ટક્કર મારે એવી છે. પોતાના વતનના વાતાવરણમાં ઉછરવાનો મોટો લાભ પણ એ વિદ્યાર્થીઓ આ રીતે જ મેળવી શકે છે માટે હિંદી આપણા ઇલાકાની મોટી માતૃભાષાઓમાંની એક ન હોવાથી, મુંબાઈ વિદ્યાપીઠે કે હવે પછી થનારી મહારાષ્ટ્ર કે ગુજરાત વિદ્યાપીઠે, હિંદીને કોલેજોના અભ્યાસક્રમમાં સ્થાન ન આપવું, એ વિષયના પ્રોફેસરો અને સાધનો પાછળ પોતાની ટુંકી મુડીમાંથી અપવ્યય ના કરવો, એ જ ઉત્તમ માર્ગ છે. વળી મુંબાઇ વિદ્યાપીઠ સમિતિમાં માતૃભાષા પક્ષ હિંદીને છોડી દેવાથી નબળો પડવાને બદલે ઉલટો બલવત્તર થવા સંભવ છે એમ અમે ધારિયે છિયે.

સિંધી મુંબાઈ ઇલાકાની માતૃભષાઓમાંની એક છે એ નિર્વિવાદ છે. પરંતુ જેમ કાનડીને માટે ગુજરાત કે સિંધની કોલેજો પ્રોફેસરો અને સાધનોની ગોઠવણ રાખી ના શકે, મરાઠીને માટે પણ રાખી ના શકે, ગુજરાતીને માટે સિંધ કે કાનડાની કોલેજો ગોઠવણ રાખી ના શકે, એ સર્વ દેખીતું છે, સિંધી માટે તેમ સિંધ બ્હારની કોલેજો પ્રોફેસરો અને સાધનોની ગોઠવણ રાખી ના શકે, એ પણ દેખીતું છે. સિંધમાંની કોલેજો હજી સંખ્યા કે શક્તિમાં પુરતી ખીલેલી નથી. એમને સુસ્થાપિત જરૂરયાતોને પ્હોંચી વળવા માટે જ પુરતાં સાધન મળતાં નથી તો નવા વિષય માટે વિશેષ ગોઠવણ કરવાની એમની અશકિત પણ વધ રે છે. ત્રીજું સિંધી વિદ્યાર્થીઓ ગુજરાત મુંબાઇ અને પુણાની કોલેજોમાં મોટી સંખ્યામાં ભણે છે. પ્હેલીથી આ પ્રમાણે ચાલ્યું આવ્યું છે અને એ પ્રમાણે હજી બેચાર દાયકા ચાલ્યા કરે એમાં એ વિદ્યાર્થીઓને તેમ સિંધ પ્રાંતને પણ લાભ જ છે; અને આ ગુજરાત મુંબાઇ અને પુણાની કોલેજોમાં તો સિંધીના ઉચ્ચ શિક્ષણ માટે વ્યવસ્થા થઈ શકે નહીં, એ ઉપર આવી ગયું. અને ચોથું, સિંધી ભાષા અને સાહિત્ય મેટ્રિક પછીના અભ્યાસક્રમને માટે પુરતાં ખીલેલાં ગણી શકાય ખરાં? આવો સવાલ સાંભળતાં જ પ્રજાભિમતાનો ઉત્કટ અને ડહોળી લાગણીના આ જમાનામાં, સિંધી દેશાભિમાનીઓ છેડાઇ પડે એ કુદરતી છે "શું સિંધી ગુજરાતી મરાઠી કે કાનડીથી ઉતરતી? અમારી સિંધી હરગીજ બીજી કોઇ પણ ભાષાથી ઉતરતી નથી જ!" વગેરે પોકાર ચોતરફ ગાજી ઉઠે, એ કુદરતી છે. પરંતુ ભાષાઓ અને વાઙ્મયના મુકાબલાનું પણ શાંત અને સમર્થ શાસ્ત્ર છે. એ શાસ્ત્ર જેટલી દૃઢતાથી ગુજરાતી મરાઠી કાનડી બંગાલી હિંદી તેલુગુ તામિલ મલયાલમ અને ઉર્દુને કોલેજના ઉંચામાં ઉંચા અભ્યાસને માટે યોગ્ય ગણે, તેટલી કે તેથી અર્ધી યોગ્યતા પણ સિંધીમાં જુવે છે ખરૂં? બેશક, હિંદની બીજી ભાષાઓની માફક સિંધીમાં પણ પ્રગતિયુગ બેસી ચૂકેલો છે, અને લેખકો વધતા જાય છે, ભાષાને વધારે શાસ્ત્રીય વધારે લીલામય વધારે સમથ બનાવી રહ્યા છે, નવાનવા વિષયોને ખેડી રહ્યા છે, વિદ્વાનો જૂના સાહિત્યનો ઉધ્ધાર કરી રહ્યા છે. મુંબાઇની વિદ્યાપીઠે સિંધીને બી. એ. માટે સ્વીકારીને આ સર્વ પ્રગતિને કંઇ ટેકો આપ્યો છે તે પણ યોગ્યજ કર્યું છે. પરંતુ એકંદરે લેતાં, સિંધીની હાલ જે સ્થિતિ છે તે જ વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં બીજા બે દાયકા ચાલ્યા કરે

તેમાં લાભ ઘણા છે અને ગેરલાભ બીલકુલ નથી. વસ્તુનું આ ખરૂં સ્વરૂપ જોનારા વિદ્વાનો પણ વિદ્યાપીઠ સમિતિ ( સેનેટ ) માં સુભાગ્યે સારી સંખ્યામાં છે. માતૃભાષાપક્ષ પોતાની વિશેષ માગણીમાંથી સિંધીને બાતલ રાખશે, તો તેથી યુનિવર્સિટીમાં માતૃભાષા પક્ષનું જોર વધશે, ઘટશે નહીં, એમ અમને લાગે છે. કોઇપણ પક્ષ ઉર્મિઓથી તણાવાને બદલે વિષયના અનેક અંગોપાંગમાં વસ્તુસ્થિતિ પ્રમાણે વ્યવહાર વિવેક બતાવી શકે તો તેથી તેનું વજન સાદી સમજના અપક્ષ મતદારો આગળ વધેજ

માતૃભાષાને અભ્યાસક્રમમાં ઉચિતસ્થાન મેળવી આપવા જતાં અભ્યાસક્રમનું આખું સ્વરૂપ તપાસીને જ ડગલું ભરી શકાય એમ છે. ઉપર આવી ગયું કે ફર્સ્ટ ઇયર આટર્સમાં ફિઝિક્સ અને ગણિતને મરજિયાત (optional) કરી નાખીને માતૃભાષાને પણ મરજિયાત સ્થાન અપાયું છે. ઇન્ટર આટર્સમાં ગણિત મરજિયાત છે જ. માતૃભાષા માટેની માગણીના સવાલનો ફડચો બીજી રીતે થાય તથાપિ ફર્સ્ટ ઇયરમાં ગણિત ફરજિયાત હતું તે અભ્યાસક્રમનો મોટો દોષ હતો એ મત યુનિવાર્સિટીમાં બલવાન થતો જાય છે. ગણિત લે તેને માટે એ વિષય ફર્સ્ટ ઇયર અને ઇન્ટર આટર્સમાં છે તેથી જરા પણ ઓછો રાખી ના શકાય એ પણ સર્વમાન્ય છે, પરંતુ ફર્સ્ટ ઈયરનુ ગણિત બધા જ વિદ્યાર્થી એક વર્ષ તો શું ત્રણ વર્ષે પણ શીખી ના શકે; જે ગણિતમાં સારા હોય તે જ એક વર્ષમાં સારૂ શીખી ઇન્ટર આટર્સનુ વધારે અઘરૂં ગણિત શીખવાની યોગ્યતા મેળવી શકે. મતલબ કે ફર્સ્ટ ઇયરમાં ગણિતને ફરજિયાત મટાડીને હવે કાયમને સારૂ મરજિયાત જ રાખવું એ વિશે સમિતિમાં કાયમનો બહુમત છે. આથી ઉલટું ફિઝિક્સને ફરજિયાત મટાડીને મરજિયાત બનાવવામાં આવ્યું એ સેનેટના ઘણા સભ્યોને ખૂચે છે. ફર્સ્ટ ઇયર પછી ઇન્ટર સાયન્સ ભણવા જાય તેને માટે જ ફિઝિક્સનું ઉપલું પગથિયું છે, સામાન્ય ગ્રેજ્યુએટનું ફિઝિક્સજ્ઞાન અને વિજ્ઞાનજ્ઞાન ફર્સ્ટ ઇયર જેટલું જ હતું, તે ફિઝિક્સ ફર્સ્ટ ઇયરમાં પણ મરજિયાત થતાં હવે મેટ્રિક લગીમાં તેને મળ્યું હોય એટલું જ, એ સ્થિતિ ઘણા સેનેટરોને ફરીને ઉથલાવવા જેવી પણ લાગે છે. લૉજિક વિશે જોઈયે. ઇન્ટર આટર્સમાં આ વિષય એકસામટો બે સવાલપત્રક જેટલો મરજિયાત શીખવાય છે. એ વ્યવસ્થાથી ઘણા સેનેટરો અસંતુષ્ટ છે. લૉજિકનુ હાલ ઇન્ટર આટર્સમાં અપાય છે તેટલું જ્ઞાન એક વર્ષને બદલે બે વર્ષમાં આપવામાં આવ તો તે વિદ્યાર્થીના મગજમાં વધારે ઠસે અને તેની શકિતઓ વધારે ખીલી નીકળે, એમ ઘણા માને છે. વળી એ વિષય વર્ષો ઉપર ફરજિયાત હતો તેમ પાછો ફરજિયાત કરવામાં આવે તો આપણા સામાન્ય ગ્રેજ્યુએટોની વિચાર શકિતમાં સંગીનતા કંઈક વધે એમાં શક નથી. અને છેવટ, હાઇસ્કૂલમાંથી સંસ્કૃત ભણતા આવ્યા હોય તે સંસ્કૃતને વળગી રહે, ગુજરાતી જાણતા આવેલા ગુજરાતીને વળગી રહે, તો ફર્સ્ટ ઇયર અને ઇન્ટર આટર્સ બંનેમાં હાલ સંસ્કૃત આદિનો જે અભ્યાસ ચાલે છે, જે સંગીન બહુ થોડા વિદ્યાર્થીઓજ કરે છે. તેને ઠેકાણે શાસ્ત્રીયતા અને વિશાલતામાં કંઇક ચ્હડતો અભ્યાસક્રમ રાખી શકાય અને સંસ્કૃત આદિ ભાષાઓનો તેમજ માતૃભાષાઓનો અભ્યાસ કંઇક વધારે ઉગી નીકળે, એ પણ દેખીતું છે.

આ સવ ગણુતરી સૂચનો આદિ ઉપરથી ફલિત થતો ફર્સ્ટ ઈયર અને ઇન્ટર આર્ટ્સ માટેનો નવો અભ્યાસક્રમ નીચે કોષ્ટકના રૂપમાં આપિયે છિયે. કોષ્ટકની ડાબી બાજુએ હાલ ચાલતો અભ્યાસક્રમ છે; જમણી બાજુએ એને બદલે અમે જે અભ્યાસક્રમની ભલામણ કરવા માગિયે છિયે, તે આપ્યો છે. અને અમે ધારિયે છિયે કે યુનિવર્સિટી સેનેટમાં માતૃભાષા પક્ષનો સ્થાયી અને સંતોષકારક વિજય, એ પક્ષ અમે આહીં જે સૂચવિયે છીયે તેવો અભ્યાસક્રમ દાખલ કરાવવા મથશે, તો જ અવિલંબે થશેઃ જો માતૃભાષાપક્ષ આખો એવા કોઇ અભ્યાસક્રમને પોતાનો ટેકો આપી નહીં શકે, આખા પક્ષનો એક ભાગ એક કારણથી જુદો ફાટશે, બીજો ભાગ બીજા કારણથી જુદા પડશે, તો તો હાલની કોઇને પણ સંતોષતી નથી એની અગડંબગડં ગોઠવણ ચાલ્યાજ કરશે.

## ફર્સ્ટ ઈયિર આર્ટસનો અભ્યાસક્રમ

### હાલ ચાલે છે તે

क–ફરજિયાત વિષયો.

૧–ઇંગ્રેજીઃ ( ૩ સવાલપત્રક–કુલ માર્ક ૩૦૦ )

૨–બીજી ભાષાઃ સંસ્કૃત, ફારસી, અરેબીક, ગ્રીક, લેટિન, હીબ્રુ, જર્મન, ફ્રેંચ, પોર્ચુગીઝ, અવસ્તા પ્હેલવી, પાલી, અર્ધમાગધી–એ બાર ભાષાઓમાંથી એકઃ ( ૧ સવાલપત્રક ).

ख–મરજિયાત વિષયો.

૩–૪–નીચેના ત્રણમાંથી ગમે તે એક ઝુમખોઃ ( ૩ સવાલપત્રક ) ફિઝિક્સ ( ૧ સવાલ પત્રક ) અને ગણિત ( ૨ સવાલ પત્રક ). ફિઝિક્સ ( ૧ સવાલ પત્રક ) અને ઇતિહાસ ( ૨ સવાલ પત્રક ) ગુજરાતી મરાઠી કાનડી સિંધી હિંદીમાંથી એક(૧સ૦) અને ઇતિહાસ ( ૨ સ૦ )

ફરજિયાત અને મરજિયાત મળીને કુલ માર્ક—૬૦૦

### ઉપલી ચર્ચામાંથી ફલિત થતો

क–ફરજિયાત વિષયો.

૧–ઇંગ્રેજીઃ ( સવાલ પત્રક–કુલ માર્ક ૨૫૦, હાલ ઇન્ટર આર્ટસમાં છે તે પ્રમાણે )

૨–બીજી ભાષાઃ સંસ્કૃતથી અર્ધમાગધી લગીની બાર, અને ગુજરાતી, મરાઠી, કાનડી, એ પંદર ભાષાઓમાંથી એકઃ ( ૧॥ સવાલ પત્રક–કુલ માર્ક ૧૫૦ ) નોંધઃ આ યાદીમાંની ૧૩ મી, ૧૪ મી, કે ૧૫ મી ભાષામાં મેટ્રિક પાસ કરી ના હોય તે વિદ્યાર્થી પણ, એ ત્રણમાંથી જે પોતાની માતૃભાષા હોય તે, ફર્સ્ટ ઇયરમાં લઈ શકે; જો કોલેજમાં એ ભાષાના પ્રોફેસરોમાંનો કોઈ એ ભાષામાં નિયમિત વર્ગ ચલાવતો હોય તો.

૩–ફિઝિક્સઃ ( ૧ સવાલ પત્રક )

૪–લૉજિકઃ ( ૧ સવાલ પત્રક ).

ख–મરજિયાત વિષયો.

૫–નીચેના બેમાંથી ગમે તે એક ( ૨ સવાલ પત્રક ) ગણિતઃ ઇતિહાસ.

ફરજિયાત અને મરજિયાત મળીને કુલ માર્ક—૮૦૦

## ઈન્ટર આર્ટ્સનો અભ્યાસક્રમ.

| હાલ ચાલે છે તે. | ઉપલી ચર્ચામાંથી ફલિત થતો |
| --- | --- |
| क-ફરજિયાત વિષયો. | क-ફરજિયાત વિષયો. |
| ૧-ઈંગ્રેજીઃ (૩ સવાલ પત્રક—કુલ માર્ક—૨૫૦). | ૧-ઈંગ્રેજીઃ (૩ સવાલ પત્રક—કુલ માર્ક ૨૫૦). |
| ૨-બીજી ભાષા (ફર્સ્ટ ઈયરની યાદી પ્રમાણે)—૧ સવાલ પત્રક. | ૨-હિંદના રાજ્યબંધારણનો ઐતિહાસિક વિકાસઃ (૧ સ૦). |
| ૩-હિંદના રાજ્યબંધારણનો ઐતિહાસિક વિકાસઃ (૧ સ૦) | ૩-લોજિકઃ (૧ સવાલ પત્રક) |
| ख-મરજિયાત વિષયો. | ख-મરજિયાત વિષયો. |
| ૪-નીચેના બેમાંથી ગમે તે એક (૨ સવાલ પત્રક). | ૪-નીચેના બેમાંથી ગમે તે એક: (૨ સવાલ પત્રક). |
| ગણિતઃ લોજિક | ગણિતઃ |
| | બીજી ભાષાઃ ઉપલી પંદરમાંથી ફર્સ્ટ ઈયર પરીક્ષા વિદ્યાર્થીએ જેમાં પાસ કરી હોય તે; અથવા એ ૧૫ માંથી ૧ થી ૧૨ માંની કોઈ ભાષામાં ફર્સ્ટ ઈયર પાસ કરી હોય તોપણ વિદ્યાર્થી તેને બદલે ઈન્ટર આર્ટ્સ માટે ૧૩ મી, ૧૪ મી, કે ૧૫ મી એમાંની જે પોતાની માતૃભાષા હોય તે લઇ શકે, જો કોલેજમાં એ ભાષાના પ્રો૦ માંનો કોઇ તેમાં નિયમિત વર્ગ લેતો હોય તો. |
| ફરજિયાત મરજિયાત મળીને કુલ માર્ક—૬૫૦ | ફરજિયાત મરજિયાત મળીને કુલ માર્ક—૬૫૦ |

## ૨ ગુજરાત યુનિવર્સિટી ખીલવવાનો ખરો માર્ગ

પ્હેલો પાયો કે પ્હેલી અગાસીના રવેશ ઉપરની સુંદર વેલબુટ્ટીમાં રંગબરંગી અને મોહક નામાભિધાનની ફુલગુંથણી ? ઉર્મિલ (Sentimental) જમાનો ચાલે છે એ દેખીતું છે; એવા જમાનામાં નામ માત્રમાં મોટું કામ ઉપાડવાનો જશ ખાટવાની સ્થૂલેચ્છા વાળા એમ કરતાં દેશના અગ્રણીમાં ગણાવાનો સંભવ પણ ધારે, એમાં યે નવાઇ નથી. છતાં ગુજરાતમાં વ્યવહારૂ શાંત અને સ્વતંત્ર વિચારનો અસ્ત

નથી થયો એવી અમને શ્રદ્ધા છે, અને એવા વિચારશીલ પુરૂષોને અમે તદ્દન શાંત રીતે પૂછીયે છિયે–પ્હેલો પાયો કે પ્હેલો ઘુમટ ?

ગુજરાતમાં હાલ આર્ટસ્ કોલેજો છે તેમાંની એકે મુંબાઈ યુનિવર્સિટીની આર્ટસ્ કોલેજોમાં ઉત્તમ ગણાવા યોગ્ય છે ખરી ? સારી આર્ટસ્ કોલેજો વિનાની યુનિવર્સિટી કેવી હશે ?

ગુજરાતમાં હાલ છે તે આર્ટસ્ કોલેજોમાંની એકે પ્રજાકીય નથી. સુરતની આર્ટસ્ કોલેજ પ્રજાકીય ગણાય અને ના પણ ગણાય. કારણ કે ગુજરાતી પ્રોફેસરોથી ચાલે તે જ ખરી પ્રજાકીય કોલેજ, એ સૂત્રનો મહિમા જે બેચાર ગૃહસ્થો સુરત કોલેજને લગતી કુલ સત્તા ભોગવે છે તેમનાં ચિદાકાશમાં હજી ઉદય પામેલો નથી.

સર ચિમનલાલ સેતલવાડે એમના છેલા (૧૯૨૫)ના કોન્વોકેશન વ્યાખ્યાનમાં સ્વીકાર્યું છે કે સજીવન યુનિવર્સિટી એટલે પોતાને જોઈતા ઉંચામાં ઉંચા લાયકી વાળા પ્રોફેસરો પોતાના વિદ્યાર્થીઓમાંથી જ પૂરતી સંખ્યામાં ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે એવી સંસ્થા. આ ધોરણે મુંબાઇ વિદ્યાપીઠ પણ હજી સજીવન યુનિવર્સિટી ગણાય નહીં, પરોપજીવી જ ગણાય. જેમ જેમ વિદેશી પ્રોફેસરોનું પ્રમાણ મુંબાઈ યુનિવર્સિટી અને મુંબાઇ યુનિવર્સિટીની કોલેજોમાંથી ઘટતું જાય, તેમ તેમજ એ યુનિવર્સિટી સજીવનતામાં ખીલતી આવે. મુંબાઇ યુનિવર્સિટીમાં અત્યારે જે સજીવનતા છે તે પણ મોટે ભાગે એની ફર્ગ્યુસન કોલેજ, ન્યુ પૂના કોલેજ અને સાંગળી કોલેજની સજીવનતાને વડે જ છે. એ પણ સર ચિમનલાલના આ સિધ્ધાંત ઉપરથી ફલિત થાય છે. પરંતુ એમના શબ્દો જ નીચે ટિપ્પણમાં ટાંકું છું.*

* "The University must train up and provide its own necessary staff. It is thus that every living University supplies itself with the Staff it needs by training them itself. And it is my humble opinion that no University can be said to be leading a vigorous life unless it provides itself and its colleges with nearly all the staff it needs in all grades from the highest to the lowest. The distinguished foreign professor it also invites and employs but only for short terms; and it derives the fullest benefit from him, but only for subjects of learning in which it is either backward or wants to advance at a quicker place. But as a young University like ours grows to its full stature, the foreign professors in it must become fewer, until they become quite exceptional and incidental......A foreign trained agency must necessarily be expensive and also wasteful: they cannot serve except through the medium of a foreign tongue and in the very nature of things they cannot take any effective part in the general intellectual and cultural movements outside the college halls......"

આપો પેરેગ્રાફ પુરેપુરો ધ્યાનમાં લેવા જેવો છે.

પ્રજાકીય કોલેજમાં ઉંચામાં ઉંચી લાયકી વાળા પ્રોફેસરો પોતાના જ શિષ્યોમાંથી જોઈતા પ્રમાણમાં ઉત્પન્ન કરવાની જે શક્તિ કુદરતી રીતે છે, તે શક્તિ સરકારી કૉલેજોમાં કે પગારની મોટી રકમ આવશ્યક ગણનાર પ્રોફેસરોની કોલેજમાં કુદરતી રીતે જ ઓછી હોયઃ આ સાદી બાબત મહારાષ્ટ્ર જાત અનુભવથી હસ્તામલકવત જાણે છેઃ ગુજરાત આ સિદ્ધાંત જાણે છે? પ્રિય ના લાગે એવું આ સત્ય કે ગુજરાતની આ ખામી–વિશે ગુજરાતને ઘટતા બોલ કહેવાની સેવા ગુજરાતનો કયો અગ્રણી કરે છે?

ગુજરાતને અત્યારે ખાસ અને પ્રથમ પ્હેલી જરૂર ત્રણ છેઃ એક સારી પ્રજાકીય આર્ટસ કૉલેજની; એક સારી દાકતરી કૉલેજની; એક સારી ખેતીવાડીની કૉલેજની; મેડીકલ કૉલેજને માટે છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં મોટી ઇસ્પિતાલ આવશ્યક છે, મતલબ કે અમદાવાદ જ મેડીકલ કૉલેજને માટે ઉત્તમ સ્થલ છે. ખેતીવાડી કૉલેજ વડોદરા કે ચરોતરમાં થાય તે ઉત્તમ ગણાય. પ્રજાકીય આર્ટ્સ કૉલેજને માટે પણ અમારો અભિપ્રાય એવો છે કે અમદાવાદ જ ઉત્તમ સ્થલ છે.

હવે આ ત્રણને માટે પણ મોટો ફાળો અને સંખ્યાબંધ જુદી જુદી લાયકી વાળા વિદ્વાનો આવશ્યક છે, તો આપણી વિચારણા આગળ ચલાવતાં, સવાલ એ છે કે પ્રથમ આ ત્રણ માગણી ગુજરાત આગળ મુકવી વધારે સારી કે પ્રથમ યુનિવર્સિટીની ગોળમટોળ માગણી ગુજરાતી પ્રજા આગળ મુકવી વધારે સારી? ગુજરાત યુનિવર્સિટી જેમ બને તેમ સારી અને જેમ બને તેમ જલદી સ્થપાવા માટે–એ અમારો પણ આશયહોવાથી જ–અમે ફરી સવાલ પુછિયે છિયે. પ્હેલો પાયો કે ઘુમટ? એક ફેકલ્ટી ( faculty ) બીજી ફેકલ્ટી, ત્રીજી ફેકલ્ટી, એમ એક એક અંશ સિદ્ધ કરતાં આગળ વધી આખી યુનિવર્સિટી પણ સિદ્ધ થાય, તે ક્રમ વધારે સરલ વધારે સંગીન અને વધારે વિજયી નીવડે કે એથી ઉલટો ક્રમ? અને ઈમારત ચણવાના કરતાં સજીવન તરૂવરને રોપવા અને પોષવા અને ખીલવવાનું રૂપક યુનિવર્સિટી જેવી માનવ સંસ્થાન માટે જેટલું વધારે બંધબેસતું ગણાય, તેટલા પ્રમાણમાં સ્વીકારવું પણ પ્રાપ્ત થાય છે કે વિકાસ અને વિવૃદ્ધિનો કુદરતી ક્રમ હોય તે જ ખરો અને વ્યવહારૂ ક્રમ છે, બાકી બધું માત્ર વાક્ચાતુરી છે. અમદાવાદ પરિષદ વખતે આ વિષયનો મોટો બંધુકિયો ફટાકડો પરિષદના કાર્યવાહકોએ ફોડયો, ત્યારે અમે માન રાખ્યું હતુઃ વાતને સક્રિય રૂપે ઉપાડી લેનાર કોઇ જ જોવામાં ન આવે તો આવી ગંભીર બાબતમાં કેવલ થુંક ઉરાડવામાં અમને કશું સત્ત્વ નથી લાગતું, અમને લેશ પણ સંતોષ થતો નથી, એ કારણથીઃ ઉર્મિલ માણસોના આવા આવા આનંદો ભોગવવાને અમે અશક્ત છિયે એ કારણથી, ભાવનગર પરિષદ વખતે આ વિષયને પાછો જાગ્રત કરવામાં આવેલો ત્યારે અમે વિષયના અતિ મોટા સ્વરૂપ વિશે બે બોલ કહ્યા હતા. યુનિવર્સિટી કરો, કરો, કરો, એ વૃથા પોકારમાં અમે સામેલ નથી થતા એટલું જ સમઝી શકનારા બાલકોએ અમારા તે વખતના ભાષણનો અનર્થ કરી અમારા ઉપર આક્ષેપો વર્ષાવેલા કે અમે તો ગુજરાતમાં

યુનિવર્સિટી થાય તેથી વિરૂદ્ધ છિયે, વગેરે, વગેરે. યુનિવર્સિટી જેવી વ્યાપક સંસ્થા ક્રમે ક્રમે જ સિદ્ધ થઇ શકે, તે ગુજરાતે હવે તો જાણવું ઘટે. સારી, સંગીન, પોતાનું મહાન કર્તવ્ય બજાવી શકે એવી યુનિવર્સિટી ગુજરાત રચી શકે તો જ ગુજરાતી પ્રજાને લાભ છે, યુનિવર્સિટી નામધારી જગતમાં હાંસી થાય એવી સંસ્થાથી લાભ બિલકુલ નથી, અને સંખ્યાબંધ વિદ્વાનો અને દ્રવ્યની મોટી રકમનો અપવ્યય માત્ર છે: આવા અમારા વિચાર અમારી દેશપ્રીતિ જ અમને દરેક યોગ્ય પ્રસંગે પ્રસંગાનુસાર ભિન્ન ભિન્ન રૂપમાં ફરી ફરીને ગુજરાતના સ્વતંત્ર વિચારકો આગળ મુકવાને પ્રેરે છે. અને અમને આનંદ થાય છે કે યુનિવર્સિટીની ભાવના અને ગુજરાતી પ્રજાએ એવી ભાવના સિદ્ધ કરવા જતાં કરવા ઘટના વિચારો વિષે પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવે ગયા માસને અંતે ગુજરાત મંડળે મુંબાઇમાં બોલાવેલી જાહેર સભા આગળ એમની પદવી અને એમના અનુભવને છાજે એવો પરિપકવ અને સંગીન બોધ કર્યો છે. પરંતુ ગુજરાતમાં બીજા પણ અનુભવી અને વિચારશીલ વિદ્વાનો અને પ્રોફેસરો છે, તેમણે હવે આ મોટા વિષય ઉપર પોતપોતાના વિચારો, મુશ્કેલીઓ, સૂચનાઓ આદિનો લાભ ગુજરાતી પ્રજાને આપવાનો સમય ભરાઈ ચૂકયો છે. જાણકાર પુરૂષો મોન સેવે અને અજ્ઞ હોંસીલી પ્રજા પોકાર કરી નવુનાર માણસોને અનુસરીને ખાડામાં પડે તો તેમાં એ નપુંસક વિદ્વત્તાને માથે પણ જવાબદારી આવે, એવું અમારૂં નમ્ર મત છે.

રા. આનંદશંકરે એમના વ્યાખ્યાનમાં એક મહત્ત્વનો મુદ્દો એ સ્પષ્ટ કર્યો હતો કે ગુજરાત યુનિવર્સિટીમાં વાહન લેખે ગુજરાતી ભાષાનો ઉપયોગ મુંબાઇ યુનિવર્સિટીમાં શકય છે તે કરતાં બેશક વધારે ઊંચી પરીક્ષાના અભ્યાસક્રમમાં થવાનો. અને આનું એક પરિણામ એમણે ચોખ્ખું બતાવી દીધું કે ગુજરાત યુનિવર્સિટીના પ્રોફેસરોમાં ગુજરાતી વિદ્વાનોનું પ્રમાણ મુંબાઇ યુનિવર્સિટી કાલેજોમાં છે તેથી ઘણું જ મોટું રાખવું પડશે. "જગતના મહાન સાહિત્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ભૌતિક વિદ્યા ( natural sciences )" આદિ દરેકમાં "આપણી ભાષાનો ઉપયોગ બહુ સુંદર અને સબળ રીતે કરી શકે એવા" * સમર્થ ગુજરાતી વિદ્વાનો ગુજરાતમાં વધે એનું નામ જ ગુજરાત યુનિવર્સિટીની, ઉપર સૂચવવામાં આવી છે તે. સજીવનતા.

બંધારણના સવાલ ઉપર જતાં રા. આનંદશંકરે સરકાર, ધનિકો અને રાજાઓ, પ્રોફેસરો, અને પ્રજાના રાજકીય નેતાઓ ( લેજિસ્લેટિવ કાઉન્સિલ, મ્યુનિસિપાલિટી, આદિમાંના પ્રતિનિધિઓ, પ્રતિષ્ઠિત વર્તમાનપત્રોના માલેકો અને તંત્રીઓ, વગેરે )—એ ચાર ભિન્નભિન્ન બળોના સયોજન વડે જ યુનિવર્સિટી જેવી મહાસંસ્થા ઉદ્ભવે, તો એ ચારના અધિકાર અને વગવસીલા "અવિરોધે અને સમ-

* જુવો 'ગુજરાતી' સાપ્તાહિકનો તા. ૪-૭-૧૯૨૧ નો અંક, જેમાં પ્રિ. ધ્રુવનું વ્યાખ્યાન આપ્યું છે.

ન્વયે" યથાયોગ્ય સાધવાની વિકટતા ઉપર ભાર દીધો હતો. આ વિશે અમારો અનુભવ અને અમારી માન્યતા એવાં છે કે કાયદો ઘડતાં તેની કલમોમાં આ અવિરોધ અને સમન્વય જળવાય એટલું બસ નથી. નિત્યના વ્યવહારમાં એ ચાર ચોકડીમાંની દરેક સત્તા પોતાના હક્ક અને પોતાની હક્કની મર્યાદા સમઝીને ડગલું ભરતાં શીખી જાય એ પ્રમાણે થવું જોઇયે. અને આ અતિગંભીર જરૂરત વિશે વિચાર કરતાં પણ અમને, અમે ઉપર જણાવેલો મત જ બલવત્તર લાગે છે, કે પ્રથમ આપણે પ્રજાકીય આર્ટ્સ કાલેજ, અને પ્રજાકીય કે અર્ધપ્રજાકીય મેડિકલ અને ખેતીવાડીની કાલેજો રચવી. એ ત્રણને ચલાવતાં અને વિકસાવતાં એ મુકાબલે ન્હાનાં ક્ષેત્રમાં આ ચાર સત્તાઓના અવિરોધ અથચ સમન્વય સાધવામાં આપણે ઘડાઈશું, અને એ પ્રમાણે અનુભવી થયેલા આપણા વિદ્વાનો અને દેશનેતાઓ એ ત્રણ ફેકલ્ટીઓને સાધી દઇને તથા તે વખતે તેમાં બીજી ફેકલ્ટી-ફેકલ્ટીઓ પણ જોડીને ગુજરાત યુનિવર્સિટીના વધુ મોટાં અને વિકટ ક્ષેત્રમાં ચારે ચોકડીનો સમન્વય સાધવાનું વધારે મોટું કાર્ય વધારે સરલતાથી અને સકારણ આત્મવિશ્વાસથી કરી શકશે. ×

રા. આનંદશંકરના વ્યાખ્યાનનો ત્રીજો મહત્ત્વનો મુદ્દો યુનિવર્સિટીના ખર્ચનો એમણે કાચો અડસટ્ટો આપ્યો છે, તે છે. યુનિવર્સિટી રિફોર્મ કમિટિએ પૂના યુનિવર્સિટીને માટે આપેલા અડસટ્ટા કરતાં એમણે પોતાનો અડસટ્ટો વધુ ઉદાર કર્યો છે તે યોગ્ય જ છે. અને આ વિશે એમને ન્યાયને ખાતર ટીકાકારે યાદ રાખવાનું છે કે સમયના સંકોચને લીધે એમણે આંકડા માંડીને જ વાત પડતી મુકી છે એમાંનો દરેક આંકડો એટલો જ, શામાટે, એવી એવી ચર્ચા બહુ લાંબી થઈ શકે. પરંતુ કાચા અને કારણો વગર એમને એમ રજુ કરવામાં આવેલા અડસટ્ટા વિશે એવી ચર્ચામાં વખત ગાળવો નકામો છે. એટલે અહીં એમાંથી બે જ બાબત ઉપર અમારા વિચાર દર્શાવિયે છિયે. દરેક પ્રોફેસરના પગારને માટે રા. આનંદશંકર રૂા. ૮૦૦ થી રૂા. ૧૨૦૦ ની રકમ મુકે છે. હિંદ જેવા ગરીબ દેશને આવા પગાર કયાં લગી પાલવશે વારૂ? કોઇ પણ દેશમાં ઊંચામાં ઊંચા કારીગરને રૂા. ૫) નો રોજ હોય, તો તે દેશમાં ઊંચામાં ઊંચા પ્રોફેસરને એથી ત્રણ કે ચાર ગણું વેતન જ માફકસર ગણાય, એથી એને જે વધારે આપવામાં આવે તે વધારે પડતું જ ગણાય. ફ્રાન્સ અને જર્મનીમાં પ્રોફેસરોને પગાર કેટલા અપાય છે તે જોતાં આ ધોરણ જ સારું હોવા વિશે ખાતરી થશે અર્થાત્ ઊંચામાં ઊંચા પ્રોફેસરને વધારેમાં વધારે રૂા. ૬૦૦) નો પગાર, એ જ ધોરણ પાલવી શકે. કારીગરો જ રોજના રૂા ૫ થી વધારે મેળવતા થાય, એ દિવસ હિંદમાં ઉગે,

× અમદાવાદમાં અત્યારે યુનિવર્સિટી સેનેટ માટે જોઇયે એવા અને એટલા માણસો હશે ખરા, એ દા. પરાંજપેના રા. આનંદશંકરે ટાંકેલા સવાલનો અર્થ હું આ દ્રષ્ટિએ કરૂં છું. મ્હારો જવાબ એ છે કે અત્યારે નથી; તો આ ક્રમે આગળ વધતાં કુદરતી રીતે જ પૂરતી લાયકીવાળા માણસો પૂરતી સંખ્યામાં અમદાવાદ અને ગુજરાતને પણ મળી રહેશે.

ત્યારની વાત ત્યારે, ઈંગ્રેજો અને યુરોપીયનોને અત્યારે આપણા દેશમાં આ ઉપરાંત બીજા રૂા. ૬૦૦) થી રૂા. ૧૪૦૦) લગી દર માસે આપવા પડે. અને તે જ પ્રમાણમાં એમને રજાનો અર્ધ પગાર, પેન્શન, આદિ આપવાં પડે,—એ કુદરતી છે. ત્યાં મંજૂરીનો દર જ વધારે, એટલે પ્રોફેસરનું ત્યાંનું વેતન પણ એટલું વધારે. અને ત્યાંનો પ્રોફેસર ત્યાંથી અહીં પરદેશમાં રળવાને આવે તે માટે એને બદલો મળવો જ જોઈયે. વળી અહીં યુરોપીયનોના રહેણીનું ધોરણ ( standard of life ) સિવિલિયનોની રહેણી પ્રમાણેનું, અને એઓને તો રાજાના કુંવરની જેમ ઘોડા કુત્તા નોકરોની ન્હાનીશી પલટણ વગેરે દમામ સાથે રહી શકે એટલું વેતન અપાય છે; આવી આવી અનેક બાબતો ધ્યાનમાં રાખીને જ યુરોપીયન પ્રોફેસરોના પગારનું ધોરણ સરકારે ઘડ્યું છે; અને તેથી કરીને અમે તેને કુદરતી કહિયે છિયે. એટલે કે આ સર્વ સંજોગોનો સરવાળો કરીને અમે એ ધોરણ સમજી શકિયે છિયે. અને અમે ભાર દઈને કહેવાં માંગિયે છિયે તે આ. કે ઈંગ્રેજ પ્રોફેસરને જે પગાર આપવો પડે, તે જ પગાર તેના જેટલી જ લાયકીવાળા અને તેના જેવું જ કામ કરવાને નીમાતા દેશી પ્રોફેસરને પણ ઘટે,—એ ધોરણ જ અમે ખોટું ગણિયે છિયે. કોઈ પણ ખાતામાં પગારનું ધોરણ એક, પરંતુ એ ખાતામાં પરદેશી નીમાય તેને તે પરદેશી હોવાના કારણથી અમુક વધારો આપવો, એ સ્વ૦ ગોપાળ કૃષ્ણ ગોખલેએ ઘણા વિચારને અંતે તોડ કહાડ્યો હતો, અને એ તોડ સરકારે સ્વીકાર્યો નથી. આપણા જ અગ્રણીઓએ ઉપલા ખોટા ધોરણને સાફ છેકર કરીને સરકારને સ્વીકારવા દીધો નથી. તેથી આપણા ગરીબ દેશને અગણિત હાનિ થઈ છે અને

રા. આનંદશંકરના વ્યાખ્યાનમાં,—ફોરેસ્ટ્રી, જીઓલોજી, માઇનિંગ, ટેકનોલોજિ, ઇન્ડસ્ટ્રિયલ અને એગ્રિકલ્ચરલ કેમિસ્ટ્રિ, એન્જિનીયરિંગ, વગેરેનાં—નવી શોધખોળ કરી શકે એવાં ઊંચામાં ઊંચા—જ્ઞાન આપે તે યુનિવર્સિટી જ યુનિવર્સિટી નામ સાર્થક કરે, જો કે બધી ફેકલ્ટીઓ યુનિવર્સિટીના જન્મ સાથે જ આપણે ઊભી ના કરી શકિયે, ધીમે ધીમે જ પ્રગતિ થાય, એ પ્રમાણે સલાહ આપવામાં આવી છે. તે ઉપર ગુજરાતે ખાસ ધ્યાન દેવાની જરૂર છે. અને અમે છેવટમાં ફરી કહીશું કે મુંબાઇની બ્હારનું ગુજરાત ઘણું પછાત છે, ઘણું અજ્ઞાન છે, ટુંકા વિચારનું ગુલામ છે, પ્રાંતીય કૂપમણ્ડૂકતા એની રગે રગે વ્યાપેલી છે, એ કારણથી પણ અમને તો લાગે છે કે પ્રજાકીય આર્ટસ કોલેજ, મેડિકલ કોલેજ, અને ખેતીવાડીની કોલેજથી આરંભ કરીને ક્રમેક્રમે ચ્હડતાં જ, યુનિવર્સિટી જેવી સંસ્થા સ્થાપવા અને ખીલવવા માટેનું અવિરોધી સમન્વય અને કાર્યગ્રાહી ઉદારતાવાળું વાતાવરણ આપણા પ્રાંતમાં ઉત્પન્ન થઇ શકશે.

## ૩. હિંદુ–મુસ્લિમ કોમી વિરોધ.

આ કમનસીબ અને ઉંડા અને વધતા જતા વિરોધ વિશે અમે છેલ્લું લખી ગયા તે પછી બે મોટા રાજપુરૂષોએ એ વિશે પોતાનું દિલ ખોલીને ચર્ચા કરી છે, તેમાંથી વધારે મનનીય લૉર્ડ ઓલીવિયરની છે, કેમ કે એને હિંદનું જ્ઞાન વધારે છે અને એ અત્યારે પૂરૂં અને સ્પષ્ટ બોલી શકે એવી સ્થિતિમાં છે. આપણા નવા વાઇસરોય હજી હિંદ જેવા મહાવિષયની બાબતમાં શીખાઉ ગણાય એટલે એમની ચર્ચા લૉર્ડ ઓલીવિયરની ચર્ચા પછી ટાંકીશું.

લૉડ ઓલીવિયર કહે છેઃ—

"હિંદ સાથે નિકટ પરિચયમાં આવેલો દરેક સ્વીકારશે કે બ્રિટિશ અમલદાર વર્ગ સમગ્ર લેતાં મુસ્લિમ કોમ તરફ કૈંક સહાનુભૂતિવાળો છે. હિંદુ કોમની પ્રજાસ્મિતાના ઘસારા સામે પોતાના અમલના રક્ષણને માટે મુસ્લિમ કોમ રૂપ સોગઠીને ખેલવી ઠીક પડે છે, એ એના મુસ્લિમ કોમ માટે પક્ષપાતનું બીજું કુદરતી કારણ છે. વળી આ બંને એના મનને જાણ્યે અજાણ્યે વાળતા પક્ષપાત હેતુથી સ્વતંત્ર રીતે ત્રીજું આમ પણ બન્યું છે કે હિંદમાં પોલીસ અને પોલીસ કોર્ટોનું વર્તન એકધારૂં રહ્યું નથીઃ એ વર્તન કેટલીક વાર હિંદુ કોમ પક્ષપાતી તો કેટલીક વાર મુસ્લિમ કોમ પક્ષપાતી એમ હાલ્યા કરેલું છે; અને આથી કરીને બંને કોમને પોતાના ચોકખા હક્કની મર્યાદાઓ ઓળંગીને આગળ વધી જવાને ઉત્તેજન મળવા જેવું થયું છે."

આ ગંભીર અને પૂરી જુમ્મેદારીથી લખાયલાં વચનોમાં અમને હાલના મામલાને માટે માર્ગ દેખાડે એવું કશું જડતું નથી. કોમી વિરોધ હમણાં હમણાં વધ્યો છે તેનાં કારણો કૈંક હમણાંની પરિસ્થિતિને લઇને આવિર્ભાવ પામેલાં જો કે ઊંડા, અને કૈંક આધુનિક જ હોવાં જોઇયે. વળી ઇંગ્રેજદ્વેષીઓ આ વચનોમાં પોતાનો મત—કે ઈંગ્રેજ

તો હિંદુ મુસ્લિમને લડાવી મારે જ, પાકે છે એટલે અપક્ષતાનો બાહ્ય દેખાવ પૂરેપૂરો જાળવીને લડાવી મારે, એનું સમર્થન જોશે, તેઓને અમે ચેતાવવાનો અમારી ફરજ સમજીયે છિયે, કે અમારા તરજુમામાં એમને એવું જણાય તો તે અમારા તરજુમાની ખામીને લીધે હશે, લોર્ડ ઓલીવિયરનો આશય એ પ્રમાણેનો છે જ નહીં. રાજ્યનીતિથી છેક હલકી, વ્યક્તિઓની કુદરતી અને જાણ્યે અજાણ્યે પોતાનો ભાવ ભજવતી પ્રેરણાઓ (instincts) માંથી પણ કાળે કરીને ગંભીર પરિણામ નીપજે છે એમ કહેવાનો જ લોર્ડ ઓલીવિયરનો આશય જણાય છે.

એટલે છેલ્લા માસિક મનનમાં અમે લખેલું કે હિંદીઓનો ઇંગ્રેજો તરફનો ભાવ બદલાતાં ઇંગ્રેજોનો પણ મનોમન સાક્ષી ન્યાયે હિંદીઓ તરફનો ભાવ બદલાય, એ અમારી ચિકિત્સાથી લોર્ડ ઓલીવિયરનું મત વિરૂધ્ધ જાય છે, એમ અમને તો નથી લાગતું.

નવા વાઇસરાય સાહેબે ચેલ્મ્સફોર્ડ કલબમાં પોતાની સલામતીના જવાબમાં કરેલાં ભાષણમાં પોતાના હાથ નીચેના એટલે કે બ્રિટિશ નોકર વર્ગ ઉપર જે આક્ષેપો મુકાય છે તેનો રદિયો સયુક્તિક અને લાગણી ભર્યાં વચનોમાં આપ્યો છે. આ નોકર વર્ગમાં હિંદવતનીઓ તરફ એમણે પોતાની ખાસ (દલસોજી) દેખાડી છે. એ તો હોય. એમના ભાષણમાં મનન કરવા જેવી નીચેની જ બાબતો જણાય છે.

(૧) આવા બનાવો અટકાવવાને માટે સરકાર સ્થાનિક રૂઢિઓથી વધારે ઊંચી દૃષ્ટિ કરવા માગતી નથી.

અમને લાગે છે કે તાબૂત અને બક્ર ઇદ અને રથયાત્રા અને એવા એવા ઉત્સવોને નિમિત્તે હિંદુમુસ્લિમો સામસામા આખડી પડતા કાયમના અટકે તે માટે હવે સ્થાન સ્થાનની જુદી રૂઢિઓને એકસરખી ભૂસી નાખી આખા હિંદમાં એકસરખી લાગુ પડી શકે એવી નિયમાવલિ હિંદુઓ અને મુસ્લમોએ ભેગા મળીને નક્કી કરવી જોઇયે. અટકથી રામેશ્વર અને દ્વારકાથી જગન્નાથ પુરી સુધી એકસરખી લાગુ પાડવાની આ નિયમાવલિ ટુંકી પણ પૂરતી જોઇયે અને એટલી તો સ્પષ્ટ જોઇયે કે દરેક સાપુરુષ તે ચોકખી અને પૂરેપૂરી સમઝી શકે.

વળી આવું કોઇ રમખાણ થયા પછી તે સ્થાનમાં અને તેની આસપાસ જે મારામારી વગેરે ચાલે છે તેનું શું? આમાં તો અમે તેવા વ્હેમી હિંદુ કે મુસ્લિમને કે કાળા માથાના કોઇ પણ માનવીને ધર્મનું તત્ત્વ શોધ્યું જડે એમ નથી. આને માટે કોઇ નવી નિયમાવલિ કે બે કોમો વચ્ચે કોઇ નવી સમજુતીની જરૂર જ શી છે?

(૨) કોમી પ્રતિનિધિઓનું તત્ત્વ લેજિસ્લેચરો (legislatures) માં અને મ્યુનિસિપાલિટીઓ વગેરેમાં છે, તે વિશે વાઇસરાય સાહેબ આપણને યાદ આપે છે કે હિંદુમુસ્લિમ કોમોની એક મતિથી આ સમિતિઓની યોજના એ પ્રમાણે ઠરવામાં આવી છે; એમાંથી મ્યુનિસિપાલિટિઓ વગેરેને લગતા નિયમોમાં ફેરફાર કરવા ન કરવા પ્રેસિડન્સી સરકારે અને તેમની ધારાસભાઓ સ્વાતંત્ર છે; એ

વિષય ટ્રાન્સ્ફર્ડ (transferred) એટલે દરેક પ્રેસિડન્સીના મંત્રીઓ અને ધારાબાંધનારાં મંડળોને જ સોંપી દીધેલો છેઃ એ લેજિસ્લેચરો અને હિંદની લેજિસ્લેચર (Assembly અને Council of State) માં જે કોમી પ્રતિનિધિતત્ત્વ છે, તેમાં સરકાર વધઘટ કે કશો જ ફેરફાર કરવાની નથી, રૉયલ કમિશન નીમાય તે આખા બંધારણમાં ફેરફાર ફરમાવે તે સાથે આમાં જે ફેરફાર ફરમાવે તે ખરા.

આનો અર્થ એ જ થાય છે કે ૧૯૨૦ ના કાયદા (Government of India Act) પ્રમાણે બંધારણ રચાયું તેમાં આ કોમી તત્ત્વ જેમ હિંદુમુસ્લિમોએ એક મતિથી દાખલ કરાવ્યું તેમ હવે એ બંધારણમાં કૈં પણ ફેરફાર કરવો હોય, તો તે માટે હિંદુમુસ્લિમ અગ્રણીઓએ આજથી ચર્ચા માંડીને આ વિશે કૈંક એકવાક્યતા ઉપજાવવી જોઇયે આ કોમી ચૂંટણી અને દરેક કોમના પ્રતિનિધિઓ અમુક સંખ્યામાં—એ ધોરણ દાખલ થવાને લીધે જ કોમી વિરોધ વધ્યો છે એમ આપણે માંનિયે છિયે ? તો એ માન્યતા આપણ હિંદુઓની એકલાની હોય તે બસ નથી. મુસ્લિમોની પણ એ માન્યતા આપણે કરી શકયે, તો જ એ ધોરણમાં મૌલિક ફેરફાર કરવા માટે આ એક કારણ પુરતું છે. એવી રૉયલ કમિશનનો આણે ખાતરી કરી શકીશું, નહીં તો નહીં.

(૩) ખરી રીતે વાઇસરૉય સાહેબના ભાષણનો સૌથી અગત્નો ભાગ અમને તો એમણે હિંદુમુસ્લિમ બે ય ને કરેલી આજીજીનો જ લાગે છે. આ આજીજી અમે એમના શબ્દોમાં જ આપીને આ વિષય પુરો કરિયે છિયે.

હિંદના પ્રજાકીય જીવનને નામે, અને ધર્મને પવિત્ર નામે હું બેય કોમોના નેતાઓને વીનવું છું: છાપાંના લેખકો, ઉછરતી પ્રજાના શિક્ષકો, કોમી વર્ગ ધરાવનારાઓ, કોમમાં પ્રતિષ્ઠિત, રાજ્યદ્વારી વિષયોમાં નેતાઓ, અને ધર્મગુરૂઓ તથા ધર્મક્રિયા કરાવનારા લેખે માનનીય, સર્વ હિંદુઓને અને સર્વ મુસ્લિમોને હું વીનવું છું" કોમમાં ઉદારતા કેળવો, સામ કોમના ત્હમને અપ્રિય મતો અને આચરણો માટે હૃશેદૃષ્ટિ ખીલવો, સામી કોમના હક્ક માટે માનવૃત્તિ પ્રસારો, સામી કોમનું એકદમ બૂરૂં માની લેતા પ્હેલાં અને તેની ઉપર તૂટી પડતાં પ્હેલાં ખામોશ કેળવો. "હિંદના પ્રજાકીય જીવનને નામે હું સૌને વીનવું છું, કેમ કે આ કોમી ઘર્ષણ એ જીવનમાં ચાંદાં પાડી રહ્યું છે. હિંદનું પ્રજાકીય જીવન આગળ વધતું અટકી પડયું છે. હિંદ શરીરનાં બે મહા-અંગ સામસામા શત્રુ હોય એમ અન્યોન્ય વિરોધી છાવણી જમાવીને એક બીજા સામે ઘુરકે છે. હું ધર્મને નામે સૌને વીનવું છું, કેમ કે માણસમાં ધર્મથી વધારે ઉમદા તત્ત્વ છે જ કયું ! વળી ધર્મ આત્માની ઉર્મિ છે, અને હિંદને અત્યારે જેની સૌથી વધારે જરૂર છે. તે હિંદના આત્મામાં ઊર્મિ પલટાની છે." *

પૂણા તા. ૨૯—૭—૧૯૨૬ બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

* આ વખતે જુદાં અવતરણો નથી આપ્યાં કેમ કે મનનોમાંજ આ ત્રણ અવતરણો સમાવ્યાં છે.

## ચિત્ર ત્રીરંગી



## એક રંગી ચિત્રો




સુવર્ણમાલાના મુંબઇના સોલ એજન્ટસ:—
મેસર્સ આર. વનમાલીદાસ એન્ડ કું૦
જુની, ભાટીઆ મહાજનવાડી સામે,
કાલબાદેવી રોડ, મુંબાઈ ૨







Printed & Published by WAMAN RAMSHANKER MASTER
at Lakshmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8
All Blocks are made at our Studio.

ભાદરવો

૧૯૮૨

# "આ સંદેશ પહોંચાડો!"



તમે દેશની સેવા કરવા આહો છો? તો આ મહાન સંદેશ દરેક પ્રાંતે પ્રાંતમાં ગામડે ગામડે પહોંચાડો:—

"તમે સાદા, સરળ અને બળવાન બનો–માનસિક અને શારિરીક બળ ખીલવો.

તમે આજે જે ગરીબ અને નબળા દેખાઓ છો, તે હજુ સમૃદ્ધિવાન અને બળવાન, મજબુત બની શકશો.

કારણ તમારો પ્રાચીન વારસો ઘણો અતિ સમૃદ્ધ છે અને જમાનાઓનું ચૈતન્ય સશકત છે.

ઓ બાળકો, તમારી માતા, હજુ મૃત્યુ પામી નથી. તે હજુ જીવે છે. કારણ હિંદ એ પ્રાચીન છે, તેમજ હિંદ એ અજરામર છે."

"સાધુ વસવાણી."

# વર્ષા

ઘેરી ઘેરી ઘનઘટા ઘેરાય:
આવી વર્ષા ઋતુ સુખદાય. ધ્રુ૦

રિમઝિમ રસઝરીઓ વરસે:
આનન્દ મગન અખિલ જગ હરખે:
એકલ ગૃહમાં મુજ મન તરસે:

મુજ મન તરસે
નયનાં વરસે

પ્રિયતમની થતી નવ ઝાંખી:
ઘેરી ઘેરી ઘનઘટા ઘેરાય:

પિયુ પ્રવાસી: અન્તર છે ઉદાસી.
દાસી છે દરસનની પ્યાસી:
આવો પધારો હે સુખરાશી:

હે સુખરાશી:
હે દુઃખનાશી:

સુન્દરતમ ઘનશ્યામ છવાય:
ઘેરી ઘેરી ઘનઘટા ઘેરાય:

કોણ નિવારશુ આવ્યો ભારજ:
પૂરે પરિપૂરિત શ્યામ વન કાનન:
મોહન આવ્યા નહિ મનભાવન:

મનભાવન કાજ
વિરહન કાજ.

અશ્રુઝરીઓ નેનમાં છાય:
ઘેરી ઘેરી ઘનઘટા ઘેરાય.

"સુરેશ."



કાંજીવરમનું તળાવ.

# રામેશ્વર યાત્રા



લેખકઃ—પ્રવાસી

(ગતાંકથી ચાલુ)

કાંજીના સ્ટેશનથી શિવકાંચી પાસે પડે છે. તેથી ત્યાંના ગોરને ત્યાં સામાન મૂકીને સર્વતીર્થ નામનાં વિશાળ સરોવરે સ્નાન કરવા ગયા. આ તળાવની પશ્ચિમ બાજુએ સુંદર ઘાટ તથા મંડપ વગેરે આવેલા છે. દક્ષિણ બાજુએ એક નાનુંશું દેવાલય છે. પશ્ચિમે નાની દેરીઓ અને નાની નાની ધર્મશાળાઓ, ઉત્તર તરફનો ભાગ ખુલો છે. એ તળાવના મધ્યમાં પણ મંડપ બાંધેલો છે. જલ સ્વચ્છ હતું. દેખાવ મનોહર હતો. અમે ત્યાંથી ઝટપટ સ્નાન કરીને એકામ્રનાથના મંદિરમાં ગયા. શૈવો એકામ્રનાથનું લિંગ પૃથ્વી તત્વના અધિષ્ઠાતા રૂપે માને છે. તેના ઉપર જલ ચઢતું નથી, કેવળ તેલનો જ અભિષેક થાય છે. એ લિંગ ચોરસ હોઇને ઉપર ઉપર જતાં સાંકડું થતું જાય છે. એ મંદિરની પછવાડે એક મોટું આંબાનું વૃક્ષ છે. મંદિરમાં શિવલિંગની પાછળની ભીંત ઉપર શિવ અને પાર્વતીની મૂર્તિઓ ભીંતમાં કોતરેલી છે. મંદિરના ઘણા ભાગનો જીર્ણોદ્ધાર થઇ ગયો છે તેથી પ્રાચીન કાળની કોતરણીનું અદર્શન થઇ ગયું છે. ત્યાંથી નીકળીને કામાક્ષીના મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિરમાં પેસતાં જ જમણે હાથે એક ઊંચા ઓટલા ઉપર દેવાલય છે તેમાં શંકરાચાર્યની મૂર્તિ સ્થાપેલી છે. મૂર્તિ ભવ્ય અને ગંભીર લાગે છે. ત્યાંથી અંધકારવાળા ભાગમાં

થઇને અમે કામાક્ષીના મંદિરમાં મ્હોંચ્યા. અંદરના ભાગમાં કામાક્ષીની સુંદર ઉત્કૃષ્ટ કારીગિરીની મૂર્તિ જોઇ અને તેની આગળના ભાગના ઘુમટમાં એક ગોળ કુંડની આકૃતિવાળા ખાડામાં વચમાંથી સ્હેજ ઉપડતું શ્રીયંત્ર જોયું. એ યંત્ર હાથ એક ચોરસ હશે. એ યંત્ર આદિ શંકરાચાર્યે સ્થાપેલું છે એમ કહેવાય છે.



કાંચીવરમ: શ્રી વરદરાજના મંદીરનો મંડપ.

એ જોઇને અમે વિષ્ણુકાંચી જોવા ગયા. શ્રી વરદરાજના મંદિરના પ્રથમ પ્રાકારમાં જમણે હાથે એક વિશાળ નકશી કામથી ભરપુર સ્તંભવાળો મ્હોટો ચોરસ મંડપ જોયો, એની કારીગરી અતિ ઉત્તમ. તેમાં પણ છત તરફના ખૂણા ઉપર એક જ પથ્થરમાંથી કોતરી કાઢીને બનાવેલી પથ્થરની સાંકળ જોઇને હેરત પામ્યો. એ મંડપ છોડીને આગળ જતાં શ્રી વરદરાજનું મંદિર આવે છે. તેમાં જતાં પ્રથમ સામે જ શ્રી નૃસિંહજીની મૂર્તિ ગુફામાં છે તેનાં દર્શન થાય છે. મૂર્તિ ભયંકર અને ભવ્ય છે. તેને પ્રદક્ષિણા કરતાં જવાય છે. વરદરાજનું મંદિર એક ટેકરા પર હશે તે ચારે તરફથી બાંધી લીધેલો હશે તેવો ઘાટ છે. તે ચારે તરફના પથ્થરોમાં કાંચી પુરાણ (કાંચી માહાત્મ્ય) આખું કોતરેલું છે. નૃસિંહજીની પાછળ ગયા પછીથી ઉપર ચડવાનો રસ્તો આવે છે. ત્યાંથી અર્ધ પ્રદક્ષિણા કરતાં ઉપર વરદરાજની મૂર્તિ પાસે જવાય છે. વરદરાજની મૂર્તિ ચતુર્ભુજ છે. અત્યંત ભવ્ય અને મનોહર છે તેને શાળગ્રામની માળા પ્હેરાવેલી છે. એ મૂર્તિનાં દર્શન કરીને બહારના પ્રાકારમાં શ્રી લક્ષ્મીજીનાં દર્શન કર્યાં. આ લક્ષ્મીજીની મૂર્તિ અમે જેટલી લક્ષ્મી મૂર્તિ જોઇ છે તે સર્વમાં સર્વોત્તમ છે. તેમનાં નેત્રમાંથી જાણે દર્શક ઉપર અમી વરસતી હોય એવું જ લાગે છે. એ પ્રમાણે અત્યંત ઉતાવળમાં દર્શન કરીને



મહાબલીપુરમ અર્જુન તપશ્ચર્યા.

નથી એ લગ[illegible] બે હજાર વર્ષ પહેલાં બૌદ્ધ યુગમાં સર્વત્ર પ્રચારમાં હતી એ જાણી આશ્ચર્ય અને આ ભૂમિમાંથી પ્રાચીન મહાપુરૂષના છેવટે અસ્થિ-અવશેષોને પણ અને તેને ઢાંકનાર એ શીલાગર્ભને પણ વિદેશમાં ઘસડી જવાય છે; એમને પણ માતૃભૂમિમાં નિવાસનો શાશ્વત લાભ નથી એ જાણીને ખેદ. ખરેખર કાલાય તસ્મૈ નમઃ । એ વાક્ય કેટલું સાચું છે અને અબાધિત સત્ય છે એ તો આવાં સ્થળ જોવાથી જ જણાય.

એ મ્યુઝીયમમાં પ્રીહિસ્ટોરીક ( હજારો વર્ષ પુર્વેનાં-પુરાણતમ ) સેક્શનમાં અનેક પથ્થરનાં હથીઆરો તથા તે સમયમાં શબાવશેષ જે પાત્રોમાં ભરવામાં આવતાં તે પાત્રો શબાવશેષ સહિત જોયાં. પ્રાચીન કાળનું કામ પણ જોયું.

મૂર્તિઓ માનુષોની તથા પથ્થરની શિવ અને વિષ્ણુની જુદા જુદા અવતાર કે ધ્યાનની પણ આબાદ ઉત્તમ કારીગરીની જોઇ. જોવા જેવું તો અને ધ્યાનમાં રાખવા જેવું તો ઘણું પણું ત્યાં છે. પરંતુ એ જોવાને આંખો જોઇએ છીએ. હે પ્રભુ અમારા ભાઇઓને પોતાના દેશના શિલ્પમાં રહેલો આત્મા જોવાની આંખો આપો એમ અનાયાસે પ્રાર્થના થઇ જાય છે. બાકી પત્ર તો લાંબો થયો છે. પણ જો તેથી કોઇ પણ સંતોષ થાય કે જીજ્ઞાસા ઉપજશે તો મારો પરિશ્રમ હું સફળ માનીશ. એજ.

[illegible] મંદિરનો મંડપ.

# વેવિશાળ

## (ત્રિઅંકી સામાજિક નાટક)

### પાત્રો

| | |
|---|---|
| નવલરામ | જયા |
| ભરત | મેના |
| રમેશ | હેમાં |
| શરદ્ | સુધા |
| વાસુભાઈ | પમા |

આ ઉપરાંત હરિ. ઉજમ, શાન્તા, રેણુકા, સ્ટેશન માસ્તર, ડૉક્ટર, એક મજુર, એક ગાડાવાળો વગેરે વગેરે.

સામાન્ય સ્થળ: ભરતરામનું ઘર.

(અષાઢ અંક, પાનું ૭૨ થી ચાલુ.)

## અંક બીજો.

### પ્રવેશ ત્રીજો.

[ સ્થળ:—અંક પહેલાના પ્રવેશ પહેલાની પરસાળ. હેમાં ભીંતને અઢેલીને બેઠી છે. સુધા એની સામે થોડે દૂર બેઠી છે.

સમય:—બપોરના લગભગ ત્રણ.]

સુધા:—પછી?

હેમાં:—હીણાગામ પછી અમારી ગાડી આમપુર જંકશન સુધી બીજે કયાંઈ ઉભી રહી નહિ એટલે છેલ્લા ચાર કલાક તો મારે કેદમાં જ પડી રહેવું પડ્યું. અને આમપુર તો તમે જોયું છે.

સુધા:—(વિચાર કરતી હોય તેમ) હ—હું આમપુરથી ઉત્તર જતી લાઇનમાં જ નથી ગઈ—બીજી લાઇન તો મેં જોઈ છે,

હેમાં:—તે એમાં વિચાર શો કરો છો? તમેય જરા મોટાં થશો—એટલે—(જરા સ્મિત કરી) એટલે મોટાં તો છો, પણ કોઇ લઇ જનાર મળશે એટલે

સુધાઃ—કોણ હું? ના.

જયાઃ—(અંદરથી) બેન, બપોર નમી ઉતર્યા છે તે હવે નદીએ જાઓ. પછી મોડું થશે.

સુધાઃ—તમે અત્યારે નદીએ જશો?

હેમાંઃ—કંઇ છુટકો છે?

સુધાઃ—ક્યાં તમારી મુસાફરીની મજા, અને ક્યાં આપણું બધું આ શાસ્ત્ર!

હેમાંઃ—મુસાફરીમાં ય કંઇ મજા નથી.

સુધાઃ—કેમ નહિ? તમે કહ્યું તે બધું ય—

હેમાંઃ—એ તો મે ' એટલે સારૂં લાગ્યું, અને વળી બધું સારૂં સારૂં જ કહ્યું, પણ બીજું બધું તો—

સુધાઃ—શું?

(રસ્તે જતી પચીસેક વર્ષની શાન્તા આવે છે.)

શાન્તાઃ—(ચારે બાજુ નજર નાંખતાં) કેમ બેન ક્યારે આવ્યાં?

હેમાંઃ—(શાન્તાની સાથે પરિચિત ન હોય તેમ) હું પરમ દિવસે આવી.

શાન્તાઃ—(બાજુના ઓરડા તરફ નજર નાંખતી) તમારા સાસરીઆમાંથી મૂકવા આવ્યું હશે?

હેમાંઃ—ના, મારા ભાઇ સામા આવ્યા હતા.

(સુધા કંટાળો આવતો હોય તેમ સાંભળ્યા કરે છે, હેમાં હું'કામાં પતાવવાનો પ્રયત્ન કરે છે.)

શાન્તાઃ—તમારા ભાઇ ભણે છે ખરૂં?

હેમાંઃ—હા; કેમ હતું?

શાન્તાઃ—ના, કંઇ નહિ, મને તો કોઇએ કહ્યું કે એ મુંબઇમાં નોકરી કરે છે.

સુધાઃ—લોકો ય ઠીક કહેતા ફરે છે.

હેમાંઃ—એમને બીજો ધંધો શો હોય છે તે!

સુધાઃ—પછી તમારે નદીએ જવાનું મોડું થશે!

હેમાંઃ—તમે સાથે આવવાનાં છો તે?

સુધાઃ—મારે આવવું હશે તો આવીશ.

શાન્તાઃ—(મરડમાં) મૂળથી મોટાં બેનપણાં હોય પછી કેમ ન આવે!

સુધાઃ—એટલે?

શાન્તાઃ—હું તો બેન અમથું કહું છું, પણ બહુ બેનપણાં હોય તોય કોઇ દિવસ બહાર ન દેખાડીએ.

(રમેશ બાજુને બારણેથી બહાર આવે છે, શાન્તાને જુએ છે, અને ખચકાઇને પાછો અંદર જાય છે.)

હેમાંઃ—કેમ, બેનપણાં હોય અને લોકો જાણે તેથી શું?

શાન્તાઃ—બીજું શું-આ જુઓને, તમે અહીં બહું વાર આવો જાઓ, અને બેસી રહો, તે લોકો ગમે તેમ બોલેને!

હેમાંઃ—(રોષમાં) એમાં લોકો શું બોલે?

સુધાઃ—લોકો ખાડમાં પડે.

શાન્તાઃ—ના બેન ના, હું કયાં કંઇ કહું છું? આ તો લોકો-એમાં મારે શું? તમે ને તમારા ભાઇ ને બધાં ખુશી રહોને! (છેલ્લા શબ્દો પર ભાર મૂકતી બોલે છે.)

(હેમાં શાન્તાને બોલતી જોઈ રહે છે. સુધા ઉભી થઇ જરા બાજુના બારણા તરફ જાય છે.)

શાન્તાઃ—લ્યો બેન, મોડું ના લગાડશો, આવજો હોં.

(હેમાં કશો ઉત્તર આપ્યા વગર ડોકું નમાવે છે. શાન્તા ચારે બાજુ નજર ફેરવતી જાય છે.)

સુધાઃ—કોણ જાણે શું કામ આવી હતી?

હેમાંઃ—હવે એનું આપણે શું?

સુધાઃ—પણ જુઓને કેવું બોલી ગઇ. રમેશભાઇ અંદર ન હોત તો હું તો સંભળાવી દેત (જરા ધીમેથી) કે એની બેનપણી જડીની જ સંભાળ રાખે તો

બહુ છે. પોતાના વરને છોડીને સાસરેથી અહીં આવી પેલા રામશંકરનું ઘર માંડયું; અને હવે રસોયણ થઇને ડૉક્ટર મહેતાને ત્યાં રહી છે. લોકો એવાંને કેમ કશું નહિ કહેતાં હોય?

હેમાં:—(વિચાર કરતી હોય તેમ તટસ્થ ભાવે) ખરાબ માણસને કહ્યે શો ફાયદો. અને એય ખરૂંને કે સારાં માણસ વિશે ખરાબ બોલે ત્યારે જ લોકોના મનને શાન્તિ વળે!

હરિ:—(આવતાં) બેન, માજી કહે છે ઉતાવળ કરોને! (જાય છે.)

હેમાં:—ઉઠ રામ ત્યારે,-મોડી જાઉં તો સાંજ પડી જાય અને લુગડાં ખૂબ છે. (થોડી વારે) બેસજો હું-હું હમણાં આવુ છું. (જાય છે.)

સુધા:—(એકલી) એ આવાં આવાંય નદીએ જશે. હું અહીં જન્મી હોઉં તો-(અટકી પડે છે. રમેશ બાજુને બારણેથી પ્રવેશે છે, તેને જોઈ સુધા લુગડું સરખું કરી બેસે છે.)

રમેશ:—હેમાં અંદર ગઇ?

સુધા:—હા, જુઓને-એ પોતાનાં લુગડાં લઇ નદીએ ધોવા જાય છે.

રમેશ:—એને કોણ મોકલે છે?

સુધા:--બા.

(હેમાં ધોવાનાં લુગડાં લઇને આવે છે. પાછળ જયા છે.)

જયા:—હવે એકેય લુગડું રહ્યું નથી ને

રમેશ:—શાનું લુગડું?

જયા:—તું તારે વાંચ. અમારી વાતમાં તારે માથું ન મારવું?

રમેશ:—આટલું પૂછયું એમાં મેં શું માથું માર્યું?

હેમાં:—બાઇ તમે જાઓને!

(સુધા રમેશ અને હેમાંને જોતી બેઠી છે.)

જયા:—બરોબર ન ધોવાય તો બોળી લાવજે.

રમેશ:—આ તું એને નદીએ મોકલે છે?

જયા:—હા, કેમ કનું? એનાં કપડાં છે તે બોળી લાવશે.

રમેશઃ—પણ બા જો તો ખરી–એ હમણાં જ મંદવાડમાંથી ઉઠી છે. અને આવા શિયાળામાં તું એને આ બધો ભાર લઇ પાણીમાં રહેવા મોકલે છે તે એ મરી જશે. અહીં આવતાં ગાડામાં બેસીને આવી હતી તો પણ એને તાવ આવી ગયો.

જયાઃ—મુસાફરીનાં અડેલાં કપડાં તો એણે જ બોળી લાવવાં જોઇએને

રમેશઃ—મુસાફરીનો અડેલો તો હું ય હતો.

જયાઃ—એવું ન બોલીશ, એને તો પારકે ઘેર રહેવું છે તે રીત શીખવવી જોઇએ.

રમેશઃ—પણ બા, નદીએ જઇને કંઇ રીત શીખાતી હશે? નહિ, એને નહિ જવા દઉં. (હેમાંને) બેસી રહે તું તારે નથી જવું.

જયાઃ—તમે એનેય ઉદ્ધત કરી મૂકશો એ મને નહિ ગમે.

મેનાઃ—(આવતાં) શું છે બા?

હેમાંઃ—ભાઈ; જવા દ્યોને, જે થવાનું હશે તે થશે. આટલા ભેગું એટલું વધારે.

મેનાઃ—(વાત સમજી હોય તેમ) નાનાભાઇ તમેય આમ શું કરો છો? એમને કંઈ ગયા વગર ચાલશે?

રમેશઃ—એને ફરી વાર તાવ આવશે તો?

જયાઃ—એમ તાવ આવતો હશે!

મેનાઃ—ભાઈ એમને કંઈ નહિ થાય, હમણાં લુગડાં બોળીને પાછાં આવશે.

(હેમાં પોતાનાં લુગડાં લઇ જાય છે, સુધા પાછળ જાય છે. રમેશ હેમાં સામું જોઇ રહે છે. જયા અંદર જાય છે.)

મેનાઃ—આ તું ઘડી ઘડી વારમાં લડી પડે છે એ મને નથી ગમતું.

રમેશઃ—પણ હું બીજું કરૂં શું? હવે મને ડગલે અને પગલે એમજ લાગે છે કે બધીજ વાતમાં હું જુદો તરી આવું છું.

મેનાઃ—પણ એમ કંઇ ડગલે અને પગલે લડાય ખરૂં? ઘણીય એવી મોટી બાબતો છે, તેમાં આપણે લડવાનુંજ છે ને! એથી આવી નાની નાની બાબતોમાં જતું કરવું જોઇએ નહિ તો મફતનાં મન ખાટાં થઇ જાય.

રમેશ:—(ખાસ મેનાને કહેતો હોય તેમ નહિ.) મારું મન તો હવે ખાટુંજ થઇ ગયું છે.

મેના:—જો તું એમ કરે છે એ મને પસંદ નથી. મને ખબર છે તું વાંચતો પણ નથી.

રમેશ:—આવામાં હું કયાં વાંચું!

મેના:—કેમ નહિ?

રમેશ:—હું બધું નથી કહી શકતો, પણ અહીંનું આખુ વાતાવરણ જ મને ખરાબ લાગે છે.

મેના:—આ મારા ઘરનું વાતાવરણ.—

રમેશ:—ના, ના. તમારા ઘરનું એમ નહિ. પણ-પણ-હું તમારે વિશે કંઇ કહેતો જ નથી. પણ બધી બાબતમાં-દરેક વિષયમાં-દરેક રીતમાં.—

મેના:—શું?

રમેશ:—મને તમે અત્યારે ન બોલાવો.

મેના:—(સાન્ત્વન આપતી હોય તેમ) મેં એમને કહ્યું છે, અને તારે વાંચવા માટે આવતી કાલથી પાછલી પોળના ચોકઠાંમાંનુ ઘર ભાડે રાખવાનાં છીએ.

રમેશ:—(ઉદાસીન રીતે) ભલે, રાખો!

(અંદર જવા જાય છે, ત્યાં બહારથી રમેશનો મિત્ર શરત્ચંદ્ર આવે છે.)

મેના:—લ્યો ભાઇ, આ શરદભાઈ આવ્યા!

રમેશ:—(વિચારમાં પાછું જોતાં) કોણ?

શરદ:—કેમ કયારે આવ્યા? મને તો ગઇ કાલેજ ખબર પડી કે તમે આવી ગયા છો.

રમેશ:—એમ કે?

શરદ:—હમણાં અમારી ઑફીસમાં એટલું કામ પહોંચે છે કે હું ઠેઠ રાત્રે નવ વાગ્યે ઘેર આવું છું.

રમેશ:—તમારી ઑફીસમાં—?

શરદ:—કેમ એક વરસ રહી આવ્યા તે ભૂલી ગયા? અમારી ઈન્કમટેક્સ ઓફીસમાં હમણાં.—

રમેશ:—હા, હા.

શરદ:—હાસ્તો, હવે તમે મોટાં માણસ થવાના એટલે ભૂલી જ જાઓને!

રમેશ:—મોટા માણસ, નારે આપણે બધા સરખા જ છીએ. આપણો સમાજ કોઇને મોટો થવા દે એમ નથી.

શરદ:—(રમેશનો ફેરફાર પહેલી વાર જોતો હોય તેમ) તમે કંઇ બહુ બદલાઇ ગયા લાગો છો?

(મેના શરદ સામું અર્થસૂચક દૃષ્ટિથી જુએ છે.)

રમેશ:—ખરેખર, સારૂં, એમાં ખોટું શું? આખી જીંદગી ક્યાં કોઈ એકસરખું રહ્યું છે!

શરદ:—જુઓ બીજાની જોડે તમે ગમે તેમ બોલશો તે ચાલશે. મારી સાથે તો જેમ બોલતા હતા એમને એમ બોલવું પડશે.

રમેશ:—ઠીક ચાલો. આપણે અંદર બેસીએ.

(બન્ને અંદર જાય છે. મેના રમેશને જોઇ રહે છે.)

મેના:—(એકલી) એ આમ કરશે તો મારી બધી આશા ધૂળ ભેગી મળી જશે.

(ખિન્ન મને અંદર જાય છે.)

[પડદો પડે છે.]

### પ્રવેશ ચોથો.

[સ્થળ:—અંક પહેલાના પ્રવેશ ત્રીજાનો ઓરડો. સમય:—પ્રવેશ ત્રીજાના અનુસંધાનમાં.]

(રમેશ અને શરદ બન્ને અંદર આવતા દેખાય છે.)

રમેશ:—(ખુરશી બતાવતાં) બેસો!

(શરદ ખુરશી પર બેસે છે. રમેશ પોતાની ખુરશી જરા આડી રાખી બહાર જોતો બેસે છે. થોડી વાર કોઇ બોલતું નથી.)

શરદ:—કેમ!

રમેશઃ—શું બોલો !

શરદઃ—એમ ભારેખમ થઇને બેસવા હું અહીં આવ્યો નથી.

રમેશઃ—એમ !

શરદઃ—બોલો, કેમ આ વખતે કેવુંક વાંચ્યું છે ? ફર્સ્ટ ક્લાસની તૈયારી કરી જ હશે.

રમેશઃ—ના રે ના.

શરદઃ—જુઓ, પાછો ઉડતો જવાબ આપો છો.

રમેશઃ—નહિ, હું ખરૂં કહું છું.

શરદઃ—એમ કેમ ? તમારે માટે એ કંઇ અશક્ય નથી.

રમેશઃ—મારે માટે એ અશક્ય જ છે.

શરદઃ—શાથી ? તમે.—

રમેશઃ—જુઓ. ફર્સ્ટ ક્લાસમાં આવવા માટે માણસે બીજો કશો વિચાર ન કરવો જોઇએ, અને બીજા કશાની એને ખબર પણ ન હોવી જોઇએ.

શરદઃ—એમ તે કંઇ હોય ?

રમેશઃ—હા, ખરેખર. સાંભળો અમારે ત્યાં આ વખતે જે ફૂલો છે તેની હું તમને વાત કહું. ગયે વરસે અમારી કોલેજની ચર્ચાપરિષદમાં સારામાં સારૂં ભાષણ કરનારને ઈનામ આપવાનું હતું તેમાં એ આચાર્ય સાહેબ ઘેરથી આખો વિષય ગોખી લાવેલા તે ઘણી સારી રીતે બોલી ગયા.

શરદઃ—પછી ?

રમેશઃ—પછી એમને પોતાના ઇનામ માટે પુસ્તકો પસંદ કરવાનાં હતાં, તેમાં એમણે ગીતાંજલિ મંગાવી. પછી જ્યારે એમના હાથમાં એ પુસ્તક આવ્યું ત્યારે એમણે શી ફરીઆદ કરી હશે એમ તમે માનો છો ?

શરદઃ—ફરીઆદ શાની. કેમ એમને હલકી આવૃત્તિની પ્રત મળી હતી

રમેશઃ—નહિ જ-તમે કદી પણ કલ્પી નહિ શકો. એમને બી. એ. ની પરીક્ષા માટે ગીતાભાષ્યનો કેટલોક ભાગ કરવાનો હતો-( શરદ જરા હસે છે ) હજી જરા સાંભળો તો ખરા-અને પોતાને સંસ્કૃત ઘણું સારૂં આવડે એટલે આપણા

વિદ્વાન પ્રાણીએ એમ ધારેલું કે આ કોઇ ગીતા પરની સારી ટીકા કે એવું હશે; પણ તે તો માત્ર ગીતોની અંજલિ નીકળી. અને એથી જ એઓ પોતાની દિલગિરી મને જાહેર કરવા આવેલા.

શરદ્:—(ખૂબ હસતાં) અરે, વાહ! આ દાખલો તો જાહેર કરવા જેવો છે.

રમેશઃ—અરે, એવા તો ઘણાય દાખલા છે. અને પછી બહાર જાય ત્યારે એમ કહેવાય કે ફર્સ્ટ કલાસ છે!

શરદ્:—બિચારો ફર્સ્ટ કલાસમાં આવ્યો હોય તે એમ જ કહેવાય ને!

રમેશ:—હાસ્તો. (વિચારમાં) એમ કે! હું—આવી બહારની છાપ હોય છે તે જ બધું ઉંધું મારે છે. એક વાર છાપ મળી ગઇ એટલે પછી માણસ પોતે કેવો છે એ કોઇ જોતું જ નથી.

શરદ્:—પણ કંઇ બધા જ એવા હોય છે?

રમેશઃ—ના. બધા જ એવા હોતા નથી એજ મોટી મુશ્કેલી છે.

(શરદ્ રમેશને સમજતો ન હોય તેમ જોઇ રહે છે.)

રમેશઃ—કેમ? તમે એમ કેમ જોઇ રહ્યા છો? મારૂં એટલુંજ કહેવાનું છે કે જો બધા જ ફર્સ્ટ કલાસમાં આવેલા આના જેવા હોય તો તો ફર્સ્ટ કલાસ એટલે શું એ આપણે તરત સમજી શકીએ.

શરદ્:—હા, એ ખરૂં છે. અને તમારા જેવા જો રખેને સેકન્ડ કલાસમાં આવે તો તે પણ એ વર્ગમાં આવનારા બીજા જેવા છે એમ હું નહિ કહું.

રમેશઃ—તદ્દન ખરી વાત છે.—એટલે કે મારૂં એમ માનવું છે કે બાહ્ય ધોરણોથી કોણ સારૂં અને શકિતવાન છે એનું માપ કાઢી શકાતું નથી.

શરદ્:—એમ કેમ?—જે કંઇ ધોરણો બંધાયાં છે તે સારા અને શકિતવાન માણસને શોધી કાઢવા માટે જ બંધાયાં છે.

રમેશઃ—ધોરણો કે નિયમો કેમ બંધાયાં હશે તેનો ઇતિહાસ હું કંઈ જાણતો નથી. પણ જડ ધોરણોને માન આપવાથી જ ખરો માણસ ઘણી વાર પાછળ રહી જાય છે.

શરદ્:—ધારો કે અમારી ઓફીસમાં કોઇ માણસ નોકરી રહેવા આવ્યો. હવે એનામાં લાયકાત છે કે નહિ તે જોવાને કંઇક ધોરણ હોય તો જ એને કંઇ સવાલો પૂછી શકાય. એટલે કંઇક ધોરણ તો જોઇએ જ ને?

રમેશઃ—(ઉંડા વિચારમાં) હું—એ વાત તમે બરાબર કહી. તે જ જગ્યાએ મને હમણાં હમણાં નવા વિચાર આવ્યા કરે છે કે નિયમો કે ધોરણો બંધાવાં જ ન જોઇએ—(આવેશમાં) કારણ અમુક ધોરણને લઇને રુઢિબદ્ધ હોય છે તે જ્યારે જુલમ કરે છે ત્યારે તે વિચાર જ નથી કરતું કે પોતે શું કરે છે? (અટકી પડે છે. બહાર હેમાં ગઇ તે રસ્તે નજર કરે છે) આપણે જ્યારે કહીએ ત્યારે એમ જવાબ આપે કે એ તો એમ જ થતું આવ્યું છે.

શરદઃ—એમ કંઇ રોજ નથી બનતું.

રમેશઃ—રોજ એમ બને છે. માત્ર આપણે અંધ છીએ. (થોડી વારે) આપણે જરા નજર કરીએ તો આપણા રોજના કૌટુંમ્બિક જીવનમાંથી જ આપણને ઘણા દાખલા મળી રહે.

શરદઃ—તમે કહો છો તેમ હોય તોપણ આપણાથી નિયમોને તિલાંજલિ અપાય નહિ. કારણ નિયમો કાઢી નાંખો પછી માણસને ફરજ કે ધર્મ કશું રહે નહિ, અને મનુષ્ય પશુ જેવો થઇ જાય!

રમેશઃ—એ વિચાર પણ મને આવી ગયો હતો. નિયમો બંધાવાનો હેતુ ભલે ગમે તેટલો સારો હોય, પણ એનો અમલ થાય છે, ત્યારે માણસનો સારાસારનો વિવેક મરી જાય છે. (થોડી વારે) એક કવિએ કહ્યું છે.—

શરદઃ—શું?

રમેશઃ—બીજા લોકો જે ફરજ તરીકે આપે છે તે હું મનુષ્યને સ્વભાવરુપે બક્ષું છું.

શરદઃ—હં-ઠીક છે.

રમેશઃ—(શરદનું બોલેલું સાંભળ્યું ન હોય તેમ.)

રમેશઃ—આવી કવિતાની કડીઓ જ્યારે હું વાંચું છું ત્યારે મને લાગે છે કે કવિઓની દૃષ્ટિ હાલ પણ વેદ કાળના ઋષિઓના જેટલી સ્વચ્છ હોઈ શકે છે.

શરદઃ—એ બધું ઠીક છે, પણ એથી તમને એમ નથી લાગતું કે બધે અંધાધુંધી ફેલાઈ જાય?

રમેશઃ—ના, એમ કદી ન બને. (થોડીવારે) મારી એ દૃઢ માન્યતા છે કે જીવન તત્ત્વ એવું છે કે માત્ર એને જ જો આપણે સતેજ રાખીએ તો તેમાં કદી અંધાધુંધી થવા પામે નહિ.—મને નવાઈ લાગે છે કે મારી નાની બેનમાંથી મને એક નવો વિચાર મળ્યો એણે વાતવાતમાં જ કહ્યું કે કોઈ એવો નાંદ હોય

જે આપણને નવો ધર્મ આપે?–એ વખતે તો જો કે–તે તો કંઇ નહિ–પણ આ માન્યતાને જો તમારે મારો ધર્મ કે શ્રદ્ધા કહેવી હોય તે ભલે કહો.

શરદ:—તો પછી આ તમારી શ્રદ્ધા કે ધમ કે અંધ શ્રદ્ધા અને બીજાઓની શ્રદ્ધા એ બેમાં ફરક શો રહ્યો?

રમેશ:—(પોતાનું અપમાન થયું હોય તેમ) ફરક–કેમ–તમે કશો જ ફરક જોતા નથી? શ્રદ્ધા પોતે ભલે અંધ હોય તોપણ માણસ કઇ જગ્યાએ શ્રદ્ધા મૂકે છે તે–શ્રદ્ધાસ્થાન–ખરૂં જોવાનું છે. કોઇ માણસને પોતાની પત્નીમાં શ્રદ્ધા ન હોય, પણ કોઈ વેશ્યામાં શ્રદ્ધા રાખે; કોઈ માણસને પોતે જેને બાપ કહેતો હોય તે ખરો બાપ નથી, પણ કોઇ બીજો જ છે–આ બે વચ્ચે જેટલો ફરક છે તેટલો જ ફરક અહીં પણ છે. ધારો કે અંતિમ માન્યતા અંધ છે, તો પણ જો તે જીવનને સતેજ રાખતી હોય તો તે ખરી છે. અને આપણે અહીં–! લોકો ધરમને બહાને ખંડેર ઉભાં કરે છે, રૂઢિ અને રિવાજોનાં કોટડાં ઉભાં કરે છે; અને એની અંદર એમના ચેતનનો દીવો ગંધાતો બળે છે. (આવેશમાં) જીવનના પ્રવાહને આડે ભીંતો ચણી લઇ એ લોકો બધો ઇજારો પોતાને હાથ રાખવા માગે છે. પણ એથી તો ઉલટાં વમળ વધે અને પાણી ડોળાય, અને રતન હોય તે પણ ગુમાઈ જાય.

શરદ:—હું તો એ વસ્તુસ્થિતિનો ખ્યાલ જ કરી શકતો નથી.

રમેશ:—એથી જ આપણાં જીવન હવે નિરાળાં પડતાં જશે.

શરદ:—હું–આ વખતે મેં તમને જોયા ત્યારથી જ તમે મને કંઇક જુદા લાગ્યા, અને તમારો ચહેરો (રમેશ સામું જોતાં) ઉદાસીન હતો.

રમેશ:—(શરદ સામું જોયા વગર) હા, હશે!

શરદ:—આ ઉમ્મરે તો તમે કેવા ઉત્સાહી, અને—

રમેશ:—(શરદ સામું ફરીને) મેં ન કહ્યું આપણો સમાજ કોઇને મોટો થવા દે એમ નથી.

શરદ:—શા માટે નહિ? તમે તમારા પુરુષાર્થથી મોટા થાઓ એમાં કયાં કોઇ તમારી આડે આવે છે? અમારી જ ઓફિસના સાહેબ—

રમેશ:—મહેરબાની કરી એમનું નામ ન દેશો–હું એમને મોટા કહો તેજ નથી.

શરદ:—વારૂ, ચાલો, નહિ–પછી કંઈ?–તો આપણે આપણી જુની વાત પર આવીએ—

રમેશ:—(ઠાલી અવાજે) શું?

શરદ:—ત્યારે આપણા સમાજમાં કે સંસ્કૃતિમાં કશું જ સારૂં નથી કેમ! બધું ભૂંસી નાંખવા જેવું-બધું—

રમેશ:—એમ મેં કયાં કહ્યું? (થોડીવારે) જો આપણે ત્યાં કંઇ પણ સારૂં હોય તો તે આપણા પૌર્વાત્ય ભાવો છે. એ ભાવો જે સ્થાને મૂકવામાં આવ્યા છે, તે બધાં સડી ગયેલાં છે-અને જે માણસ એ ભાવોને એનાં સડેલાં સ્થાનોથી લઇને બીજી જગ્યાએ અણિશુદ્ધ રોપી શકે તે મારે મન મોટો માણસ છે. લ્યો એજ તમારા સાહેબ, હું મારા મોટા ભાઈની સાથે ગયે વરસે કલબમાં ગયો હતો. ત્યાં તમારા સાહેબે વાત નીકળતાં કહ્યું કે મારા મિત્રની વહુ તે મારી બેન શાની? મીસ્તર ભટ્ટની વહુ તે મીસીસ ભટ્ટ. તેમાં એ મારી બેન શાની?-અને આ રીતે જે જે માણસ મોટા થાય છે તે બધા હું જોઉં છું ત્યાં સુધી આપણા કુમળા ભાવોને મારી છૂંદીને જ મોટા થાય છે.

(થોડી વાર કોઇ બોલતું નથી.)

શરદ:—તમે બધું ગોળગોળ બોલો છો તેથી હું બરોબર સમજી શકતો નથી.

રમેશ:—હા, એ છે જ. મારા મનમાં જ હું નિશ્ચય નથી કરી શકયો, કે શું રાખવું અને શું ન રાખવું?

શરદ:—ખાસ તમે શું કહેવા માગો છો?

રમેશ:—મારે જે ખાસ કહેવાનું છે તે જ મારાથી નથી કહી શકાતું. (પોતે વધારે અસ્પષ્ટતામાં લીન થતો હોય તેમ બહાર નજર નાંખી) દૂર દરીએ મોજાં અથડાતાં હોય એના ભણકારા હું કયાંથી છુટા પાડી શકું? કોઈ વાર મને વિચાર આવે છે, હું એને પકડવા જાઉં છું અને એ નાસી જાય છે. હમણાં તો મને બધું અસ્પષ્ટ જ લાગે છે. (થોડી વાર રહીને, કંઇ યાદ આવ્યું હોય તેમ) સાંભળો હું તમને કહું. એક વાર મને સ્વપ્નું આવ્યું. તે કેટલાંય પ્રાણીઓ પડયાં હતાં અને એમનાં શરીર અતિશય કદરૂપ અને ભયંકર હતાં. મારી સાથે એક ભોમીઓ હતો, તે મને બધું દેખાડતો હતો-'અહીં પાણી છે-અહીં કાદવ છે-હું પગ મૂકું ત્યાં જ પગ મૂકજે-જો લથડયો તો હું તમને બચાવી નહિ શકું. અને જુઓ ત્યાં માણસો બધાં પ્રાણીઓને ચોંટી ગયાં છે, મેં બધાં જોયાં, દીવામાં પતંગીઆં પડે એમ એ માણસો કાદવમાં પડતાં હતાં, ત્યાં પ્રાણીઓને અડતાં કે તરત એને ચોંટી જતાં, અને એમના જેવાં જ કદરૂપ અને ગંધાતાં થઇ જતાં. હું અતિશય ડરતો હતો, એટલે ભોમીઆએ કહ્યું-' એ બધાં મરેલાં છે, એ બિલકુલ હાલશે કે ચાલશે નહિ. એનો ચેપ અડવાથી જ લાગે છે.' (શરદ અર્ધ બયમિત

ચહેરે સાંભળ્યા કરે છે.) પછી અમે બન્ને એ બધાંની વચ્ચે આવી ચડયા. એટલે મેં એને પૂછયું કે આ બધું શું છે?

શરદ:—પછી?

રમેશ:—ભોમીઆએ ઉત્તર આપ્યો કે આ બધા રિવાજો છે!! એટલામાં મારો પગ લથડયો, મેં એના તરફ મારો હાથ લાંબો કર્યો, પણ એ અદૃશ્ય થઇ ગયો, અને હું જાગી ગયો!

શરદ:—(સમજતો હોય તેમ) મને લાગે છે, રમેશ ભાઇ, તમને કોઈ નહિ સમજે.

રમેશ:—હું મને જ હજી નથી સમજતો ને! આવાં આવાં સ્વપ્નો મને આવ્યા કરે છે, અને દુ:ખ એ છે કે હું એને ભુલી શકતો નથી, અને મારા જાગ્રત જીવનમાં એ ભળી જાય છે.

શરદ:—(રમેશને સમજતો હોય તેમ) હું કોઈક દિવસ જો નાટક લખીશ, તો તમને એના નાયક બનાવીશ.

રમેશ:—ના નહિ, કદી નહિ. પહેલાં હું મારા જીવનનો નાયક થાઉં પછી જ. (અસ્વસ્થ મને ઉઠી આમ તેમ આંટા મારે છે. મેના પ્રવેશે છે. એનું મોં પડી ગએલું છે.)

મેના:—(શરદને) તમે હજી અહીં છોને! સારૂં થયું.

શરદ:—કેમ વારુ?

મેના:—હેમાં બેન નદીએ ગયાં અને એમને તાવ ભરાયો– આવતાં આવતાં જ બે ચાર ઉલટીઓ થઇ અને.—

(રમેશની વિચાર સરણી તૂટી પડે છે,એને પહેલાં આઘાત લાગે છે, પછી ગુસ્સો ચડે છે.)

રમેશ:—હું કહેતો જ હતો હા–કેટલોક તાવ આવ્યો છે? આમ જ સૌ એને પજવે છે. એને કયાં સુવાડી છે કોઈ દવા—

મેના:—જો, તું એમ ન કર તાવ તો ઉતરી જશે. તું એની પાસે જઇ આમ બોલીશ તો એને વધારે તાવ ચડશે.

રમેશ:—મેં બાને કહ્યું જ હતું કે રહેવા દે! તોપણ એને મોકલી, તે હવે-હેમાં-(ખુરશીમાં બેસે છે.) જો શરદ આજ છે–બધાં જ લોકો આવાં છે, અને કોઈ માણસને અમુક કર્યાથી શું થશે એની કશી પરવાજ નથી.

મેનાઃ—થયું તે થયું—ન થયું કંઈ થવાનું હતું!

રમેશઃ—(પ્રયત્નપૂર્વક સ્વસ્થ થતો હોય તેમ) એને ક્યાં સુવાડી છે?

મેનાઃ—તારે વાંચવા માટે નવું ઘર રાખ્યું છે એમાં જ એને માટે સગવડ કરી છે. ત્યાં હવા અજવાળું સારૂં છે, અને કોઇની ખટપટ પણ નહિ.

શરદઃ—કોઈ દવા લેવા ગયું છે?

મેનાઃ—મેં હરિને મોકલ્યો છે, તે લઈ આવ્યો હશે.

રમેશઃ—તે હેમાંને આવ્યાં કેટલી વાર થઇ?

મેનાઃ—ત્યાં જઇ બધું ઠીકઠાક કરી આવીને મેં તમને કહ્યું!

રમેશઃ—તમે મને વહેલું કહ્યું પણ નહિ!

મેનાઃ—વહેલું કહીને ઉલટું વધારે—

શરદઃ—હવે તો કહ્યું ને! ચાલો આપણે જઇએ.

મેનાઃ—તારી પાસે કોલનવૉટરની બાટલી છે તે—

રમેશઃ—મારા ટ્રંકમાં મેં જોયું તો તે બધી ઢળી ગઇ છે.

શરદઃ—હું મારે ઘેરથી મોકલું છું.

મેનાઃ—ના, મોકલું શું એમ નહિ—તમે લઇને આવજો ને! રમેશભાઇની સાથે તમે ત્યાં હશો તો બેનનેય ઠીક પડશે. અમારે આજ બાપુભાઇ લાયબ્રેરીમાં ગયા છે.

(રમેશ અને શરદ બન્ને જાય છે.)

મેનાઃ—(એકલી) કોણ જાણે શું થશે!

(અંદર જાય છે.)

[પડદો પડે છે.]

અંક બીજો સમાપ્ત.

---



# શિવાજી મહારાજની સ્વરાજ્ય કલ્પના.





લેખકઃ—ચિં૦ વિ૦ વદ્ય.

અનુવાદકઃ—"સંપટ"



"राज्य शिवाजीके नव्हे—राज्य धर्माचे आहे."

"मराठा तितुका मेळवावा आणि महाराष्ट्र धर्म वाढवावा."

"હિંદુસ્થાનમાં સ્વરાજ્ય સ્થાપવાનું શ્રેય શિવાજી મહારાજને છે એવું અમને લાગે છે. શિવાજી મહારાજે જ સ્વરાજ્ય શબ્દ હિંદુસ્થાનના ઇતિહાસમાં પ્રથમ ઉચાર્યો. અને તે શબ્દ દાદાભાઇ નવરોજજીએ ઉપાડી આધુનિક રાજકીય ચળવળમાં આગળ મુકયો. આવા શબ્દ અને આવી કલ્પના પરરાજ્ય પછી જ ઉત્પન્ન થવાં શકય છે. મુસલમાનોના ત્રણસો ચારસો વર્ષોના પરકીય અમલ પછી ખરા સ્વરાજ્યની કલ્પના મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થઇ અને તે શિવાજી મહારાજના માથામાં પ્રથમ આવી-"हें देणें ईश्वराचें." પ્રાચીન કાળમાં પોતાના જ રાજાનું રાજ્ય હિંદમાં ગાજતું હોવાથી હિંદમાં ખરી સ્વરાજ્યની કલ્પના પણ ઉત્પન્ન ન થાય એ સાહજીક છે. હિંદના લોકોની રાજકીય કલ્પના પણ ભૂલ ભરેલી હતી અને આ સ્વરાજ્યની યોગ્ય કલ્પના ઉત્પન્ન થવાને ઘણા કાળ સુધી આડે આવ્યા, એ પણ માન્ય કરવું પડશે."

રાજ્ય કિંવા રાષ્ટ્ર લોકોનું છે આ કલ્પના અતિ પ્રાચીન કાળમાં હિંદુસ્થાનમાં હતી તો પણ તે પાછળથી નષ્ટ થઇ. પાછળથી રાજ્ય સત્તા પ્રબળ થઇ રાજાના નામો દેશને અપાવા માંડયાં. કિંવા રાજધાનીને નામે પણ રાજ્યો ઓળખાવા લાગ્યાં. રાજ્ય શબ્દમાં જ આ ભૂલ ભરેલી રાજકીય કલ્પના પ્રતિબિંબિત થયેલી દેખાય છે. રાજાનો દેશ એ રાજ્ય એવા અર્થનો રાષ્ટ્ર શબ્દ પાછળથી પડી રાજ્ય શબ્દ આગળ સર કર્યો આથી દેશ રાજાનો એ

કલ્પના રૂઢ અને પ્રસૃત થઈ. હિંદુસ્થાનના રાજ્યો એટલે રાજાના દેશો એવો જ શબ્દવ્યવહાર ચાલુ થયો. રાષ્ટ્ર ભાવના નષ્ટ થઇ રાજભકિત ચોતરફ આદરણીય થઈ. રાજાને જે રાજ્ય મળે છે તે ઇશ્વર કૃપાથી મળે છે, લોકોની સમ્મતિથી નહિ, એવો પણ સિદ્ધાંત રાજકીય તત્વજ્ઞાનમાં પ્રવિષ્ટ થયો; અને રાજવંશમાં જન્મેલા પુરૂષ એની જ માલેકી એવી લોકોની સમજ થઈ.

સંસારના હજારો કાર્યો કલ્પના પર કેમ ચાલે છે એ જોઈએ છીયે ત્યારે આશ્ચર્ય થાય છે. સંકલ્પ પર સંસારના હજારો વ્યવહાર ચાલે છે અને ઉચ્ચ નીચ સંકલ્પ ઉત્કર્ષાપકર્ષના કારણ થાય છે. યુકત અને પાયાશુદ્ધ રાજકીય કલ્પના ન હોવાથી હિંદુસ્થાનના લોકોને ઘણું જ નુકશાન થયું છે. દેશ રાજાનો. આ કલ્પના રૂઢ થયાથી હિંદુસ્થાન દેશ પર માલેકી દિલ્હીના બાદશાહની આ કલ્પના કેટલાક શતકો સુધી લોકોમાં રૂઢ હતી. તેનો ઉગમ કલ્પનાએ પાંડવો સુધી પહોંચાડયો. હિંદુસ્થાનના સાર્વભૌમ પાંડવો, તેના વંશજ તુંવરો, તેના સ્થાનાપન્ન મુસલમાની બાદશાહો એવો સંબંધ લગાડી "મુલુકબાદશાહકા" એવી સમજ હિંદુસ્થાનમાં છેક હાલ સુધી હતી. આ સમજને ધકકો ન લાગે તેથી ઈંગ્રેજોએ પણ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વારામાં છેક બળવા સુધી "ખલક ખુદાકા, મુલુક બાદશાહકા, અમલ ઇંગ્રેજ સરકારકા" એવી બેવડી રાજપધ્ધતિ બહારથી ચાલુ રાખી.

દક્ષિણમાં પણ બેદરના બાદશાહો દિલ્હીના બાદશાહના પ્રતિનિધિ, ઇશ્વર કૃપાથી સત્તાવાન્, એવી જ સમજ સેંકડો વર્ષો સુધી હતી. તે વખતના મરાઠી લેખો જોઇએ તો બેદરના બાદશાહ એટલે દક્ષિણના માલેક એ સર્વવ્યાપી સમજ દેખાય છે. તેજ સમજ બેદરના પાંચ વિભાગ–ટુકડા થયા ત્યારે પણ રહી. અહમદ–નગર કિંવા બિજાપૂરના બાદશાહએ ઇશ્વર કૃપાથી મહારાષ્ટ્રના માલેક છે એવું જ લોકો સમજતા–માનતા. સ્વામિભકિતથી કહો કિંવા લોકોની માન્યતાથી કહો શહાજીમાં સામર્થ્ય હતું તો પણ નિઝામશાહીના વારસ ન્હાના છોકરાને ખોળામાં બેસાડી શહાજી ગાદીપર બેસતા, ત્યારે આ છોકરાને અધિકાર શા માટે અને હું મહારાષ્ટ્રનો રાજા કેમ નહિ? આ કલ્પના તેને સુઝતી નહોતી. કદાચ સુઝી હોય તો પણ લોકોની કલ્પનામાં જ્યાં સુધી પરિવર્તન થયું નહોતું ત્યાં સુધી તેનાથી કાંઇ જ કરી શકાયું નહોત. નિઝામશાહીના વંશનો બાળક એજ દેશનો માલેક એવી સર્વ લોકોની માન્યતા હતી. તાત્પર્ય, બાદશાહ એ હિંદુસ્થાનનો માલેક એ સમજ પહેલા દૂર કરવાની જરૂર હતી. રાજ્યના માલેક લોકો–પ્રજા છે એ પ્રથમ શિવાજી મહારાજે લોકોના મનમાં ઠસાવ્યું. બિજાપૂરશાહીનો જુલમ અને મોગલશાહીના ઔરંગઝેબનો ધર્મછળ આથી આ કલ્પના રૂઢ થવાને મદદગાર થઈ એ વાત સત્ય. પણ એક કલ્પના ભુંસી નાખી બીજી કલ્પના પ્રસૃત કરવી અને તેને યોગ્ય નામ આપવું, એ જે મહાન વ્યકિતનું લક્ષણ તે શિવાજી મહારાજને લાગુ પડે છે. મહારાષ્ટ્ર બિજાપૂરના બાદશાહનું નથી પણ



વિજયી શિવાજી—તોરણા ઉપર.

મહારાષ્ટ્રિયોનું છે આ ભાવના તેણે જાગૃત કરી અને તેને જ તેણે સ્વરાજ્ય એ નામ આપ્યું.

શિવાજી મહારાજ પછી આ ભાવના મહારાષ્ટ્રમાં ઘણાં વર્ષો સુધી જોરમાં હતી. પણ પેશ્વાઇના પાછળના કાલમાં તે નષ્ટ થઈ. એના અનેક દાખલા આપી શકાય તેમ છે, પણ છેવટનો દાખલો એટલે બીજા બાજીરાવે ઇંગ્રેજના હાથ પર મરાઠી રાજ્યનું પાણી છોડયું તે છે. લોકોની માન્યતા એવી છે, કે, મરાઠી સામ્રાજ્યના માલેક પેશ્વા અને ખાનગી મીલકત પ્રમાણે આ રાજ્ય પેશ્વાની મરજીમાં આવે તેને આપવા તે માલેક છે; પણ ખરો રાજકીય સિદ્ધાંત કહીયે તો રાષ્ટ્ર લોકોનું છે, રાજાની ખાનગી મીલકત નથી; રાજા લડાઈમાં હારે તો પણ રાષ્ટ્ર શત્રુનું થતું નથી; અને રાજ્યની સનદો કિંવા લેખોથી રાજ્ય કિંવા રાષ્ટ્ર બીજાના હાથમાં જતું નથી. આવો સિદ્ધાંત પાશ્ચાત્ય દેશોમાં સંમત થઇ છે ત્રીજા નેપોલીયનના સમયમાં જ્યારે ફ્રાન્સનો પરાભવ થઈ નેપોલીયન જર્મનીના હાથમાં કેદ થયો, ત્યારે જર્મનીએ નેપોલીયન સાથે તહ કરી કોઇપણ સંધિ કરી નહિ, કિંવા કોઈપણ મુલક લીધો નહિ. પેરીસમાં નવીન લોકશાસન રાજ્ય બન્યા પછી તે રાજ્ય સાથે જર્મનીએ તહની વાત કરી. હાલ પણ પાશ્ચાત્ય દેશોમાં કોઈપણ તહની કલમો લોકસભા સમક્ષ મંજુર કરાવી લેવી પડે છે. રાજાને સ્વતંત્ર રીતે રાષ્ટ્રની કિંવા પ્રાંતની વ્યવસ્થા કરવાનો અધિકાર નથી હોતો. રાષ્ટ્ર રાજાનું છે આ કલ્પના હિંદુસ્થાનના લોકોના મનમાં ખીલેલી નષ્ટ થઇ અને તેને બદલે રાષ્ટ્ર લોકોનું છે અને રાજા એ લોકોનો પ્રતિનિધિ છે એ પાયાશુદ્ધ કલ્પના ખીલવી જોઈએ. શિવાજી મહારાજે રાષ્ટ્રના લોકોના મનમાં આ કલ્પના ઠસાવી જોરથી રાષ્ટ્રીય ભાવના કેવી જાગૃત કરી તે આપણે જોઈએ.

શિવાજી મહારાજનું સ્વરાજ્ય એટલે ભોંસલાંનું રાજ્ય નહિ, કિંવા ઉચ્ચ વર્ણ મરાઠા ક્ષત્રિયનું પણ રાજ્ય નહિ. રાજ્ય બાદશાહનું કિંવા રાજાનું એ કલ્પના નષ્ટ કરી રાજ્ય લોકોનું આ કલ્પના લોકોના અંતઃકરણમાં શિવાજી મહારાજને ઠસાવવાની હતી. આ પ્રમાણે રાષ્ટ્ર મહારાષ્ટ્રિયનું છે એવું તે લોકોના હૃદયમાં ઠસાવતા. આનો પ્રત્યક્ષ પુરાવો અફઝુલખાનના વખતમાં માવળના દેશમુખો મધ્યે જે ભવતિ નભવતિ થઈ તેનું વર્ણન કરતાં એક પત્ર મળ્યું છે તેમાં મળે-છે. બિજાપુરના બાદશાહે આ દેશમુખો પર એવો હુકમ મોકલ્યો હતો કે બાદશાહી ગાદીને સ્વામિભક્તિથી મદદ કરી શિવાજીનો ઉચ્છેદ થાય એવી વ્યવસ્થા કરવી. આ વખતે દેશમુખો એકઠા થઇ અફઝુલખાનને મદદ કરવી કે શિવાજીને મદદ કરવી, આ પ્રશ્નનો વિચાર ચાલતો હતો તે વખતે; "બાદશાહી ગાદી કયાંથી આવી, આ મહારાષ્ટ્ર રાજ્ય છે;" આપણે શિવાજીને મદદ કરવી જોઇએ એવું તેઓએ ઠરાવ્યું. "મહારાષ્ટ્ર" આ સંસ્કૃત શબ્દ તેઓએ વાપર્યો, મરાઠી શબ્દ વાપર્યો નહિ, આ લક્ષ્યમાં રાખવા જેવું છે. મહારાષ્ટ્રમાં મહારાષ્ટ્રિય રાજ્ય એટલે સ્વરાજ્ય શબ્દમાં આ પ્રમાણે મોહિનીભરી ઉમેદ લોકોમાં ઉત્પન્ન થઈ.

આજ કલ્પનામાં સ્વધર્મની કલ્પના પણ અન્તર્ભૂત હતી; અને રામદાસને "મહારાષ્ટ્ર ધર્મ" આ શબ્દ આજ અર્થથી ભરેલો હતો. મહારાષ્ટ્રમાં મહારાષ્ટ્રીયોનું રાજ્ય એટલે વૈદિક ધર્મ—યુકતરાજ્ય, એટલે મહારાષ્ટ્ર ધર્મ એમ કલ્પના રામદાસે રૂઢ કરી. "રામદાસ અને રામદાસી" આ માસિકમાં 'મહારાષ્ટ્ર ધર્મ' આ મથાળા નીચે જે વિસ્તૃત માહિતીથી ભરેલી વિચાર પરિપ્લુત લેખમાળા પ્રસિદ્ધ થાય છે. તેમાં દેખાડયા પ્રમાણે મહારાષ્ટ્ર ધર્મ આ શબ્દ રામદાસે પૂર્વે ગુરૂચરિત્રમાં આવેલા છે એ ખરૂં તથાપિ પૂર્વનો જ શબ્દ વિશિષ્ટ અર્થથી વાપરી તેમાં રામદાસે નવીન સામર્થ્ય ઉત્પન્ન કર્યું એવું દેખાય છે. શિવાય મહારાષ્ટ્ર ધર્મ અને ભારત વ્યાપિ વૈદિક ધર્મ એમાં કાંઇ અંતર હોવું જ જોઇએ. હિંદુની ધર્મ કલ્પનામાં રાજકીય બાબતનો પણ અંતર્ભાવ થાય છે. અને તેથી જ સ્મૃતિઓમાંથી ઇતર ધર્મો સાથે રાજ્યવ્યવહારનો પણ ઉલ્લેખ આવે છે. તાત્પર્ય, મહારાષ્ટ્ર ધર્મ એટલે મહારાષ્ટ્રમાં વૈદિકધર્મ-યુકત મહારાષ્ટ્રીયોનું રાજ્ય, એવી કલ્પના હરીભજન અને રાજકારણ એની જોડ જોડનારા રામદાસે ચાલુ કરી. આજ કલ્પના શિવાજી મહારાજની પણ હતી. "રાજ્ય શિવાજીકે નવ્હે-રાજ્ય ધર્માચે આહે"-એવુંજ કહેતા હતા. શિવાજી મહારાજે આ કલ્પના રામદાસ પાસેથી લીધી એવું નથી. બેઉની એકજ કલ્પના અને વૃત્તિ મળી, ત્યારે જ ગુરુ શિષ્ય બન્યા. સ્વરાજ્ય અને સ્વધર્મ એની જોડથી મહારાષ્ટ્ર ધર્મ લોકો માનવા લાગ્યા અને મહારાષ્ટ્રમાં સ્વધર્મયુકત સ્વરાજ્ય હોવું જોઇએ એ લાલસા લોકોમાં પ્રસરવા લાગી.

પ્રબળ થયેલી યવનસત્તા તોડી નાખી મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય સ્થાપન કરવાનું અતિ વિકટ કામ શિવાજી મહારાજને પાર પાડવાનું હતું; તે લોકોમાં રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવા શિવાય શકય નથી, એ શિવાજી મહારાજ જાણતા હતા, અને લોકોમાં રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન કરી. હિંદુસ્થાનમાં પ્રાચીન કાળથી રાષ્ટ્રીય ભાવના કયાંપણ ન હોતી અને 'લૉયલટી' અથવા 'સ્વામિભકિત' એજ ભાવના હુમેશ ચાલુ હતી અને હાલ પણ ચાલુ છે. આથી પરકીય રાજ્ય હોય છતાં પણ તેની સેવા કરી તેની બાજુથી પોતાની જ જાતિના-પોતાના જ લોકો સાથે લડવા હિંદુઓ આધું પાછું જોતા ન હોતા. આથી મરાઠા વીરો બાદશાહની તરફથી મરાઠાઓ સાથે જ લડતા. "તમે યવનની નોકરી કેમ કરો છો?" એવું મરાઠા સરદારોને પુછે તો "ગાદીથી નિમકહરામ થશું નહિ." એવોજ ઉત્તર મળતો. પણ સ્વરાજ્ય અને સ્વધર્મથી નિમકહરામી થાય છે એ તે લોકોના લક્ષમાં આવતું નહોતું. "આ રાજ્ય મહારાષ્ટ્રીયોનું છે, યવનોનુ નહિ; દેવબ્રાહ્મણોનું છે, યવની ધર્મનુ નથી." આવા પ્રકારની સ્વરાજ્યભાવના મહારાષ્ટ્રીયોમાં શિવાજી મહારાજે ઉત્પન્ન કરી; અને મરાઠા લોકોનું લક્ષ્ય યવન સેવાથી પરાવૃત્ત કરી સ્વરાજ્ય સ્થાપના તરફ વાળ્યું.

'મહારાષ્ટ્રીય' લોકોમાં સર્વ લોકોનું અન્તર્ભાવ શિવાજી મહારાજે કર્યું. યવનની સત્તા તોડી પાડવા અને પ્રબળ સાર્વભૌમ મોગલ સત્તાને બરાબર મ્હોડું આપવા-સામનો કરવા કેવળ લડાયક મરાઠા ક્ષત્રિય વીરો યવન સેવાથી

વિમુખ કરવા એ પુરતું નહોતું; પણ દેશના સર્વ લોકોના અંતઃકરણમાં રાષ્ટ્રીય ભાવના જાગૃત કરી સર્વ લોકોનું પીઠબળ સ્વરાજ્ય સ્થાપનાને મેળવવું જરૂરનું હતું. આવી રાષ્ટ્રીય ભાવના હિંદુસ્થાનમાં સર્વે લોકોના અંતઃકરણમાં જાગૃત કરવાનું પ્રથમ શ્રેય શિવાજી મહારાજને જ છે. હિંદના ઈતિહાસમાં બે જ ઠેકાણે એવી રાષ્ટ્રીય ભાવના જાગૃત થયેલી દેખાય છે. શિવાજીના સમયમાં મહારાષ્ટ્રમાં અને ગુરુ ગોવીંદસિંહના સમયમાં પંજાબમાંના શીખોમાં. પરકીય સત્તા પ્રબળ થઈ હતી છતાં, તેનાથી વિરોધ દસપાંચ લડવૈયા લોકો સાથે કરી ચાલતું નથી, પણ સર્વ લોકોએ આવો વિરોધ કરવો જોઈએ છે. આવો વિરોધ હિંદુસ્થાનના ઇતિહાસમાં ઉપલા બે જ ઠેકાણે થયલો દેખાય છે. રાજાનો પરાભવ એકાદ કે બીજી લડાઇમાં થાય છે. પણ લોકોનો વિરોધ હોવાથી સ્વાતંત્ર્ય નષ્ટ થતું નથી. રામદેવરાવ યાદવ (દેવગીરીનો રાજા) નો પરાભવ થયાથી મહારાષ્ટ્ર એકદમ પરતંત્ર થઈ યવન-સત્તા નીચે કેમ ગયું એ ઘણાને સમજાતું નથી. પણ એનો ઉત્તર એજ છે, કે, લોકોમાં રાષ્ટ્રીય ભાવના કિંવા સ્વદેશભક્તિ તે વખતે જાગૃત નહોતી. યાદવોનો પરાભવ થયા સાથે જ મુસલમાનોની સત્તા મહારાષ્ટ્ર મુગે મુંગે માન્ય કરી. રાષ્ટ્રીય ભાવનાનું સામર્થ્ય કેટલું છે, એ શિવાજી મહારાજને જણાયું હતું એવું મને લાગે છે. તેનો 'મહારાષ્ટ્રીય' શબ્દમાં અન્તર્ભાવ થતો હતો. બ્રાહ્મણ, પ્રભુ, મરાઠા, ક્ષત્રિય, મરાઠા, કુણબી, માવળા વગેરે સર્વેને શિવાજી મહારાજે હાથમાં લીધા અને સર્વેના અંતઃકરણમાં રાષ્ટ્રીય ભાવના જાગૃત કરી તેમને સ્વદેશના કાર્યમાં અનુકૂલ કરી રાષ્ટ્રીય ભાવના અર્થાત્ સ્વદેશભક્તિ મહારાષ્ટ્ર ધર્મમાં અન્તર્ભૂત હતી એવું અમને લાગે છે. સ્વદેશ અને સ્વદેશભક્તિ એ શબ્દ મરાઠાના સ્વરાજ્યમાં ગામમાં ન હોય તો પણ, તેની કલ્પના તે વખતે શિવાજી મહારાજ અને સમર્થ રામદાસ સ્વામિએ ઉત્પન્ન કરી હતી. "મરાઠા એટલા મેળવવા અને મહારાષ્ટ્ર ધર્મ વધારવો" એવું જે રામદાસે કહ્યું છે, તેમાં 'મરાઠા એટલા' આ શબ્દ કેવળ મરાઠા ક્ષત્રિય બોધિત નથી, પણ જે જે મહારાષ્ટ્રમાં રહે છે તે તે મરાઠો સમજી સ્વરાજ્યને એટલે મહારાષ્ટ્ર ધર્મને અનુકૂલ કરી લેવો; એવું રામદાસનું કહેવું દેખાય છેઃ અને એજ કલ્પના શિવાજીની છે. તેણે ઉચ્ચ વર્ગ ક્ષત્રિયોને જ નહિ, પણ મહારાષ્ટ્રીયના સર્વ જાતિના લોકોને સ્વરાજ્યને અનુકૂલ કરી લીધા; અને વૈદિક ધર્મ ચલાવનારા બ્રાહ્મણોઃ લેખિની ચલાવનારા પ્રભુ, તથા હળફેરવનારા કુણબી એ સર્વને લડવૈયા વીર બનાવ્યા.

આવા પ્રકારની સર્વ લોકોમાં રાષ્ટ્રીય ભાવના એટલે સ્વધર્મયુક્ત સ્વદેશાભિમાન સહિત સ્વરાજ્ય પ્રેમ શિવાજી મહારાજે મહારાષ્ટ્રમાં કેટલા જોરથી જાગૃત કર્યાં હતાં, તેનો પ્રત્યુતર શિવાજી મહારાજ પશ્ચાત મહારાષ્ટ્રપર જે ભયંકર આપત્તિ તુટી પડી, તે આપત્તિમાં મહારાષ્ટ્રો વીસ વર્ષ ટકાવ કરી, ઔરંગઝેબની પ્રચંડ શક્તિનો વિરોધ કરી, છેવટે પોતાનું સ્વરાજ્ય કાયમ રાખ્યું, એ પરથી સ્પષ્ટ દેખાઈ આવે છે. આ મરાઠાના ઈતિહાસમાં જ નહિ, પણ હિંદુસ્થાનના કિંબહુના જગતના ઇતિહાસમાંનો અતિ ઉત્સાહજનક દેખાવ છે. ઔરંગઝેબ સર્વ સાર્વભૌમ બાદશાહતનું

સામર્થ્ય લઇ પોતાની લાખો માણસોની ફોજે લઇ મહારાષ્ટ્રમાં આવી વીસ વર્ષ સુધી બેઠો; મહારાષ્ટ્રમાંની સર્વ કિલ્લાઓ લઇ સર્વ દેશ ઉધ્વસ્ત કર્યો. પણ મરાઠાઓએ એની સત્તા કિંવા ધર્મ કબુલ કર્યા નહિ. સંભાજી જોઇએ તેવો દુર્ગુણી હોય છતાં પણ તેણે પોતાના પિતાના ખોરદને અને કિર્તિને છાજે એવું જ ધૈય દેખાડી સ્વધર્મ માટે દેહના અનેક કષ્ટ સોંસી પ્રાણત્યાગ પણ કર્યો. રાજારામે સ્વરાજ્ય માટે દેશ ત્યાગ કરી બહારથી એટલી જોરની અને જોમની લડાઈ ચલાવી અને મહારાષ્ટ્રોએ તેને એટલું પીડબળ આપ્યું કે, ઔરંગઝેબ ત્રાહે ત્રાહે પામ્યો. મરાઠા વીરોએ તેની ચોપાસ ઘેરાઓ ઘાલી ઘાલીને તેના સૈન્યને એવું ઝેર કર્યું ઔરંગઝેબ ફોજમાંથી બહાર પણ જઇ શકતો નહિ અને મહારાષ્ટ્રને પાદાક્રાંત કરવાની પોતાની પ્રબળ ઇચ્છા-આશા છોડી ઔરંગાબાદ તરફ પાછો ફર્યો; અને હતાશ થતો થતો દેહ ત્યાગી ગયો. તાત્પર્ય, શિવાજી મહારાજે જાગૃત કરેલી રાષ્ટ્રીય ભાવના કેટલી જોરદાર હતી એ આ પરથી સ્પષ્ટ દેખાય છે. અલાઉદ્દિને યાદવરાયને જીતી એક લડાઈમાં સર્વ મહારાષ્ટ્ર એક વર્ષમાં ખાલસા કર્યું, ત્યારે ઔરંગઝેબ અનેક લડાઈઓ જીત્યો અને મરાઠાઓના સર્વ કિલ્લાઓ લઈ લીધા છતાં પણ વીસ વર્ષ સુધી મહારાષ્ટ્ર વ્યાપીને પણ મહારાષ્ટ્ર કાબીજ કરી શકયો નહિ. મરાઠા અડગજ-અનમજ રહ્યા—આ ભિન્ન દશ્યોનું કારણ અલાઉદ્દિનના વખતમાં મહારાષ્ટ્રમાં રાષ્ટ્રીય ભાવના નહોતી. અને ઔરંગઝેબના વખતમાં શિવાજી મહારાજે જાગૃત કરેલી રાષ્ટ્રીય ભાવના તીવ્ર કાયમ હતી. સ્વધર્મ, સ્વદેશ અને સ્વરાજ્ય, આ વિષયે નિઃસીમ પ્રેમ મહારાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિના અંતઃકરણમાં વસતું હતું. જ્યાં લોકોની તીવ્ર રાષ્ટ્રીય ભાવના જાગૃત છે ત્યાં લોકોને જીતવા અશક્ય છે. "No people actuated by a strong feeling of nationality can be conquered by a foreign army however large. આ પાશ્ચાત્ય રાજકીય સિદ્ધાંતનો પ્રત્યક્ષ અનુભવ આ પ્રમાણે મહારાષ્ટ્રનો ઇતિહાસ આપેછે.

શિવાજી મહારાજની સ્વરાજ્ય કલ્પના આ પ્રમાણે હતી, તેમાં સ્વધર્મનો પણ અંતર્ભાવ થતો હતો; હાલની કલ્પના પ્રમાણે તે મહારાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિમાં વ્યાપેલી હતી. સ્વરાજ્ય એટલે શિવાજીનું કિંવા ભોંસલાનું કિંવા મરાઠા ક્ષત્રિયનું રાજ્ય નહિ, પણ મહારાષ્ટ્રમાં રહેનારા સર્વ લોકોનું પણ અસ્તિત્વ શિવાજીને માન્ય હતું એવું દેખાય છે. જેણે તેણે પોતાનો ધર્મ બીજાના ધર્મને ત્રાસ ન આપતાં ચલાવવો એવી તેની કલ્પના દેખાય છે; અને મહારાષ્ટ્રના મુસલમાનોને પણ મરાઠા સમજી તેણે સ્વરાજ્યની સ્થાપનામાં મદદે લીધા આજ દૃષ્ટિ લગાડી હાલના સમયમાં આપણને જે સ્વરાજ્ય જોઇએ છે, તેમાં સર્વ ધર્મોનો અન્તર્ભાવ કરવું શક્ય છે. શિવાજી મહારાજની સ્વરાજ્ય-કલ્પના કેવી ઉચ્ચતમ રાષ્ટ્રીય ભાવનાની હતી, એ શિવજન્મતિથિના ઉત્સવ પ્રસંગે વાચકો સામે મૂકી હું તેમની રજા લઉં છું.



# માબાપ કેવાં હોવાં જોઈએ ?



લેખક:—

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

૧

અત્યારનો જમાનોજ એવો છે કે દરેક વ્યક્તિ, દરેક મંડળ, દરેક વર્ગ, દરેક જાતિ પોતપોતાના હકો સાચવવા અને નહિં હોય તે મેળવવા તનતોડ મહેનત કરી રહ્યું છે. અસ્પૃશ્ય વર્ગથી માંડીને દરેક જ્ઞાતિ પોતપોતાની પદિવો મેળવી પોતપોતાના ખરા કે ખોટા હકો માટે લડી રહી છે; પણ એપણ ખરૂં કે માગ્યા વિના તો મા પણ પીરસતી નથી એટલે આ વર્તનમાં કૈં પણ ખોટું છે અથવા તો અસ્વાભાવિક છે એવું કહેવાનો મારો જરાય આશય નથી. મારે તો માત્ર એટલુંજ કહેવાનું કે આમાં એક વર્ગ એવો રહી જાય છે કે જેમને નાનામાં નાના અને સાધારણમાં સાધારણ હકો પણ હજી દુનિયાના કોઈપણ ભાગમાં મળ્યા નથી. દોઢડાહ્યા માણસો તરતજ કહેવા નીકળશે કે એ વર્ગ આગળ પડીને પોતાના હકોને માટે ચળવળ કેમ કરતો નથી? પણ બાપુ! ખાંચ ત્યાંજ છે. એ વર્ગજ એવો છે કે પોતાને માટે લઢી શકે એવો નથી. અને એટલાજ માટે મારો મત એવો છે કે એમના તરફથી આપણે ચળવળ શરૂ કરવી જોઈએ અને એમને હક આપવા જોઈએ. આ વર્ગ તે નાનાં બાલકોનો અને એમનું મોટામાં મોટું દુઃખ એ છે કે એમનો કોઈપણ જાતનો મત પુછયા વિના, એમની સંમ્મતિ લીધા વિનાજ એમને કોઇપણ જાતના માબાપ પધરાવવામાં આવે છે!

પ્રથમ દ્રષ્ટિએ આ દુઃખ એટલું મોટું લાગતું નથી એ ખરી વાત છે; પણ જ્યારે આપણે વિચાર કરીએ કે સ્ત્રીને પતિ કેવો હોવો જોઈએ એ પસંદ કરવાની છુટ છે, પુરૂષને પત્ની કેવી જોઈએ એ વિશે વિચારવાનો સંપૂર્ણ હક છે, ઘરમાં ઘાટી કેવો રાખવો, ઘર કેવું બંધાવવું, રાજ્ય કેવા પ્રકારનું હોવું જોઈએ એ વિશે સૌ સૌને પોતાની ઈચ્છાનુસાર વર્તન કરવાની છુટ છે અને માબાપને પણ "મરજી પ્રમાણેના બાળક"ની તીવ્રેચ્છા હોય છે અને એથી એ પ્રમાણેના બાળકો ઉત્પન્ન કરવાને માટે તેઓ પગલાં લઈ શકે છે, ત્યારેજ આપણને જણાય છે કે બાળકોને પોતાના માબાપની પસંદગીમાં કૈંજ હક આપવામાં આવ્યો નથી એ એક હડહડતો અન્યાયજ છે.

કોઈ બાળકને છેક જન્મથી શાંતિ પ્રિય હોય, સ્વસ્થ ચિત્તે ઘોડીઆંમાં પડયા રહેવાનોજ શોખ હોય, તેના માતપિતાને બીજાં છોકરાંજ નહિ હોય અને બીજો ખાસ ધંધો પણ નહિ હોય, એટલે એઓ આ બિચારા બાળકની ઇચ્છાને તુચ્છકારી કાઢીને ચોવીસે કલાક તેને ખોળામાંથી હાથમાં ને હાથમાંથી ખોળામાં લીધાજ કરે, અરધો ડઝન ઘુઘરા, બેચાર ઢીંગલીઓ અને એવાં એવાં અનેક રમકડાં તેના હાથમાં ખોસ્યાજ કરે, તે વખતે એ બાળકને શું કરવું? આવાં માતા પિતાની સામેનો પોતાનો સખ્ત અણગમો કયાં અને કેવી રીતે રજુ કરવો? એણે પોતાને પ્રિય એવી શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરવી?

એથી ઉલટું એક બાળકને માતાપિતાના લાડ બહુજ ગમતાં હોય, ખોળા શ્રીવાય એનાથી બેસાતુંજ નહિં હોય, આખો દિવસ રમવાના સાધનોની તેને જરૂર હોય તેવું બાળક તેના કમનસીબે કોઈ એવાં માબાપને ત્યાંજ જઈ ચઢયું કે જેમને ત્યાં બાળકના પ્રસવથી આનંદ ખાસ થતોજ નહિ હોય, કાનખજુરાનો એક પગ ભાંગ્યો. તોય શું અને સાજો રહ્યો તોય શું એવી સ્થિતિ હોય, તો તે વેળા એ બાળકના શા હાલ? પેટપુરતું ખાવાનું પણ એ બહુજ બુમાબુમ કરે ત્યારે તેને મળે, રમકડામાં ઘોડીઆંની ઇસજ હોય અથવા તો આકસ્મિક રીતે કોલસાનો કકડો કે ચુનાનો ગાંગડો હાથમાં આવી ગયો હોય તો તેવી સ્થિતિમાં આ બાળકે કઇ રીતે પોતાના મનની મુરાદ બર લાવવી?

કોઇ છોકરાંને જન્મથી માત્ર માનું દુધજ પસંદ હોય અને તે વિધિની કો વિચિત્ર ઘટનાને લઇને એવાં ઘરમાં જઇ ચઢયું કે જ્યાં માબાપને અંગરેજી ખોરાકજ પસંદ હોય, તેમના ઉપરજ મરી ફીટતાં હોય તો ત્યાં પછી એ બાલકની કેવી કફોડી સ્થિતિ થઇ જાયછે એ પુખ્ત ઉપરના શ્રીરૂપોમાંથી થોડાજ કલ્પી શકે. હજી સવારનો પહોર તો થવા આવ્યો નહિ હોય એટલામાંજ ઘોડીઆ આગળ નાનો સ્ટવ સળગવા માંડે. બાલક બિચારૂં તરતજ ચેતે કે ગ્લેક્સોની દરામણી બાટલી તૈયાર થાય છે. ટોટી અને બાટલી ગરમ પાણીથી ધોવાતી જાય તેમ તેમ બાળના હૈયાંમાં ધ્રાસ્કો પડતો જાય. પછી તરતજ એ બાટલી ગરમ ગ્લેક્સોથી ભરાઇને એના મોમાં ખોસવામાં આવે. નાના બાળકનું મોટા માણસો આગળ કેટલુંક ચાલે? નિરૂપાયે એ પી લે ત્યાં તો વીરોલનો આછલી ગંધાતો ડુચો ચમચીમાં ભરાઇને આવવાનોજ ગમે તેટલા ઉલાળા ખાઓ કે ઉલટી પણ કરો છતાં એ ડુચો પણ એના પેટમાં ઠલવાવાનોજ. વળી થોડો વખત ગયો કે બીજા ખોરાકોના ઢહોચાણ તૈયાર થવાનાંજ. આવે સમયે એ બાળકે શું કરવું? દ્રૌપદિએ જેમ કૌરવોની સભામાં કૃષ્ણને સંભાર્યા હતા તેમ પ્રભુને સાદ મારવો?

કોઈ બાળકને અસલગીજ દિગંબર સ્વરૂપે ફરવાનું દર્દ હોય, કાદવમાં રમવું એ એના જીવનની મોજ હોય, નળની નીચે બેસીને કલાકોના કલાકો સુધી પાણીમાં રમત રમવામાંજ પોતાના જીવનનું સાર્થક છે એવી ધારણા હોય, કં પણ ખાવું અને કં પણ પીવું એ તેનો ધર્મ હોય એવું બાળક કોઈ ફેશનેબલ અને વહેમી માબાપને પનારે પડયું તો એની કેવી કમબખ્તી થાય એ સ્વાનુભવ શ્રીવાય

સમજવું બહુ કઠણ છે. એનાથી ઓરડાના ગાલીચાની નીચે તો પગ મુકાયજ નહિ, પાણી તો નહાતી વખતે કે મોં ધોતી વખતે એને અડકે તેજ, કાદવ તો ભુલમાં પણ જો એને શરીરે લાગ્યો તો કાં તો કોઇ નોકર બરતરફ થવાનો કે કાંતો પોતાનેજ બે કલાકનું લાંબુ ભાષણ સાંભળવાનું. પવનની સહેજ સુરખી આવતાં બારીબારણાં ધડાધડ બંધ થઇ જાય અને કાનટોપી, ગરમ સ્વેટર અને પગના ગરમ મોજાંને માટે આખા ઘરમાં દોડાદોડી થઇ જાય. પોતે હર્ષના આવેશમાં જરા વધુ પડતું હસે તો હસાવનારની ખબર બરાબર લઇ નખાય એટલું જ નહીં પણ બાળકને પણ બહુ હસવાથી ફેફસાં નબળાં પડી જાય એવી ધમકી અપાય. આવી વેળા બાળકની અવસ્થા બહુ ભુંડી જ થાય એ સહજ સમજી શકાય તેવું છે.

બાળકની ઇચ્છા હોય કે નહિ તેની તલભાર પણ દરકાર કર્યા વિના, ઘરમાં જે પણ કોઇ મળવા આવે તેની સામા એને ધરવામાં આવે મળવા આવનાર કટાણું મોં કરીને એને બોલાવે, એને ઝાંસા કરે, આ બધું પણ બાળકે તો મુંગે મોંયે સહન જ કરવાનું રહ્યું ને! નિશાળે જવાની જરાપણ વૃત્તિ નહિં હોય, નિશાળોનો ત્યાગ કરવો એ મહા સિદ્ધાંતમાં એની શ્રદ્ધા હોય છતાં રોજ બલાત્કારે એને નિશાળે માબાપ તરફથી કાઢવામાં આવે એ પ્રસંગ તો સાધારણ થઈ ગયો છે. આખો દિવસ ઉંઘ્યા કરીને રાત આખી જાગવું હોય, રમવું હોય, દુધ પીવું હોય અને કોઈના હાથ ઉપર બેસીને ફરવું હોય તે વખતે એને જોરજુલમથી ઘોડીઆમાં નાખે, એના શરીર ઉપર જાડો ચારસો નાખી જોરથી હીંચકા ખવડાવ્યા જ કરે, સાથે ઘણા જ કર્કશ સુરથી હાલરડાં ગાયા જ કરે આવી માતાઓ સામેનો રોષ એણે કઇ રીતે પ્રદર્શિત કરવો?

સ્ત્રીઓને હક અપાવવા અનેક સુધારકો મેદાને પડે છે. પુરૂષોના હકો સાચવવા અનેક વીરલાઓ પ્રાણની કુરબાની કરવા નીકળી પડે છે. મુંગા પ્રાણીઓ ઉપર ઘાતકીપણું ગુજારતાં અટકાવનારી મંડળીઓ ઠામ ઠામ જોવામાં આવેછે. જરા જરામાં શાંતિમય અસહકાર અને સત્યાગ્રહો શરૂ થતા આપણે જોઇએ છીએ. સાહિત્ય પરિષદમાં આમવર્ગ પોતાના હકો સાચવવા પોતાના ગળાંનો અને સાંભળનારાઓના કાનનો ભોગ આપતાં અચકાતા નથી તેવે સમયે બાળકોનો બેલી કોણ? એમને એમનાં મનગમતાં માબાપો શામાટે નહિં મળવાં જોઇએ? શું એઓ મનુષ્ય નથી? શું એઓ મુંગા પ્રાણીઓ કરતાં પણ ગયાં? 'આજનું બાળક તે કાલનો નેતા' એ કહેવત બોલનારા તો હજારોની સંખ્યામાં હોય છે પણ બાળકોને પોતાના હકો અપાવવા એમનું આ મોટામાં મોટું દુઃખ-"મરજી પ્રમાણેના માબાપ નહિં મળવાનું" મોટામાં મોટું દુઃખ-દુર કરાવવા એ હજારોની સંખ્યામાંથી કેટલાએ યત્ન કર્યો? હજી પણ અસુરૂં થયું નથી. બીજાઓને હકો અપાવવા માટે જ જીવન ધારણ કરનારા વીરો આ પ્રશ્ન ઉપાડી લેશે અને આ નિર્દોષ, જગત સ્થપાયું ત્યારથી આ જુલમની નીચે કચડાતાં-પીલાતાં-રીબાતાં-દુઃખી થતાં-ત્રાસતાં-ઢુંદાતાં-આ જીવન ગુલામી વહોરતાં કુમળાં ફુલ જેવાં બાળકોને એમનો જન્મસિદ્ધ હક-"એમની મરજી પ્રમાણે જ એમને માબાપ મળવાં જોઇએ"-એ હક એમને અપાવશે, પોતાના સર્વસ્વની કુરબાની કરીને પણ અપાવશે એવી આશા રાખી વિરમું તો ખોટું?

# "જીવન પ્રવાહ"



મને એમ લાગ્યા કરે છે કે નદીનો દેવતા (આત્મા) મ્હારી સાથે વાત કરે છે; અને તેના સતત વ્હેતા પ્રવાહ-વહેનમાં તે મનુષ્ય પોતાના જીવન પ્રવાહને કેવી સુખદ રીતે ડહાપણ ભરેલી રીતે નિયમિત બનાવે તે દાખવે છે. જળ એટલું શહાણું છે, કે જ્યારે તે ન્હાના ન્હાના કિનારાઓ, તથા તેના પટમાં ખડબચડા ટેકરી ટેકરીવાળા ભાગો આગળ આવેછે ત્યારે તેના સંબંધિ કાંઈ પણ વિંટંબણા વગર ધીમી ગતિથી તેના પરથી વહી જાય છે; અને આ, નદી દેવ કહે છે કે, આ માર્ગ મનુષ્યના જીવન પ્રવાહમાં આવતા ન્હાના અવરોધો ન્હાના કમ ભાગ્યો, આફતો પોતાને અકળાવી મુંઝાવે. અને પાછળથી કદાચ આખા જીવનને ખાટું બનાવે એટલી હદે પહોચે—તે વટાવવા આ માર્ગ ગ્રહન કરવાનો પાઠ શીખવે છે. પછી જ્યારે મ્હોટા મ્હોટા ખડકો નદીના પેટામાં અવરોધ કરતા આડા પડયા હોય છે ત્યારે નદી તેને અનિવાર્ય આફત સમજી સહન કરવું જોઇએ એમ જાણી તેની આસપાસ વિંટાતી શાંતિથી વહે છે; આ માર્ગ મનુષ્યે જીવનની મ્હોટી આફતો મુશ્કેલીઓ માટે નહિ બબડતા નહિ દુઃખ પામતા; નિરાશ બની નહિ બેસી જતાં, ગ્રહન કરવો જોઈએ. 'આ ચીજો નદી કયારે પણ કરતી નથી,' નદી દેવે કહે છે,- અને, વધુમાં, જેમ તે સતત પ્રવાહમાં આગળ વધે છે તેમ પોતાના જળ સાથે તે પોતાના વિસ્તારમાં આવતા દરેકે દરેક બાંકોશ ખુણા કોપરાઓ, કાંઈપણ અવગણના કર્યા વગર શોધે છે, અને માર્ગમાં આવતી દરેકે દરેક વસ્તુને-તેની સાથે માયાળુ પણે વાતચીત કરતી સ્નેહસહ સ્નાન કરાવે છે." તેજ પ્રમાણે જ્ઞાની જન, જે પોતાના જીવનને પોતાને માટે તેમજ ઈતર માટે ઉપયોગી અને સુખપ્રદ બનાવવા ઇચ્છે છે તે હંમેશાં સંસારમાં જેમ જેમ આગળ વધેછે તેમ તેમ હંમેશાં તપાસ કરતો રહે છે, માહિતી મેળવતો રહે છે, અને પોતાના સાથી પ્રવાસીઓ સાથે હસ્તે મુખે વાત કરે છે, અને જેને જરૂર હોય છે તેને માટે માયાળુ અને હેતાળ કૃત્ય કરવા હંમેશાં તત્પર હોય છે. અને જો એ એ પ્રમાણે કરે તો, જેમ નદી મહાસાગરની નજીક પહોંચતી વિશાળ અને વિશાળ થતી જઈ અંતે મહાસાગરમાં ભળી જઈ એક રૂપ થઇ જાય છે. તેજ પ્રમાણે મનુષ્યનો જીવન પ્રવાહ સાશ્વતના મહાસાગરમાં વ્હેતું જઈ ભળી જાય છે તે પુર્વે તેનું જીવન તે જેમ જેમ અંત નજીક પહોંચે તેમ તેમ વધુને વધુ મહાન, ઉદાત્ત પ્રભાવશાળી બનતું જશે અને તે સર્વેના આશિર્વાદ અને પ્રેમ મેળવતો જશે."

"કે. લુગસેન."



# "એક દાઝી મરે છે"

પરમ વિમલ રાજે ભવ્ય આકાશ આજે,
ભર મહિતલ છાજે દ્રવ્ય સૌન્દર્ય સાજે;
શરદ પુનમના આ ચંદ્રની ચદ્રિકામાં,
લલિત ચપલ સંધ્યા ડૂબતી જો ત્વરામાં.

ગ્રીષ્મના તાપ શામ્યા છે,
વર્ષાની ઝડીઓ નથી;
ઠંડી શિશીરની છે ના,
રાત્રિ શી રળીઆમણી!

પળ પળે ઉજળી ઉજળી થતી,
ધવલ ચંદ્રપ્રભા વધતી જતી;
ઝગહુળે સર-સિંધુ-જળે શશી,
સકલ વિશ્વ રહ્યું વિલસી હસી!

પ્રિય નાથ સુધાકરે થંભી
રજની વસુધા પરે નમી;
નિજ રૂપ તજી રમા સમી,
રસ સાગરમાં રહી રમી!

અવનિ ઉપર જ્યોત્સ્ના દૂધનાં ફીણ જેવી!
શિવદ ગગન લક્ષ્મી શાંત ને શુદ્ધ કેવી!
અનિમિષ દૃગ જોતી ચંદ્ર સામે ચકોરી,
પતિ પ્રણય નિમગ્ના જેમ મુગ્ધા કીશોરી.

તરુવર ડુબડૂબ્યાં તેજ માંહીં તરે છે,
સરિત જલનિધિમાં ચાંદની શી ભરે છે!
કુમુદિની ઉર પેલું હર્ષથી ઉછળે છે,
પ્રિયતમ કર સ્પર્શે ચિત્ત એનું ચળે છે!

વિકટ ગિરિવનો યે આજ તો રાસ લે છે,
ખડ ખડ ખડ હાસ્યે સિંધુ શા તાલ દે છે?
અમીરસ મદમાતી સૃષ્ટિ આખી ઠરે છે,
વિરહિણી ચકવી હા! એક દાઝી મરે છે!

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.





# સોલીસીટર

લેખક:—ચીમનલાલ ગોપાલદાસ વખારીઆ.
બી. એ. એલ એલ. બી.

(ઢાલની એક બાજુ)

એક માર્ગી પ્રવૃત્તિ એટલે મનુષ્ય જીવનનો કેફ, તેવી જીંદગી એટલે વંટોળમાં ચકરી ખાતું એક સુકકું પાંદડું—અને તેનો સંબંધ એટલે સ્ટેશન ઉપરના પાસ ખેંચવાના યંત્ર જેવો નિર્જીવ અને વ્યવહારૂ.

જ્યારે માણસોના અંતરમાં વિશ્વાસ બેસતો, મૃત્યુના ભયથી લોકો ધર્મ—પરાયણ રહી શકતા, આકાશમાં મેઘ ભર્યો રહેતો ને પૃથ્વિ. રસવંતી હતી ત્યારે ગોકુલદાસ તેજપાલની બોર્ડીંગમાંથી એક વિદ્યાર્થી સોલીસીટરની પરીક્ષામાં પાસ થયો.

ઘણાં વર્ષ ઉપર ગુજરાતના આઘેના ગામડાની દીનતા છોડી વેણીદાસનું કુટુંબ મુંબાઇમાં નસીબ શોધવા આવ્યું—થોડી વસ્તીને ઓછી ભયંકરતા વાળા જુના મુંબાઇમાં વેણીદાસ મેહેતાજી તરીકે રહ્યા—ચાર રૂપિઆના ઓરડીમાં કુટુંબની જરૂરીઆતો શાન્તિથી પુરી પાડવા લાગ્યા—વખત જતાં વેણીદાસને મકનજી નામનું પુત્રરત્ન પ્રાપ્ત થયું:—

તે વખતે કેળવણીની ઉપાસના મુઠીદાણા, પાકુંસીધુંને ગુરૂઆજ્ઞાના પાલનમાં થતી હોવાથી, મકનજી પિતાની ઓછી કમાણીમાં બોજા રૂપ થયા સિવાય, ગુજરાતી અભ્યાસ પૂર્ણ કરી શક્યા—અંગ્રેજી ભણવા શેઠની ઉદારતાને લાગવગથી ગોકુલદાસ શેઠની સખાવતનો લાભ મકનજીને મળ્યો. અભ્યાસ સંપૂર્ણ કરી છેવટના સોલીસીટરની પરીક્ષા પાસ કરી ગયા.

ગરીબાઇની છાયા સંસ્કાર પ્રમાણે મનુષ્યના મન ઉપર જુદી જુદી રીતે પડે છે. કેટલાકને તે તત્વજ્ઞાન, સુંદર ફળ રૂપ ઉદારતા ને પરગજુતા શિખવે છે.

કેટલાકને ગરીબાઈમાં મળેલાં ટાણાંને તિરસ્કાર યાદ રખાવી તેવા ધિક્કારનું વેર વાળવા સમાજના ને સહચારના શત્રુ બનાવે છે. કેટલાક સ્વાશ્રયથી આગળ વધેલા પોતાના દાખલાને રજુ કરી, યાચનાવૃત્તિને દૂર રાખવાના યોગ્ય સિધ્ધાંતને, શ્રીમંતોને ગાળો દેવના રૂપમાં પોતાના મનને રોકી રાખે છે–કેટલાક લક્ષ્મીની કઝાની કુદરતનું ભુલથી અપાઇ ગયેલું હાસ્ય ગણી જીંદગીનું બને તેટલું સાર્થક કરવા ગંભીર બને છે. મકનજીભાઈ ઉપરની સંખ્યામાંના એક હતા.

ભણતરમાં રાતદિવસ ધ્યાન આપી, આનંદની બધી લાલસાને કોરે રાખી, સ્ત્રીઓના આકર્ષણને અંતરની નિષ્ઠુરતામાં છુપાવી, કાર્યસિદ્ધિ તેમણે મેળવેલી–નિયમિતપણાના મંત્રોનો આસ્વાદ તેમની સિધ્ધિને રંગી ગયેલો તે તેમના સ્મરણમાં રહેતું ને કાર્ય સાધવામાં દેહને હોમી દેવાના દૃઢ વૃત્તનું પાલન કરવાથી ઉન્નતિના શિખરે તે પહોંચેલા એટલે કોઈમાં જરાપણ કચાશ જડતી કે તેઓ કડક થઇ જતા ને કંઈ મદદ માગવા આવતો તો પ્રયત્નનું પુરાણ શિખવવા રોકાઇ જતા.

ચૈત્ર સુદી ૫ ને દિવસે મુંબાઇના કોટના એક મકાનના મેડા ઉપર આસો પાલવનાં તોરણ બંધાયાં–ઉપર નીચે જતા આવતા માણસોના હાથમાં ફુલ ગુલાબ હતાં–સૌનાં મ્હોં ગળ્યાં થયાં હતાં, અને મેડીના બારણે નવા અક્ષરે ચીત્રેલું એક પાટીયું ચોઢાયું, મકનજી એન્ડ કંપનીના નામની સોલીસીટરની પેઢીમાં એક ઉમેરો થયો.

ઝવેરભાઇ તુલસીદાસ તે પેઢીના પહેલા અસીલ તરીકે નોંધાયા–પાસે બેઠેલા એક ગૃહસ્થે કહ્યું 'ઝવેરભાઇ ભોળા થજો.'

મકનજીના ઓઠ એક ટુંકા ગંભીર સ્મિતથી લાંબા થયા.

નવો સોલીસીટર એટલે ગરજાઉ, નવા ઘરાકોની અશ્રદ્ધાને શ્રદ્ધામાં ફેરવવાની ઇચ્છા વાળો, અસીલોની પરંપરાને આશા ભરી આંખે જોવા વાળો, ને ન છુટકે કોઇ મુંજી અસીલની એકદરદાનીને માંખણના મારથી સુંવાળી કરનારો. ટુંકી ઓળખાણની ક્ષિતિજને સાધન મેળવી વધારવી, અને કામની આવડત એકાદ સારા મુકદ્દમાની જમાવટથી પુરવાર કરી બતાવવી એ એની લાલસા હોય છે, છતાં બધાંથી તે ચડતો હોય તેવો ડોળ કરે છે. ભવિષ્યનાં સોનેરી કિરણો જોવાના નિશ્ચયથી તે કેટલાક વખત નીચું આપતો નથી. ને "રોમ એક દિવસમાં બંધાયું નથી" એ સુત્રને ગોખતો હાઇકોર્ટનાં પગથીઆં વિચારશીલ મગજે ચઢી, ઉતરી શકે છે.

મકનજીભાઇએ શરૂઆતમાં સૌ કરે તેમ શ્રદ્ધાથી શરૂઆત કરી. સોલીસીટરની ઓછી સંખ્યા, તેમની બુદ્ધિ અને કાયદાના જ્ઞાનની ખાત્રી અને અસીલોના કાયદાના અજ્ઞાનને લઇને મકનજીભાઇને કામ મળવા માંડયું. સ્વાશ્રયનો તેમનો આર્ય જેવોને તેવો તેમણે ચાલુ રાખેલો–ઘણું કામ તેવો જાતે કરતા–ટાઈપીસ્ટનું કામ તેઓ જાણતા–કલાર્કનું કામ વખત પડે તેઓ કરી લેતા–અને

હાથે હીસાબ લખતા ને ઘણી વખત કામનો બોજો તેમને ઓફીસમાં સુવાની ફરજ પાડતો. દિવસે દિવસે તેમનું કામ વધ્યું, વધારે અસીલો આવવા લાગ્યા, ફત્તેહ પામનારા નવાઓને ભલામણ કરી તેડતા આવ્યા, ને અસીલના કામમાં સર્વ શક્તિનો ઉપયોગ કરી યશ મેળવવાનું સાધારણ થઇ પડયું. મકનજીભાઇની ઓફીસ એક સારા સોલીસીટરની પેઢી ગણાઇ. ઓફીસ ઉઘડયાને તે વખતે આઠ વર્ષ પુરાં થયાં.

સોલીસીટરનો ધંધો એટલે અનુભવ મેળવવાની ખાણ,–માણસોનો સ્વભાવ ભણવાની પોથી,–પરસેવાનાં જેટલાં વધારે ટીપાં એટલા વધારે પૈસાના સૂત્રનો ઉપયોગ કરવાનો અખાડો,–ને કામ કર્યાં છતાં ઉપકારની અનિશ્ચિતતા જોવાનું કમનસીબ.

મકનજીભાઇના અનુભવના આંકડા ઉપર પ્રમાણે વારંવાર ઘુંટાવાથી રંગબેરંગીને જાડા થતા ગયા.

પરંતુ સોલીસીટર એટલે વૈતરાનો વેઠીઓ–તેને આરામ નહિ–તેને ઘર સંસારની રસવાનીઓ ચાખવાની જોઇતી ફુરસદ નહિ.

**તેની સૃષ્ટી તેની ઓફીસ, તેના કાગળીઆં, તેની કોર્ટ ને તેના કાવાદાવા.**

આ જાળમાંથી છૂટકારો ખેંચે એવી યોજનાવાળો સોલીસીટર ભાગ્યવાન–મકનજીભાઈ આવી ફુરસદ મેળવવી તે વિચારને કર્ત્તવ્યનો અનાચાર ગણતા.

પરણ્યાને તેમને ઘણાં વર્ષ નહિ થયાં હોય–પત્ની આખો દિવસ ઘરમાં બેસી ઉંઘે,–ભરત ભરે કે–સખીઓ જોડે ગપ્પાં મારે,–પહેલાં તો તેને ઘણી ગભરામણ થતી, આખો દિવસ ગપ્પાં મારે તેવી સખી કયાંથી શોધી કાઢવી! પણ મકનજીભાઇએ રસ્તો બતાવ્યો–જેવી તું તેવી બીજા સોલીસીટરની વહુઓ! તેમની જોડે સહીયાણું કર એટલે સરખાં સરખાં મળતાં બન્નેનું દુઃખ ઓછું થશે.

ભાગીરથીએ પતિએ બતાવેલી આવી ફેરવી દિવસના જીવનક્રમ ઉપર ઉજાશ પાડયો–એક દિવસ મકનજીભાઇને લાગણીનો ઉભરો આવ્યો–તેમના વિચારમાં જરા આશ્ચર્ય ઉપજે તેવું ડોલન હતું–સીગારના ગોટા કાઢતા પત્ની સાથે આરામ લેતા હતા.

પણ ધારો કે હું મરી જાઉં તો તમે શું કરો? ભાગીરથી અચાનક શાન્તિનો ભંગ કરી બોલી ઉઠી–તેની આંખો મકનજી ઉપર સ્થિર હતી.

મકનજીએ મ્હોં ફેરવી–ભાગીરથી સામે જોઇ સ્મિત કર્યું.

"ના, ના. મ્હારા સમ, કહો તો ખરા"! ભાગીરથીનો આગ્રહ વધ્યો.

"તું તો ગાંડી છે—એવું તે બોલાતું હશે"—મકનજીએ સરળતાથી જવાબ આપ્યો.

"ના, ના પણ કહો તો ખરા"!–ભાગીરથી જીદે ચઢી, વધારે આકાંક્ષિત બની. તેની જીદ આજ કંઇ અવનવી લાગતી હતી.

"હું તો, કંઇ જવાબ દેતો નથી"--મકનજી એ વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

"તમે ફેર પરણો કે નહિ."- ભાગીરથી એ બીજો પ્રશ્ન પુછયો.

"એ બધાથી ત્હારે શી જરૂર છે! એ વાત જવા દે અત્યારે તો નથી" સોલીસીટરે કાયદાની બારીકી બતાવી.

"તમો ભાયડાનો શો ભરોસો--તમે જરુર પરણો એ તો અમે ભોળીયાં તે તમને વળગી રહીએ છીએ." ભાગીરથીની આંખમાં પાણીનું તેજ ચમકયું.

સોલીસીટરે ઉંડી સૂર્યનારાયણના દેખતાં સ્ત્રીને બાથમાં ભીડવાનું પહેલી વખત અકર્તવ્ય કરી તે સઘળાનો જવાબ આપ્યો.

ઇન્ફ્લુએન્ઝા તાવનો સર્વવ્યાપી ઉપદ્રવ દેશમાં ફેલાયો. ઓફીસ છોડી મકનજીભાઈ જઇ શકે તેમ નહોતું, કામના બોજામાં તાવનો ઉપદ્રવ તેમને યાદ નહોતો આવતો, માણસની મરણની સંખ્યા તેમને ડરાવી શકતી નહિ. યંત્રની માફક તેઓ પૈસા કમાવાના કિસ્સાને જવાબદારીનો ઢોળ ચઢાવી ઓફીસના બારણે રોજ હાજર થતા.

એક દિવસ પત્નીને તાવ આવ્યો—ઓફીસવાળા ધણીને તેની ખબર ન પડી બીજે દિવસે જ્યારે તાવ બીલકુલ ઉતર્યો નહિ ત્યારે તેમણે રામાને ન્હાતાં ન્હાતાં પુછયું.—

"કેમ, વિઠ્ઠલ, શેઠાણી કુઠે આહે.--"

"બાઇ આજારી આહે"--વિઠ્ઠલે જવાબ વાળ્યો.

"કિતિ દિવસા પાસુન"–શરીરે રૂમાલ ઘસતાં શેઠે ચાલુ રાખ્યું.

"આજ તીન દિવસ ઝાલે"–વિઠ્ઠલે ટેબલ લુછતાં લાગણી વગર જવાબ આપ્યો.

"દવા આણલી આહેના"—

"હોય,"–વિઠ્ઠલ એક રૂમમાંથી બીજી રૂમમાં જતાં બોલ્યો.

સોલીસીટર જમી કપડાં પહેરી ઓફીસે જવા નીકળ્યા–જતાં જતાં ભાગીરથીને ઉંઘતી જોઇ ઉઠાડવાની ઇચ્છા ઠીક નહિ લાગવાથી, નીસરણી ઉતર્યા.

ટ્રસ્ટી થવામાં કમાણી નહિ ને જવાબદારી વધારે તેવી માન્યતા કાયદાના આધારે થાય છે–જાદુગરની ચાલાકી રમનારને તેથી જુદો અનુભવ કરવાની તક મળે છે–પણ લટકતી તલવાર ગળે ખોસાઇ જાય તેવી બીકથી ઘણા સંભાળ રાખી ટ્રસ્ટીની ફરજ અદા કરતા દેખાય છે.

એક દિવસે બારવાગ્યાને સુમારે એક બાઈ મકનજીની ઓફીસમાં ચઢી. પોતાના ધણીના સલાહકારને તે બોલાવવા આવી હતી, ધણી મરણ પથારીએ પડયો હતો–મીલ્કત પુષ્કળ હતી–છોકરામાં માત્ર તેની વહુ અને એક પાળેલો કુતરો જ હતો–મકનજીને ટ્રસ્ટી નીમવાની તેની ઈચ્છા હતી–તેથી વિલંબ વગર તેમને તેડવાને બીજાને મોકલવાથી કદાચ તે ન આવે તેની બીકને લીધે તેણે આવી વખતે પણ પોતાની સ્રીને મોકલી હતી.

સ્રી શેઠના ઓરડામાં પેઠી–માથેથી સાલ્લો નીચો કર્યો–હકીકત કહી–"તમારા સિવાય નહિ ચાલે" એમ છેવટનું બોલી થંભી.—

"મ્હારાથી તે નહિ બને. કોઈ બીજા સગાને બોલાવી લાવો. હું દસ્તાવેજ કરી આપીશ."

"આપણા કેશવને નિમોને!" મકનજીભાઇએ સલાહ આપી.

"ના"–સ્રીએ આનાકાની કરી.

"ત્યારે લાલભાઇને નીમો." મકનજીભાઇએ માથું હલાવી સારો રસ્તો બતાવ્યો હોય તેમ બોલવા લાગ્યા.

"ના, તેમની એવી ઈચ્છા નથી."–બાઈએ મક્કમતા બતાવી.

મકનજી ખુરસીમાં પડયા–તેને ફેરવી જોઇ–બારી બહાર ઉંચા આકાશમાં એક વાદળી દેખાઇ–નીચેથી કારમી કમકમાટી સમો મોટરના ભુંગળાનો અવાજ આવ્યો–તેમણે ભવાં ચઢાવ્યાં–ઠીક, કહી ખુરશી ફેરવી– બટન દબાવ્યું– સીપાઇ ડોકયું કરી અંદર પેઠો.

"મી. જોશીને કહે કે હું જાઉં છું-કલાકમાં પાછો આવું છું–થોડા કોરા કાગળ આપ"–ઉભા થઇ, બાઈ સાથે અસીલને ઘેર સીધાવ્યા.–મોટર ભુંગળાથી માણસ ખસેડતી સરી ગઈ.

મકનજીની ઓફીસમાં ગભરાટ કરતાં વિસ્મય વધારે છે. ઓફીસના કારકુનો ગણગણ કરતા ટોળામાં કે ગમગીનીમાં ફરતા હતા–ટેલીફોનથી ખબર મળ્યા કે શેઠાણીને ન્યુમોનીઆ થયો છે.–બકવાટ કરે છે–સ્રી ક્રિયાને ગાંડાઇ વળગેલી જુએ છે. સોલીસીટર અસીલના ઘેર તેના રક્ષણના અક્ષરો દસ્તાવેજ ઉપર લખતા ચાલ્યા.

ઓફીસના ઘડીઆળમાં ૪૦ મીનીટ થઇ-ટેલીફોન-બીજે વખત-ત્રીજે વખત--ભાગીરથી વધારે લવે છે--જવાબ સૌ કોઇ આપી શકે પણ ઘેર જવા જેટલી કોઇની ભીનાશ નથી.

'અસીલના ઘેર કાગળ ઉપર સહીઓના છેલ્લા અક્ષર પડયા.'

મકનજી ઓફીસથી સીધા ઘેર આવ્યા, સાથે ડાકટરને લેતા આવ્યા-બીજા ડાકટરને બોલાવ્યો-પણ ભાગીરથીનો બબડાટ વધ્યો. તે પલકે પલકે બબડવા લાગી-'પાંજરૂ અને પંખી' જોવાય પણ લેવાય નહિ-એની શોભા-મા--યા-ભરમણા બાકી-ગુ-લામી-પાછી વળી અટકી. મારો બ--ચુ સાચવજો-સોલી-સી--ટ--ર--ના--પરણશો-મકનજી ભીના થયા. ભૂલ સમજવા પ્રયત્ન કરવા જેવું તેમનું અંતર હોય તેવું તેમને લાગ્યું નહિ. ડાકટરોએ એક બીજા સામું જોઇ અંગ્રેજી દવામાં ઓછો ઇલાજ રહ્યો છે એમ અરસપરસ સમજી ગયા. ડાકટરોએ પાટલુનમાં હાથ ઘાલી, ગંભીર બની શેઠને બોલાવી ફી માગી લીધી--લાગણીને શોધવાની ના કહી.

દરદીની માંદગી એટલે બોજો અને આફત--તેની સેવા ચાકરી કેટલાકને સુગ લાવે છે.--તેથી કેટલાકનું હૈયું બેસી જાય છે.—તો ખુશામતીથી માંખીઓને તે ઉડાડી મુકે છે-તેથી કેટલાક અર્થ વગરના ઉજાગરા કરી અમસ્તા અકળાતા ફરે છે. કેટલાક દર્દી આગળ વ્યર્થ ગપ્પાં હાંકી તેને ઉપકાર તળે દબાવે છે. કેટલાકને પોતાને જોવા નહિ આવે તે બીકથી ડોકીઉં કરવાની' ફરજ બજાવે છે. પણ તે સ્નેહીઓને ગભરાવી નાંખે છે--મકનજીનો ગભરાટ ઓફીસે જવા ન જવાની અનિશ્ચિતતાથી જણાતો-છતાં સુદ્દાનું કામ કર્યા શિવાય છુટકારો ન થાય-તેથી કાગળો ઘેર મંગાવી કામનો ઉકેલ તેઓ કરતા--અને તેથી સોલીસીટરનો મહિમા તેની જવાબદારીમાં સ્પષ્ટ રીતે દર્શન દેતો.

ભાગીરથીને બે દિવસ સનેપાત રહ્યો, તે શાંત થાય ને પાછી બબડે-અર્થ વગરના બબડાટમાં અંતરના ઉકાળા હોય તેમ સંબંધીને જણાતું. મકનજી બે દિવસથી બચુને પાસે રાખતા. તેને તેડી ભાગીરથીને સંતોષતા તેની પાસે બેસતા.-ગુજરાતણ, આ સ્મશાનવૈરાગીની કુનેહ સમજી શકતી નહિ.--તેના અંતરના શુદ્ધ લાગણી સંચયમાં પતિ માટેનો પુજ્ય ભાવ અકલંકિત રહેતો-તેની નિરાશા, ભવિષ્ય માટેની હતી. બચુના ભાવિના ચકડોળ ઉપર તેની અંતર્દ્રષ્ટિ વલોવાઈ હતી.-પતિના ભવિષ્યના વિચારોએ તેને ગુંગળાવી-નવી પત્ની-નવો સબંધ-પતિની પુરસદ વગરની જીંદગી.--બચુની નવી મા-અનુભવી ધારાશાસ્ત્રીને સ્ત્રીને અનુભવી બનાવવા નવી નિશાળ માંડવાની જરૂરીઆતનો ત્રાસ--વિગેરે બાબતોના વિચારો તેના મગજમાં ઉત્પન્ન થતા ને સમાઇ જતા-કોઈ કોઇ વિચાર અશકિતથી સનેપાત દ્વારા નીકળી આવતો.-'મકનજીએ હાલના ને ભવિષ્યના આકાશમાં શ્યામ રંગો પુરાયેલા જોયા'-સ્થિતિ બગડતી આવી-ભાગીરથી હવે તદ્દન અસંબધ્ધ બોલતી.-કોઇ અગમ્ય વાતો

ઉકેલતી–તે પણ તુટેલી–સગાંઓ ટોળે વળી દરદીને જોઇ વિદાય થતાં–પાડોશીની રાધા બોલી–રામ રાખે તો બચે–નહિ તો આજના રાત ભારે લાગે છે.

સવારના સોનાપુરથી કેટલાક સારા દેખાતા માણસો ચુપકીદીમાં મકનજીના ઘર તરફ પાછા વળતા હતા.

મકનજીની ૪૧ મી વર્ષગાંઠને આજ આઠ દિવસ બાકી રહ્યા.

પ્રવૃત્તિઓની ઉપાધિમાં લાગણીઓ પોષણ વિના કરમાઈ સુકાઇ જાય છે– એક વખતના સુરભિ જેવા વ્હાલસોયા અંતરને ઉપાધિનો વળગાટ બ્હેરૂં બનાવી દે છે–વાવાઝોડે ચડેલાને આખી પૃથ્વિ દોડતી લાગે છે; અને તેથી પ્રવૃત્તિમાન આત્માને કોઇ શાંતિથી બેસાડી રાખે તેવું અંતર શોધવા કારણ મળે છે એમ મનાય છે-વળી પ્રવૃત્તિમાન વિચિત્ર વાસનાઓની મૂર્ત્તિ હોય છે.–તે પરાધીન છે એટલો જ સ્વતંત્ર રહી શકે છે–તેને મન બંધન નથી હોતાં—તેની ગતિ અબાધિત રાખવા તે મથે છે. તેની ગતિમાં અવરોધ કરનારની સાંભળવાની તેને પુરસદ હોતી નથી—તેના વ્યવસાયનું ચક્ર સ્હેજ વાંકું થતાં આખી બાજી ધૂળધાણી થઈ જાય છે.—અને તેની વ્યવસ્થા તેને ગુંચવણનું જન્મસ્થાન થઇ પડે છે.

મકનજી જેવા સોલીસીટરને બૈરી એક ઘરની ગણત્રી કરી રાખેલી વસ્તુઓમાંની એક વસ્તુ હોય તેવું લાગતું. તેમની દોડધામમાંથી પાછી ખેંચનારી તે પકડ હતી તેમ તેઓ માનતા. તેના છૂટકાથી તેમનાં ઉડાણ નિર્બંધિત થઇ ગયાં, હવે તેમને કેટલીક વખત સૃષ્ટિ હલકી ફુલ જેવી લાગતી. પણ તેઓ નિષ્ઠુર નહિ હોય. પત્ની મરી ગયા પછી પરણવાની ઉતાવળમાં તેઓ પડયા નહિ. અનેક માંગણીઓ આવ્યા છતાં તેમનો નિશ્ચય ડગ્યો નહિ. પિતૃઋણ છોડયું એટલે મનુષ્યોનો એક ધર્મ તો પતી ગયો. બીજી લાલસાઓ માટે તેમને પ્રબલ આસકિત નહોતી,—ફૂરસદ નહોતી. અને કોઈ દિવસ વાદળ ચઢી આવે તો બુદ્ધિબળે આરામ શોધવાને પૃથ્વિનું પડ ઉઘાડું છે, એવી ઘણા જણની ખાયશ તેમને એક દલીલ પુરે એ સંભવિત હતું—પત્નીના મમત્વમાં જગતને ભુલવા વખત આવે તેના કરતાં અદ્વૈતના સિદ્ધાંતને બર લાવવાની તક મળે એ ભાગ્ય ગણાય—અને મકનજીભાઇની ઉમ્મરના હિંદુ તો વાનપ્રસ્થ થવાની ઉંબા ઉપર ટોકીયું કરી ઉભા હોય. ત્યાં નવા પરણેતરનાં બંધન કેવાં! આવી વિચાર શ્રેણીનાં ઓછાં તેજ મકનજીના મગજને વારે ઘડીએ ચળકાવતાં. હોંશીઆર ધારા શાસ્ત્રીનું મગજ સાધારણ રીતે સર્વ ભક્ષી હોય છે. તેની દૃષ્ટિ વિહંગાવલોકન કરે છે. તુલનાનું માધ્યસ્થ તેને મદદ કરે છે. અનેક આસન માંડી તે જગતના વ્યવહારની કિંમત કરી જુએ છે. તે શત્રુની દૃષ્ટિએ પોતાનું હિત જોઈ શકે છે.—તે પડે તો તેનાં પાપથી—તેની ક્ષુદ્રતાથી તેની દૃષ્ટિના કામની ઝાંખાશથી.

મકનજીએ વિધુરની જીંદગીને કાગળ ઉપર દોરી જોઇ-પોતાના જેવા બીજા મહા ભાગોને સામે મુકયા-આ વિધુર-તે વિધુર-પેલો વિધુર-ઓલ્યો વિધુર-ઓહોહો ઘણા વિધુર-મારે શા માટે આ જ્યોતિર્ધરોની નામાવલિમાં એક આંકડો ન ઉમેરવો-તેના કેટલા ફાયદા-ફાયદ ઉપર ફાયદા ઉમેરતાં મકનજીભાઈએ નિશ્ચયની ખીલી ઠોકી દીધી-એ વાતને આજ એક વર્ષ પુરૂં થતું હશે.

મકનજી ઓફીસના ચેમ્બરમાં બેઠા બેઠા કાયદાની બારીકી શોધી રહ્યા છે-સામે બેચાર અસીલો તલ્લીનતાથી કાયદાની કલમ હાથ આવશે તેવી ખાત્રીથી ગંભીર બન્યા છે.

જોશી મકનજીનો જુનામાં જુનો કલાર્ક છે.-મુહુર્તનું તોરણ તેણે બંધાવેલું-મકનજીને તેણે પરણતા જોયેલા-બચુને તેણે રૂમાલ ઓઢાળેલો ને મકનજીની ભાગીરથી તેના હાથે અગ્નિસંસ્કાર પામેલી. ઓફીસમાં તે કરે તે થાય-ઓફીસના હિતનો તે રક્ષણહાર હતો-તિજોરીની ચાવી સોલીસીટર તેને સોંપતા-તે ઓફીસની ખરીદી કરતો-બીલ પતવતો-ને શેઠના ઘરની સહુ ચીજો તેના હાથે પસંદ થાતી ને ખરીદાતી-બચુના વિવાહ કરવા કોઇ આવ્યું ત્યારે મકનજીએ જોશીને પુછી ના પાડેલી.

સર્વોપયોગી આ જીવાત્મા બહુ મનોરાજ્યો રચતો નહોતો-તેનો પુરો પગાર તેને પુરો પડતો-અસીલોનો સંબંધ ને તેમની મહેરબાની તેને સંતોષ આપતો-તેણે હજુ હાથ અજીઠા કર્યા નહોતા-અસીલોને તે અકડાવતો નહિ-પ્રમાણિકપણું તેના નસીબે લખાયું હશે એટલે વેઢે ગણાય તેટલા સારા મેનેજીંગ કલાર્કમાં તેનું નામ આવી જતું. જોશી જેવા ચારિત્રવાન હતા તેવા જ કર્ત્તવ્ય પરાયણ હતા,-યોગ્ય કારણ શિવાય રજા ભોગવવાનો તેમનો સ્વભાવ નહોતો-તેમનું મગજ ઓફીસ,-તેની જરૂરીઆત તેની વ્યવસ્થામાં રોકાઇ રહેતું.

સાંજના શેઠના રૂમમાં વાતચીત ચાલતી હતી-બીજા કલાર્કો તે જાણવા ઉત્સુક હતા. જોશી ટેબલની ધારને આંગળી અટકાવી ઉભા હતા-તેમનાં ચશ્માં હાથની આંગળીમાં રમતાં હતા.

"પણ સાહેબ-આ વખતે તો મને રજા મળવી જોઇએ"-જોશી ધ્યાન પુર્વક શેઠના સામું જોઇ બોલ્યા.

"મી૦ જોશી, તમે જોઈ શકો છો કે કામનો ઉકેલ થવો જોઇએ. પેલાનું એકસીકયુશન કાઢવાનું છે-વળી ટાંચવણી લેવી પડે"-અંતરની આંખ અસીલના કેસ ઉપર ફેરવતા શેઠ બોલ્યા.

"પણ સાહેબ-એ તો શરીરનું કામ-વેળાસર ઉપાય ન લેવાય તો, કામ વણસી જાય ને મારૂં ધૂળ મળે"-આતુરતાથી જોશીએ રદીઓ મુકયો.

"તે ખરૂં, પણ, પેલાનો આખો કેસ માર્યો જાય-અને આવા વખતમાં અસીલને અસંતોષ થાય તેવું બની શકે નહિ.-તમારે તો ઠીક છે પણ,-મ્હારૂં—"

"જોશીને આઘાત થતો હોય એમ ગમગીનીનો એક આંચકો આવ્યો-ને શેઠ વાકય પુરૂં કરે તે પહેલાં વચ્ચે બોલી ઉઠયા.—

"શેઠ તમારી ઓફીસ જ મેં જુદી ધારી નથી."-જોશીથી આગળ બોલી શકાયું નહિ.

"તે ખરૂં પણ મી૦ જોશી, તમારા જેવું માણસ ઓફીસમાંથી ગેરહાજર રહે તે મને ન પાલવે-તાર કરા-કહો તો આપણે ફેમીલી ડાકટર છે તેને કહેવડાવું." શેઠે દલીલમાં સૌજન્ય ઉમેર્યું.

"જો મુંબઇમાં જ મટતું હોય તો પૈસા સામું જોવાનું હોય નહિ-આપની મહેરબાની માટે આભારી છું-પણ સાહેબ મારે તો ગયા શિવાય બીજો આરોજ નથી."-જોશી બિચારા આ બોલી ઉત્તરની રાહ જોતા ઉભા રહ્યા.

"મી૦ જોશી, આપણા બંગલામાં રહો-એક અઠવાડીઆમાં આરામ થઈ જશે--જુઓને પેલા સોરાબને થોડા દિવસમાં ત્યાં કેવો આરામ થઈ ગયો." સોલીસીટર રદીઆની શ્રેણીએ ચઢયા.

"સાહેબ, આ વખત તો મને દેશમાં જવું જ પડે એમ લાગે છે. મને અંતરમાં થોડી ગભરામણ થતી હોય એમ લાગે છે. ઘરમાંથી પણ જવાની જીદ લઇને બેઠા છે. એટલે આ વખત તો મને રજા આપો તો આપનો ઉપકાર."-દીન બની જઈ જોશી ટગર ટગર જોવા લાગ્યા.

"જુઓ, જીદે આદમી ચઢે તેનો પાર ન આવે; તમને આ વખતે રજા મ્હારાથી આપી શકાય તેમ નથી." શેઠે પોતાના નિશ્ચયનો પરિચય કરાવ્યો.

"ના, સાહેબ,—મારે જવું પડશે." કલાર્કે પોતાના નિશ્ચયનો પડઘો કર્યો.

"તે મ્હારાથી નહિ બને"—જરા ઉંચા સાદે સચોટપણે શેઠે રણકો કર્યો.

જોશી આભો બન્યો—તેની આંખ શેઠ ઉપર ચોંટી ગઇ—ઉછળેલા તામસને દાબ્યો.—જવાબને જીભના ટેરવેથી ખરતો રોકી રાખ્યો.

ઓફીસની ઘડીઆળમાં—એક-બે--ત્રણ--એમ સાત વાગ્યાના ટકોરાનો રણકાર વ્યાપી ગયો.

શેઠ ને નોકર બેજ ધ્યાનસ્થ સ્થિતિમાં મુંગા બન્યા—એક સત્તાને ગુંચવણના આવેશમાં હતો બીજો નોકરીની કદરદાનીમાં મળેલા જશને માથામાં ફેરવી રહ્યો હતો

જુના સંબંધને લીધે. અશક્ત શરીરને રીબાવા દેવા તેનું હૈયું નાકબુલ થતું હતું–શેઠના સ્વાર્થનો અંધકાર તેમના આવેશમાં દેખાઈ આવતો તેણે જોયાં તેમની જોશી તરફની હૃદયદિલી નિષ્ઠુરતાના રૂપમાં બદલાયેલી જોઈ તેને વિસ્મય થયો—કોઇ વખત ઉંચે સાદે ન બોલનાર શેઠમાં દૃઢ થયેલો અન્યાયી વ્યવહાર તેને ઉકળાવતો જતો હતો–તેણે ધીરે દૃષ્ટિને એકાગ્ર કરી –વિચારની જાળમાંથી નાશી છૂટયો હોય તેમ તેની મુદ્રા શાંત અને ગભીર બની—તેણે સઘળું બળ એકઠું કરી, બોલવા ધકકો મારતો હોય તેમ બોલ્યો--"કાલે હું દેશમાં જઇશ, તબીયત ઠીક થયે આવીશ"—જોશી શું બોલે છે તેનું તેને ભાન ન રહ્યું.

શેઠ સાંભળી રહ્યા—તેમણે આવી જીદ જોશીમાં જોઇ નહોતી—જોશી માની જશે એમ તેઓ ધારતા હતા—તેનું અંતર તેમની આવશ્યકતાથી આવી રીતે નહિ ખસે તેવી તેમની ખાત્રી હતી.—નોકરને શેઠના ભેદનું અજવાળું એકદમ તેમના મગજમાં પડયું—આપખુદીનું ઓજસ તેમને ગરમ કરવા લાગ્યું.—

"ઠીક, પણ હું રજા આપી શકતો નથી.—પછી તમારે જવું હોય તો ભલે." શેઠનો છેવટનો નિર્ણય જાહેર થયો.—

ટેબલ પરનું ઘડીયાળ અચાનક અથડાઇ નીચે પડી ચાલતું બંધ પડી ગયું—ઘેર જતાં બચુએ જીદ કરવાથી તેના ગાલ ઉપર એક તમાચો પડયો.

બીજે દિવસે જડભરત જેવો—એક અશક્ત માણસ કુટુંબ સાથે ઘર તરફ મુસાફરી કરી રહ્યો હતો.

મકનજી શેઠ જોશીને વારંવાર કાગળથી ખબર પુછતા, પણ હજુ જોશીને આરામ થયો નહોતો—મુંબાઇની શુષ્ક જીંદગી ગાળી તેનાં હાડકાં સુકાઇ ગયાં હતાં. સેવાનો અધરો પાઠ ભુલ્યા શિવાય ગોખવા છતાં, બદલામાં નસીબે કાંકરા ખુંચેલા જોઇ માણસાઇ માટેનો તેનો વિશ્વાસ ઉઠી ગયો હતો—ને ગામડાના નિરોગી, શુદ્ધ વાતાવરણમાં તેનો અકળાએલો જીવ સુખ જોઈ શકયો હતો. આજીવિકાના સાધનોનો હિસાબ કરી તેમણે નોકરીનું રાજીનામું લખી મોકલાવ્યું.

શેઠે રાજીનામું વાંચ્યું—બાજુએ મુકયું—તાર કર્યો—પણ જવાબમાં જોશી મુંબાઇ આવવા નારાજ હતો—તેણે દીલગીરીભરી સ્પષ્ટ ના લખી મોકલાવી.

મકનજીની ઓફીસ નવા કલાર્કથી કોરટનું કામ ઉકેલવા લાગી.

"શેઠ અંદર છે કે?" એવો પ્રશ્ન પુછતો એક ડોસો ઓફીસમાં દાખલ થયો—તેની સફેદ પાઘડીમાં ખળના ડાઘા પડયા હતા—તેનાં અંગરખા ઉપર ખભે એક થીગડું હતું તેના જોડા ફકત બહાર જતાં પહેરવામાં આવતા હોય તેવી વપરાશ વાળા દેખાતા હતા—તેના હાથમાં દુપટ્ટાનો છેડો હતો.

"હાજી"—અંદર છે, એક કલાર્કે જવાબ આપ્યો—આવનારે ચેમ્બરનું બારણું ખોલી ડોકયું કર્યું.

"આવો, ઝવેરભાઇ"—સોલીસીટરે કાગળીઆમાંથી માથું ઉંચું કરી આવકાર આપ્યો.—

ઝવેરભાઇ ઓફીસના સૌથી પહેલાં અને જુના ઘરાક છે. તેમનું જે કંઈ થોડું કામકાજ હોય તે મકનજીને તેઓ આપતા—તેમનો ઘરવટ જેવો સંબંધ શેઠ જોડે હતો—ઓફીસ ઉઘડી તેવામાં તેમની ખાંડની મોટી પેઢી હતી–પણ વચ્ચે ધંધામાં મોટું નુકશાન જવાથી નાદારી જેવી દશામાં તેઓ માત્ર આબરૂ સાચવી બેસી રહ્યાં હતા.—તેમનો એક જુનો કેસ સુનવણી ઉપર આવવાની તૈયારીમાં હતો—ઓફીસમાંથી તેમને કાગળ લખી બોલાવ્યા હતા. તેથી તેઓ આજે આવ્યા હતા.

આવી તેઓ ખુરશી પર બેઠા—સોલીસીટર કામમાંથી પરવારી બોલ્યા.—

"જુઓને પેલા 'કામટ' વાળો કેસ પાટીઆ ઉપર આવ્યો છે. થોડા પૈસા આપવા પડશે બારીસ્ટરતો કેમ સારો રોકશું ને?"

ઝવેરભાઇ પૈસાનું નામ સાંભળી ઠરી ગયા–કોડી વગરના ગજવામાં રૂપિઆ શી રીતે ભરી લાવવા તે એમને સુઝયું નાહ--ને કેસ ચલાવવા રૂપિઆતો આપવા જોઇએ.

"હાજી, પણ હમણાં પૈસાની જોગવાઇ નહિ બને!" પટેલે નિરાશા બતાવી.

"ઝવેરભાઇ તે ન ચાલે-આપણું જુનું બીલ તો એમનું એમ પડયું છે.--તેનું તો ઠીક--પણ આ બારીસ્ટરનાં પૈસા કૈં અમારાથી ન અપાય, માટે રૂપિઆ તો જોઈશું--જેટલા બને તેટલા માત્ર હજારેક રૂપિઆ હશે તો ચાલશે--કેસ કેટલો ચાલે છે તેના ઉપર આધાર--પણ પુરાવા વધારે છે એટલે લાંબો ચાલે એમ વકી છે–પછી બને તે ખરૂં, ને આમાં તો 'ટેમુરજી'ને રોકીશું ત્યારે જ પ-તો લાગશે--નહિતર પાછો કેસ માર્યો જાય ને તમને નુકસાન પહોંચે"--સાહેબ બહુ કહ્યું જાણી થાકી ઉભા રહ્યા.

"તે ખરૂં, પણ સાહેબ, આજે તો મારી પાસે હજાર પાઈ પણ નથી.--જીતીશું તો પૈસા જ છે ને," ઝવેરભાઈ દીનતાને આશાના રંગે છાંટી ઉત્તેજીત થઇ જવાબ આપ્યો.

"જુઓ, શેઠ, આપણું ઓળખાણુ જુનું છે. તમને સગવડ કરી આપવી એ વાત ખરી તમારો હાથ હમણાં છુટો નથી એ પણ હું જાણું છું. પણ, આતો કોરટનાં કામ અને બારીસ્ટરોનાં બીલ તો હમારે જલ્દી ચુકાવી આપવાનાં ત્યાં અમારાં ઘર કેટલાં પહોંચે--માટે રૂપિઆ શિવાયતો ચાલે તેમ નથી."

સોલીસીટરે પોતાની પરીસ્થતિનો બચાવ કરાવ્યો. ઝવેરભાઇ જવાબ શોધવા મુંગા રહ્યા.

"સાહેબ–તે બધી વાત સાચી, પણ ફુટી બદામ ન હોય તેને ધીરે પણ કોણ અને આવા વખતમાં નાવ ચલાવતાં નવનેજા થાય છે તો રૂપિઆ તો કોણ આપે? હતું એટલું ખોઇ પરવાર્યા–એકલું દેશનું ઘર નકરૂં રહ્યું છે. તે તો છોકરાના નામ ઉપર છે. ને છોકરો એટલાંએ વર્ષથી જુદો રહે છે એટલે એના ઉપર રૂપિઆ લેવાય તેમ નથી.–હવે તો તમે ઉગારો તો આરો છે નહિતર આપણે તો બુડયા પર બે વામ વધારે."

મકનજી ગભરાયા–યુક્તિઓનો અજમાયશ વ્યર્થ જતો જોઇ, તેમણે જોરનો ઉપયોગ કર્યો–"ત્યારે શેઠ કેસ સુનવણી ઉપર ન આવી શકે–બીજો એકે રસ્તો નથી."

મકનજીનો ઝવેરભાઇ જોડેનો ઘરવટ આવું સ્વરૂપ ધારણ કરશે એમ પટેલને ખ્યાલ નહોતો–ઘણા દિવસ સુધી ખવાય તેવી રીતે રૂંપઆ ખાધા પછી સોલીસીટર આવો દયા વગરનો બનશે એમ ઝવેરભાઇનો અનુભવ કલ્પી શકતો નહોતો–જેના શુકનથી મકનજીની સ્થીતિ સુધરી–આબરૂ વધી–ને બંગલા વસાવ્યા, તેનો આવો તિરસ્કાર કરશે એવું માનસશાસ્ત્ર જોતાં પટેલને મનપ્રલય ઉપડયો હોય એવું લાગ્યું. આખી ઓફીસ તેમની આંખો ફેરફુદડીમાં ચકાવો લેતી હોય તેમ લાગ્યું. તેમની શક્તિ ગળી ગઇ–શ્રદ્ધાને ઇશ્વર તત્ત્વના જુના સંસ્કાર ઓસરી જતા લાગ્યા.

કળીયુગમાં માનવી ચોતરફ અંધકારમાં પિશાચી નાચ રમતાં હોય તેમ તેમને લાગ્યું.

એક આધેડ વયનો માણસ મુંબાઈની એક ઓરડીમાં પથારીએ પડેલો છે.–જુનાં ફાટેલાં જીર્ણ થઇ ગયેલાં સાધનો તેની સુખી પૂર્વાવસ્થાનો ખ્યાલ આપતાં; પાસે એક દવાની શીશી પડેલી હતી.–અંદરના ભાગમાં એક ઘાટાણ એલ્યુમીનીઅમની તપેલી ઉટકી રહી હતી.

બુઢ્ઢો શાંત હતો–તેના મ્હોં ઉપર પૃથ્વિનો ભાર હોય તેવો ને ગમગીન હતો–દરદની વ્યથા કરતાં, ચિંતાનાં વાદળાંમાં તેને પીડતાં હોય તેમ તેની અશક્ત આંખો કહેતી હતી. છેવટનો આશરો ભાંગી જતાં કોઇ ગરીબ માણસ નિરાધાર બની જાય તેવી તેની અંતરવેદના હતી.

ઝવેરભાઇનો પાટીઆ પરનો કેસ માંદગીના સર્ટીફીકેટથી આઘો ખસેડાયો–અને વળી મહામહેનતથી–મકનજીએ પૈસા કઢાવવાનો છેલ્લો ઉપાય યોજયો.

(ચાલુ)




ખંડુજીનો મોરો,
વલસાડ,
૨૫–૭–૨૬.

સ્નેહી ભાઇશ્રી કાંતિલાલ,

તમને યાદ છે?–તે દિવસે આપણે તિથલ ફરવા ગયા હતા ત્યાં વાતમાં ને વાતમાં ગોવિંદે કહ્યું હતું કે પુસ્તકોની બાબતમાં સમાલોચના એજ ઉત્તમ પ્રકારની જાહેર ખબર છે. આ વાક્યમાં આટલું બધું સત્ય છે એમ મને ખબર ન હતી પણ હવે તો અનુભવ ઉપરથી લાગે છે કે એની વાત તદ્દન સાચી છે. આ પાઠ હું એકાએક ભૂલું એમ નથી.

મુંઝાશો નહીં, બધી વાત વિસ્તારથી કહેવાના વિચારથી જ આજે કાગળ કલમ હાથ ધર્યાં છે. એ તો થયું એમ કે 'બુદ્ધિ પ્રકાશ' અને 'સાહિત્ય' માં 'રામની કથા' ની લાંબી લાંબી સમાલોચના જોઇ અને વળી તમારાં 'સુવર્ણમાલા' માં પણ એની સમાલોચના આવવાની છે એવી જાહેર ખબર વાંચી એટલે મને થયું કે જરૂર આ કોઇ સુંદર પુસ્તક બહાર પડયું હશે. તે જ દિવસે મેં તો રતિલાલને લખી દીધું કે મને એની એક નકલ મોકલી આપો, હું જાહેર ખબર વાંચીને કોઈ દિવસ પુસ્તક મંગાવતો નથી તે આ સમાલોચના જોઇને મગાવ્યું. પુસ્તક તો આવી પહોંચ્યું.

મેં તો પ્રસ્તાવનાથી જ શરૂઆત કરી. કારણ સમાલોચકોએ પ્રસ્તાવનાની પણ સારી પેઠ ચર્ચા કરી હતી પ્રસ્તાવનાની શરૂઆત કરી એટલે મને તો એમ લાગવા માંડયું કે 'ભદ્રંભદ્ર' ની પ્રસ્તાવનાની નવી આવૃત્તિ તો હાથમાં ભૂલથી આવી ગઇ? શબ્દો અને વાક્યોનો આ આફાટ ધોધ શા અર્થે તે સમજવાનો પહેલાં તો પ્રયત્ન કર્યો; પણ પછીથી નક્કી કર્યું કે લેખકને ટાગોરની માફક એકાદ mystic કાવ્ય લખવાનો વિચાર આવ્યો હશે એટલે આ ઘસી નાખ્યું હશે. પણ ધીમે ધીમે આ mysticism નું ધુમ્મસ પાતળું થતું આવ્યું અને ગુજરાતનાં કાવ્ય

સાહિત્યની વાત શરૂ થઈ એટલે પછી સ્પર્શક્ષમ ભૂમિ ઉપર ચાલતા હોઇએ એમ લાગ્યું. રા૦ રંજિતલાલભાઈ કહેવા લાગ્યા; "કાંત, કલાપી, ઠાકોર, લલિત તથા નાનાલાલની સુરાચિત ગાજતી ગુજરાતમાંથી આ યશસ્વી કવિમંડળના વિરમવા પછી કાવ્યની અમૃત સરિતા જાણે સમૂળ લુપ્ત થઈ ગઈ હોય એમ લાગે છે." આ કાવ્યનો અર્થ શો કરવો? આ પાંચ કવિઓમાંના ત્રણ ત્રણ કવિઓ તો જીવતા જાગતા બેઠા હોવા છતાં એ કવિમંડળ વિરમ્યું એમ લેખક કેવી રીતે કહે છે? આ ત્રણે કવિઓની કલમો વિરમી હોય તો જાણે સમજ્યા પણ તેવાં ચિન્હો પણ કાંઈ જણાતાં નથી. રા૦ નાનાલાલ તો હજી કેટલાંક નાટકો પ્રસિદ્ધ કરવાની તૈયારીમાં છે. રા૦ બળવંતરાયનો કવિતા પ્રવાહ પણ થંભ્યો લાગતો નથી. રા૦ લલિતની વાણી પણ અવારનવાર કાને પડતી રહે છે. આંધળાની ટોળીમાં તો આંધળાની સંખ્યા જ વધુ હોય છે. 'દેખતો તો માત્ર એકજ હોય છે. આતો ઉલટો ન્યાય થયો.

પણ હવે આગળ ચાલીએ. એમણે એક વાત બહુ જ સાચી કહી છે. "અવનતિના ગારમાં અધોમુખ પડેલી ગુજરાતની યશસ્વી કવિતાને ઉંચી કરવી અને તેને સદાને માટે પ્રગતિના, ઉર્ધ્વગતિના, ચિરંજીવ વિજયી માર્ગ ઉપર મુકવી. એ અર્થસિદ્ધિ માટે એકજ ધોરી માર્ગ છે અને તે, માન, મર્યાદા, અને મિત્રાચારીની ઓથ છોડી, બેધડક, પ્રવર્તમાન કવિતાની પર્યેષક દૃષ્ટિએ સમાલોચના કરવી."

પણ શું હોય છે? કાવ્યમાં જોવાનું તો એ છે કે જે ભાવ કવિ વ્યકત કરવા માગે છે તે બરાબર સારી રીતે વ્યકત થયો છે કે નહીં.

પણ આતો એક આડી વાત થઈ ગઇ. આપણાં કાવ્ય સાહિત્યની સ્થિતિ અત્યારે બહુ જ દીનહીન બની ગઇ છે એ વાતનો અસ્વીકાર તો હું કરી શકું એમ નથી–કરવા માગતો પણ નથી. વળી હાલમાં આપણાં માસિકો દ્વારા દર મહિને જે ક્ષુલ્લક જોડકણાંઓનો–અથવાતો કિન્ડરગાર્ટનની રમતોના નમુનાઓનો–ધોધ વહી રહ્યો છે તેને હું કાવ્યનું નામ આપવાને તૈયાર નથી. પણ તેમ છતાં ઉચ્ચ આદર્શના અતિ–ઉત્સાહમાં આવી જઇને જે સારૂં હોય તેમાં પણ મિથ્યા દોષારોપણ કરવાનોયે હું પક્ષ ન કરી શકું.

આ બધી ચર્ચાને અંતે એમણે કાવ્યનો આદર્શ નક્કી કર્યો છેઃ–"કવિતા એટલે કવિત્વમય ભાવ એટલું જ નહીં પણ કવિહૃદયજન્મ ભાવ."

પણ આના આજ નિબંધના અંત ભાગમાં એ જ લેખક જ્યારે એવું લખે કેઃ–"એ કાવ્યકૃતિને ગુજરાતને ચરણે ધરતાં તેનો લેખક એટલું જ ઈચ્છે છે કે ગૂજરાતની રસજ્ઞ પ્રજા તેની હીણ કૃતિને પ્રથમ કૃતિને યોગ્ય ક્ષમા તથા દયાભાવથી જુવે." ત્યારે 'બધાં ઉપર પાણી ફેરવ્યું' એમ બોલાઈ જાય છે. ગુજરાતનાં કાવ્ય સાહિત્યને પ્રગતિને પંથે ચડાવવા મથનાર વ્યકિત આવી પ્રાર્થના કરી જ કેમ શકે? ઉચ્ચ આદર્શની વેદી ઉપર પોતાની 'હીણ' કૃતિનો પણ ભોગ આપવા તેઓ તૈયાર ન હોય તો તો આતો परोपदेशे पांडित्यम् થયું. પારકા છોકરાને જતિ કરવા જેવું થયું. મને તો આ વાક્ય વાંચીને એટલું હસવું આવ્યું કે ન પુછો વાત. આવા પણ વિદ્વાનો હોય છે ખરા!

પણ તમે કહેશો કે આ પ્રસ્તાવના પુરાણ બહુ લાંબું થઇ ગયું માટે હવે કાવ્ય ઉપર આવું. 'કાવ્યની (?) વસ્તુ અને તેની સીમા આગળથી જ નિર્ણિત થયેલી હતી' એમ લેખક જણાવે છે. કેવી રીતે અને શા માટે તે જણાવવાની તેમણે જરૂર જોઇ નથી. આમ થવાથી કવિતાના ઉચ્ચ આદર્શને કશો બાધ નથી આવતો? તેમાં સ્હેજ પણ અંશે કૃત્રિમતા નથી આવતી–રા૦ ખબરદારની 'કલિકા'માં આવે છે તેમ?

કાવ્યનું વસ્તુ એમણે રામાયણમાંથી લીધું છે અને વિભાગ દત્તને આધારે પાડયા છે. અગિઆર સર્ગમાં કાવ્ય પૂરૂં થાય છે.

આ 'રામની કથા' વિષે લખવા પહેલાં હજી એક વાત લખવાનું મન થાય છે એટલે તમારે તે વાંચવીજ રહી. 'રામની કથા' વાંચી રહ્યા પછી મારા મનમાં પ્રશ્ન ઉઠયો કે આ કવિતા કોને માટે લખાઇ. શા ઉદ્દેશથી? આ પ્રશ્નનો એક ઉત્તર તો કર્ત્તાએ પ્રસ્તાવનામાં આપ્યો છે. તે વિષે હું પાછળથી લખીશ. આ પ્રશ્ન આવી રીતે ઉદ્ભવવાનું કારણ તો એ કે આમાં રામાયણનો સાર માત્ર આપવામાં આવેલો

છે. સાર રૂપ વાતો કવિતાઓ સુદ્ધાં બાળકોને ઉપકારક થઈ પડે એ વાતનો સ્વીકાર કરવા હું તૈયાર છું પણ આ પુસ્તકની ભાષા બાળકો સમજે એવી નથી એ વાતનો સ્વીકાર શ્રીરંજીતલાલને પણ કરવો પડે એમ છે. એટલે બાળકોને માટે આ પુસ્તક તદ્દન નકામુંજ ઠરે છે. કવિએ મૂળ વાલ્મીકિના રામાયણના પ્રસંગોમાં જરાય ફેરફાર કર્યો નથી કે જેથી આપણે કવિની પોતાની પ્રતિભાનો પરિચય મેળવી શકીએ. ઘણા કવિઓ વસ્તુ પુરાણમાંથી લે છે અને પછી તેને પોતાની પ્રતિભાના બળથી સ્વતંત્ર રીતે વિકસાવે છે. જેમ માઈકલ મધુસૂદને પોતાના 'મેઘનાદ વધ'માં કર્યું છે તેમ—અથવા તો શ્રીરવીન્દ્રનાથે પોતાના 'વિદાયનો અભિશાપ' નામનાં કાવ્યમાં કર્યું છે તેમ.

આ કાવ્યનું વસ્તુ નવું નથી; સર્વવિદિત છે એટલે એ કાવ્યને અસરકારક બનાવવા માટે તો ખાસ કરીને ભાષા સૌષ્ઠવ અને સુંદર કથન શૈલિ ઉપર જ આધાર રાખવો પડે છે. શ્રીરંજીતલાલની ભાષા ગ્રામ્ય નથી એ વાત ખરી પણ તે સહુને ગમ્ય પણ નથી. એમની ભાષા સંસ્કૃતપ્રચુર કહી શકાય એવી છે. વાનગી જોવી હોય તો આ જુવો:

સ્થાને સ્થાને મધુભૃત ખીલ્યાં
પંકજે રમ્યનીર,
સોહંતુંતુ અમિજલ ભર્યું
પૂર્ણ કાસાર પાસ.
ખેલંતાં જ્યાં નિશીથ સમયે
યુગ્મકો કિન્નરોનાં,
માતંગોનાં સવધુ ક્રીડતાં
યૂથને દેઇ લજ્જા.

× × ×

રઘુકુલોદ્ભવ નિર્મળ ચન્દ્રિકા,
જનક નન્દિની! સીતશુચિ! પ્રિયે!
પિતુ તણી અહી વાચ શિરે હવે,
વરસ ચૌદ વનાની લખીશ હું.

× × ×

એમની સંસ્કૃતમયતા તો એટલે દૂર સુધી જાય છે 'આશિષ'નું 'આશી:' કરતાં 'શિર'ને બદલે 'શિરસ' લખતાં એમને જરા પણ સંકોચ થતો નથી. આ બધું તો જાણે કાવ્યમાં લેવાતી છૂટ તરિકે જતું કરી શકાય પણ એમના સંસ્કૃતના મોહમાં એઓ ખોટા ભાષા પ્રયોગ કરે તે તો કેમે કર્યાં ન જ સાંખી શકાય.

એક ખોટો પ્રયોગ એમણે 'ત્વરપદ' શબ્દ બનાવીને તેનો કર્યો છે. 'ત્વરિતપદ' તો જાણે સંભવે પણ આ 'ત્વરપદ' કેવી રીતે થયું એ હજી મને સમજ પડતી નથી. વળી શ્રી રંજિતલાલે બીજો એક ગોટાળો વાળ્યો છે 'પ્રણામ'નું ક્રિયાપદ કરવામાં, પાને ૧૮ મે 'પ્રણામ કરીને' ના અર્થમાં એમણે 'પ્રણામીને' એવો શબ્દ વાપર્યો છે. આ તદ્દન ખોટો જ છે. ખરો શબ્દ તો 'પ્રણમીને' છે અને તે એમની જાણ બહાર તો નથી જ કારણ કે પાને ૨૪ મે એમણે એજ અર્થમાં એ શબ્દ વાપર્યો છે. પણ તરત જ એ પાને ૨૬ મે પાછો 'પ્રણામી' શબ્દ આવીને પોતાની જગ્યા સાચવી લે છે! એમને વળગેલાં આ સંસ્કૃતનાં ભૂતે તો પાને ૨૮ મે એમની પાસે 'શાપ'ને બદલે 'શ્રાપ' લખાવ્યું છે. અને કદાચ એજ ભૂતના દોર્યાથી એમણે 'શ્રુણતાં,' 'શ્રુણ્યાં'. વગેરે રૂપોનો સ્વીકાર કર્યો હશે. મને તો આ રૂપોમાં નથી

વાંચતાં વાંચતાં જ્યારે પદે પદે ખચકાવાનો વારો આવે છે ત્યારે તો લેખકનાં વૃત્ત ઉપરનાં પ્રભુત્વ વિશે જબરી શંકા જ ઉત્પન્ન થાય છે. તમો પોતે જ આ નીચેના શ્લોકો વાંચી જુવો એટલે ખબર પડશેઃ

ઉતાર્યાં ઓજસવતાં, ધર્યાં વલ્કલનાં ચીર,
બન્યાં ત્યાં રાજ્ય બાળકો, યથાર્થ જ વનોકસ.
(પા. ૩૧)

ગ્રહીને દક્ષિણ તટ, દક્ષિણે વિચર્યાં ત્રણે
પગગભારી શીતળ પુત્રવત્ વાયુનાં ચુમ્યાં.
(પા. ૩૨)

વજ્રદંષ્ટ્ર, વજ્રહનુ, પ્રહસ્થ ભટ દુર્મુખ,
ઉભા આ મણિશેખર, સમક્ષ લંકનાથની.
(પા. ૭૯)

આ બધાજ અનુષ્ટુપો છે એમ સમજાય છે ખરૂ ? પણ એમના બીજા વૃત્તો આટલા બધા શિથિલ નથી એ પણ મારે જણાવવું જોઈએ. નહીં તો શ્રીરંજીતલાલને અન્યાય કર્યો કહેવાય આમ છતાં મારે એટલું તો કહેવું જ જોઈએ કે આ પુસ્તકમાં એવા ભાગો બહુજ ઓછા છે કે જેમાં વૃત્તોજ તમને પોતાનાં પૂરમાં તાણી જાય.

પુસ્તકમાં 'સ્વિકાર,' 'પુલ' 'મધ્યાન્હ' 'જાન્હવી'-જેવી છાપની ભૂલો રહી જવા પામી છે. પણ એતો કોઇ કોઇ ઠેકાણે જ છે. પણ પુસ્તકમય જે દોષ વિસ્તરેલો છે તે તો વળી બીજો છે. તમને યાદ છે?-અસહકારની શરૂઆતમાં જ્યારે ઘણા લોકો દાઢી રાખતા હતા ત્યારે આપણે એવાઓને પૂછતા કે 'કેમ ભાઇ હજામ સાથે કાંઇ વાંધો પડયો છે?' તેમ આ પુસ્તક વાંચનારના મનમાં સહજ જ પ્રશ્ન ઉદ્ભવશે કે શ્રીરંજિતલાલને અનુસ્વારો સાથે શો ભાગ વહેંચવાનો હતો કે તેઓની સાથે ઝઘડો કરી બેઠા! આ ઝઘડાને પરિણામે પુસ્તકમાંથી લગભગ અર્ધ ઉપર સ્થાનોથી અનુસ્વારો પલાયન કરી ગયા છે એટલે આ યુદ્ધમાં વિજય તો શ્રીરંજીતલાલભાઈનો જ થયો છે, એ કબુલ કર્યા વિના તમારો છૂટકો નથી. ગમે તે પાનું ઉઘાડજોને માલમ પડશે.

આ કાવ્ય તમે જોયું. હવે એ કાવ્યદ્વારા લેખકે શો ઉદ્દેશ સિદ્ધ કરવા આશા રાખી છે તે જરા જોજો. પ્રસ્તાવનામાં લેખકે લખે છેઃ-'...ગુજરાતમાં સાચી કાવ્ય ભાવના ઉત્પન્ન કરવા પ્રત્યે લક્ષ દોરવા તથા કવિતાના સાચા સ્વરૂપ વિષે જનતામાં વિચાર જાગ્રત કરવા જેટલું પણ જો તે (આ કાવ્ય) સફળ અને સશક્ત થાય તો લેખક પોતાને કૃતકૃત્ય તથા અહોભાગ્ય માનશે.'' શ્રી રંજીતલાલભાઈને મન આ આદર્શ કદાચ બહુ જ સાધારણ લાગતો હશે અને તે માટે ગમે

ધીરસમીરે યમુનાતીરે વસતિ વને વનમાલી,
ગોપીપીનપયોધરમર્દન ચંચલ કરયુગશાલી.

(ગીતગોવિંદ)

(અહીં ચોકકસ માત્રા મેળના ચોકકસ ગણોને લીધે ગાનભર ભાવવાહી પ્રબંધ યોજાયો છે; અને એ ગાન અને ભાવનાના સાથે લાગા વહનને લીધે રમ્ય મધુર કાવ્ય ગાંભીર્યનું ઉદ્દીપન ઉછળે છે.)

અથવા આ યક્ષની ઉક્તિ

મા'રા બીજા જીવન સરખી, થોડ બોલી, અલેતી,
જોતાં એને જલદ! મનમાં જાણજે ભાભી તા'રી;
આ હું એનો સહચાર પડયો દૂર, તેથી બિચારી.
જાણે હોયે પિયુથી વિખુટી એકલી ચક્રવાકી.

(મેઘદૂત ભાષાન્તર.)

("તારી ભાભી"માં જે કાવ્યગાંભીર્યનો ભાવ ભર્યો પ્રવાહ વહે છે તે 'પ્રિયા મારી'માં નથી એ દેખતું જ છે.)

કે નરસિંહ મહેતાના પેલા શૃંગાર પદમાંનું

જાગોરે જશોદાના જીવન, વાહાણેલાં વાયાં;
તમારે ઓશીકે મારાં ચીર રે ચંપાયાં: જાગો૦
પાસુરે મરડો તો વહાલા, ચીર લેઉં તાણી,
સરખી સમાણી સૈયરો સાથે જાવું છે પાણી. જાગો૦
પંખીડાં બોલે રે વહાલા, રજની રહી થોડી;
સેજલડીથી ઉઠો વહાલા, આળસડાં મોડી. જાગો૦
સાદડી પાડું તો વહાલા, લોકડીઆં જાગે;
અંગુઠો મરડું તો પગના ઘૂઘરા ગાજે. જાગો૦
સાસુડી જાગે રે વેરણ નણદી જાગે;
ઓ પેલી પાડોસણને ઘેર વલોણું વાગે. જાગો૦
જેને જેવો ભાવ હોય તેને તેવું રે થાએ;
નરસઈયા ના સ્વામી વિના રખે, વહાણલું વાએ. જાગો૦

અથવા

આજ રે સપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદીયું રે સાહેલી મારા સપનામાં રે.

આજ રે સપનામાં મેં તો ઘમ્મર વલોણું દીઠું જો,
દહીં દૂધના વાટકા રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો લવીંગ લાકડી દીઠી જો,
ઢીંગલાં તે પોતીયાં રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો જટાળો જોગી દીઠો જો,
સોનાની થાળી રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો પારસ પીપળો દીઠો જો,
તુળસીનો ક્યારો રે સાહેલી મારા સપનામાં રે.
આજ રે સપનામાં મેં તો ગુલાબી ગોટો દીઠો જો,
પુલડીયાંની ફોર્યું સાહેલી મારા સપનામાં રે.

(લોકગીત).

(આ ગીતનું અમાનુપી ભવ્યત્વ એ ગાયકનું હ્રદય અદ્‌ભુત કાવ્ય ગાંભીર્ય જ છે.)

'જલસિંચનનો યુવતીઓનો અંગ હિંડોળ તો નિરખ્યો છે ને? ભાંડુઓ કાજે-યે જલ એ બાલિકાઓ બનતાં ભરી લાવતી, ને આરસની પુતળીઓના નહિ પણ પુલસેવિકાના ભાવમાં સહુ ઉછરતી.'

(ઉષા. પા. ૪૬)

....અને અન્નપૂર્ણાની સહુ પુત્રીઓ 'લોજ્યેપુ માતા' સરિખડી વિષ્ણુધર્મ પાળનારી વૈશ્નવીઓ છે;

(ઉષા. પા. ૪૭)

....બ્રહ્મપુત્રી વિધાત્રી હોય તેમ તેણે સર્વપૂજ્ય દંપતિનાં ઓવારણાં લીધાં. એક-બે-દસ ઇનામ નગર લક્ષ્મીજીએ પ્રફુલ્લ વદને હસતાં હસતાં આપ્યાં, ને ઉષાએ પ્રફુલ્લ વદને હસતાં હસતાં લીધાં. વળી એક વેળા ઓવારણાં વારી કૌમાર સૌન્દર્યનો વિજયકેતુ હોય તેમ તે ઉડતે ઓઢણે પાછી પધારી.'

(ઉષા. પા. ૫૪)

અને જુઓ આ

× × ×

હરણી શી બીરૂ, હા, જે જંગલો ફુદાવી જાય,
વાયુ શી અબંધ, જે ઘુમાવે જગઅંગ:
દુર્ઘટ છે પ્રિયા એવી બાંધવા કે જીતવાને—
દુર્ઘટ, છતાં જીતી તો રંગ રે રંગ!

(કલિકા મુક્તક ૧૦૮)

મદારી વગાડે જ્યારે બંસી એની જાદુભરી,
તેના મોહસૂર એવા ઉડી રૂહે આબાદ;
દરદરથી અનેક નાગ એની પાસે દોડી,
સુણી રહે મુગ્ધ બની બંસીકેરો નાદ.
ચોખુંટ આ વિશ્વમાંથી કલ્પના દોરાઈ આવે,
એવી મારી વાણીમાં યે જાદુ છે અથાગ;
પણ પ્રિયા, જાદુ તારાં ડોલાવે સૌ સ્વર્ગ મારાં,
તું છે મારો મદારી ને હું તો તારો નાગ.

(કલિકા. મુક્તક, ૨૩૮)

(આ મુકતકો હાથ પડયાં તેમ મુકયાં છે. આમાં 'મનહર'નો ખારોપાટ, ભાવાવેશનું મૃગજળ, એ બંને કલિકાના નાયકનું આછોતરું કાવ્યગાંભીર્ય બતાવે છે.)

અને 'કલિકા' અને 'ઉષા'ના આદર્શો કેટલા ભિન્નવિભિન્ન પડે છે એ એ સરખાવવાનો આનંદ અહીં સમેટી લેવો પડશે. પરંતુ ગુજરાતના મહાન મનાતા એ બે કવિઓનો ભેદ અહીં સ્પષ્ટ કરવો ઉચિત છે. વીરરસિક શ્રી. ખબરદારે કોઈ અમંગળ મુહૂર્તે શૃંગારનું ખંડકાવ્ય લખવા માંડયું અને તે પણ મનહરના સગા મુકતધારા છંદમાં! જ્યારે શૃંગારરસિક નાનાલાલે 'ઉષા' લખી, કવિતાના ગૌરવભર ગદ્યમાં! કવિ નાનાલાલે પદ્યમાં વીરરસ ઉતારવા પ્રયત્ન કર્યો હોય તેટલો હાસ્યજનક મને તો આ 'કલિકા'નો કીસ્સો જણાય છે. વીર અને શૃંગાર મૂળ તો અનુકુળ રસો છે અને વીરરસિક સારો શૃંગાર લખે કે અને શૃંગારરસિક સરો વીરરસ જમાવે જ. એ ઉદાહરણ ભવભૂતિ પુરૂં પાડે છે....પણ....પણ આપણા આ કવિઓ એ સિદ્ધાન્તના અનુયાયીઓ નથી. છતાં 'ઉષા'ના આલેખનમાં કવિ નાનાલાલની પ્રજ્ઞા તરી આવે છે એ ઉપલા દૃષ્ટાન્તથી દેખાશે. એ રસગદ્યનાં વાકયો જો ખાતરી ન કરાવે તો જુઓ એનાં કાવ્યો:—

('કેટલાંક કાવ્યો'માંનું 'કિરીટ')

અને

અમે જોગીઓના જોગ માફ કરજે, બાળા!
તારા ભોગીના ભોગ અંગ ધરજે, બાળા!

---

ઉપલાં સઘળાં ઉદાહરણો મેં સહેતુક દીધાં છે. ગીતગોવિંદનો ડોલનમય પ્રાસાનુપ્રાસનો પ્રસાદ, મેઘદૂતના નાયકનો મંદઆક્રાન્ત ભર્યો સંયમવિવેક, નરસિંહના પદના ગીતતત્ત્વથી રસબેરૂં બનતું, હીંદુ કુટુંબનું ચિત્રપ્રાકટય, લોકગીતની સાદીસૈરળ શબ્દગુથણીની અપાર્થિવ વાતાવરણ પસારવાની અસર, અને 'ઉષા'નો પ્રતિપદ ઝરતો ગદ્યરસઃ એ સૌ વસ્તુઓનું પ્રબળ વેગેલું અને ગૂઢગાઢ કાવ્યગાંભીર્ય બતાવવાનો આશય રખાયો છે.

ખરે બપોરે ચોકમાં ચંદ્રમા ચાલતો હતે,

કે

'આજે પૃથ્વીને નવ પાંખડીઓ પ્રગટી જો'.

(કવિ નાનાલાલ)

જાણે ભૂરા વ્યોમમાંથી મંગળનો થડ ચૂંટી,
ઠંડો પાડી ચોંટયો ગોરે પ્રિયાને કપાળ.

(કવિ ખબરદાર)

x x x x

વદનકટોરીમાં રે કે અમૃત લીધાં, સાહેલડી!
શાશ્વત સૌભાગ્યનાં રે કે ચન્દ્રક કીધાં, સાહેલડી!

(કવિ નાનાલાલ)

પ્રિયાકેરૂં હાસ્ય એક વેળા જોયું-સુણ્યું સાથે?
એ તો જાણે દારૂખાનું ઊડે કો એમૂલ.

(કવિ ખબરદાર)

x x x x

જાસુદની બેલડી રે કે ઢળતી હાસે, સાહેલડી!
તારે તો ઉગિયા રે કે અંગઅંગ ભાનુ, સાહેલડી!

(કવિ નાનાલાલ)

કવિ ખબરદારની ઉપમાઓ અને કવિ નાનાલાની ઉપમાઓ વચ્ચે ફરક છે. કવિ ખબરદારની જો વિશાળ અને સારી છે તો તેઓ દેશ જ કે સ્વાનુભવ દર્શન પર રચાએલી નથી; એટલે પરદેશી ને અનુકરણશીલ છે; અને એમના કુદરતદૃશ્યોમાં તો આવું ઘણું નજરે પડે છે. એ આકષે છે; અને પરદેશી મોહડંબ મારે છે. *જુઓ ગાયત્રીમંત્રના અધિદેવતા ભગવાન નારાયણને—*

તપી તપી તાપે દિન સોનેરી દોડાવી ગાડી.

(અર્ધસુકત. ૭૩. સુકત ૭૫ વગેરે........)

પ્રિયાના ડોકની લાંબી દાંડી....(આર્ય ગૃહિણીઓની કે આંગ્લ લલનાઓની?)

'પણ એક દિન હુંય ટિંગાઇને આમ' ('ટિંગાઇને' શબ્દમાં 'બૅથોસ' કેટલો છે?)

'અમલ કમલ, મુખમલ જેવી પ્રિયા મારી....' (કયાં ભવભૂતિનો શ્લોક
ત્વં કૌમુદી નયનયોરમૃતં ત્વમંગે....

'મધુચંદ્ર જેવો એની એડીનો છે ઘાટ' (વાહ! મધુચંદ્ર અને એડીનો ઠીક ઘાટ મળે છે!)

અને રા. ધૂમકેતુ છેલ્લા સાહિત્યમાં ઉતારે છે તે લીટી.

'શાને તને મારી જ હું કરવાને ચાહું?' (વાકય કલાની તળપદાઈ તપાસો).

'શોધી કાઢું તને ફેંકી મારૂં ખોજનૂર' (કિલષ્ટ અને બીભત્સ) એમાં.

ખોજનૂર=Search light.

જન્મસ્થાનસૂરો=Native notes.

દિગંતલીટી=Horizon.

પ્રિયાની બા=Mother-in-law.

'ગુહ્ય' અને 'હુંય'નો અપ્રાસાદિક પ્રાસ: વગેરે....જો શ્રી. ધૂમકેતુએ ઠરેલ બચાવ મુજબ, અનુકરણશીલ કલા વાપરી શ્રી. ખબરદાર ગુજરાતીનું અગુજરાતીપણું દીપાડવા આવા વિચિત્ર શબ્દસમાસો અને ભાષાપ્રયોગો અને ભાવવિકારો સરજાવવા માગતા હોય તો તે સર્વથા અયોગ્ય છે.

સ્વાનુભવમાં સર્વાનુભવ ગવાતો હોય તેવા ખંડકાવ્યમાં સ્વયમરીત મનોભાવ (મેઘદૂતમાં છે તેવો) જળવાવો જોઈએ તે, અથવા ગાયક પોતાની જાતઅહંતાને ભુંસી નાંખી સર્વાનુભવ ગાય તેવા મહાકાવ્યમાં જે વિશાળ માનવતા (રામાયણમાં રહી છે તેવી) જોઈએ તે કલિકામાં નજરે પડતાં નથી.....પછી ભલે શ્રી. ધૂમકેતુ એને અત્યારના ગુજરાતનું મહાકાવ્ય માને. સાચી કવિતાનો આદર્શ સદાકાળ એક અને અદ્વિતીય હોય છે તે કોઈનો ફેરવ્યો ફેરવાશે નહિ.

૨

હવે શ્રી. ખબરદારના બે કવિતાનાં મંતવ્યો લઈએ.

(૧) કવિતાની કળા જેટલી સર્જક તેટલી અનુકરણશીલ છે.

(૨) જે નવીનતા કે મૌલિકતા છે તે તેને (કલ્પનાને) નવીન રીતે દર્શાવવામાં છે અને એમાં જ કવિની સર્જકતા અને સફળતા છે.

ન જ હોય. બ્રહ્માને પૂછીએ કે સર્જન કે સર્જકતામાં અનુકરણશીલતા આવે છે! વૃત્તો, છંદો કે રાગો તો માનવદેહો જેવા છે. એમાં વસતો આત્મા જો અનુકરણીયો દીધો હોય તો તો દુનિયામાં 'કોમેડી ઓફ એરર્સ' જ ભજવાયા કરત અને આત્માનો વિકાસ, દૃષ્ટિ કે વ્યાકત જેવી વાત જ ન કરાત. આ બાબતમાં શ્રી. ધૂમકેતુની મનોદશા કાંતો 'સાહિત્ય' શ્લાઘા કે જાતબચાવ કે અન્ય કોઇ આંતરહેતુ બતાવતી જણાય છે! પરંતુ નવલિકાની અપૂર્વતા જેવી જો કવિતાની અપૂર્વતા તેઓશ્રી માનતા હોય કે સમજાવવા માગતા હોય તો તો શ્રી. ધૂમકેતુ અને એમની અપૂર્વતાને આવડી મોટી અપૂર્વતા કહેવી જોઇશે.

૩

છદના સંબંધમાં પણ મારો અસંતોષ મેં પ્રગટ કરી દીધો છે. તે એ કે લુપ્તપ્રાય બનેલ મનહર પોતે તો અંતરંગ ભાવનિદર્શન માટે સાવ નકામો અને નમાલો છંદ છે. શ્રી. ખબરદાર એના ચરણમાં બે ફેરફાર કરે છે અને તે બંને સંગીતની વૃદ્ધિ કરનારા છે. એક તો એ કે તેઓ બોલાતી ગુજરાતી ભાષાના શબ્દોનો અંત્ય શાન્ત અકારનો મેળ ચતુરક્ષર સંધીમાં મેળવી દે છે જરૂર આ પ્રયત્નબંધ નવીન છે પણ તે માત્ર માત્રામેળ અને ખાસ અક્ષર મેળના છંદ પરત્વે. અને એ પ્રયત્નની સવડથી છંદનું સંગીત વધે છે. બીજો ફેરફાર એ કે. મનહરના છેલ્લા ચરણના છેવટના રગણને બદલ એક ગુરૂ અને એક શાન્ત અકાર મુકે છે. આ ફેરફારથી પણ છંદમાં સંગીતતત્ત્વ વૃદ્ધિમાન બને છે. મુકતધારા તો મૂળ મનહર પોતે હતો કારણકે એની યતિઓ બધી ખોટખોટી જ હતી.

મનહરમાં આ સંગીતને વૃદ્ધિ પમાડનારા બે ફેરફારો નવો મુકતધારા છંદ કહેવરાવવા પુરતા હોય એમ હું માનતો નથી. શ્રી. ખબરદાર વળી આ પ્રયત્નતત્વ અગાઉના કવિઓએ સંસ્કૃત વૃત્તોની ગુજરાતી કવિતામાં જાળવ્યું નથી એમ કહે છે. વાત ખરી છે. તે એટલા પુરતી કે એ કવિઓ, કવિ ખબરદા સુધ્ધાં, પ્રયત્નતત્વ જાણતા નહોતા કે એમની કાવ્યકળા અધૂરી હતી. અને તેના પુરાવામાં સ્વ. કાન્તની એક અનુષ્ટુભની લીટી દે છે.

'ફરતાં ફરતાં આવ્યો એક માલતિમંડપ'

પ્રથમ તો ગુજરાતી સારીનરસી કે ગમે તેવી બોલાતી હોય તો પણ એનું કાવ્યસાહિત્ય સંસ્કૃતના કાવ્યસાહિત્ય સાથે સદાકાળ જોડાએલું છે તે જવાનું નથી. એટલે સંસ્કૃત છંદો ને વૃત્તો સંસ્કૃત અને ગુજરાતી કવિતાઓની મણીસાંકળીઓ છે—માંઢળદોરા છે.

સંસ્કૃત વૃત્તોમાં શાન્ત અકાર નથી; કારણ કે એ ભાષામાં નથી; કારણ કે ભાષા પૂર્ણ અને પૂર્ણોચ્ચારી છે. અને એ શાન્ત અકાર મેં કહ્યું તેમ સંગીતનું તત્ત્વ છે. સંસ્કૃત શ્લોકોમાં સંગીતને સંયમમાં રાખી ભાવ અને અર્થને આગળ

પાડવાનો સ્પષ્ટ હેતુ છે. અને તેથી જો એ હેતુ ગુજરાતીમાં ઉતારવો હોય તો અવશ્ય એ લઘુગુરૂના માત્રામેળો અને અક્ષરમેળો કાયમ રાખવા જોઇએ.

એમ કરવામાં શ્રી ખબરદાર શોધી કાઢે છે તેમ ગુજરાતીના ગુજરાતી ઉચ્ચારો અગુજરાતી થઇ જાય છે. મને પોતાને એવું લાગતું નથી. મુક્તધારાના નાયકને એમ કેમ લાગે છે તેનું કારણ તો દલપતરામ જેવાઓએ પણ ગમે તેમ મનહરો ઢસરડી નાખ્યા છે તેજ છે. મનહરમાં લઘુગુરૂનો ખાસ નિયમ ન કરી માત્રામેળને બદલે અક્ષરમેળ રાખ્યો તેના સ્વછંદનું આ પરિણામ! પરંતુ સાચો મનહર તો ત્યારે જ રચાયો કહેવાય કે જ્યારે તેમાં ભાષાનું કુદરતી પ્રયત્નતત્ત્વ કુદરતી રીતે ગોઠવાઈ ગયું હોય–અને એવા ઘણા દાખલાઓ દલપતરામમાં જોઇશું.

સાચો કવિ લખે ત્યારે શબ્દોની 'Harmony' અવશ્ય જળવાય જ. શ્રી. ખબરદારે આ અશુદ્ધિના યુગમાં એ શુદ્ધિ બતાવી; પરંતુ તેથી મુક્તધારા છંદ નવો તો નથી બનતો.

ચોખ્ખા સંગીતમાં મુક્તધારાના જેવી જ રચનાઓ;–પણ વધુ ચોકકસ માત્રામેળમાં અને અક્ષરમેળના ગણમાપમાં નીચેનામાં જોઇ શકાશે.

રતિસુખસારે, ગતમભિસારે, મદનમનોહર વેશમ્,
ધીર સમીરે, યમુના તીરે, વસતિ વનેવન માલી.

ગીતગોવિંદના એ ગુર્જર રાગની રચનામાં આઠ શ્રુતિઓનાં ત્રણ ગણ (foot) છે અને ચોથા ગણમાં બે ગુરૂ છે. બીજું દૃષ્ટાન્ત લ્યો.

ચાલિયો વાટમાં; જ્ઞાનના ઘાટમાં;
મિત્ર મોહનતણું નામ લે તો.
જદુપતિનાથ તેં; મિત્ર છે તમતણા,
જાઓ વેગે કરી કૃષ્ણ પાસે.

આ નરસિંહ મહેતાના પદમાં બેબે રગણનાં એવા દસ શ્રુતિઓના ત્રણ ગણ અને એક રગણનું અર્ધ ગણ, તથા છેલ્લે ગુરૂ જણાશે. આમાં માત્રામેળ સંપૂર્ણ હોવાથી સંગીતતત્વ સંપૂર્ણપણે સધાય છે અને તેથી જો કે એ સંગીતપ્રધાન પદ બને છે તોપણ એ મોંએ રચવાગાવા સાંભળવા અને યાદ કરવા જેવો મુક્તધારા બને છે.

મેં ઉપર લખ્યું તે મુજબ શ્રી. ખબરદારના ગુજરાતી ઉચ્ચાર પ્રયત્નતત્વ સંગીતની 'Harmony' ઉત્પન્ન કરે છે: જેમ સઘળાં 'લીરીકસ'માં હોય છે તેમ. અને એમનો શાન્ત અકારનો સુધારો પણ સંગીત જ ખીલવે છે. જેમકે.

કોઈને માણુ આપું જાર
મારી રોતી રાખો નાર.
વીંછી વાંભનોરે.

એમાં 'જાર' અને 'નાર'માં જે સંગીતનો સૂક્ષ્મલય છે તે મુક્તધારાના મનહરના અંત્યચરણમાં તો શું પણ પ્રયત્નતત્ત્વને લીધે સળંગ વહ્યો જાય છે. પણ નવો છંદ કરવાને નામે રા૦ ખબરદાર મનહરનો અક્ષરમેળ જાળવીને સંપૂર્ણ સંગીત લાવવા માગતા નથી. અને તેમાં એમને પોતાને જ ગેરલાભ થયો છે. કારણ કે આ મુક્તધારાની આઠ એકતાન (કારણ કે સંગીતના જુજવા ઢાળ વગરની માટે) લીટીઓનું આખું મુક્તક કોણ મોંએ રાખવા યત્ન કરવાનું છે? જ્યારે 'લિરિક્સ'નાં ભાવ અને સંગીત આપમેળે યાદ રહે છે. શ્રી. ખબરદાર મુક્તધારામાં સ્થિર સંયમવાળો ગાઢ ભાવાવેશ લાવી શક્યા નથી તેનું કારણ એમનો આ અર્ધગવાતો, અર્ધવૃત્તીઓ મુક્તધારા છંદ જ છે. અને એની સામે મારો વાંધો છે. કારણ કે એ નથી સંસ્કૃત છંદ કે નથી ગુજરાતી પદ. અને છંદમાં કેવા અને કેટલા સુધારા કરાય તો પદ બને કે છંદ જ રહે એ મુક્તધારાનો કોયડો છે. વળી એની આ અર્ધદગ્ધતાને લીધે એ કવિવર્ગમાં કેટલો સ્વીકાર્ય થશે એ પણ એક સવાલ છે. મુક્તધારામાં મનહર લગભગ ગેય થયો અને તેનું સંગીતતત્ત્વ તદ્દન નિર્બંધ થયું તો પણ એ છંદ જ રહ્યા તો શું એ છંદ ગરબીનો સમજવો? માત્રા મેળવાળા છંદોમાં છે તેમ સંયમી અને ગૌણ સંગીતના પ્રવાહ ઉપર મુક્ત અર્થને અને નિગૂઢ તીવ્ર ભાવને વહેતા મુકવામાં વધુ પૂર્ણ વ્યંજના ખીલવાય છે એમ મારૂં માનવું છે, અને એ રીતે હું ભાઈ ચંદ્રવદનના 'યમલ' ના પૃથ્વીનો પક્ષપાતી છું.
એક જ પ્રસાદ.

'રહે પલક તો રહે. જઈશ ના હવાં દૂર તું,
ભલે વચન ના વદે મમ સમીપ મૂર્તિ ચહું;
બધું ખલકતું અમી નયનમાં લસી જે રહ્યું,
ઠરી ચળકતું દીસે ટપકવા અધીરૂં બન્યું;
ઝીલીશ મમ પોપચે નયનની તૃષા છીપશે,
પ્રભા પ્રગટશે વળી જીવન માર્ગ દર્શાવશે.

સરખાવો

કોણ મારી કવિતાને ભવિષ્યમાં માનશે રે,
જો હું તેમાં તારી બધી ખુબી રહું ગાઈ?
લખું લખું તોય ન લખાય અર્ધ વાત, પણ
લોક કહેશે એતો બધી કવિની ભાટાઈ!

તફાવત ચોખ્ખો છે. પૃથ્વીમાં જે સંયમ, વહન, અટક, ગાઢત્વ, ભાવઉછાળ, અર્થસ્ફોટઃ સૌ અમૂર્ત કવિતામૂર્તિનો સાક્ષાત્કાર કરાવે છે; જ્યારે મુક્તધારામાં

પ્રયત્નથી સંગીત વગર બીજું શું સધાયું છે? હું તો માનું છું કે સાચા કવિમાં પ્રયત્નતત્વ બનતાં સુધી અવશ્ય જળવાય છે જ; પણ ગુજરાતીના ખાસ ઉચ્ચારને લીધે પણ 'યમલ'ના પૃથ્વીમાં અગુજરાતીપણાનું અશભાર ભાન મને થયું નહોતું–અને થતું પણ નથી.

છંદને મુક્તધાર તો કવિ નાનાલાલે 'ઉષા'ના સુખકાવ્યમાં એક સાદી સરળ યુક્તિથી કરી મુક્યો છે. વૈતાલીયના બે ચરણ વચ્ચે એક જ ગુરૂ ઉમેરીને એવો સળંગ છંદ સાધ્યો છે એ સુધારો કેટલો સુંદર છે તે જુઓ.

કરવી–સુણવી ગમે ન કોને,
 રસની કે રસિકાની વાતડી?
'પ્રિય' 'પ્રિય' રટશે ન શું પપૈયો,
 ઉરવ્યોમે ઘનની ઘટા ચ્હડયે?

પહેલા અને ત્રીજા ચરણમાં સ, સ, જ, ગ ના માપને બદલે સ, સ, જ, ગ, ગ બનાવ્યું અને બંને ચરણ એકરૂપે એકરસે બંધાઈ ગયાં! પણ આ કોણ સમજશે?

પણ મુક્તધારા છંદ સફળ તો ત્યારે કહેવાશે કે જ્યારે એનો વિશાળ પ્રયોગ વધશે અને એથી વધુ સાચી સિદ્ધિ મળશે. માત્ર શ્રી. ખબરદારની ત્રણ હજાર લીટીઓ તો શું પણ છ હજારથી પણ એ સફળ છંદ કદાચ નહિ કહેવાય!

બાકી 'મારી મનોહ'ની જુની પુરાણી પાર સીશાહી ગુજરાતી પદ્યમાં પાછી દાખલ કરવી હોય તો; કે અંગ્રેજી પ્રયત્નપદ્ધત્તિની કલમ આબેહૂબ ગુજરાતી કવિતામાં બોઇ દેવી હોય તો શ્રી. ખબરદારનો મન-સુબો હું કળી શકતો નથી.

મુક્તધારા છંદ એક રીતે જ સફળ થાય અને તે તેના પ્રયત્નબંધમાં વધુ સંગીતતત્ત્વ ઉમેરીને સુખસુલભ કરવાથી; એટલે કે વધુ ભાવનિવેશનો આત્મા બંગાલી કે ચારણી સાહિત્યની જેમ રેડી આપણબંધન ઢીલું કરવાથી અને કંઈક અંશે ચોક્કસ માત્રામેળ કે પ્રાસાનુપ્રાસની અડઝમક વધારવાથી.

હું ઈચ્છું છું કે શ્રી. ખબરદારનો ખુલાસો હું વધુ નમ્રતાપૂર્વક ખમી લઈશ અને મારી ગેરસમજ કે ભૂલ હશે તેની ક્ષમા માગીશ. બાકી કવિતાનો આદર્શ અને કવિતાની સાચી કદર સ્પષ્ટ કરવા ખાતર મારે આ વસમું લખવું પડયું છે.

દેશળજી પરમાર.



# બ્રિટિશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.

લેખકઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## પ્રકરણ ૬ ઠું.

### * હિંદી સુતરાઉ કાપડનો વ્યાપાર.

(ઈ૦ સ૦ ૧૭૦૦ની આસપાસ)

કાશાન મખ-મલનો ગાલીચો



અને ગુજરાત વણાટ કામના નમુના

"India, that country full of luxurious vegitation, rich in natural products of every kind, with inexh- austible mines of precious metals and stones, displays her character of overflowing abundance and the fantastic spirit of her inhabitants also in the productions of art."

"Gifts he prepares to deck the Prophet's tomb
The glowing labours of the Indian loom."

(*Camoeons Lupiad, VII*)

૧

જે સમયે બ્રિટીશ વ્યાપાર પૂર્વ સાથે ઇ૦ સ૦ ની સત્તરમી સદીની શરૂઆતમાં સ્થપાયો તે વખતે હિંદુસ્થાન આખી દુનિયામાં સુતરાઉ કાપડનું મુખ્ય-મધ્ય કેન્દ્ર હતું. તેની એક ચક્રવે સત્તા હતી. સુતરાઉ કાપડનો હિંદુસ્થાનનો કાબુ ઈ૦ સ૦ પૂર્વે ઘણી સદીઓ પૂર્વેથી છેક ઓગણીસમી સદીની શરૂઆત સુધી લગભગ એકાધિકાર (મોનોપોલી)–એક હથ્થુ જેવો હતો. જ્યારે ઈંગ્લાંડમાં વ્યાપારી વિપ્લવ થયો ત્યારે હિંદુસ્થાન જે સેંકડો સદીઓથી દુનિયામાં અનુક્રમ

* આ પ્રકરણું કેટલાક સુધારા સાથે મી. પી. ટી. થોમસના લેખ "The Indian Cotton Industry (about A. D. 1700) જે મોડર્ન રીવ્યુમાં આવી ગયો છે તે પરથી લેવામાં આવ્યું છે.

અગ્રણીય સ્થાન ભોગવતું હતું તે તેણે ખોયું. તોપણ આ નિષ્ઠુર અયોગ્ય એક તરફી હરીફાઈ છતાં પણ હિંદી કારીગરો, વણકરો ઘણા લાંબા સમય સુધી પોતાની હયાતી જાળવી શકયા. છેક છેવટના વખતમાં પણ ઈંગ્લાંડમાં હિંદી મલમલનો સારો ભાવ આવતો હતો.

ઘણી સદીઓ થયા તો શું, પણ ઘણા હજારો વર્ષો થયા હિંદુસ્થાન સુતરાઉ કાપડના ઉદ્યોગનું મુખ્ય કેન્દ્ર રહ્યું હતું. તે પોતાના કરોડો માણસોને કાપડ પુરૂં પાડયા ઉપરાંત બહારના—હિંદ બહારના વિદેશી અસંખ્ય ગ્રાહકોને કાપડ પુરૂં પાડતું હતુ. છતાં પણ તેનું સર્વોત્તમ કાપડ સાદા સરલ લોકો ખાતાના ઝુંપડાઓમાં થોડા અપૂર્ણ ઓજારોની સહાયતાથી બનાવતા હતા. હાલના કારખાનાઓના વિશાળ સંચાઓ સાથે સરખાવતાં હિંદી વણકરોની પદ્ધતિ—રીતો ન માની શકાય એવી સાદી હતી; તો પણ આ ન્હાની શાળોમાંથી જે માલ નીકળતો "તે માણસોના હાથની કૃતિ કરતાં જંતુઓ કે કોઈ દેવી—અપ્સરાઓના હાથનું કામ માની શકાય." (હીસ્ટરી ઓફ કોટન મેન્યુફેકચર—બેન્સ) અને હજુ પણ તેની કિમત્ત હાલના મેન્ચેસ્ટરના કારખાનાઓના અત્યુત્તમ માલો કરતાં ઘણી વધારે લેખાય છે. હિંદી કારીગરોનાં આ સ્વરૂપે ખાસ બેન્સને મુગ્ધ બનાવ્યો છે. તે લખે છે કે:—

"ઉદ્યોગનાં અંગ—જ્યાં કાચો માલ કાંઈ પણ સંભાળ વગર, અસ્તવ્યસ્ત પડયો હોય. જ્યાં સંચાઓ આવા અણઘડ—અપૂર્ણ બેડગા હોય, અને જ્યાં મજુરીની વ્હેંચણી—પૃથકરણનું નામ સરખુંએ ન હોય, ત્યાં પરિણામ—કોઈપણ પ્રજાના તેમાં પણ યાંત્રિક કળાઓમાં અતિ નિપુણ પ્રજાના માલો પણ જેની સ્પર્ધા ન કરી શકે તેવા—અતિ નાજુક, અતિ સુંદર, અતિ મૃદુ માલો નીકળી શકે તે અતિ આશ્ચર્યજનક છે."

હિંદી સુતરાઉ કાપડનો ઇતિહાસ અતિ મહત્વનો છે, પણ અફસોસની વાત એ છે કે તે પૂર્ણ મળી શકતો નથી. બ્રિટીશ હિંદુસ્થાનની પૂર્વેના હિંદુસ્થાનના અર્થ શાસ્ત્રના ઇતિહાસ તરફ પૂર્ણ લક્ષ્ય અપાયું નથી. જુદા જુદા ગ્રંથોમાં તેમજ મુસાફરોના વર્ણનોમાં અહીં તહીં છૂટો છવાયો ઇતિહાસ મળી આવે છે, પણ તે સંપૂર્ણ ગણાય નહિ; તો પણ ઘણો ઉપયોગી છે. તેમાંના મ્હોટા ભાગનો આ લેખમાં ઉપયોગ કર્યો છે.

**પ્રાચીનતા તથા કિર્તિ ખ્યાતિ**

હિંદી સુતરાઉ કાપડના ઉદ્યોગનું ચોકકસ પ્રાચીનત્વ કેટલું તે કલ્પવું મુશ્કેલ છે. જે પ્રમાણો મળી શકયા છે તે ઉપરથી જેટલી પ્રાચીન હિંદી સંસ્કૃતિ છે તેટલું જ તે પ્રાચીન છે એમ દેખાય છે. પ્રો૦ વીલ્સન ઋગ્વેદના તરજુમામાં કહે છે કે "ઘણ હજાર વર્ષો પૂર્વે હિંદુઓ વસ્ત્રાદ કામમાં કુશળ કારીગરો હતા, તેમજ ઇતર પ્રજાઓ પણ વસ્ત્રો તથા બીજા માપનોની જરૂરીયાતથી—પ્રવીણ હતી; પણ હિંદુઓ અગ્રગણ્ય હતા. તેમના માલો



ચરખાપર કપાસ લોઢે છે—બંગાલ



રૂ પીંજે છે

અગ્રણીય સ્થાન ભોગવતું હતું તે તેણે ખોયું. તોપણ આ નિષ્ઠુર અયોગ્ય એક તરફી હરીફાઈ છતાં પણ હિંદી કારીગરો, વણકરો ઘણા લાંબા સમય સુધી પોતાની હયાતી જાળવી શકયા. છેક છેવટના વખતમાં પણ ઈંગ્લાંડમાં હિંદી મલમલનો સારો ભાવ આવતો હતો.

ઘણી સદીઓ થયા તો શું, પણ ઘણા હજારો વર્ષો થયા હિંદુસ્થાન સુતરાઉ કાપડના ઉદ્યોગનું મુખ્ય કેન્દ્ર રહ્યું હતું. તે પોતાના કરોડો માણસોને કાપડ પુરૂં પાડયા ઉપરાંત બહારના—હિંદ બહારના વિદેશી અસંખ્ય ગ્રાહકોને કાપડ પુરૂં પાડતું હતું. છતાં પણ તેનું સર્વોત્તમ કાપડ સાદા સરલ લોકો પોતાના ઝુંપડાઓમાં થોડા અપૂર્ણ ઓજારોની સહાયતાથી બનાવતા હતા. હાલના કારખાનાઓના વિશાળ સંચાઓ સાથે સરખાવતાં હિંદી વણકરોની પદ્ધતિ—રીતો ન માની શકાય એવી સાદી હતી; તો પણ આ ન્હાની શાળોમાંથી જે માલ નીકળતો "તે માણસોના હાથની કૃતિ કરતાં જંતુઓ કે કોઈ દેવી—અપ્સરાઓના હાથનું કામ માની શકાય." (હીસ્ટરી ઓફ કોટન મેન્યુફેકચર—બેન્સ) અને હજુ પણ તેની કિંમત હાલના મેન્ચેસ્ટરના કારખાનાઓના અત્યુત્તમ માલો કરતાં ઘણી વધારે લેખાય છે. હિંદી કારીગરોનાં આ સ્વરૂપે ખાસ બેન્સને મુગ્ધ બનાવ્યો છે. તે લખે છે કે:—

"ઉદ્યોગનાં અંગ–જ્યાં કાચો માલ કાંઈ પણ સંભાળ વગર, અસ્તવ્યસ્ત પડયો હોય, જ્યાં સંચાઓ આવા અણઘડ–અપૂર્ણ બેઢંગા હોય, અને જ્યાં મજુરીની વ્હેંચણી–પૃથકરણનું નામ સરખુંએ ન હોય, ત્યાં પરિણામ–કોઈપણ પ્રજાના તેમાં પણ યાંત્રિક કળાઓમાં અતિ નિપુણ પ્રજાના માલો પણ જેની સ્પર્ધા ન કરી શકે તેવા–અતિ નાજુક, અતિ સુંદર, અતિ મૃદુ માલો નીકળી શકે તે અતિ આશ્ચર્યજનક છે."

હિંદી સુતરાઉ કાપડનો ઇતિહાસ અતિ મહત્વનો છે, પણ અફસોસની વાત એ છે કે તે પૂર્ણ મળી શકતો નથી. બ્રિટીશ હિંદુસ્થાનની પૂર્વેના હિંદુસ્થાનના અર્થ શાસ્ત્રના ઇતિહાસ તરફ પણ લક્ષ્ય અપાયું નથી. જુદા જુદા ગ્રંથોમાં તેમજ મુસાફરોના વર્ણનોમાં અહીં તહીં છૂટો છવાયો ઇતિહાસ મળી આવે છે, પણ તે સંપૂર્ણ ગણાય નહિ; તો પણ ઘણો ઉપયોગી છે. તેમાંના મ્હોટા ભાગનો આ લેખમાં ઉપયોગ કર્યો છે.

પ્રાચીનતા તથા ક્રિયાની ખ્યાતિ

હિંદી સુતરાઉ કાપડના ઉદ્યોગનું ચોક્કસ પ્રાચીનત્વ કેટલું તે કલ્પવું મુશ્કેલ છે. જે પ્રમાણો મળી શકયા છે તે ઉપરથી જેટલી પ્રાચીન હિંદી સંસ્કૃતિ છે તેટલું જ તે પ્રાચીન છે એમ દેખાય છે. પ્રો૦ વીલસન ઋગ્વેદના તરજુમામાં કહે છે કે "સત્તર હજાર વર્ષો પૂર્વે હિંદુઓ વણાટ કામમાં કુશળ કારીગરો હતા, તેમજ ઇતર પ્રજાઓ પણ વસ્ત્રો તથા બીજા સાધનોની જરૂરીયાતથી—અજ્ઞાત હતી; પણ હિંદુઓ આગળપડતા હતા. તેમના ગાદી

જગજાહેર હતા--અને પ્રાચીન સંસ્કૃત પ્રજાઓ તે વાપરતી." ચાલડીયા અને ઇજીપ્ટની આથી પુરાણી બાદશાહતોમાં હિંદી કાપડ વપરાતો. જુના ટેસ્ટામેન્ટમાં હિંદી કાપડ તેના સંસ્કૃત નામ 'કાર્પાસ' ને નામે આપેલું છે. હીરૅડોટસ ઇ૦ સ૦ પૂર્વે પાંચમી સદીમાં અને મહાન એલેકઝાન્ડરનો દરિયાઇ સેનાધિપતિ નીયેરકસ (Nearchus) હિંદી વસ્ત્રો માટે ઉલ્લેખ કરે છે કે--'ઝાડો પર ઉગતા ઉનના બનાવેલા છે." બારીક હલકા વજનના હિંદી કાપડ (ઘણું કરી--મલમલો) નો ગ્રીસ અને રોમના જુનામાં જુના લેખોમાં વર્ણન આવે છે. ખ્રીસ્તસનની સરૂઆતમાં હિંદી માલોની થતી ઘણી માંગણી એ હિંદી વ્યાપારના ઇતિહાસમાં ખાસ ધ્યાનમાં રાખવા લાયક સદી છે, અને એની શાક્ષિ દક્ષિણ હિંદમાં મળી આવતા અસંખ્ય રોમન શીકકાઓના જ જથ્થાઓ. તેમજ પ્લીની ટૉલેમી, સ્ટ્રેબો, તથા તે સમયના બીજા લેખકો પૂરે છે. તે વખતના સુપ્રસિદ્ધ વ્યાપારી નિબંધ ગ્રંથ પેરીપ્લસ મેરીસ એરીથ્રેઆઇ (Periphes Maris Erythraei) તે વખતના વ્યાપારી સફરમાં હિંદી સુતરાઉ કાપડ કેટલો અગત્યનો ભાગ ભજવતો હતો તેની વિધ વિધ વીગતો આપે છે. આ સમયથી ઘણી ખરી સંસ્કૃત પ્રજાઓમાં હિંદી સુતરાઉ માલની ઘણી માંગ હતી અને તે ઘણા બહોળા પ્રમાણમાં ઉપડતો..ખપતો--હતો.

પ્રાચીન અને આધુનિક યુરોપીયન કે એસિયાટીક લેખકો હિંદી કાપડના કુમાસ, જાતો માટે લખે છે ત્યારે છટાદાર ભાષામાં પ્રશંસા--વખાણ. છિંટો- કરે છે. આ કાપડના સૌંદર્ય, પારદર્શકતા, નિર્મળતા, સ્વચ્છતા, મૃદુતા, **મલમલો** અલ્પ વજન માટે એ દરેક દેશના શોખીન લોકોને હમેશા અતિ પ્રિય અતિ ગ્રાહય બનતું હતું. અતિ સુંદર મનોહર, આલેખન, તરાહો અને છાપેલી છિંટોની અતિ ચિત્તાકર્ષક મોહક મનોહર સુંદર વિધ વિધ તરાહો દરેક જમાનાના શોખીન જાણકાર ગ્રહાકોને આકર્શતાં. દાખલા તરીકે ઈંગ્લાંડમાં હિંદી રંગીન છિંટ-કેલીકો દાખલ થઇ કે તરત જ સર્વ જાતના લોકોમાં ફેશન તરીકે પથરાઇ ગઇ. (જુઓ આ લેખમાળાનો ઉપોદ્‌ઘાત) તેમજ ફ્રાન્સમાં અઢારમાં સૈકામાં જ્યારે હિંદી કાપડ છિંટો પ્રથમ વખત દાખલ થયાં ત્યારે તેની તરાહો અને રંગો ઉપર લોકો ગાંડા બની ગયા--તે એટલે સુધી કે મધ્ય સ્થિતિના સ્ત્રી પુરૂષો લગભગ બધા હિંદીઓ જેમ પોષાક સજવા લાગ્યા આથી ફ્રાન્સના કાપડના ઉદ્યોગને જબરજસ્ત ફટકો પડયો અને મ્હોટો ગભરાટ ફેલાયો. અંતે ફ્રાન્સની સરકારે હિંદી રંગીન કાપડ આયાત કરવાની બંધીનો ફરમાન કાઢયો. પ્રસિદ્ધ મુસાફર ટેવેનીયર આ કાપડ વિશે વર્ણવે છે કે:—

"કેટલીક કલીકટો (છિંટો--કેલીકો) એટલી નાજુક બનાવવામાં આવે છે કે આપણા હાથમાં રાખી છે કે નહિ તે પણ સમજવું મુશ્કેલ પડે છે. અને આ સુતરનો ધાગો જ્યારે વણાય છે ત્યારે જવલ્લેજ દેખાઈ શકે છે." "જ્યારે એક માણસ એ પહેરે છે ત્યારે તેનું શરીર--ચામડી એ તદન નાગો હોય તેવું સ્પષ્ટ દેખાય છે."

આ નાજુક કાપડની ગમ્મતભરી વાતો છે—

"બાદશાહ ઔરંગઝેબ (એક વાતમાં છે) એક વખત પોતાની શાહજાદીને પહેરેલા વસ્ત્રોમાંથી પોતાનું બદન ખુલ્લું દેખાતું જોઇ ગુસ્સે થયો; તે પરથી યુવાન શાહજાદીએ પોતાનો બચાવ કર્યો કે "એક નહિ પણ સાત જામાઓ પહેર્યાં છે."

મી૦ વૉર્ડ કહે છે તેમ આ પણ ખરૂં છે કે આ મલમલ જ્યારે ઘાસ પર પાથરવામાં આવે છે અને તે પર દવ પડે છે ત્યારે તે દેખાઇ શકતી નથી, અને ઘણી વખત ઢોરો તેને-જે ઘાસ પર તે પાથરેલી હોય છે તે ઘાસ ચરતાં-તેને પણ અજાણ પણે ખાઇ જાય છે.

આ મલમલોના સારા તાકાઓની નાજુકાઇ ઉત્તમતા પારખવાનાં વિવિધ યુક્તિવાન સાધનો રીતો છે જે ખાસ નોંધ લેવા જેવાં છે. એક પદ્ધતિ એ છે કે એક મલમલના લાંબા તાકાને-ઘણી વખત વીસવાર લાંબા તાકાને-એક વિંટીમાંથી પસાર કરવો. આ કસોટી છેક નવમી સદીના મુસાફરોએ પણ જોઇ છે. (એન્શીન્ટ એકાઉન્ટસ ઑફ ઈન્ડીયા એન્ડ ચાઇના બાઈ મહોમેદન ટ્રેવલર્સ ઇન ધી નાઇન્થ સેન્ચરી, ૧૭૩૩-રેનોરોટ) તેની નાજુકાઇ તપાસવાની બીજી કસોટી એ છે કે તે તાકાના કદ તથા તેમાં ધાગાઓની સંખ્યાના પ્રમાણમાં તેનું વજન જોવું તે અત્યુત્તમ મલમલ પંદર વાર લાંબી અને એક વાર પહોળી માત્ર ૯૦૦) ગ્રેન (રતી) ૧/૧૦ રતલ વજનની થઈ હતી—પણ એ જાતની મલમલો જ્યારે ઢાકાનો ઉદ્યોગ શીખરે હતો ત્યારે બનતી હતી. સતરમી સદીમાં એક પરશીયન એલચીએ હિંદમાંથી પાછા ફરતા પોતાના બાદશાહને એક રત્નજડીત નાળીયેર ભેટ કર્યું. આ નાળીયેરમાં ત્રીસ વાર લાંબી મલમલની પાઘડી હતી.

ઢાકામાં બનાવેલી મલમલોના કેટલાક રસિક-કાવ્યમય નામો જ તેની કથા કહે છે. જેવાં કે-(૧)સબનમ-સંધ્યાનો દવ-એ અતિ પાતલી સૂક્ષ્મ પારદર્શક મલમલનું નામ છે જે રેતીપર પથરાતાં દવમાં કવચિત જ દેખાઈ શકે છે. (૨) અબરવાન-વ્હેતું પાણી-કારણ એ પાણીમાં અંતરિત (દેખાતી નથી) છે. (૩) અબઆલી-અતિ નાજુક. (૪) તન્જેબ-શરિરનું રત્ન-(૫) ખાસા. વગેરે આવા મધુરા કાવ્ય મય નામોના ઉત્તમ દાખલાઓ છે. (ટેલર-કોટન મેન્યુ ફેકચર્સ ઑફ ઢાકા.)



શાલ પર તાણો ગોઠવે છે.



વણકર સુતર ધુવે છે.



વણકર શાલ પર મલમલ વણે છે.

# માસિક મનન.

"Lead, Kindly Light!" — "દોરો, સુકોમલ પ્રજ્ઞા!"

## ૧ ચૂંટણી

પ્રાંતિક અને વરિષ્ઠ ધારાસભાઓ માટે પ્રતિનિધિઓ ચૂંટવાની ધમાલ ત્રીજી વાર આરંભાઇ છે. પ્હેલી ચૂંટણી વખતે, ૧૯૨૦ માં, મતદારોમાં બે પક્ષ હતા. મત નહીં જ આપિયે, સંપૂર્ણ અસહકાર કરીશું, એ ગાંધીજીના અનુયાયીઓનો પક્ષ હતો. મત તો આપવા, એ બીજો પક્ષ હતો, જેમણે નોંધાવેલા મતો ઉપરથી બે પક્ષના પ્રતિનિધિઓ ચૂંટાયા હતા: ઉદારપક્ષીઓ (liberals) અને સ્વતંત્રપક્ષીઓ (indepe[illegible]ts). બીજી ચૂંટણી વખતે, ૧૯૨૩ માં, સંપૂર્ણ અસહકારી મતદારોમાં [illegible] સદ્ગત ચિત્તરંજન દાસના અનુયાયીઓએ નિશ્ચય કર્યો કે મત તો નોંધ[illegible] એવા પ્રતિનિધિઓને પસંદ કરવા કે તેઓ પાર્લમેંટે ઘડી આપેલાં [illegible]સભાઓમાં પ્રવેશી ધારાસભાઓના બંધારણી હક્કોને જ પોતાનાં [illegible]ીને તોડી પાડવા મથે. આ પક્ષે પોતે સ્વરાજ્યપક્ષ * નામ ધારણ કર્યું, [illegible]ી ચૂંટણીને પરિણામે બનેલી ધારાસભાઓમાં ઉદારપક્ષીઓ અને સ્વતંત્ર[illegible]ઓ ઉપરાંત સ્વરાજ્યપક્ષીઓ—અને તેમની સામે જ પડવાની નીતિને વળગનારા સરકારપક્ષીઓ કે બંધારણપક્ષીઓ (constitutionalists) એમ બેના ચાર પક્ષ થયા. (સરકારનિયુક્ત સભાસદોમાંથી કેટલાક અને ઇંગ્રેજોના પ્રતિનિધિઓ વગેરે બનતાં સુધી સરકાર તર્ફે જ મત આપવાની નીતિ સ્વીકારનારા શુદ્ધ સરકારપક્ષીઓ પ્હેલી ધારાસભાઓમાં પણ હતા, પરંતુ થોડા.) કૉન્ગ્રેસવાદીઓમાંથી જે સંખ્યા ચિત્તરંજન દાસ, મોતીલાલ નેહરુ, વિઠ્ઠલભાઈ પટેલ આદિ નેતાઓની કુટિલ નીતિને ન સ્વીકારી નાફેરવાદી રહ્યા, તે મતદારોમાંથી પણ ઘણા, શહેરસમિતિઓ આદિ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને પોતાની બનાવી લઇ એ સંસ્થાઓના બંધારણી હક્કોનો લાભ લઇને તેમને સરકારના દાબમાંથી સંપૂર્ણ મુક્તિ મેળવી આપી પ્રજાની સેવા અને ઉન્નતિ મનમાનતી રીતે સાધવી, એવા મત તરફ વળ્યા. ગાંધીજી, મહમ્મદઅલી આદિએ પણ આવી સ્વરાજ્યપક્ષી સમિતિઓનાં માનપત્રો વગેરે સ્વીકારીને આવાં વલણને ટેકો આપ્યો.

---

* સરકારનો "બેઠો" (non-violent) વિરોધ કરીને સ્વરાજ્ય પ્રાપ્તિ સાધવા મથનારો પક્ષ તે સ્વરાજ્યપક્ષ. પક્ષના તંત્ર રૂપ બંધનથી સ્વતંત્ર તે સ્વતંત્રપક્ષ.




તંત્રીઃ—પુરુષોત્તમ વિશ્રામ માવજી

# નવા વર્ષનો પહેલો અંક.

આછું દિગ્દર્શન

૧. સ્વ. રા. મણિશંકર રત્નજી ભટ્ટનું અપ્રસિદ્ધ નાટક.

" સલીમશાહ "

૨. તૃષા (કાવ્ય) રા. કૃષ્ણદેવ હરજીવન ભટ્ટ.

૩. પ્રેમાનંદ-એક નવલિકાના લેખક તરીકે-રા. વિશ્વનાથ ભટ્ટ.

૪. કાલેલકરના લેખો-રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

૫. બંગાળના બાઉલ કવિઓ-રા. નગીનદાસ પારેખ.

૬. પ્રકૃતિ કવિ તરીકે કવિ ન્હાનાલાલ અને રા. નરસિંહરાવ

—એક તુલના-રા. " સ્નેહરશ્મિ "

અને

રૂ. ૧૦૦) ની ઉપહાર યોજના વાળી

## સર્વોત્કૃષ્ટ નવલિકાઓ.

ગુજરાતના સર્વોત્તમ લેખકોની આ રસમય વાર્તાઓ વાંચ્યા સિવાય કેમ ચાલશે?








Printed & Published by WAMAN RAMSHANKER MASTER
at Lakshmi Art, Printing Works, 97 B, Sankli St, Byculla, Bombay, 8
All Blocks are made at our Studio.




સંચાલકે:—શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી અને રા. 'ચંદ્રકાન્ત.'

## અનુક્રમણિકા.

## પ્રકીર્ણ લેખો



---

## ચિત્રો ત્રીરંગી



## દ્વીરંગી અને એકરંગી.

## प्रार्थना-मंत्र

ओ३म् विश्वानिदेव सवितर्दुरितानि परासुव ॥
यद्भद्रं तन्न आसुव ॥ यजु० अ० ३०. मं० ३ ॥

હે સચ્ચિદાનંદ અનન્ત સ્વરૂપ, હે પરમ કારુણિક, હે અનન્તવિદ્ય, હે વિદ્યાવિજ્ઞાનપ્રદ, અનન્ત સામર્થ્ય યુક્ત, પરમ કૃપાળુ (देव) પરમેશ્વર! આપ સૂર્યાદિ સર્વ જગત-ને પ્રગટ કરી આપનો અને સર્વ જગતનો વેદદ્વારા પ્રકાશ કરો છો. (सविता) હે સકળ જગોત્પાદક સર્વ શક્તિમાન પરમેશ્વર (नः) અમારાં (विश्वानि) જે સર્વ (दुरितानि) દુઃખો છે તેને અને સર્વ દુષ્ટ ગુણોને કૃપા કરી (परासुव) દૂર કરો, અને (यद्भद्रं) જે સર્વ દુઃખ રહિત સુખ છે, અથવા જે સર્વ સુખોથી પરિપૂર્ણ એવો ભોગ છે (तन्न आसुव) તે સર્વ કાળે અમને પ્રાપ્ત પામો.





# સુવર્ણમાલા

## દીપાવલી

### નૂતન વર્ષે વેદનો સંદેશ.



"માતૃભાષા, સમાજ–સંસ્કાર, અને માતૃભૂમિ આ ત્રણ આશિર્વાદના મૂળ છે. તેમને તમારા હૃદયમાં સ્થાપો."

"પ્રજાએ હમેશાં ધ્યાનમાં રાખવું કે તેમના દેશનો વહિવટ એક મનુષ્યના હાથમાં ન હોવો જોઇએ, પણ સભા દ્વારા ચાલવો જોઇએ."
(યજુર્વેદ ૧૬. ૨૪.)

"જ્યારે લોકો પ્રમાણિક, ન્યાયી અને સત્યવક્તા રહે છે ત્યારેજ માત્ર તેઓ રાજકીય મહત્તા પ્રાપ્ત કરે છે; પણ જ્યારે તેઓ પાપી અને અન્યાયી પતીત થાય છે ત્યારે તેઓનો સર્વતર નાશ થાય છે."



"શાંતિથી વર્તો અને ઐકયથી સહાકાર સાધો."

"વાદવિવાદ પ્રેમ અને સહાનુભવમળતાનીલાગણી સાથે કરો."

"આપણા વિચારો સદા એક સરખા શુદ્ધ રાખી આપણી બુદ્ધિ સર્વેના કલ્યાણ માટે વાપરો."

( ઋગ્વેદ.)








# શરિરસંપત્તિ, વિદ્યા, આત્મબળ.

લેખકઃ—સાધુ વસવાણી.

---

સ્વામિશ્રી દયાનંદ સરસ્વતિનો હિંદના યુવકોને આ સંદેશ છે.—

પ્રાચીનતમ વેદીક મંત્ર ઉપદેશે છે કેઃ—"માતૃભાષા, સમાજ–સંસ્કાર, અને માતૃભૂમિ આ ત્રણ આશિર્વાદના મૂળ છે. તેમને તમારા હૃદયમાં સ્થાપો."

યજુર્વેદ ૧૬, ૨૪ માં કહે છે "પ્રજાએ હંમેશાં ધ્યાનમાં રાખવું કે તેમના દેશનો વહિવટ એક મનુષ્યના હાથમાં ન હોવો જોઇએ, પણ સભાદ્વારા

ચાલવો જોઇએ." "રાજા એ પ્રજાનો ખરો પાલક-પિતા હોવો જોઇએ." વધુમાં પરરાજ્ય વિષે કહેતાં તેઓ કહે છે કે—"તમે ગમે તે કહો પણ સ્વરાજ્ય એ સૌથી ઉત્તમ છે. પરરાજ્ય એ જોઇએ તો ધર્માંધતાથી દૂર હોય, ન્યાયી હોય, નિષ્પક્ષપાતી હોય, દયાવાન હોય, છતાં તે પ્રજાને કયારે પણ સુખી કરી શકતો નથી."

ભારતના પતન વિષે મુખ્ય કારણો દયાનંદ સ્વામિશ્રી આ બતાવે છેઃ— "જ્યારે ભાઈઓ પોતપોતામાં લડે છે ત્યારે બહારના કજીયો પતાવવાને બહાને અંદર ઘુસે છે. ગૃહકલહથી કૌરવ પાંડવો અને યાદવોનો નાશ થયો; અને એ રોગ આજે પણ આપણને તાવી રહ્યો છે."

આપણી અધોગતિના મૂળ કારણોમાં સ્વામિજી આ મુખ્ય જણાવે છે— "અંદર અંદરના કજીયા, બાળલગ્ન, લગ્નો જેમાં બેઉ પક્ષનો પોતાના જીવનના ભાગીદારની પસંદગી કરવામાં અવાજ ન હોય, વિષયવાસનાની તૃપ્તિ, અસત્ય,પાપી દુષ્ટ ટેવો કુટેવો. વેદ પ્રત્યે બેદરકારી, અને બીજા દુરાચરણો વગેરે."



દયાનંદ સરસ્વતિ

ઋગ્વેદના મંત્ર પર ટીકા લખતાં સ્વામિશ્રી લખે છે કેઃ—"જ્યારે લોકો પ્રમાણિક, ન્યાયી અને સત્ય વકતા રહે છે ત્યારે જ માત્ર તેઓ રાજકીય મહત્તા-મહાનતા પ્રાપ્ત કરે છે; પણ જ્યારે તેઓ પાપી અને અન્યાયી પતીત થાય છે ત્યારે તેઓનો સદંતર નાશ થાય છે."

ઋગ્વેદ આપણને શિખવે છે કે—"શાંતિથી વર્તો અને ઐકયથી સહકાર સાધો." "વાદવિવાદ પ્રેમ અને સહાનુભવ-મમતાની લાગણી સાથે કરો." "આપણા વિચારો સદા એકસરખા શુદ્ધ રાખી આપણી બુદ્ધિ સર્વેના કલ્યાણ માટે વાપરો." અરસપરસ સહાય અને અરસપરસના ઉત્કર્ષ, કુશળતાના સિદ્ધાંતો વેદના ઘણા મંત્રોમાં જાહેર કરેલા છે. અને હિંદનો ઇતિહાસ દેખાડે છે કે અંતઃકલહ અને કુસંપથી સર્વત્ર ભયંકર નાશ ઝપાટાબંધ પ્રસર્યો અને હજુ પ્રસરી રહ્યો છે.

આ કુસંપની પાછળ મને તો એમ લાગે છે કે શકિતની ઉણપ, નામરદાઈ-છે. સામર્થ્ય-બળમાંથી એકસંપી-ઐકયતા આવશે-સ્વતંત્રતા આવશે. આ શકિતનો સંદેશ છે. અને હિંદના યુવકોને આજે શકિતની જરુર છે. દયાનંદે પોતાના જીવનમાં એ દાખવ્યું અને શકિતના સંદેશમાં પોતાની દૃઢ માન્યતાનું શિક્ષણ આપ્યું. ચોતરફથી શકિતની આવશકયતા છે. શરીરની, મગજની, અને આત્માની શકિતની જરૂર છે. દયાનંદ સ્વામિ વેદભાષ્યમાં લખે છે કે—"ઇશ્વરના

સેવકોએ આ જાણવું જોઇએ કે તેઓ પોતાનાં આત્મબળ અને શારીરિક શકિત ખીલવવાં જોઇએ. બેઉ શરીર અને આત્મા બળમાં સામર્થ્યવાન થવા જોઇએ-ખીલવા જોઇએ." સત્યાર્થ પ્રકાશમાં કહે છે કે—"કારણ, જો માત્ર માનસિક શકિત અને જ્ઞાન ખીલે પણ શારીરિક-બળ ખીલે નહિ તો એક મહાન શારીરિક-બળવાળો મનુષ્ય સેંકડો વિદ્વાનોને હરાવી શકે. માટે બેઉ માનસિક અને શારીરિક બળ ખીલવવા જોઇએ. હું પણ એમ જ ધારૂં છું કે શરીરનો બાંધો એ ચારિત્ર્ય બંધારણ અને પ્રજા બંધારણ છે. જે યુવાનો સ્વદેશની સેવા કરવા ઉત્સુક હોય તેને હું કહું છું કે પ્રથમ-તમારા શરીર બળવાન કરો. ખરો ધર્મ એ નમ્ર આશયોમાં નથી, પણ બળમાં-શકિતમાં સમાયલો છે."

મહાત્મા દયાનંદ સ્વામિનો સંદેશ માત્ર આર્યસમાજ એકલા માટે નથી, પણ આખી ભારતવર્ષની પ્રજા માટે છે. તે સંદેશ મનુષ્યત્વનો છે, બળનો છે, શકિતનો છે. વેદભાષ્યમાં એ લખે છે કે:—"મનુષ્યો ઇશ્વરની કૃપાથી અને ધર્મના આશયમાં, તેમના શરીર, જ્ઞાન અને આત્મબળ ખીલવે એ અતિ આવશ્યક છે." પુનઃ તે લખે છે કે:—"જ્યાં સુધી મનુષ્ય ઇશ્વરનો પ્રેમી ભકત અને બળવાન ન થાય, ત્યાં સુધી તે સાધ્ય કરી શકતો નથી-મોક્ષનો અધિકારી થઈ શકતો નથી." અને આ સંદેશ શકિતનો છે-યજ્ઞનો છે. સ્વામિ દયાનંદ કહે છે કે-"પશુનો યજ્ઞમાં ભોગ આપવો એ સાથે યજ્ઞનો સંબંધ નથી, પણ આપણામાં જે પશુત્વ છે તેનો ભોગ આપવો એ યજ્ઞ છે."

આપણાં ભોગ-તૃષ્ણાઓ જવાં જોઇએ. તે ભિન્નતા ઉત્પન્ન કરે છે. આપણે ગરિબો અને પતીતો સાથે સહકાર કરવા મથવું જોઇએ. આ યજ્ઞ માટે દયાનંદ હિંદના યુવકોને આમંત્રે છે. "સાદા સરળ અને બળવાન બનો; તમે જે યુવાન છો, જે દેશની સેવા કરવા ઉત્સુક છો તેઓ સાદા, સરળ અને બળવાન બનો. તમે ગામડાઓમાં જાઓ; ગરીબ ગામડીયાઓ જેઓ આશા અને ધર્મના શબ્દ માટે રાહ જોઈ રહ્યા છે તેની વચ્ચે જાઓ! તમારી સાથે શકિતનો સંદેશ લઇ જાઓ! અને આ દેશની ઘોર અંધકાર રાત્રિમાં આત્માની મશાલ તમારી સાથે લઈ જાઓ અને પ્રકાશ ફેલાવો."



# જીવનની બક્ષિસ

જીવન મારી કને આવ્યું અને મને એક ફુલ આપ્યું; અને તે મેં છાતી સરસું ચાંપ્યું.

જીવન મારી કને આવ્યું અને મને એક રત્ન આપ્યું મેં તેની ચાક બનાવી અને ચોટલામાં ગુંથી.

જીવન મારી કને આવ્યુ અને તૃષાથી હું અધમુઈ બની હતી, ત્યારે જલનો એક ઘુંટડો મને ધર્યો: અને હું ગટગટાવી ગઇ.

જીવન મારી કને આવ્યું અને પ્રકાશનું એક કિરણ મારા તરફ ફેંક્યું: અને તે ઝાલવા મેં પ્રયત્ન કર્યો નહિ. મેં કહ્યું "તપ્યે જા! હાથમાં પકડવા તું નિર્માયું નથી. તારૂં ધ્યેય તો આગળ અને આગળ ધપવાનું છે. તો તપ્યે જા! ઓ કિરણ"

(ઓલાઈવ શ્રનર).




લેખકઃ—લોકમાન્ય ટિળક

(૧)

આપણો હિંદુસ્થાન દેશ જ્ઞાનનો, વૈભવનો, યશનો અને પુર્ણ સ્વરાજ્યનો સુખ અનુભવતો હતો એવી જે વખતે ચોતરફ તેની ખ્યાતિ થઇ હતી, ત્યારે એક સર્વજ્ઞ, મહા પરાક્રમી, યશસ્વી અને પરમપૂજ્ય ક્ષાત્રિયે બીજા મહાન ધનુર્ધરને ક્ષાત્રધર્મના સ્વકાર્યમાં પ્રવૃત્ત કરવા માટે ગીતાનો ઉપદેશ કર્યો છે.

(૨)

પિંડબ્રહ્માંડ જ્ઞાન પૂર્વક આત્મવિદ્યાનાં ગૂઢ અને પવિત્ર તત્વો થોડામાં પણ અસંદિગ્ધ રીતે કહી તેને આધારે મનુષ્ય માત્રને પોતાની આધ્યાત્મિક પુર્ણાવસ્થાની એટલે પરમ પુરૂષાથની ઓળખ કરી આપનાર તથા તે સાથે જ ભકિતને જ્ઞાનથી અને છેવટ આ બેઉની પણ શાસ્ત્રતઃ પ્રાપ્ત થનારા વ્યવહાર સાથે સોપપાત્તક અને સુંદર જોડી મેળવી સંસારમાં ભ્રમિત થયલા મનને શાંત અને વિશેષતઃ નિષ્કામ કર્તવ્ય ચરણે પ્રવૃત્ત કરનાર ગીતા જેવો બીજો એકે ગ્રંથ સંસ્કૃતમાં તો શું પણ જગતના ઈતર વાઙ્મયમાં પણ મળવો દુર્મિળ છે.

( ૩ )




અધ્યાત્મદૃષ્ટિથી મનુષ્યની પરમ શ્રેષ્ઠ અવસ્થા કઇ તે કહી તે આધારે કર્માકર્મ રૂપ નીતિ ધર્મનું મૂળ તત્વ શું, તે ઠરાવવું એ ગીતાનો મુખ્ય વિષય છે.

( ૪ )

સર્વતોપરી નિર્ભય અને વ્યાપક હોઈ સમ એટલે વર્ણનો, જ્ઞાતિનો, દેશનો કિંવા સ્ત્રીનો કોઈ પણ ભેદ ન રાખતાં એકજ માપથી એકજ સદ્ગતિ દેનાર અને ઇતર ધર્મ બદલ યોગ્ય સહિષ્ણુતા દેખાડનાર જ્ઞાન–ભકિત કર્મયુકત ગીતા સનાતન વૈદિક ધર્મ વૃક્ષનું અત્યંત મધુર અમૃત ફળ છે.

( ૫ )

જ્ઞાન, ભકિત અને કર્મ એનો ઉત્તમ મેળ મેળવીને જ શ્રી કૃષ્ણે અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત કર્યો છે અને એજ ગીતા રહસ્ય છે.

( ૬ )

બ્રહ્મજ્ઞાન અને ભક્તિની જોડથી નિષ્કામ કમયોગ પ્રતિપાદન કરવો એજ ગીતાનો મુખ્ય વિષય છે.

( ૭ )

જ્ઞાનથી અને શ્રદ્ધાથી, તેમાં પણ વિશેષે કરી ભકિતના સુલભ રાજમાર્ગથી, બુદ્ધિ થાય એટલો શ્રમ કરી પ્રત્યેકને લોકસંગ્રહાર્થ સ્વધર્મ પ્રમાણે પોતપોતાના કર્મો નિષ્કામ બુદ્ધિથી આમરણાન્ત કરતા રહેવું એજ તેનું પરમ કર્તવ્ય છે, એમાં જ ઇહલૌકિક અને પારલૌકિક કલ્યાણ છે. મોક્ષ પ્રાપ્તિ માટે કર્મો છોડવાની કિંવા બીજા કોઇ પણ અનુષ્ઠાન કરવાની જરૂર નથી. આ સર્વ ગીતાશાસ્ત્રનો ફલિતાર્થ છે.

( ૮ )

યજ્ઞ યાગાદિક તો શું પણ ચાતુર્વર્ણ્યનાં સર્વ કમ પણ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી અને સામ્યબુદ્ધિથી આસકિત છોડી કરો, એટલે કર્મચક્ર કાયમ રાખીને પણ તમે મુકત છો. આ સર્વ ગીતોપદેશનો સાર છે.

(૯)

એકાદા કર્મનું ભયંકર પરિણામ નજર સામે દેખાતાં પણ શાણા પુરૂષોએ તે કાં કરવું જોઇએ એ કહેવા માટે જ ગીતાશાસ્ત્રની પ્રવૃત્તિ થઇ છે. ગીતાનું જે કાંઇ વૈશિષ્ટય છે તે પણ એજ છે.

(૧૦)

એક ગીતા ધર્મમાં સર્વ વૈદિક ધર્મનો સાર આવેલો છે. આ નિત્યધર્મ જાણી કેવળ કર્તવ્ય સમજી સર્વ ભૂતહિતાર્થ સેંકડો પ્રયત્નો ખટપટો કરનારા મહાત્માઓ અને કર્તા પુરૂષો જ્યારે આ ભારત ભૂમિને અલંકૃત કરતા હતા ત્યારે આ દેશ પરમેશ્વરની કૃપાને પાત્ર થઇ જ્ઞાન જ નહિ પણ ઐશ્વર્યને પણ શિખરે પહોંચ્યો હતો. અને આ ઉભયત્ર શ્રેયસ્કર પૂર્વતર ધર્મ છૂટયો ત્યારે તેને નિકૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થઇ.

(૧૧)

હિંદુધર્મ અને નીતિશાસ્ત્રનાં મૂળ તત્વ જેને જાણવાં હોય તેણે આ અપૂર્વ ગ્રંથનું પ્રથમ અધ્યયન કરવું. કારણ સાંખ્ય, ન્યાય, મિમાંસા, ઉપનિષદો, વેદાન્ત વગેરે ક્ષરાક્ષર સૃષ્ટિના અને ક્ષેત્રક્ષેત્રજ્ઞજ્ઞાનનો વિચાર કરનારા પ્રાચીન શાસ્ત્રો તત્કાળે શકય એટલા પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જ્ઞાનમૂલક ભકિત પ્રધાન અને કર્મયોગ પર એવું જે છેવટનું સ્વરૂપ આવ્યું, અને હાલમાં પ્રચલિત વૈદિક ધર્મનું જે મૂળ છે, તે જ ગીતામાં પ્રતિપાદન કરેલું હોવાથી સંક્ષેપમાં પણ નિઃસંદિગ્ધ રીતે સાંપ્રતના હિંદુધર્મના તત્વો સમજાવનાર ગીતા જેવો બીજો ગ્રંથ જ સંસ્કૃત વાઙ્મયમાં નથી.

" टिळक–सूक्ति संग्रह "





# રતિ

લેખક:—ચન્દ્રવદન ચીમનલાલ મહેતા.



સ્વર્ગમાં નંદનવનનો દેખાવ અદ્દભુત થઇ રહ્યો હતો. વસંતે સર્વત્ર પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. કળી કળીમાં એણે, ફુલ ફુલમાં એણે, નવો અવતાર ધારણ કર્યો હતો. તે સમયે તેણે એના સોળે શણગાર સજાવી દીધા હતા. વાતાવરણમાં સૌરભની રેલમછેલ હતી. ફુલ ફળ પર અનેક મધુગુંજી મધમાખો ઝઝુમી રહી હતી. તરૂતરૂએ અનેક વનપંખીઓએ પોતાનો માળો બાંધ્યો હતો.

દેવોના દેવ ઇન્દ્રે પુર વૈભવથી વસંતોત્સવ ઉજવવા નક્કી કર્યું હતું. સ્વર્ગમાં શોભી રહેલા ચૈત્રરથ, વૈભ્રાજીક, સર્વતોભદ્ર અને નંદન એ ચાર વનોમાંથી સૌથી સુંદર એવા નંદનવનમાં એ મહોત્સવ ઉજવવાનું નિર્મિત કર્યું હતું. અને ન્હાના મ્હોટા સર્વ દેવોને એ ઉત્સવમાં પધારવા નિમંત્રણ પાઠવવામાં આવ્યું હતું.

પ્રાતઃકાળથી જ નંદનવનમાં તો ધમાલ મચી રહી હતી. પુલ છોડથી ઉભરાયલા એ વનનાં અનેક દેવ દેવાંગનાઓ કુમાર કુમારીઓ બની ઠની પધારતા હતા. દેવકન્યાઓના અનેક ન્હાના મોટા ટોળામાં કોઈ ગજગતિએ, કોઇ હંસગતિએ, કોઈ હરિણીશી ચાલે, ચાલ ચાલતાં કંઇકના મન આકર્ષતા હતા. વ્હેલી પધારેલી દેવબાલિકાઓ સોના રૂપાના રત્નજડિત કટોરામાં સોમરસ ભરી રહી હતી. વળી એક બાજુ પર એક વૃન્દ અમૃત કુપ્પીઓ લઇ ફરી રહ્યું હતું. એક બાજુ હવે બાળકો અને દેવકન્યાઓ ન્હાના પ્રકારની રમતો રમી રહ્યા હતા. વળી કોઇ શરસંધાન કરી ધાર્યું નિશાન તાકતું, તો કોઇ પલકમાં ઉંચે જ ઉડી જતું, ને તિરસ્કારિણી વિદ્યા જાણનાર તો અલોપ પણ થઈ જતું, તો કોઈ ખાલી હાથની અંજલી વડે સાચો જલછંટકાવ પણ કરતું, તો કોઈ અદ્ધર ઉડતું જ ચાલતું, એમ સૌ કોઇ પોતપોતાની કળાના પ્રદર્શનો કરતા.

દરેક બાળકે વસંતને અનુસરતા વસ્ત્રાલંકાર સજ્યા હતા છતાં કોઈ બે બાળકોના વસ્ત્રો સરખાં ન હતાં બધા જ ત્યાં સ્વયંસેવકો હતા, અને નાયક વિના જ ત્યાં છતાં, નિયમ અને વ્યવહાર સૌ બાળક બાળકીઓના નિર્મળ અને નિર્દોષ વર્તન આગળ ઝંખવાઇ જતાં.

સૌથી પ્રથમ પધારનાર તો ઉષાકુમારી જ હતાં. સૌ કોઈએ ધાર્યું હતું કે ગજાનન ગણપતિ પહેલાં પધારશે, પણ એ તો સૌથી મોડા જ આવ્યા. ઉષાકુમારીના આગમનથી તો વાતાવરણ ચેતનમય થઈ ગયું હતું. આવીને તરત જ એણે તો જાણે નવી સૃષ્ટિ જ રચી દીધી. નંદનવનની અવર્ણનીય શોભા તો અનુપમ ઉષાને જ આભારી.

એની પછી બીજો આવ્યો અરુણ. કંઇક સ્વેશભરી ચાલે ચાલતો, છતાં એનામાં ન જણાતાં મદ કે મોટમ, ઉષાએ ફેંકેલી હાસ્યોર્મિઓ હજી એને વદને લ્હેરાતી.

અને પછી તો ધીમે ધીમે આખો સભામંડપ ભરાવા લાગ્યો, વિદ્યાધરો, યક્ષો, કિન્નરો, ને ગાંધર્વોના ટોળાં આવતાં જ ગયાં. કાર્તિકસ્વામિ, મિત્રાવરુણ, વિશ્વકર્મા, શંબર, વિરોચન અને વિભાવસુ સૌ એક સાથે જ આવ્યા. શનિશ્વર અને બ્રહસ્પતિ એકજ રથમાં પધાર્યા. સૂર્યદેવ, ચંદ્રદેવ, વગેરે અશ્વિનીકુમારોની સાથે આવ્યા. અને ઘડીમાં તો આખો સભામંડપ ભરાઇ ગયો.

અપ્સરાઓનું વૃન્દ સૌથી છેલ્લું આવ્યું. એ આવતાંજ દેવવર્ગમાં જરા અશાંતિ પ્રસરી રહી. કોઇ મેનકાને જોતું, કોઇ ઉર્વશીને જોતું, કોઇ રંભાની વાતો કરતું, તો કોઈ પુંજીકસ્થલીને જ જોઇ રહેતું. તિલોત્તમા, ને પૂર્વચિત્તિ સૌની

પુઠળ ચાલતી, છતાં એમના તરફ પણ ઘણાંનાં ધ્યાન ખેંચાયાં. ઉષાકુમારીએ એ સર્વને ઘટતો આવકાર આપી બેસાડયાં.

ગુલાબનાં, મોગરાનાં, જાઇનાં, ચંબેલીના એમ અનેક જાતનાં 'પુલનાં જુદાં જુદાં આસનો બનાવ્યાં હતાં. એ પુલગેંદની નીચે આરસ હશે કે સ્ફટિક, કે ચંદન-કાષ્ઠ, એ સમજવું મુશ્કેલ હતું. ફક્ત સ્ફટિક સ્થંભ પર રત્નજડિત ઇન્દ્રાસન ગોઠવ્યું હતું તે સ્પષ્ટ જણાતું હતું. એના છત્ર ઉપર ચાર બાજુએ હીરક કળશની આસ-પાસ સંગમનીય, સ્પર્શ, વૈડૂર્ય, ચંદ્રકાંત અને કૌસ્તુભમણિ મઢેલાં શોભતાં હતાં.

દેવાધિદેવ ઇન્દ્રદેવની પધરામણી થતાંજ સર્વત્ર શાંતિ પ્રસરી રહી, અને ત્યાં અવર્ણનીય પ્રકાશ ઝગી રહ્યો. સૌ દેવલોક સૌ સૌના પ્રકાશે જ દીપી રહ્યા હતા.

ઇન્દ્રદેવ ઇન્દ્રાસને બીરાજ્યા કે તરતજ ત્યાં એક બાળકીઓનું ટોળું ઉભરાયું. પુલ નહીં,—પુલ પાંખડીઓ ખોબલે ખોબલે નાંખી દરેક દેવને એ બાળકીઓ વધાવી ગઇ. અવર્ણનીય રંગની એ પાંદડીઓ દેવ મુકુટપરથી નીચે સરી પડતી ત્યારે એમને વદને મૃદુ હાસ્યની રમણીય રેખા પ્રગટતી. ભૂમિ પર તો પાંખડીઓનો છંટકાવ થઇ રહ્યો હતો.

પછી બ્રહ્માના પુત્ર નારદજી તથા પુત્રી સરસ્વતી ઇન્દ્રાસન સન્મુખ પોતપોતાની વીણા વગાડી રહ્યા. એ બંને ભાઇ બ્હેને સજેલા વસ્ત્રાલંકાર અદ્વિતીય હતા. નારદના પિતાંબરનો રંગ સરસ્વતીના પટકૂળથી જરા ભિન્ન ન હતો. નારદની ડોકમાં પારિજાતકની માળા શોભતી, અને સરસ્વતીના કંઠમાં મંદાર માળા મ્હેકી રહી હતી. હજી તો બંને બાળક જેવાં દેખાતાં હતાં, છતાં એમનો વીણા પરનો કાબુ અજબ હતો. બંનેની અંગુલીઓ તાર પર એટલી ઝડપે રમતી કે વિદ્યુત કુમારીએ લજ્જાવશ થઈ પોતાનું મુખારવિંદ ઢાંકી દીધું. એક સુન્દર ગીતવડે આખા સભામંડપને મુગ્ધ કરી, દરેકના મનમાં એ સૂર ગુંજતા કરી, બંને એ સાથે વંદન કરી, પોતપોતાને સ્થાને બ્રહ્માના પાદામ્બુજ આગળ જઈ બેઠા.

પછી દરેક જણ સાંભળી શકે એટલેજ મ્હોટેથી પણ મધુર અવાજથી ઇન્દ્રદેવ ઉચર્યા.

"પ્રથમ અત્ર તો આપણે આ જ્ઞાનસત્ર ઉજવવાનું છે, તે આપણે ઉજવીશું. રાત્રિના પહેલા પ્હોરમાં આજે મેનકા નૃત્ય કરશે. અને કાલે રંભા નૃત્ય કરશે. અધુના વાચસ્પતિ સૌન્દર્ય શક્તિઓ ઉપર વ્યાખ્યાન આપશે. આપણે સૌએ એ કવિશિરોમણીનું વ્યાખ્યાન એક ધ્યાનથી શ્રવણ કરશું."

અને ઇન્દ્રદેવની આંખો ચોતરફ ફરી ગઈ. "હાં, પણ રતિદેવી કેમ હજી નથી જણાતાં! મદનરાજ તો પધાર્યા છે; અને હા, ઋતુરાજ વસંત પણ આ રહ્યા. વસંત! તું તો એક કુશળ ચિત્રકાર છે, અને કળારસિક પણ છે. કહો રતિદેવી

વિનાનું આજનું આ ચિત્ર ત્હને અપૂર્ણ નથી લાગતું? આજના મહોત્સવમાં રતિદેવી જ ન પધારે તો આ મહોત્સવનું ગૌરવ પણ શું? જા! રતિદેવીને મંદિરે જઇ મ્હારા તરફથી ખાસ નિમંત્રણ કર, અને કહે કે કવિશિરોમણી વાચસ્પતિ અધુના સૌન્દર્યની શક્તિઓ પર વ્યાખ્યાન આપનાર છે, એ શ્રવણાર્થ જરૂર પધારો." ક્ષણભર થંભી વસંતે ઇન્દ્રદેવની આજ્ઞા શિરસાવંદ્ય કરી, ત્યાંથી પ્રયાણ કર્યું.

બે ચાર ક્ષણમાં તો વસંત રતિને ન્હોતરવા એને મંદિર જઇ પહોંચ્યો.

એક સુંદર ઉદ્યાનની મધ્યમાં શ્વેતશિલામાંથી કોતરી કાઢેલું રતિનું મંદિર હતું. એની ચારે બાજુ ફરતું એક જળકુંડાળું હતું. એ જળપટ પરથી મંદિરમ પ્રવેશ કરવા માટે સુવર્ણનો એક ન્હાનો શરસેતુ બાંધેલો હતો.

વસંતને એના નિવાસ સ્થાન સુધી જવાનો શ્રમ લેવો ન પડયો. ઉદ્યાનના એક ખુણામાં રતિદેવીને વિચારમાં તલ્લીન ઉભેલી જોઇ. એ મનોહર દ્રશ્ય જોઇ વસંત પળભર તો થંભ્યો. સ્વર્ગમાં શું સુંદર નથી હોતું કે સૌન્દર્યસંપન્ન રતિ પણ સુંદર હતી એ કહેવું પડે?

કંઇક મંદ ગતિએ વસંત રતિની સામે જઇ ઉભો; અને ધીમેથી જ બોલ્યોઃ "દેવી! સમસ્ત દેવમંડળે આપને વંદન કહાવ્યા છે. ઇન્દ્રદેવની આજ્ઞા છે કે. આજના ઉત્સવમાં અત્યારે કવિશિરોમણી વાચસ્પતિ સૌન્દર્યની મહાશક્તિઓ વિશે વિવેચન કરનાર છે. તે શ્રવણાર્થ આપે અવશ્યમેવ પધારવું." એટલું બોલી વસંત, એનું સૌન્દર્ય, એની નિર્મળ નયનકીકીઓ, એના રક્તવર્ણા મુખ પર રમતું આછું હાસ્ય અને એનો ફણીધર નાગના જેવો કેશકલાપ, ન્યાળી રહયો.

મંજુલ સ્વરે રતિએ ઉચાર્યું; "વસંત! આજે તો ત્હારો ઉત્સવ છે ને આ કાર્ય ત્હારે શિરે આવી પડયું? વારૂ! ઇન્દ્રદેવની આજ્ઞા છે, તો મ્હારે કયાં ના છે;? ચાલો."

અને તેઓ નંદનવન જઇ પહોંચ્યા ત્યારે વાચસ્પતિ પોતાના વ્યાખ્યાનનો અંતિમ ભાગ ઉત્સાહપૂર્વક બોલી રહ્યા હતા. "........અને સૌન્દર્ય-શક્તિ! એતો પોતે જ પોતાની રાણી છે. એને કોઇનો ભય નથી. એના પર કોઇનાં બંધન નથી. એની તો ઇચ્છા, એજ કાયદો એ સૌન્દર્યયુક્ત હોવાથી એના પ્રત્યેક કાર્ય સુન્દર અને પૂજનીય જ છે. સૌન્દર્ય તો એક પવિત્ર જ્વાલાની માફક જલ્યા જ કરે છે. એના પર વળી આચ્છાદન શાં? એના પર તો સદ્‌ગુણનું પરિધાન જ પુરતું છે."........કંઇક થંભી એણે આગળ ચલાવ્યું, "........અરે સુન્દરતા તો દેવી છે. એનામાં દૈવીઅંશો હોવાને લીધે જ એ સર્વત્ર સત્તાવાન છે. એને આપણે લલચાવવા જઇશું, તો જરૂર આપણે બળી મરીશું. અને ભાનભૂલી એના તરફ આંખમીંચી ધસ્યા રહીશું, તો યે આપણે દુઃખી થઇશું. પરંતુ જો

સૌન્દર્ય આપોઆપ જ આપણી સમક્ષ વ્યકત થાય છે, એતો આપણા આત્માને સદા સ્વર્ગીય પાંખો અર્પી ઉંચે ને ઉંચે ઉડાવ્યા જ કરે છે."

એટલુ બોલી તરત જ એ પોતાની બેઠકે વિરાજ્યા. અને એ બેઠા પછી તરત જ એની આંખો પ્રથમ તો મદન પર જઇ ઠરી. મદને અત્યંત માર્દવથી એના સામું વદન નમાવ્યું. અને એ સમયે જ સર્વે દેવોએ આશ્ચર્યના ઉદ્દગાર કહાડયા. પછી તો મદન એકી દ્રશે રતિ સામું જોઈ રહ્યો, અને રતિ તો નીચું મ્હોં રાખી કંઈ વિચારમાં તલ્લીન હતી.

અને જ્ઞાનસત્રની ઉજવણી પુરી થતાં ફરી બીજો સમારંભ થવા અગાઉ સ્હેજ વિશ્રામઘડી રખાઇ હતી. એ કોલાહલમાં કંઇકવારે રતિએ ત્યાંથી ચાલવા માંડયું. મદન રતિ તરફ જવા સ્હેજ દોરાયો. પણ રતિની દૃષ્ટિ વસંત પર પડતાં, એ એના તરફ ગઇ. એની સન્મુખ જઈ એ ધ્રુજતે અવાજે બોલી.

"વસંત! તેં આ સાંભળ્યું ને? કહે! સ્વર્ગમાં મ્હારા જેટલું કોઇ સુન્દર છે ખરૂં? વસંતે ફકત એક જ શબ્દે ઉત્તર વાળ્યો. "ના." રતિ બોલી; "ત્યારે જો! ત્હારે સૌન્દર્યની આદર્શ પ્રતિમા ચિતરવી છે ને?–જા હું ત્હારી સૌન્દર્યની પ્રતિમા થઇશ. કાલે સાંઝે મ્હારે મંદિરે આવજે. સૌન્દર્યનું આદર્શ ચિત્ર દોરવા માટે હું ત્હારી સન્મુખ સૌન્દર્યની દેવી, થઇ બેસીશ" "મ્હને હસો છો? મ્હારી મશ્કરી કરો છો રતિદેવી!" "ના, ના, કાલે સાંઝે જરૂર. ત્હારી તે વળી મશ્કરી હોય, વસંત!"

અને એટલું બોલી એ ત્યાંથી વિજળીની ઝડપે ચાલી ગઈ. આ પ્રસંગ ઘણાં દેવોની આંખમાં ખૂંચ્યો હતો.

૨

બીજે દિવસે બપ્પોર વીતતાં જ વસંત નીકળ્યો. ચિત્રપટ, પીંછીઓ ચિત્રકામને લગતો સરંજામ લઇ એ રતિને મંદિરે જવા નીકળ્યો.

એ ખુશનુમા દિવસે એના જીવનની અણમૂલી ઘડી ઉગતી હતી. વાતાવરણ સ્વચ્છ અને શાંત હતું. દરેક છોડવે પુલો હસી હસી એને આવકાર આપતા હતા. ઉત્સાહથી ભરેલો, આનંદમાં મલકાતો વસંત રતિને મંડપ પહોંચ્યો. ત્યાંની નિસ્તબ્ધતામાં ફકત એનો જ પગસંચાર સંભળાતો.

નંદનવનથી યે આજે અહીંનું સૌન્દર્ય એને વધુ મનોહર અને અવર્ણનીય લાગતું. વસંત તો સીધો મંદિર તરફ જ ગયો. એને માટે બધાં દ્વાર ખુલ્લાં હતાં. રતિ એની રાહ જોઇ બેસી રહી હતી. શરસેતુ પરથી પસાર થતાં વસંતના દેહે અનેક અનુભવોની પરંપરા થઇ ગઈ. દ્વાર આગળ જ રતિએ એને આવકાર આપ્યો

વસંત પોતાનો સરંજામ નીચે મુકી ઉભો રહ્યો. અને રતિને ક્યાં અને કેમ, ઉભી રાખવી કે બેસાડવી એ વિચારવા લાગ્યો. અંતે રતિને એણે એક સ્થળ બતાવ્યું, અને ત્યાં ઉભા રહેવા સંજ્ઞા વતી સૂચવ્યું.

એક પળભર તો રતિ થંભી ગઇ. એણે જે ઉત્તરીય વડે પોતાનું અંગ ઢાંક્યું હતું, એને ક્ષણ ભર નિહાળી રહી પછી એકાએક વસંતે બતાવેલી જગ્યા પર જઈ કઇંક ક્ષોભમાં મુજતી ઉભી રહી. એણે ઓઢેલા વસ્ત્રની હુંફની આછી સુરખિ એના અધર અને એની નિર્મળ ત્વચા પર ઝળકી રહી. પુલની દડી જેવી, વિજળી જેવી, વાયુ જેવી, એ વાતાવરણમય લાગતી. અને એનું બાલિશતામયું વદન વંદનીય લાગતું.

પ્રકાશના નમતા કિરણોમાં યે એનું ઉજ્જ્વલ અંગ એકાએક દીપી નીકળ્યું. કરકમલમાં ઝાલી રાખેલું વસ્ત્ર એણે મન સાથે અનેક આનાકાની કરી છોડયું. પુલ પરથી એકાદ પાંખડી ખરી પડે એમ એનું દુકૂલ નીચે સરી પડયું, અને એ ભૂમિ પર ઢગલો થઇ પડેલા વસ્ત્ર સામું જોઇ રહી. એ અનુપમાના પ્રત્યેક અંગ ઔચિત્યની ઉપમા રૂપ હતાં.

વસત તો સ્તબ્ધ બની એને ન્યાળી જ રહ્યો. એણે રતિની આંખમાં જોયું અને રતિ કંપી ઉઠી. પોતે શું કર્યું છે એ વિચારતી એ ઉભીજ હતી. મહામહેનતે એ શ્વાસ લેતી. વસંતે જોયું કે અત્યારે તો એની કૃપા પરજ એ જીવી રહી હતી. રતિની આ અનહદ કૃપાનું એ પાત્ર થએલો જોઇ પોતાની એ જાતને બહુ ભાગ્યશાલી માનવા લાગ્યો.

પણ એજ ક્ષણે વસંતનો કલારસિક આત્મા જાગ્યો. એણે પીંછી ધ્યાનથી પકડી. જો વસંત કવિ હોત—ફક્ત એ કવિ જ હોત,—તો અત્યારે કંઇ અન્ય ઘટનાજ બનતે પરંતુ અત્યારે તો વસંત ચિત્રકાર હતો. એ લાગણીવશ ન થયો. એણે દયા ન ખાધી. એણે તો ચિત્ર ચિત્રયેંજ રાખ્યું. અને ચીતરતાં સૂચના પણ દેવા લાગ્યો. "એકજ ક્ષણ. એમજ, રતિ! હાલીશ નહીં,........" અને એના અવાજમાં વિજયધ્વનિ હતો. અને રતિ બાળક જેમ એની આજ્ઞા પાળતી. અત્યારે ઋતુરાજ વસંત ચિત્રકાર હતો.

રતિ પણ એને એક ધ્યાનથી નિહાળી જ રહી હતી વસંત તો ચિત્ર દોરતો જ રહ્યો. એની સમક્ષ સૌન્દર્યની એક અપ્રતિમ પ્રતિમા ખડી હતી "એનું એને ભાન પણ નહતું. એ તો એના ચિત્ર દોરવામાં મશગુલ હતો. કેટલું સુંદર લાવણ્ય!....કેટલી મૃદુતા........કેટલી મધુરતા......કેટલી કોમળતા ...પણ વસંત એ સૌ ચિત્રમાં ઉતારવા મથ્યોજ ગયો.

પણ રતિને કંઇ બીજાજ સણકારા આવતા. એણે ખંડ બ્હાર નજર નાંખીને એને જળકયારીમાં કોઇને આકાર જણાયો. વળી એણે કોયલ બોલતી સાંભળી. સામે કમળ પુલ પર ભ્રમર ગુંજતો સંભળાયો. એને ભ્રમ થયો કે સામે વૃક્ષ નીચે મદન એને જોઈ હસી રહ્યો છે.

એકાએક રતિનું વદન વધારે રકતવર્ણું થયું. એના અધર પર નારંગીનો રંગ ઝુલ્યો. વસંતે ફકત એ જાણ્યુંજ હોત, તો રતિ તેજ ક્ષણે એની થાત. એને ફકત ચિત્રકારમહી પીંછી, ફલક, વગેરે ફેંકી દઈ, ખુલ્લા હૃદયે બન્ને હાથ લંબાવવનાજ હતા, અને તેજ ક્ષણે એના વિશાળ કરમાં રતિ ગુંચળું વળી લપાઇ ગઇ હોત! એ ક્રિડેચ્છુ એટલી ઉત્કંઠિત હતી. આખી આલમની વાંછનારૂપ રતિની એ સમયે એવી મનોદશા હતી.

પરંતુ વસંત તો એક વીર ચિત્રકાર હતો. એ તો એના ચિત્રમાં મશગુલજ રહ્યો. રતિના ઉડી જતાં સૌન્દર્યને મૂર્ત સ્વરૂપ આપવા પોતાની બધી શકિતઓ સમર્પીજ રહ્યો.

પરંતુ આ સ્થિતિ ટુંક સમયજ ટકી. રતિની પ્રમત્તઅવસ્થા ક્ષણજીવીજ રહી. એને તરતજ લાગ્યું કે એ ઉન્માદી બનતી જાય છે, મૂર્ખા થતી જાય છે; એનું ભાન થતાંજ એ ક્રોધે ભરાઈ. કંઇક ક્ષોભ પામી પાછી ન્હાના બાળક જેવી બની ગઇ. એનું હૃદય વધારે વેગથી ધબકવા માંડયું. એ ધબકારા શમાવવા એણે પોતાના કરવડે પોતાનું ઉર દબાવવા માંડયું. પશ્ચાતાપ ભરી એની આંખોમાં એક અશ્રુબિન્દુ ઉભરાઇ આવ્યું.

અને એજ ક્ષણે વસંતે એના સામું જોયું. એનું ચિત્રકામ લગભગ સંપૂર્ણ થઇ ગયું હતું. છેવટે એક સ્હેજ નજીવી ક્ષતિ આવી હતી. તે સમારવા પહેલાં એ જરા શ્વાસ લેવા થંભ્યો. એણે રતિનું મુખારવિંદ નિહાળ્યું. એમાં ચમકતી કાળી તેજકીકી નિહાળી; એ તેજકીકી નીચે ચળકતું આંસુબિન્દુ પણ નિહાળ્યું. અને..એના હૃદયમાં એક અકલ્પ્ય ધડમથલ થઇ રહી. ઘવાએલા મનુષ્ય માફક ગતિહીન થઇ એણે પોતાની આંખો ચોળી. એક પળમાં તો અનેકવાર રતિને જોઈ. જોયાજ કરી. રતિના અવર્ણનીય સૌન્દર્યને કેમે કરી આંખમાં શમાવવામાં મથી રહ્યો હતો. અને એ ચિત્રકાર છે એ ભુલી ગયો. એ ચિત્ર ચિતરવા આવ્યો છે એ ભૂલી ગયો. આશાથી, ઉત્સાહથી, ધડકતે હૈયે, ઉન્માદથી પ્રમાદથી એણે રતિને જોઈ. જોયાજ કરી. અને આવેશભર એ બોલ્યો: "રતિ! ઓ રતિ! ત્હને દુભવી હોય તો ક્ષમા કરજે. ત્હારી આજ્ઞાને વશ થઇ હું તો આવ્યો હતો. આ ત્હારૂં આંસુ મ્હારાથી નથી ખમાતું. ત્હને કહું-ખરૂં કહું?" અને પલવારમાં તો એનું મનોબલ ઓસરવા માંડયું અને બોલ્યો. "રતિ! મ્હારી રતિ! કહે, તું મ્હારી થઇશ. અંતઃકરણથી મ્હારી થઇશ. હું તો ત્હારો છું."

એક પળ વીતી ગઇ. બંને મૂંગાં પણ વસંતનો વિજય ક્ષણિકજ રહ્યો. અગ્નિભભૂકા પેઠે રતિ ઉછળી ક્રોધની મૂર્તિ સમી એ મુગ્ધ ઉઠી અને બોલી, "વસંત! આ શું? શરમ છે. ગૂપચૂપ આવ્યો એવો ચાલ્યો જા."

વસંત તો આભો બની સાંભળી જ રહ્યો. સામે રતિની સૌન્દર્યજ્વાલા પૂર જોરમાં પ્રગટી રહી હતી. ક્ષણેક વીતતાં પડું પડું જેવો થઇ રહેલો વસંત કંઈક હિંમત કરી, પોતાનો સરંજામ એમનો એમ રહેવા દઈ ધીમે પગલે ત્યાંથી ચાલવા લાગ્યો. રતિ એને જતો જોઇ રહી. ઉદ્યાનમાં એને એકલો મૂંઝતો ચાલતો પણ જોઇ રહી. દરવાજા બ્હાર નીકળતો પણ એને એ ઠરી નજરે જોઈ રહી. અને ઉદ્યાનમાં ફરાથી રતિએ કોઇના હસવાનો અવાજ સાંભળ્યો.

પ્રથમ તો એને એનું ઉત્તરીય સાંભર્યું. ઝટઇને ભૂમિ પરથી ઉપાડી એણે અંગ ઢાંકયું. એના હ્રદયમાં શ્વાસોશ્વાસ સમાતો ન હતો. ક્રોધ લજ્જા અને મદ, સૌએ એના વદનપર જુગટું ખેલવા માંડયું હતું. સામે પડેલા એક આસનપર પડતું નાખી એક ન્હાના બાળક માફક એ ધ્રુસકે ધ્રુસકે રડી.

વાતાયનમાંથી નમતા પ્હોરના રકત કરો એના અંબોડાના ગૂંચળામાં પ્રવેશ કરવા મથી રહ્યા હતા.

× × × ×

એ આખો દિવસ વસંતને રતિના શબ્દો શૂળ સમાન સાલ્યા, અને મહા-મહેનતે પણ ભૂલી શકયો નહીં.

વસંતોત્સવ તો બીજે દિવસે પણ ચાલુજ રહ્યો, પરંતુ વસંતે એમાં જરાયે ભાગ ન લીધો. ગત રાત્રિના નૃત્યસમારંભમાં પણ વસંત ને રતિ બન્ને હાજર ન હતાં, અને બીજા દિવસના સાયંકાળ સુધી પણ એ બેમાંનું કોઇ ગયું નહીં. એટલે ઇન્દ્રદેવે ક્રોધાયમાન થઇ સરમાને સાચા સમાચાર મેળવવા મોકલી. સરમાએ આવી ઇન્દ્રદેવને કહ્યું કે રતિ દેવી તો કયારનાં મૂર્છાવશ છે, અને વસંત તો એનું નિવાસસ્થાન ત્યાગી વનવગડામાં રઝળવા ચાલ્યો ગયો છે. અને સરમાએ એમ થવાનું કારણ પણ યથાસ્થિત કહ્યું. એટલે ઇન્દ્રદેવ, ભ્રૂભંગ કરી, આખી સભા સમક્ષ ગંભીર અવાજે બોલ્યા, ' દેવલોક તો અમર છે. પરંતુ વસંત અને રતિ અવતરશે પૃથ્વી પર, અને ભોગવશે મૃત્યુલોકના ભોગ: અને....ના, આજના ઉત્સવના દિવસે એમને વધુ શિક્ષા નથી ઘટતી.''

આખી સભા તો સ્તબ્ધ થઈ એ સાંભળીજ રહી. અને મદનને પણ ક્ષણભર મુર્છા આવવાથી ભૂમિ પર ઢળી પડયો.

અને તે દિવસથી પૃથ્વીલોકનો વસંત તે સાચો વસંત નથી, અને રતિ તે સાચી રતિ નથી.





# "બાગ-ઈ-વફા."

લેખક:—રા. સંપટ

The Garden of Iram, adorned with lofty pillars,
The like of which hath not been created in the world.

*"Koran."*

બાદશાહ બાબરને બાગો બનાવવાનો બહુજ શોખ હતો. તેણે કાબુલ અને તેની આસપાસના ઘણા બાગો સધાર્ય વધાર્યા. અને તેમાંના કેટલાકનું સવિસ્તર વર્ણન તે પોતાના જીવન વૃત્તાંતમાં આપે છે. તેમાં "બાગ-ઈ-વફા" નો તે ઉલ્લેખ ઘણી વાર કરે છે, તે લખે છે—"અદીનાપૂરના કિલ્લાની સન્મુખ, દક્ષિણ દીશામાં, ઉચ્ચ જમીન પર મેં ઈ૦ સ૦ ૧૫૦૮ માં એક ચાર-બાગ બનાવ્યો. તેનું નામ "બાગ-ઈ-વફા" રાખ્યું. કિલ્લા અને રાજમહેલ વચ્ચે વહેતી નદીપર તે બાગ આવેલો છે. જે વર્ષે બેહારખાનને હરાવી, લાહોર અને દીબલપૂર મેં જીત્યા તે વર્ષમાં ત્યાંથી કેળાના રોપાઓ ત્યાંથી લાવી અહીં વાવ્યા. તે બહુ સારા ઉગ્યા અને ફળ્યા. તે વર્ષ પૂર્વે મેં આ બાગમાં શેરડીનો પાક પણ કર્યો હતો, જે ઘણો સારો થયો હતો. મેં એમાંની કેટલીક શેરડી બદખશાન અને બોખારા મોકલી હતી. તે બાગ ઉચ્ચ જમીન પર છે, તેમાં પાણી વહે છે અને હવા શિયાળામાં પણ સમશિતોષ્ણ છે. આ બાગમાં એક નહાનકડી ટેકરી છે, જે પરથી પાણીનો એક ઝરો નીકળી સતત્ નીચેના બાગમાં વહ્યા કરે છે. આ ઉચાણ પર બાગનો ચોથો ભાગ આવેલો છે. આ બાગની નૈરૂત્યે વીસ ફીટ ચોરસ પાણીની ટાંકી છે; જેની આસપાસના આખા બાગમાં નારંગીના વૃક્ષો, તેમજ દાડમના વૃક્ષો આવેલા છે. પાણીની આસપાસની સર્વ જમીન લીલા ઘાસથી ભરેલી છે. આ જગ્યા બાગનો



મોગલ કલમ ૧૬મી સદી ]　　બાગ સુંદર ખીલ્યો હતો　　[ચિત્રકાર-સૂર.

સૌથી આકર્ષક ભાગ છે. જ્યારે નારંગીઓ પીળો રંગ પકડે છે ત્યારે અનુપમ શોભા આવે છે. ખરેખર, આ બાગ બહુ જ ઉત્તમ રીતે-સુંદરતાપૂર્વક રચાયલો છે. આ બાગની દક્ષિણે 'કોહ-ઇ-સફીદ' જે બંગશ અને નન્જેન્હર ને જુદો પાડે છે—પહાડ આવેલો છે તે પહાડ ઘોડેસ્વાર થઇ ઓળંગવાને એકે માર્ગ નથી."

આ જીવનવૃત્તાંત બાબરે પોતાની તુર્કી ભાષામાં લખ્યું હતું; તેના પૌત્ર સુવિખ્યાત બાદશાહ અકબરે જ્યારે કાશ્મીરથી કાબુલ જતો હતો તે વખતે મીરઝા અબદુલ રહન પાસે ફારસીમાં તેનો તરજુમો કરાવ્યો. તે વખતના સૌથી શ્રેષ્ઠ ઉત્તમ કલમકારો—સુંદર હરફો લખનારાઓ અને કળાકારો—જે ખરી કળાના ઉપાસક શહેનશાહે પોતાની દરબારમાં ચોપાસથી એકઠા કર્યા હતા—તેમને આ બાબરના જીવનવૃત્તાંતની ચિત્રયુકત અલંકૃત નકલો કરવા રોકયા. આ બાબરનામાના ચિત્રો મુખ્ય ભાગે ગુજરાતના તે વખતના સુવિખ્યાત ચિત્રકાર સૂર પાસે કરાવેલાં છે. આ સાથે આપેલાં ચિત્રો આ બાબરના જીવનવૃત્તના બે પાનના ચિત્રો છે. જેમાં બાબરની "બાગ-ઇ-વફા" માં પ્રથમ વારની મુલાકાતનું વર્ણન છે. આ ચિત્રો પર ચિત્રકાર 'બિશનદાસ' (ઉત્તર હિંદમાં 'વ' ને બદલે 'બ' વપરાય છે. ખરૂં નામ વિશનદાસ) ની સહી છે. ચિત્રકાર હિંદુ છે. આ ચિત્રોમાં બાબર બાદશાહ પોતે જાતે આ બાગના કયારાઓ બનાવવાના કામમાં હુકમો આપી રહ્યો છે. બે બાગવાનોના હાથમાં માપવાની ટેપ છે, બાગનો મુખ્ય વાઢિયો બાગના નકશા લઇ બાદશાહ સન્મુખ ઉભો છે. ચિત્રના નીચેના ભાગમાં પાણીનો હોજ છે. દાડમ અને નારંગીના વૃક્ષો આ ચોરસ ભાગની કિનારીએ આવેલા છે. અને દિવાલોની ઉપર મિનારા જેવા ઉચ્ચ શ્વેતપર્વતની બરફમય ટોચો દેખાય છે, જેના પર તેની ઉચ્ચાઇ દેખાડવા ચિત્રકારે તેના નીચેના ઢોળાવ ઉપર પહાડી બકરો અને ચકોર પક્ષી દાખવ્યાં છે. કાંઈક નવા બળવા કે છાવણીમાં કાંઇક તોફાન થયાના ખબર સાથે ઉતાવળે આવેલી બેગોની ટોળી બાગના દ્વાર બહાર દ્વાર ખખડાવતી ઉભી છે; અને બાદશાહ તો પોતાના નવા બાગની યોજનાઓમાં મશગુલ એકરુપ થયેલો છે.

*બાબર પંદર વર્ષ પછી પોતાની આ માનીતી જગ્યા—બાગમાં બીજી વખત* આવ્યાનું વર્ણવે છે; હમેશા તોફાનમાં રચ્યાપચ્યા રહેતા બેકેદ અફગાનો સાથે એક સરખી લડતમાંથી ત્રણ દિવસની આશાયશ મેળવી અહીં આવ્યાનું લખે છે. બાગ તે વખતે પૂર બહારમાં હતો, અને પોતાની યોજનાઓનું તેમજ બાગાયતનું સૌંદર્ય તથા ફળીભૂત થવું તેનું વર્ણન ઘણી સુંદર રીતે અભિમાનસહ આનંદથી આપે છેઃ—

"બીજી સવારે હું 'બાગ-ઈ-વફા'માં પહોંચ્યો; આ ઋતુ એ હતી કે જ્યારે બાગ તેના સર્વ સંપૂર્ણ સૌંદર્યમાં ખીલ્યો હતો. તેના ઘાસના કયાગઓ—જે લીલાછમ ઘાસથી ભરેલા હતા; તેના દાડમના વૃક્ષો સંપૂર્ણ પીલા વર્ણના સુંદર રંગથી

વિભૂષિત હતા. તે દાડમોની ૠતુ હતી, અને લાલ દાડમો વૃક્ષોની ડાળીઓ પર લટકી રહ્યાં હતાં. નારંગીના વૃક્ષો લીલા અને આનંદદાયક હતાં, અને અસંખ્ય નારંગીઓથી લચી રહ્યા હતા; પણ અત્યુત્તમ નારંગીઓ હજુ પાકી નહોતી. એનાં દાડમો સર્વોત્કૃષ્ટ હતાં; તો પણ તે આપણા દેશના દાડમ જેવાં તો નહિ જ. મને આજના જેવો કોઇ પણ વખત આ 'બાગ-ઈ-વફા' માં આનંદ આવ્યો નથી."

આ બાગનું ત્રીજું ચિત્ર "બાગ પૂર્ણ ખીલ્યો હતો" (બાબર) એ આ બાબરના જીવનવૃત્તાંતની બીજી નકલ જે બ્રિટીશ મ્યુઝીયમમાં છે તેમાંથી લીધું છે. તે ચિત્ર ગુજરાતના ચિત્રકાર સૂરની કલમનું કામ છે. આ ચિત્ર શેરડીનો પાક તથા કેળના રોપાઓ જે ઘણી સંભાળ સાથે લાહોરથી લાવવામાં આવ્યા હતા તે દાખવે છે; બાગવાનો પાણીના ધોરીયાઓની આસપાસના કયારાઓ ખોદી રહ્યા છે તથા બી વાવી રહ્યા છે, અને એક ન્હાનકડો હોજ વચ્ચે આવી રહ્યો છે; અને હોજમાંથી પાણીના ધોરીયા વહી રહ્યા છે.



# બ્રિટિશ સામ્રાજ્ય અને હિંદનો વ્યાપાર ઉદ્યોગ.

(ગતાંકથી ચાલુ)

લેખકઃ—પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## પ્રકરણ ૬ ઠું.

## હિંદી સુતરાઉ કાપડનો વ્યાપાર.

(ઈ૦ સ૦ ૧૭૦૦ની આસપાસ)

(૨)

### ભૌગોલિક વહેંચણી.



છીપા છાપે છે.

આ પ્રશ્નથી ઘણી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે કે હિંદુસ્થાનમાં સુતરાઉ કાપડના કારખાનાઓના કેન્દ્રો ક્યાં હતાં? કારણ હિંદી માલોના નામો ઉંધે રસ્તે દોરવનારા છે. જેવું કે નામ–કેલીકો–જેને ટ્રેવેનીયર વગેરે 'કેલીકટ' એ નામ આપે છે. એના નામ પરથી ઘણા લેખકો માને છે કે કેલીકટ એ સુતરાઉ કાપડના ઉદ્યોગનું મધ્ય કેન્દ્ર હતું; પણ ખરૂં જોતાં કલીકટ કે તેની આસપાસના પ્રદેશમાં જવલ્લેજ કાપડ બનતું હતું. મલબાર એ સુતરાઉ માલ માટે કયારે પણ પ્રસિદ્ધ નહોતો;

સોનરગોંગ, દમસે, તીતબાડી, જંગલેબારી, બઝેતપૂર, અને આસપાસની બીજી જગ્યાએએ બનતી હતી આ માલની શ્રેષ્ઠતા તે તેની પરિસ્થિતિ તેમજ વારસે ઉતરી આવેલ કૌશલ્યને આભારી છે. ઢાક્કાની આબોહવા અને તેની પરિસ્થિતિ સુતરાઉ માલ-ઉદ્યોગને ખાસ અનુરૂપ-યોગ્ય છે-તેની શરદ હવા, તેને મુકાબલે નીચું હલકું હવામાન (Low Temperature) સાધારણ વરસાદ વગેરે-માણસ પણ એની પરિસ્થિતિને યોગ્ય છે-ઘણા યૂરોપીયન મુસાફરો એ આ ખાસ નોંધી લીધી છે કે—"આ જીલ્લાના વતનીઓ ઘણા ખરા નાજુક બાંધાના છે. તેમજ તેમની આંગળીઓની અદ્‌ભૂત સ્પર્શશકિત એ ખાસ ગુણ છે."

(ટેલર તથા ઓર્મ).

આ સાથે આજ સદીઓથી ઉતરી આવેલી આ ઉદ્યોગના વારસાની બળવાન અસરને ઉમેરો. હિંદમાં, ખાસ કરીને જ્યાં જ્ઞાતિ એ મુખ્ય છે, ત્યાં ઉદ્યોગમાં વંશ પરંપરા મુખ્ય ભાગ ભજવે છે. આ સર્વ વિધવિધ અસરો—પ્રભાવો-વગો એકત્ર થઈને હિંદી વણકરને જેની તૂલના થઇ શકે નહિ એવું કૌશલ્ય અર્પે છે, અને પરિણામે હિંદને આ કાપડના ઉદ્યોગમાં એક હથ્થુ (મોનોપોલી) અગ્રસ્થાન અર્પે છે.

હિંદના ઇતિહાસમાં મરે જણાવે છે કે—"હિંદમાં બનેલ કાપડ મનુષ્યકૃત કળાનો સર્વોત્તમ નમૂનો હતો."

આ ઉદ્યોગને રાજ્યનો પણ પૂર્ણ આશ્રય હતો. પ્રથમ હિંદુ રાજા મહારાજાઓ અને પાછળથી મુસલમાની બાદશાહોનો સંપૂર્ણ આશ્રો હતો. બાદશાહ અકબર અને નૂરજહાન એ ખાસ ઢાકકાના ઉદ્યોગના ખરા ખેરખાહ હતા. દરેક વર્ષે ઢાકકાની શાલોના ઉત્તમ કામો બાદશાહના તોષાખાનામાં સ્થાન પામતા હતા. આ ઉત્તેજન અબાધ રીતે ચાલુ હતું. ઈસ્ટ ઈન્ડીયા કુંપનીના આવાગમન પછી સ્થિતિ બદલાઇ.

પ્રખ્યાત ઇતિહાસકાર લેકી ઇંગ્લાંડના ઇતિહાસમાં જણાવે છે કેઃ-"હિંદુસ્થાનમાંથી સુંદર ટકાઉ સસ્તા ઉત્તમ કાપડો—તેમાં કેલીકો, મલમલ, છિંટો ચોકડેબંધ ઈંગ્લાંડ આવતા. આથી ઇંગ્લાંડના ઉન તેમજ રેશમના વણકરોમાં ઘણો ગભરાટ ફેલાયો અને સને ૧૭૦૦ તેમજ ૧૭૨૧ માં પારલામેન્ટે કાયદાઓ પસાર કરી આ હિંદી માલનો બહિષ્કાર કર્યો. આ ઈંગ્રેજ વણકરોની ગડબડથી હિંદી કાપડ પર ૭૦ થી ૮૦ ટકા જગાત નખાણી. આ રીતે હિંદના આ અનુપમ ઉદ્યોગને ટચરી નાખવામાં આવ્યો." *

(લેકીકૃત-ઇંગ્લાંડનો ૧૮ મી સદીનો ઇતિહાસ).

---

* વધુ વિગત માટે જુઓ આ લેખનો ઉપોદ્‌ઘાત—"કાપડનો ઉદ્યોગ."

"ઇંડીયા રીફોર્મ" ઉપર બોલતાં મી રીકાડસે જણાવ્યું હતું કેઃ—"હિંદમાં આયાત થતા બ્રિટીશ માલપરની જગાતની પદ્ધતિ તથા બ્રિટનમાં આયાત થતા હિંદી માલ પરની જગાતની પદ્ધતિ સરખાવતાં—આ બેઉ બ્રિટીશ રાજ્યના સરખા અંગ કહેવાય—તેમાં આ ભેદ ચોખ્ખો દેખાઇ આવે છે. બ્રિટીશ કાપડની હિંદમાં આયાત કાંઇ પણ જગાત લીધા વગર થાય છે ત્યારે હિંદી માલની બ્રીટનમાં આયાત પર ઘણી સખત્ત જગાત નાખવામાં આવી છે. સામાન્ય વપરાશની ઘણી વસ્તુઓ પર ૧૦૦ ટકાથી વધારે જગાત નાખવામાં આવી છે, અને તેટલેથી લઇને ૬૦૦ ટકા જેટલી જગાત નાખવામાં આવી છે. એક વસ્તુ પર તો ૩૦૦૦ ટકા જેટલી જગાત નાખી છે."

"જો હિંદુસ્થાન આ વખતે સ્વતંત્ર હોત તો તેણે આનો પ્રતિકાર કર્યો હોત; બ્રિટીશ માલપર અટકાયત કરનારી જગાત નાખી હોત, અને આ પ્રમાણે પોતાના નફાકારક ઉદ્યોગને નાશ પામતો બચાવ્યો હોત. પરંતુ બચાવવું આ સાધન હિંદ પાસે નહોતું. કોઇ પણ જગાત આપ્યા શિવાય બ્રિટીશ માલ જબરજસ્તીથી હિંદમાં આયાત કરવામાં આવ્યો અને હિંદની સાથે ન્યાયની રીતે વ્યાપારમાં હરીફાઇ કરી શકવાને અશક્ત હોવાથી પરદેશી મીલમાલેકોએ ઈંગ્લાંડની રાજ્યસત્તા પાસે અન્યાય ભરેલી રીતે હિંદના વ્યાપાર ઉદ્યોગનો ગુંગળાવી નાશ કરાવ્યો."

ઇ૦ સ૦ ૧૮૧૩ માં આ ઉદ્યોગને જબરજસ્ત ફટકો પડયો. તેમાં ઇ૦ સ૦ ૧૮૧૭માં તેને છેવટનો ફટકો પડયો. આ ઉદ્યોગ-વ્યાપાર બંધ કરવામાં આવ્યો—જે પેઢી દરપેઢી કાંતવા વણવાનો ધંધો કરનારા આ વણકરો, તે ખેતીના કામમાં પડયા. ઢાકાની વસ્તી પણ ઘટી ગઈ; અને આ ઉદ્યોગી હુન્નરી કારીગર લોકોમાં બેહદ ગરીબાઇ અને બીન રોજગારી પ્રસરી રહ્યાં.

ઢાકકાનો સુતરાઉ કાપડનો ઉદ્યોગ આજ ઓછામાં ઓછા બે હજાર વર્ષથી સર્વોપરી અપ્રતિમ ગૌરવશાળી સત્તા ભોગવ્યા પછી આજે વિનાશ પામ્યો છે. ઇ૦ સ૦ ૧૯૮૯ માં સૌથી બારિક ઉત્તમ નમૂનાના સુતર જે કાંતનારાઓએ કાંત્યા હતા, તે ઢાકાથી વીસ માઈલ દૂર ધમરાઇ ગામડાની બે વૃદ્ધ બાઈઓ હતી.

**કોરોમાન્ડલ કોષ્ટાનો કાપડનો ઉદ્યોગ.**

પૂર્વેના દિવસોમાં ઢાકકાથી બીજે નંબરે આવતું સુતરાઉ કાપડના ઉદ્યોગ-વ્યાપારનું મુખ્ય સ્થાન કોરોમાન્ડલ કોષ્ટા હતું. છેક પ્રાચીન કાળથી મછલીપટમ દુનિયામાં છાપેલા કાપડ-છિંટ માટે જગવિખ્યાતિ પામ્યું છે.

આ જગવિખ્યાત અનુપમ છિંટો-કેલીકોનું વિગતવાર વર્ણન તેની રંગાટ-છાપકામ, નીખારવાની પદ્ધતિ ઇત્યાદિ વર્ણનાત્મક વર્ણનનું ખાસ પ્રકરણ આવવાનુ હોવાથી આટલી જ ટુંક વિગત અહીં આપી આપણે આગળ વધશું.

કોરોમાંડલ કોષ્ટા પર સુતરાઉ કાપડના ઉદ્યોગના મછલીપટમ ઉપરાંત બીજા પણ મુખ્ય સ્થાનો હતા. આ અતિ પ્રાચીન સમયમાં છેક દક્ષિણમાં પણ મદુરા, ત્યુટીકોરીન, દક્ષિણ ત્રાવણકોર, વગેરે સુતરાઉ કાપડ વણવાના મુખ્ય સ્થાનો હતાં-જ્યાં સુતરાઉ કાપડ સાધારણ તેમજ અત્યુત્તમ એમ બેઉ પ્રતિનું બનતું હતું. કોષ્ટા પર બીજા કેન્દ્રો વિઝાગાપટમ, પુલીકટ, આરકોટ, મદ્રાસ, નેગાપટમ, કાંચીવરમ, બેઝવાડા, વિજ્યાનગર, સદરસ વગેરે હતા. આ સ્થળો સલામપુર લોંગ–કલોથ (લુંગી) એટેલસ, જીંધમ (તામીલ શબ્દ કીન્દન) અને ન્હાના રૂમાલો પૂરા પાડતા. આ રૂમાલો ઇંગ્લાંડમાં બહુ જ મશહૂર અને લોકપ્રિય હતાં; અને છેક છેવટના કાળમાં પણ સુપ્રસિદ્ધ નવલકથાઓમાં પણ મદ્રાસના રૂમાલો વારંવાર આવે છે.

**હિંદના ઈતર ભાગોમાં કાપડનો ઉદ્યોગ–**

ગુજરાત અને રજપૂતાના પણ છિંટ માટે મશહૂર હતા. એટલું જ નહિ પણ લગભગ આખા હિંદમાં છિંટનું કામ થતું હતું એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. દરેક કાપડની ઢબ જુદી હતી. સિંધ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, રજપૂતાના, વાયવ્યપ્રાંત, અયોધ્યાપ્રાંત અને દક્ષિણ હિંદમાં આ કામ મુખ્ય થતું હતું. ખરૂં કહેતાં તો હિંદનો એકે ભાગ એવો નહોતો કે જ્યાં કાપડ બનતું ન હોય.

હિંદના સુતરાઉ કાપડના ઉદ્યોગના બીજા પ્રદેશો મલમલ કે છિંટ જેવા આકર્ષક નથી.–પણ તે સાદી જાતના ટકાઉ કાપડ ઘણા જ બહોળા પ્રમાણમાં સર્વ સ્થળે નિકાસ કરતા. બરીગઝ (ભરૂચ) આવા માલો માટે અતિ પ્રાચીનકાળથી મશહૂર છે. બંગાળ અને મદ્રાસના સુતરાઉ કાપડ એ હવે માત્ર ઐતિહાસીક જ બીના રહી છે, પણ હજુ ગુજરાતમાં (મીલો દ્વારા) તે ચાલૂ ઉદ્યોગ રહ્યો છે. શું હજુ પણ તે દુનિયામાં સુતરાઉ કાપડનું અગત્યનું મથક ન બની શકે?

ઉત્તર પંજાબમાં–ખાસ કરીને જલંધર દુઆબ–એ પૂર્વે ગટી, મલમલની પાઘડીઓ અને ખાદીનું મુખ્ય કેન્દ્ર હતું.

**મલમલ અને છિંટના કેટલાક હિંદી જુના નામો**

બંગાળની મલમલને "કસા" અને "મલ" કહેતા. ઉત્તર હિંદમાં બીજા સુતરાઉ કાપડમાંના કેટલાકના નામો આ પ્રમાણે મળે છે–ચેલા (સાદી છિંટ), ઝેલાલ, (છિંટ) સે, ચૌખંભા, ગંગાજલી, હમામ, સહાન (ઉંચી બંગાલાની છિંટ). છિંટનું હિંદી નામ "ચિત્" હતું. કન્ડીકન (અસ્માની કે કાળી હલકી છિંટો), ત્રિકંડી (લાલ રંગની છિંટ) વગેરે.



હિંદી મીણાકારી કામવાળા હથીયારોના મ્યાનો તથા મુઠો.



હીંદી કાપડના નમુના-ભરતકામ-વણાટકામ અને લકેર વર્ક.

આ પ્રકરણમાં આપેલ વર્ણન ઘણું અપૂર્ણ છે, છતાં ઇ૦ સ૦ ૧૭૦૦ની પૂર્વે હિંદી સુતરાઉ કાપડનો વ્યાપાર ઉદ્યોગ દુનિયાના સર્વ વિભાગોમાં શ્રેષ્ઠ પંક્તિએ હતો એ દાખવવા પુરતું છે.

---

આ પ્રકરણ સાથે આપેલ કાપડના નમુના–"ભરતકામ, વણાટકામ, અને લેકરવર્ક"ના નમુનાના ચિત્રની સમજ.

(૧) ૧૬ મી સદીનો ગલીચો.
૨–૬ રેશમી ભરતકામની કોરો.
૭ રેશમી ભરતકામ.
૮–૯ શેત્રંજીઓ.
૧૦ સાદડી.
૧૧, ૧૨ કાશ્મીરી શાલોની કિનાર.
૧૩ લેકરવર્ક.





# જરા ખાનગી.

લેખકઃ—રા. યશવંત સવાઈલાલ પંડયા.

પાત્રો

| | | |
|---|---|---|
| હંસલ | Inter Arts. | શિષ્ટ ને સંસ્કારી. |
| નૂતન | F. Y. A. | લહેરી ને લફંગો |
| પ્રિયમુખ | I. A. | ભોળો ને ભોટ. |
| પરાગ | F. Y. A. | સાદો ને સીધો. |
| સ્નેહલ | S. B. A. | વિદ્યાતુર ને વેદિયો. |
| પ્રો૦ જયમણિ | M. A. | તાજા ને તીખા. |
| માલા | I. A. | ગુમાની ને ગૌરવી. |
| વનવેલી | F Y. A. | સમજુ ને શાણી. |

પૂર્ણ અંકઃ ચિત્ર ૭

સ્થળઃ—હોટેલ રૂમ નં. ૧૩

સમયઃ—બપ્પોરનો સવા.

(હજામતથી હમણાં પરવારી, પ્રથમ પોતે નૂતન આયનામાં જોઈ રહ્યો છે.)

નૂતનઃ—(લીસા ગાલપર હાથ ફેરવી) નિત્યકર્મ પૂરૂં થયું. (સાફ ડોકને નીરખી) છોકરીઓ સુંદર જ આટલા પુરતી છે. યુગ સાથે સાધન બદલાય છેઃ ભાવના અમર છે. સરજનજૂની એ આર્યોની પુજનભાવના આજ પણ એવીને એવી નિત્યનવી છેઃ માત્ર સાધન ફર્યાં છે. પુરાણ કાળમાં કોઈ પત્થરની મુર્તિને, મારા પ્રપિતા ને એમનાય પ્રપિતા, આચમનીપંચપાત્રથી ઉજળી કરતા હશે. સાંપ્રતકાળમાં હું મને પોતાને એમજ ઉજળો કરૂં છુંઃ મારો પ્રપૌત્ર શું કરશે; એ એને આધિન અનુભવ છે. (ટેબલ પર મૂઠી મારી) હા; માત્ર સાધન પલટાયાં છેઃ ભાવના અખંડ વહે છે. (બચાવની જુબાની રજૂ કરતો) આને માટે કોણી

જવાબદાર આપણું વાતાવરણ છે—જો કોઈ સવાલદાર નીકળે તો. (ઉંચા નીચા હાથે) ભણવું, ભણવું ને ભણવું! મુનીવરસીટીને મન એ અમારા પર ગમે તેટલો બોજો લાદે તોય, બીનતકરાર ચાલીએ એવાં અમે ગદ્ધાવૈતરાં પશુ હઈશું. (બેપરના આંગળાં ઉછાળી) ખુશીથી. ગરજ છે તે વેઠ કરીએ છીએ. નહિંતર....(ગળી જઈ, એક લટાર મારી) સોમવારે પરીક્ષા ને આજ શુરૂ લગી કલાસ ભરવા! નાદાન સ્વપ્નમાં આવે તે પણ પ્રોફેસર, પુસ્તક ને પરીક્ષાનાં! (એક સુન્દરીચિત્ર કેલેન્ડર સામે જઈ, છાતી પર હાથ મૂકી) અહ. મારે કયાં પરીક્ષાની પડી છે? (સુન્દરીના ગાલપર આંગળી ટેકવી) મારે આ પરીક્ષા પામવી છે. હું મારા પોતા ખાતર કયાં ભણું છું? એમ હોત તો આટલું બસ હતું. (સુન્દરી સામી ખૂબખૂબ દૃષ્ટિ ચોડી) એકલાં નહિં રહેવાય. નિશાળમાં લયલામજનૂ ને રોમિયોજૂલિયટ ભણવાં: ને ભણનારની આ સ્થિતિ? (ઠંડો પડી) પિતા જો આ એક ચિત્ર જુએ તો બધું સમજી જાય. બાકી મોંએ ચડીને કહેવાય નહિં. (મનને સલાહઅર્થે પૂછતો હોય તેમ) શું કરૂં? (જરા ટેલી પોતાથી બીજા ટેબલ તરફ વળી, ઉપર લટકતી એક છબી જોતાં) આ પ્રિયમુખરાય. માલા એની દેવી છે: એ એ માલાનું રમકડું છે. (કાન નીચે એક આંગળી લઈ જઈ) ને...વનવેલી? અદ્‌ભુત છે. હંસલને આંગળીને ટેરવે નચવે છે. એ પરમ મિલનની પ્રથમ સાંજે અમે કેવું નાટક ભજવ્યું?! જાણે હું જ દુષ્યંત! જાણે વનવેલી જ મારી શકુંતલા!!-ને-જાણે-કે હંસલ જ મારો વિદૂષક!!!

(આનંદમાં નૂતન લટાર મારવી શરૂ કરે છે. ઓરડીનું બારણું ખખડે છે.)

નૂતનઃ—કોણ છે વળી? ખાલી બારણે ખડખડ........

(નૂતન અડધુંક બારણું ખોલે છે ત્યાં ટપાલી બે કવર ફેંકી જાય છે.)

નૂતનઃ—(એક છલંગ મારી) Thanks, God. (કવરની કોર ફાડી) આવ્યો; આવ્યો. (ખડખડ હસી) અત્યાર લગીમાં મને શા શા વિચારો આવી ગયા? જાણે પર્વતની ટોચપરથી સાગરના તળિયામાં: ત્યાંથી વળી હતો ત્યાં ને ત્યાં!

(બારણું જોરથી અફાળી પરાગ પ્રવેશે છે.)

નૂતનઃ—(તડાતડ ચપટી વગાડતો) પરાગ, પ્રાઈમસ પ્રગટાવ.

પરાગઃ—કાગળ આવ્યો? દૂરથી ટપાલીને જોયો કે કલાસમાંથી ભાગો માર્યો! નૂતન, એનો જ ઉત્તર કે?

નૂતનઃ—એ કાંઇ તારા જેવી છે? (ચૂમીને, કાગળ નવલને આપી) લે. તું વાંચ ને હું સાંભળું.

(નૂતન પરાગને કવર આપવા જાય છે, ઓચિંતા મહીંથી કાગળના ટુકડા ખરે

પરાગ:—નૂતન, આ શું તૂત?

નૂતન:—(નમતા સૂરજ જેવો થઈ) આ ટુકડાપર તો મેં તેને પ્રેમપત્ર લખ્યો હતો. (ડાહ્યો થઈ) આવો ખાનગી પત્ર કદાચ કોઈ વાંચી જાય એ બીકે ફાડી નાંખી, બાળી નાખવા બીડ્યો હશે.

પરાગ:—(કવરમાંથી એક જૂદી ચિઠ્ઠી શોધી કાઢી) અને આ ચિઠ્ઠી પણ! નૂતન, એના અક્ષરનો મરોડ અજબ છે.

નૂતન (અદેખાઈથી) એનો પોતાનો મરોડ અજબ છે. (કૃત્રિમ ધીરજથી) વાંચ, જોઉં.

પરાગ:—"શ્રી. નૂતનરાય, તમે માત્ર મૂર્ખ નથી: દીવાન પણ છો......."

નૂતન:—(રાતા તોતા જેવા થઈ, બે હાથ વચ્ચે માથું નાંખી) બસ કર. ગાંડી થઈ ગઈ લાગે છે. Frailty, thy name is વનવેલી.

પરાગ:—(કટાણું મોં કરી, મનમાં) "તમારા પત્રના ટુકડા બીડ્યા છે. એને બાળી, ભસ્મ કરી, પચાવી જશો તો મૂર્ખાઈ ચાલી જવા સંભવ છે: દીવાન તો મટવાના નથી." (કાગળના એજ પળે ટુકડા કરી) અપમાનના પણ પ્રકાર હોય અધમ પ્રકાર હોવો અશક્ય છે. (ગળું જરા દબાવી, પ્રકાશ) નૂતન, ખરો માણસ આમાંથી શીખામણ લે. પ્રેમ કંઈ બજારૂ ચીજ નથી કે માગો એ દુકાનેથી મળી રહે.

(નૂતન બીજું કવર સોંપે છે. પરાગ, મશ્કરી ભરી આંખે નૂતન સામું તાકી રહી. ફૂરસદે કવર ફોડે છે.)

પરાગઃ—"પ્રાણથી અધિક વ્હાલા........"

નૂતનઃ—(ખાંડ ફાકી, ઉછળી) હં; નહોતો કહેતો? (હુકમના અવાજે) આગળ ચલાવ.

પરાગઃ—"વ્હાલા સ્નેહલ..."(કાગળ આમ તેમ ફેરવી, આશ્ચર્યમાં ગરકી પડી) અરે! આ તો પેલા ઢોરનો કાગળ.

નૂતનઃ—(નાતનો પટેલ ફેંસલો આપતો હોય એવી મોટપથી) ફોડયો ત્યારે વાંચવો.

પરાગઃ—"લી. સૌ. આપની ચરણ કમળની દાસી સરિતાના પ્રણામ વાંચજો. આપ ખુશીમાં હશો. હું પણ ખુશીમાં છું. તો ફિકર કરશો નહિં. તમે કાગળની આળસ કરો છો તે કરશો નહિ. આ કાગળ તાર માફક......"

નૂતનઃ—(પરાગને ધીરી તાળી દઈ, હા....

પરાગઃ—"તાર માફક જાણજો. તરત વળતી ટપાલે જવાબ લખજો. કાગળની સંઘાતે પરબીડીઆં મોકલવા કૃપા કરશે. તમારૂં સરનામું નક્કી મોકલજો. જવાબ જરૂર લખજો........

નૂતનઃ—જરૂર જરૂર.

પરાગઃ—"તમે ગોકળઆઠમની રજાઓમાં ઘેર જવાના હતા તે ગયા હતા કે નહિં તે લખી જણાવશો.......,"

નૂતનઃ—દિવાળી પહેલાં.

પરાગઃ—"તમે મને મારૂં નામ લખી, મારા બાપાનું નામ લખી કાગળ લખજો. મારા મામાની દીકરી બેન મેના ગુજરી ગઈ તે તમે જાણ્યું હશે. ન જાણ્યું હોય તો કપડાં ઉતારી આ કાગળ વાંચશો........"

નૂતનઃ—(ખડખડાટ હસી, પોતે પોતાની તાળી દઈ) વનવેલી આડી ફાટી તો ભલે ફાટી. આ સરિતા સામે એ રૂપિયા પાસે ઢબ્બુ જેવી છે. આ કેટલી ભોળી? એ કેટલી લુચ્ચી?

પરાગઃ—(બેધ્યાન રહી) "લી. સૌ. સરિતાના પાયલાગણ સ્વીકારશોજી."
(પરાગ હસતો હસતો કાગળ વાળવા માંડે છે. ને દયાભરી દૃષ્ટિએ કવરના શીરનામાને નીરખે છે.)

પ્રિયમુખઃ—(માલાને) મને એમ કે વનવેલીબહેન તમારા જેમ સાદાં, સીધાં ને સરળ હશે.

હંસલઃ—એમજ છે. માલાબહેન અમસ્થાં આડાં આવે છે.

પ્રિયમુખઃ—(દીન ભાવે) હં...તો ઠીક.

(મનમાં માલાને હંસલપર રીસ ચડે છે.)

નૂતનઃ—(ખુરસીપરથી ઉભાં થઇ, બેધડક અવાજે) સૌ સાંભળો. પ્રિયમુખમાં અકકલ આવશે એ અગાઉ દુનિયામાંથી અકકલકરો જડમૂળ જશે.

(સૌની આંખ ઉઘડી જાય છે. પ્રિયમુખ હાથનાં આંગળાં ચોળવા માંડે છે.)

પ્રિયમુખઃ—નૂતન, નૂતન, એ તને વધુ લાગુ પડે છે.

હંસલઃ—(હિસાબની પતાવટ જેમ) મારા ભાઇ, લડો છો શું! કોઇના કહેવાથી કયાં કશું લાગુ પડી જવાનું છે? ને કોઇના ન કહેવાથી લાગુ પડેલું કયાં કમી થવાનું છે? જેનામાં જેટલું હશે એટલું રહેશે.

માલાઃ—બરાબર.

(પ્રિયમુખ સાન્ત્વન પામે છે.)

પ્રિયમુખઃ—(વાત ઉડાવવા) બહેન, પાંચ દિ પછી તો પરીક્ષા!

વનવેલીઃ—(નવાઈ જેમ) ને દસ પછી રજા.

માલાઃ—હું તો ચોપડિયોની સામું નથી જોવાની.

હંસલઃ—એ ઓષધ ઉત્તમ. માટે ભણાવવું ઓછું.

(માલાનું મોં પ્રફુલ્લે છે.)

વનવેલીઃ—(માઠું લગાડી) એટલે તમે બધું કમને કરો છો એમજ ને!

હંસલઃ—એથી ઉંધું. પણ બને છે તો પ્રવાસે ઉપડવું છે—એવાય એટલું જેવા! પચાવાય એટલું પચાવવા.

(વનવેલી રાજી થાય છે. માલાનું મન મોળું પડે છે.)

માલાઃ—(મનમાં) આ હંસલનું શું સમજવું? કશી ખબર નથી પડતી.

વનવેલીઃ—(મનમાં) હંસલ ગેબી લાગે છે.

(પરાગ પ્રાઈમસ બંધ પાડે છે.)

પ્રિયમુખઃ—અરે ! ભૂલ્યો. (ટોપી ઉતારી, શીશી ઉઘાડી, હથેલીમાં તેલ લેતાં) આજજ ભૂલ્યો. (તેલ ઘસતાં) આની વગર વાળની ખુબી મરી જાય છે.

વનવેલીઃ—(આડું હસી, પ્રિયમુખ સામું ગંભીર જોઈ) અમે પણ તેલ ન નાંખીએ ત્યારે ખુબી વિનાનાં લાગીએ.

પ્રિયમુખઃ—(પટિયાં પાડતાં) હં....અ. મારી નજર સાચી ને? (સૌ બીજા કશાના અભાવે, એકમેક સામું જુએ છે.)

નૂતનઃ—(ખુરશીપરથી ઉભો થઇ મનમાં) જેવોતેવો ખુડથલ? આવતી ટર્મમાં કોઈ બીજો માગવો પડશે. સુપ્રીન્ટેન્ડન્ટ જયમણિસરદાર પણ મગજ સરખાંઓને એકઠા કરતા હોય તો? (વિચારી) પણ એમને જ મગજ કયાં છે? આ ચાર માસમાં તો મગજની મહોંકાણ વળી ગઇ.

(પરાગ પ્યાલારકાબી એકઠાં કરી ચા કાઢે છે.)

નૂતનઃ—(ટાંગેલ કોટમાંથી ડબ્બી કાઢી, સીગારેટ કાઢી, પરાગ પાસેથી બાકસ લઇ સળગાવી) ધૂમાડામાં મઝા છે એવી કશામાં નથી. પ્રિયમુખ, (ડબ્બો ધરી) લીજિયે.

(સૌ આ બન્ને સામું તાકી રહે છે.)

પ્રિયમુખઃ—(આંખોથી સમજાવી) નહિં.

નૂતનઃ—કેમ; આજે અપવાસ છે?

હંસલઃ—પ્રિયમુખ, રોજ લેતા હો તો આજે શરમાશો માં.

વનવેલીઃ—શરમથી ડરવા કરતાં શરમને ડરાવવામાં યોગ્ય બહાદુરી છે.

પ્રિયમુખઃ—(ડબ્બીમાંથી સીગારેટ ઉંચકતાં) હા. હૃદયની શરમ ન હોય ત્યાં આંખની કેટલા કામની?

(વનવેલી ચીડાયા છતાં ચૂપ રહે છે. પ્રિયમુખ સીગારેટ સળગાવે છે.)

હંસલઃ—(વનવેલી ને માલા તરફ વળી) ચાલીશું?

પરાગઃ—ચા નહીં પીતાં જાઓ?

(નૂતન ઉંચું જુએ છે.)

વનવેલીઃ—ના. નૂતનરાયનો ચાહ અમારા પર જોઈએ એથી વિશેષ પડતો છે.

(નૂતન પરણાયું નીચું જુએ છે. વનવેલી ને માલાની નજર વારાફરતી ભીંતપરના કેલેન્ડર પર જાય છે. સ્નેહલ આવી ચડે છે.)

સ્નેહલઃ—નૂતન, તારી માલવિકા આપ તો? જરા જોઈ જાઉં કે શકુંતલા, વિક્રમઉર્વશી ને માલવિકાઃ આમાં સૌથી નટખટ વિદૂષક કોનો છે?

(પ્રોફેસર જયમણિ, હોસ્ટેલ સુપ્રીન્ટેન્ડન્ટના હકકમાં, ટપકી પડે છે. સૌ ઉભા થઈ જાય છે.)

પ્રો૦ જયમણિઃ—શી ચલાવી છે? મિ૰ નૂતન, તમારી ઓરડી એ અખાડો છે.

વનવેલીઃ—ના, ધર્મશાળા.

માલાઃ—કયારેક પાંજરાપોળ.

સ્નેહલઃ—वसुधैव कुटुंबकम् ભાવનાના ઉપાસક હશે.

નૂતનઃ—(મનમાં) હા; પારકી સ્ત્રીને પોતાની માનવા પૂરતા.

(સાંભળતાં વેંત સીગારેટ સંતાડવામાં પડે છે. ધૂમાડા ચોરી છતી કરે છે.)

પ્રો૦ જયમણિઃ—નૂતન, પ્રિયમુખ આના ધૂમાડા કયાં લગી કરશો? બારી બહાર નીકળતાં ગોટગોટા તમારી ચાડી ખાય છે. તમારા સીગારેટના ધૂમાડાની મને ચિંતા નથી; બાપના પૈસાના ધૂમાડાની મને દયા છે.

(નૂતન ને પ્રિયમુખના પગના અંગુઠા ઓરડીનો મેલ લુએ છે.)

સ્નેહલ—(માલવિકા માટે નૂતનના ટેબલ પાસ જતાં) નૂતન, મારા નામનો પત્ર અહિં કેમ? (હાથમાં લઈ ફોટો જોતાં) આ ધંધો (કૂદકી કરી) સાહેબ, (છંદગીમાં પહેલીવાર વીરરસ ભજવી) આ અસહ્ય છે.

પ્રો૦ જયમણિઃ—નૂતન, કયા મોંએ તમે ફૂદકા મારો છો?

વનવેલીઃ—(વચ્ચે પડી) સાહેબ, અહિંથી હું તમારા પાસ આવતી હતી. નૂતનરાયની આ પહેલવહેલી મૈત્રકુટી નથી. પરમ દિવસે મને પત્ર ચીતરેલો. (જમીનપર ફેંકાડી) આ એના ટુકડા.

માલાઃ—ચોકખી વાત છે. જાણે એનાં દર્શન સુધી અમે ભૂખ્યાં રહેતાં હઈએ એમ વહેલી સવારે ને મોડી સાંજે એકએક વાર તો બાપની સાઈકલ

ક્ષમાશ ભંગલા નજીકથી નીકળ્યા વિના રહેવાની નહિ. એ વખતે તે ખાસ ટોકરી માગવાની.

નૂતનઃ—ના રે, સાહેબ.

પ્રો૦ જયમણિઃ—(રોફમાં આવી) મેં તમને કયાં પૂછ્યું? ચોરી કરતાં પકડાએલ ચોરને પરબારી કેદ મળવી જોઈએ.

હંસલઃ—(નૂતનની ટેબલપરની એક ઉઘાડી ચોપડીમાં નજર જતાં, એ પ્રો૦ જયમણિને બતાવતાં) જુઓ કવિની કવિતા. વાંચવાના ડોળ પાછળ, પોતે પોતાનું પાંડિત્ય ઘડી પહેલાં આમ ખરચતા હતા.

પ્રો૦ જયમણિઃ—(ચશ્માને દુર્બીન જેમ ગોઠવી) "વનવેલી વહા...."

વનવેલઃ—(જલ્દી રોકી) મારા ખાતર ન વાંચશો.

(હંસલ આંગળાં કરડે છે.)

સ્નેહલઃ—સાહેબ, સાહેબ, મારો કાગળ ફોડયો તેનું શું? મારે ન્યાય જોઈએ.

નૂતનઃ—(મીજાજ ફાટતાં) સ્નેહલ, તો અદાલતમાં ઉપડો. તારી તલસતી સ્ત્રીને પત્ર લખવાની તને નવરાસ ન હોય, તમારા પ્રેમપત્રવ્યવહારનાં પગરણ જો પત્નીથી અમલમાં મૂકવાનાં હોય તો—(છટાથી) તો તારૂં ભણ્યું બધું ધૂળ છે. ન્યાય તારે માગવો છેઃ તને માંગતાં આવડશે ખરો?

હંસલઃ—(આંટા મારતો, કડકાઈમાં) ભાષણ આપવાનો આ વખત નથી.

પ્રો૦ જયમણિઃ—નૂતન, કાં તો માફી માગોઃ નહિંતર મુંગા રહો.

નૂતનઃ—(આંખોની રગો લાલચોળ થતાં) મારૂં ભાષણ જેને ભારે પડતું હોય તેને અહિં ઉભા રહેવાની (હવામાં હાથ ઘસીને) જરાય જરૂર નથી. (પ્રો૦ જયમણિ તરફ વળી) સાહેબ, માફી! કોની માગું? શેની માગું?

સ્નેહલઃ—(મનમાં) સરિતાને સત્તરવાર ના પાડેલી કે કાગળ લખવા નકામા છે. પણ કહ્યું માને તો તો એ માનિની શાની?

નૂતનઃ—સાહેબ, સાંભળો. આ નૂતને હજુ પ્રભુ જેવા માણસની માફી નથી માંગી. ત્યારે માનવજંતુઓની તે શી ગણત્રી?

(પ્રો૦ જયમણિ નૂતનનો હાથ પકડે છે.)

નૂતનઃ—( પુરેપૂરા ગર્વમાં ) હાથ છોડી દો. તમે કૉલેજના પટાવાળા નથી. કહો ત્યાં આવવા તૈયાર છું. તમે પ્રોફેસર તરિકે તમારું પ્રોફેસરપદ જાળવો તો. અમે તે, મને વધુમાં વધુ શું કરશો? (હાંવ બેસાળી) કાઢી મુકશો. (નીરાંતનું હસી) બસ્સું ઓછું.

( હાથ ક્યારે છૂટી ગયો હોય છે એની પ્રો. જયમન્દિને ખબર નથી હોતી ).

પ્રો૦ જયમણિઃ—એમ છે, તો પ્રીન્સીપાલ સાહેબ મારફત, કૉલેજને છેલ્લા પ્રણામ કરી લો. ચાલો.

નૂતનઃ—( કેસરીયાં કરી ) પ્રણામ? પ્રણામ પૂજ્યને હોય: તમારા કૉલેજમાં એટલો પ્રભાવ ક્યાં છે?

પ્રોફેસર જયમણિ કે કોઇને કશું બોલવું સુઝતું નથી.

નૂતનઃ—સાહેબ. ( આવેશની અવધી થતાં, ગળગળો થઈ ) મારૂં છેલ્લું વાક્ય સાંભળી લો. હું કોણ છું; હું કેવો છું; મારી રગરગનું પાપ હું જાણું છું–જાણી જોઈને જાણું છું. પણ એને માટે પશ્ચાતાપનું એક ટીપું માત્ર (પીરા થઈ) મારા પાસ નથી. (ફાંસીએ ચઢનારની તૈયારીથી) ળ....સ.

મુન્તરી આવતાં ગાત્ર શિથિલ થતાં નૂતન કપાળ કૂટી આરામખુરશીમાં પડે છે. સૌ સ્તબ્ધ બની તાકી રહે છે. ચાના પ્યાલા પ્યાલાને ઠેકાણે રહે છે.)

[ પડદો પડે છે. ]



હિંદુસ્થાન.

# ઈટલીનો રાષ્ટ્રવિધાતા બેનિટો મ્યુસોલિની

લેખક:—છેલશંકર દ. વ્યાસ

રોમના સંથાગારમાં હજારો નગર જનોની મેદિની મળી છે. હૈયે હૈયાં દબાય છે. સર્વ કોઈ આતુર નયને એકજ વ્યકિતની રાહ જુએ છે. પીઠસ્થાન ઉપર સંભાવિત પ્રેક્ષકોની હકડાઠઠ જામી છે. પણ એકજ ઉંચેરી જગ્યા ખાલી છે. નગર વાસીઓ ડોક લંબાવી લંબાવીને, બારીઓની પેલી મેર નજર નાંખે છે. ત્યાં તો સંથાગારના બારણામાં કોણ પ્રવેશ કરે છે? એક સામટી દશ હજાર આંખો એ દશ્ય ઉપર થંભી જાય છે. પચીસ પચીસ શસ્ત્રધારી સૈનિકો પગથીઆં ઉપર સામ સામી કતાર બાંધીને ખડા રહે છે, એમની શમશેરો અધર અવકાશમાં અણિએ અણિએ ભેટે છે. ઝળકતી તલવારોની તોરણબદ્ધ ગજાર રચાય છે. અને તે નીચે વેંત વેંત આગળ છાતી કાઢીને, કરડાકીભર્યે ચહેરે શાર્દૂલસમો મ્યુસોલિની મલપતી ચાલે મંદિર દ્વારમાં પ્રવેશે છે. એક સામટા સો અમલદારો આસનો પરથી ઉઠીને સલામ ભરે છે. સગૌરવ શીર્ષ નમાતો એ નરવર આગળ ધપે છે. જન સમૂહ ખડે પગે એને વંદના કરે છે, દશ હજાર કંઠમાંથી 'જય હો માતા ઇટાલીનો' એવો બુલંદ અવાજ ધુમ્મટધારી સંથાગારને ભરી રહે છે. ઇટાલીનો રાષ્ટ્રવિધાતા વ્યાસપીઠ ઉપર ચડી કોઈ દૈવી સત્તાધારીની શકિનદંડ સમો પોતાનો હાથ લંબાવે છે. પુરવાસીઓમાં ગરવી શાંતિ પથરાઈ રહે છે. મ્યુસોલિનીની વાગ્ધારા એમને રાષ્ટ્રભાવનાના દેશ ભકિતના કોઇ અનેરા પ્રદેશમાં ઘસડી જાય છે. મંત્રમુગ્ધ બનેલા શ્રોતાઓના કાન ઉપર ગેબી પડછંદાની પેઠે, પ્રેરણાદ્દતના દિવ્ય સંદેશની જેમ, મ્યુસોલિનીના છેલ્લા શબ્દો અથડાય છે.

'પ્રજાને પોતાની ધ્યેયસિદ્ધિ માટે શાંતિની, સુખની, સગવડોની જરૂરત છે. પ્રજાને આજે નવચેતના જોઈએ છે, શકિતઓનો વિકાસ પ્રજા વાંચ્છે છે: બહારની દખલગીરી વિના, લવલેશ મુશ્કેલી વિના, આપત્તિઓને વેગળી રાખીને ઇટાલીના

---

આધારભૂત ગ્રંથો અને લેખો:—


(1) *Life of Benito Mussolini by Signora Margherita.*
(2) Mussolini The Man by 'On looker' Empire Review.
(3) Mussolini A Biography Backwards by Vladimir Poliakoff.
(4) Gambetta calls on Mussolini........Fortnightly Review Dec. 1923.
(5) Black Shirt and Black Cassock by F. Britten Austin.
(6) Mussolini and his Methods by Vladimir Poliakoff-Fortnightly *Review May 1923.*
(7) Mussolini Betrays Himself by James Murphy. New York 'Nation'

પુત્રોને અવિરત કર્મયોગ સાધવો છે. મારી પ્રજાને, મારા બાંધવોને શાંતિ અને સુખ સ્વાસ્થ્ય આપવા માટે જો શયતાનનો સંગ કરવો પડતો હોય તો આજ ઘડી હું તે માટે તૈયાર છું. Fight to the end incessantly is my motto. Follow me if I advance, avenge me if I die, kill me if I retreat: વીર ઇટાલીઅનોને મારો સંદેશ છે કે, જો હું આગળ પ્રગ-પ્રગતિમાં પગલાં માડું તો તમે મારી પાછળ ચાલ્યા આવજો. સ્વાધીનતામાં હું ડગું અગર સમર ક્ષેત્રે પાછો હઠું તો મારા પ્રાણ હરજો. ઇટાલીને કાજે શત્રુ સમજીતાં મારો દેહ પડે તો તમારા નેતાનું–મારૂં–વેર વસૂલ કરજો."

રોમન પ્રજાને હર ઘડીએ આવી ઉન્માદકારિ, બળતી પ્રેરણાનાં પાન કરાવી તેમની રાષ્ટ્રીય અસ્મિતાને સદા જીવન્ત રાખનાર આ નરવીરનું નામ આજે આખા યુરોપની જીહ્વાને અગ્રે ચઢયું છે.

"બેનિટો મ્યુસોલિની"! યુરોપના રાજપુરૂષો એ બે શબ્દો ઉચ્ચારીને ભવાં સંકોચે છે, હોઠ ઉપર તર્જની મૂકી ગંભીર બ્રમણે ચડે છે. ઇટાલીના પ્રાણદાતા એ પુરૂષપ્રવર જગતના રાજપુરૂષોને હંફાવનારો મહા ચાણક્ય છે, ઇટાલીના નવયુગનો એ Machiavelle છે.

ઇટાલીની બળવતી ને અનુદાર છતાં ઉત્કૃષ્ટ રાષ્ટ્રભાવના 'ફેસિઝમ'ના આ પિતાએ ફોર્લી પરગણાના પ્રેડાપીઓ ગામે એક ગરીબ લુહારને ઘેર ઈ. સ. ૧૮૮૩ ના જુનની ઉજળી સવારે પ્રથમ પહેલાં દુનિયાના અજવાળાં નિહાળ્યાં. ત્યારે તેનો પિતા એલેસાન્ડ્રો નાની એવી કોડમાં લોઢાં ટીપતો અને તેની માતા રોઝા માસ્તોની ગામની કન્યાઓને ભણાવતી. બન્નેના સહચારી જીવનમાંથી કુટુંબના પોષણનું સાધન આમ મળી રહેતું.

એનો પિતા એલેસાન્ડ્રો કંઇ એકલો વસવાયો લુહાર નહોતો. તમ લોઢાં ઉપર પ્રચંડ ઘણ પ્રહાર કરતી વેળાએ તેના મગજમાં રાજવ્યવસ્થાની ને સમાજવાદની

---

(8) The Dictatership in Italy by Prof. G. Salvemini.

મહા ઉથલપાથલો થયા કરતી. છીણી હથોડાને બે ઘડી વિશ્રાન્તિ આપી તે ઘણીક વાર ગામના લોકોને ક્રાન્તિકારક ઉપદેશો આપવા વળગી જતો. ગરીબ લુહાર છતાં તે બળવાન વિચારક હતો. એક વાર તો ગ્રામ્ય પ્રજાને રાજ્ય સામે ઉશ્કેરી મૂકવાના આરોપસર તેના પર અદાલતમાં કામ પણ ચાલેલું. તુરંગ નિવાસ તો એણે ઘણીક વાર સેવેલો-માત્ર સિદ્ધાંતના પાલન અર્થે, કોઇ ગુન્હો કરીને નહીં.

સ્વાધિનતાના પૂજારી પિતા અને સુધારક છતાં ધર્માભિમાની ને સસ્કારી માતાની શક્તિના પ્રતિબંધ રૂપ બાળક મ્યુસોલિની જન્મ સાથેજ સમાજવાદને વરીને આવ્યો હતો. આજનો રાષ્ટ્રવિધાતા બેનિટો મ્યુસોલિની એ બીજ સ્વરૂપનો અકુંઠિત ને વિરાટ વિકાસ માત્ર છે.



ઇટાલી એવો દેશ છે કે જ્યાં પ્રત્યેક કુટુંબને ભૂતકાળની કંઇ ને કંઇ ભવ્ય વિશિષ્ટતા હોયજ છે. હરેક કુટુંબને તેનો પરંપરાગત ઉજળો ઇતિહાસ છે. એ ભૂમિજ વીર-પ્રસુ છે. મ્યુસોલિની કુટુંબને પણ સદીઓનો ગૌરવવંતો ઇતિહાસ છે. એ કુટુંબની

આસપાસ કેવી કેવી પરંપરાગત વિરાટ ભાવનાઓ સંકળાઈ ગઈ છે! રોમના સેંકડો વર્ષ પહેલાંના પ્રાચીન લત્તામાં મ્યુસોલિની કુટુંબનું નામ ધારતી એક ગલી છે. મૂળ રોમન પ્રજામાંથી અવતરેલા આ કુટુંબને છેલ્લાં ત્રણસો વર્ષમાં પણ જર જાગીરોની માલેકી હોવાનાં પ્રમાણો મળી આવે છે. બોલોનાના સેંકડો વર્ષના ઈતિહાસમાં મ્યુસોલિની કુટુંબનું નામ પ્રખર તેજે પ્રકાશતું માલુમ પડે છે. બારમી સદીના અંતમાં ઈટાલીમાં જે અમીર કુટુંબો હયાત હતાં, તેમાં મ્યુસોલિની કુટુંબ અગ્રણી લેખાતું. ૧૨૭૨ માં જીયાકોમો મ્યુસોલિની નામ મહારથી ઈટાલીની સેનાનો નાયક હતો અને એના વ્યક્તિત્વભર્યા નેતૃપદ નીચે ઈટાલીના વિગ્રહખોર સૈનિક પક્ષોને શાન્તિ જાળવીને રહેવું પડતું. અમીર છતાં પ્રજા પક્ષે લડવું એ તો મ્યુસોલિનીઓનો વંશપરંપરાનો જીવનમંત્ર છે. ઠેઠ ૧૪૦૩ માં પણ પ્રજા પક્ષમાં ભળવા બદલ એ કુટુંબને હદપારી મળ્યાની વાત ઈતિહાસમાં નોંધાઈ છે. રૈયતની સ્વાધીનતાના સાથે આ કુટુંબના નરવીરો પ્રજાની સ્વતંત્રતાને કાજે જીવન સમર્પી દેવામાં પણ રોમ અનુભવતા નહીં. ચૌદમી સદીની આખરમાં પ્રકટેલો જ્યાકોમો મ્યુસોલિની પ્રજાને પક્ષે શસ્ત્રો વીંઝતા વીંઝતા બંદીવાન થયા પછી હસતે વદને ફાંસીને માચડે ચડ્યો હતો. ફરીથી એ કુટુંબને હદપારી મળી, એટલે બોલોના છોડીને તે રોમાના Romagna પ્રદેશમાં આવી વસ્યું. એજ ધન્ય ભૂમિમાં ગરીબ બનેલા લુહાર મ્યુસોલિનીને ઘેર બેનિટોનો-ઈટાલીના આજના રાષ્ટ્રવિધાયકનો જન્મ થયો.

બન્યો કે અંતે તેને કૉલેજમાંથી બરતરફ કરવો પડયો. વિદ્યાર્થીઓને ફીટાડી મુકવાના આરોપસર એને સત્તાધારીઓએ હાંકી કાઢયો.

બેનિટોના પિતાને બંડખોર છોકરાના વર્તન ઉપર ક્રોધ વ્યાપ્યો. ફરીથી તેને ફોર્લીમાં અભ્યાસ કરવા ધકેલ્યો, ત્યાં રહી બેનિટોએ શિક્ષકની પદવી પ્રાપ્ત કરી. એ વખતે તેની ઉમર માત્ર ૧૮ વર્ષની હતી.

શાળાઓના ગુંગળાવનારા વાતાવરણમાં બેનિટોના દિવસો કેમ કર્યા પસાર થતા નહોતા. એનો સ્વાધીન આત્મા બંધનો ભેદીને નિર્બંધ વિહરવા ચાહતો હતો. શિક્ષણ પુરૂ થતાંની સાથેજ તેણે સ્વાધીન ને અનિયંત્રિત બનીને દુનિયાના વ્યવહારોમાં પગલાં માંડયા. ગ્યુએલતેરીમાં તે શાળાનો શિક્ષક બન્યો એજ દિવસથી તેના અજબ વ્યક્તિત્વનો વિકાસ આરંભાયો; ગ્યુએલતેરીમાં જઇનેજ એણે પ્રથમ તો જાહેર સભા બોલાવી અને પ્રજાની સ્વાધીનતા ઉપર ધગધગતું ભાષણ આપ્યું. અઢાર વર્ષના તરૂણની વકતૃતા ઉપર લોકો ઘેલાં બન્યાં.

આ વયેજ બેનિટોના ચારિત્ર્યમાં અદ્‌ભુત મક્કમતા હતી. એકલ જીવન ગાળી નિજાનંદ માણવાની એની પ્રકૃતિ કોઇ યોગી સમાન હતી. અને છતાં એનું જીવન-દર્શન વિશાળ હતું, એની રસવૃત્તિઓ બળવતી ને વિવિધ હતી. જ્યારે યૌવનનું નવું લોહી ધસતું હોય ત્યારે વેગવતી વૃત્તિઓ અમુક ચોક્કસ દિશામાં વળી કોઈ વસ્તુ ઉપર આવેગપૂર્વક ઠલવાય છે. બેનિટોની મનોવૃત્તિ વાઙ્મય ઉપર સ્થિર બની અને સાહિત્ય ઉપર એનો આવેશમય પ્રેમ ઉતર્યો. દિવસોના દિવસો તે સરસ્વતીની આરાધના ઉપર એકાન્ત ઓરડીમાં ગાળતો. ઇટાલીના સાહિત્યકારોના મહાસાગર એણે મંથી નાંખ્યા અને પોતાની લેખનીને અંકુશત વહેવા દીધી; દિવસે દિવસે, પ્રતિમાસે એની ઓજસ્વિની કલમમાંથી કાવ્યો સર્જાયાં, સબળ વિચારણા રજુ કરતાં સમાજ-વાદના લેખો જન્મ્યા; ઝોમદાર ભાષા, સચોટ વિચારણા, મુદ્દાસર વસ્તુવિધાન અને પાસાદાર સ્ફુટ પાત્રાલેખન નિર્દેશતી નવલ કથાઓ ઉદ્‌ભવી. અનેરી કલાના નમુના તરિકે આ કૃતિઓ શિરોમણિ પદને લાયક નહીં હોય પણ વિશદ ને વેધક બુદ્ધિ શક્તિની પ્રતીક તરિકે તો તે અમર રહેશે. વીરત્વનું એ તો અવિકારી લક્ષણ છે કે જે માર્ગમાં તે ઝુકાવે તેમાં અસાધારણ આભા વડે ઝળકીજ ઉઠે. આજનો અથંગ રાજપુરૂષ મ્યુસોલિની એક વખતે સાક્ષરવીર હતો.

શૈશવ અને યૌવનમાં બેનિટો મ્યુસોલિનીને તેના પિતા કરતાં માતા તરફથી વિશેષ પ્રેરણા મળી. રોઝા માલ્તોની મેધાવિની, ધર્મરક્ત અને વિશુદ્ધ ચારિત્ર્યવાળી સતી હતી, એને લગભગ સાધ્વી કહી શકાય. એના માનસનું પ્રતિબિંબ બેનિટોએ ઝીલ્યું. ધર્મોચ્છેદક પિતા કરતાં શ્રદ્ધાળુ માતાની ભક્તિ એના હૃદયને સ્પર્શી શકી. ધર્મ ઉપર આસ્થા જમાવવા છતાં બેનિટો ધર્મવિધિઓને અને લાંબા કર્મકાંડોને ધિક્કારતો. મંદિરનો પ્રાર્થનાવિધિ એને સાલતો કારણ કે એમાં ભક્તિ

પોતાની સંતતિને માથે ઓઢાડવા નિશદીન પ્રયત્નશીલ રહેતો. મ્યુસોલિનીની પ્રકૃતિમાં ગુપ્ત રહેલા સમાજવાદને સ્વીત્ઝર્લાંડના સીમાડામાં વિકાસનું વિશાળ ક્ષેત્ર સાંપડયું. સ્વીત્ઝર્લાંડમાં રહીને આ વિલક્ષણ ને પ્રતિભાવંતા મજુરે આપન્ન મજુર જીવનનો અભ્યાસ શરૂ કર્યો. નિ:કંચન કચડાએલા મજુરોને ઘેર ઘેર જઇ એણે આશ્વાસન દીધાં, સ્વમાન અને આત્મગૌરવના બોધપાઠ સંભળાવ્યા. ગામડે ગામડે આથડી એણે મજુરોની મહાસભાઓ બોલાવી અને આઝાદીના ચૈતન્યવંતા વ્યાખ્યાનો આપ્યાં. એની અવિરત પ્રવૃત્તિઓએ એને મજુરોનો મહાવીર બનાવ્યો. દશ કલાક મજુરી, સાંજે બેત્રણ કલાક વાંચન, રજાને દિવસે ભાષણો અને સંગઠ્ઠન, મુડીદારો સામે કામદારોની અસ્મિતા જાગૃત કરવી, આવો અથાક પ્રવૃત્તિમય એનો દૈનિક જીવનક્રમ હતો. રાક્ષસી શકિતથી તે કામ કરતો, જુવાનીનું આભ-વિહારી ઝેમ એને અનંત મુશ્કેલીઓ સામે ટકાવી રાખતું.

એક દિવસ જીનીવામાં અથંગ ફ્રેંચ સમાજવાદી પ્રોફેસર જોરેનું આગમન થયું. એણે જાહેરસભા બોલાવી, ભાષણનો કાર્યક્રમ ગોઠવ્યો. એની વકતૃતા ઉપર જીનીવાની જનતા મુગ્ધ બની. શ્રોતાઓએ એને તાળીઓના હર્ષનાદે વધાવ્યો. સભાપતિએ બુલંદ સ્વરે પૂછયું, "શ્રોતાજનો! આ વિદ્વાન પ્રોફેસરનાં મન્તવ્યો સામે કોઇનો વિરોધ છે?" એક પણ માણસે ઉંચું માથુ ન કર્યું. સૌએ ફરીથી હર્ષનાદ વડે પ્રો. જોરેના સિદ્ધાંતોમાં સંમતી સૂર પૂર્યો. પણ એટલામાં તો એક ઠરેલ મક્કમ ને આત્મવિશ્વાસી અવાજ સંભળાયો, "જોરેનાં સિદ્ધાન્તો સર્વમાન્ય નથી. મારો મતભેદ હું જાહેર કરવા રજા લઉં છું."

હજારો આંખો એ અવાજના ઉચ્ચારનાર ઉપર થંભી ગઇ. ૨૦-૨૧ વર્ષના એ ઉછરતા તરૂણ ઉપર સભાજનોએ તિરસ્કારનું હાસ્ય ફેંક્યું. જોરેએ તેને વ્યાસપીઠ ઉપર બોલાવ્યો. માથું ઉછાળીને મક્કમ પગલે મ્યુસોલિની પીઠસ્થાન ઉપર ખડો થયો. પૂરા કલાક સુધી એણે વાણીનો અપ્રતિહત ધોધ વહાવ્યો. જોરેના સિદ્ધાંતોનું એણે શાસ્ત્રીય ચર્ચા વડે ખંડન કર્યું. જોરેએ તેજસ્વી છોકરાનો વાંસો થાબડયો અને હજારો સભાજનો સમક્ષ ભવિષ્યવાણી ઉચ્ચારી, "આ છોકરો એક દિવસ મહાપુરૂષ થશે. આખો યુરોપ એની હાકલે ધ્રૂજી ઉઠશે."

એ પ્રસંગ પછી તો મજુર મ્યુસોલિની સ્વીત્ઝર્લાંડમાં પ્રસિદ્ધ પુરૂષ બન્યો. દિવસે મજુરોનાં સંગઠ્ઠનો કરીને એણે સ્વીત્ઝર્લાંડમાં મજુર સંઘો સ્થાપ્યા. મુડીવાનોની જોહુકમી સામે એણે ગામે ગામે મજુરોની હડતાળો પડાવી. સત્તા સામે કામદાર જનતાને એણે ઉશ્કેરી મુકી. અદના મજુરોને એણે સમાજવાદ અને સામ્યવાદની મદિરા પીવાડી. ઉપરાઉપર હડતાળો પડવા લાગી. સ્વીત્ઝર્લાંડની સરકાર ધ્રૂજી ઉઠી. એણે મ્યુસોલીનીને હદપારી ફરમાવી. જીનીવા છોડીને ગ્રામ્ય પ્રદેશોમાં ઉચાતંબુ જમાવ્યા, ત્યાંથી પણ એને તગડવામાં આવ્યો. સ્વીત્ઝર્લાંડ છોડીને તે પાછો ઉજળી આશાઓ સાથે ઇટાલી આવ્યો.

સ્વીત્ઝર્લાંડમાં રહીને એણે ફ્રેંચ ભાષાનો એવો સંગીન અભ્યાસ કર્યો હતો કે તેને ફ્રેંચ પ્રોફેસરની પદવી પણ એનાયત થઇ હતી. ઇટાલીમાં આવીને એણે એનેગ્લીઆ ગામની શાળામાં ફ્રેંચ શિક્ષકની નોકરી લીધી. પણ ઠેઠ જીનીવામાંથી તેની પાછળ પડેલી પોલિસ એનેગ્લીઆ સુધી પહોંચી હતી. જ્યાં ને ત્યાં લોકો તેની પ્રત્યે આંગળી ચીંધી કંઇક ગુફતેગો કરતા. પોલીસના પીછાથી કંટાળી એણે ફ્રાન્સનો કેડો લીધો. માર્સેલ્સમાં જઇને સમાજવાદનાં ભાષણો આપ્યાં; અને એકાદ બે માસના નિવાસ દરમ્યાન તો આખા માર્સેલ્સના મજુરો ખાસ મુડીવાદની જહાંગીરી સામે હડતાળો પડાવી. ફ્રેન્ચ મજુરો એને આરાધ્ય દેવની મિસાલે માન આપવા મંડી પડયા.

ક્રાન્તિકારક મ્યુસોલિની, ભયંકર મ્યુસોલિની, વિપ્લવનો ઉશ્કેરનાર મ્યુસોલિની ફ્રાન્સમાં પણ સરકારની નજરે આકારો ઠર્યો. ત્યાંથી પણ એને બરતરફી મળી. ફ્રાન્સની પોલિસે ઠેઠ ઇટાલીના સીમાડા સુધી એનો પીછો પકડયો. ૧૯૦૫ માં તેણે માતૃભૂમિમાં ફરી પગલાં માંડયાં.

ઇટાલીમાં આવતાં વેંતજ એના જીવનની સૌથી વિકટ વેળા આવી લાગી. મ્યુસોલિનીની પ્રેરણામૂર્તિસમી માતા અવસાન પામી. માતૃભક્ત મ્યુસોલિનીને એટલો સખ્ત આઘાત લાગ્યો કે મહિનાઓ સુધી તે મૂઢ માફક બેસી રહ્યો. એની ઉછળતી ચેતના ને અસાધારણ શકિત ઉપર જડતાનાં લેપ જડાઇ ગયા. આપત્તિ અને નિરાશાની વેળામાં નવચેતના ને અમર આશા અર્પનાર દૈવી શકિતનો–માતાનો લોપ થયો. એના દુઃસહ આઘાતે એને માંદગીને બિછાને પટકયો. વળી પાછો તે ઇટાલી ટ્રેન્ટો પહોંચ્યો. હવાફેરથી તબિયત કંઇક સુધરી કે તુરતજ ઓસ્ટ્રીઆના શહેરમાં વર્તમાનપત્રનું તંત્ર હાથ ધર્યું. એ પત્ર ઉપર ઓસ્ટ્રીઅન પોલિસની લાલ આંખ સદા ફર્યા કરતી. એની કટારોમાં એણે સમગ્ર યુરોપ આગળ પહેલવહેલું પ્રચંડ આહ્વાન ફેંકયું કે ઇટાલી દેશની સરહદ આલ્પ્સ પર્વત આગળ વિરામ નથી પામતી. ઇટાલીની સીમા આલ્પ્સને ઓળંગીને પેલી મેર કયાંય સુધી વીસ્તાર પામે છે. આ આહ્વાન સાંભળીને યુરોપના રાજપુરૂષો ઉંચા નીચા થવા લાગ્યા. ઓસ્ટ્રીઆએ પણ 'ભયંકર' મ્યુસોલિનીને ઓસ્ટ્રીઆની સરહદમાં ડગ દેવાનો પ્રતિબંધ કર્યો.

(ચાલુ)





# કમલેશ્વરી.

---

જ્યારે કો સરના પ્રસુપ્ત જલમાં
 કાંતિ નિહાળી રૂડી,

પ્રીછીને નિજ ચારુતા કિસયલો
 લોટી રહે મુગ્ધ થઇ,

–વર્ષાવે નભથી સુધારસ જહીં
 શ્વેતાંગ ચંદ્રી અને,

ત્યારે-સૌમ્ય સુણાય હાસ સરતું
 પદ્મો તણી દેવીનું.

જયન્તકુમાર.





લેખક:—રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા, બી. એ.

## પ્રકરણ ૧૮

### બકુલની કથા—ચાલુ.

( શ્રાવણ અંક પાન ૯૩ થી ચાલુ)

હવે ગયોને બકુલ ઉભી થઇ. તેણે જોઇ લીધું હતું કે એ અંધારા ઓરડામાંજ તેણે વખત પસાર કરવાનો હતો. તેના પગ લથડતા હતા; તેનું શરીર ધ્રુજતું હતું. હવેની હાજરીમાં જેમ તેમ કરી ભેગી કરેલી શક્તિ જોત જોતામાં અદૃષ્ટ થઇ. એક બાંક પર તે બેસી પડી. ત્હેનાથી સહેવાયું નહિ તે મોં ઢાંકી દઇ તે રોઇ પડી.

તે સ્વસ્થ થઇ ત્યારે લગભગ એક વાગી ગયો હતો. તે ઉભી થઇને ઓરડામાં બારણા તરફ નજર જતાં તે જકડાઇ ગઇ. બારણા બંધ હતાં. ધીરે પગલે તે પાસે ગઇ અને બાર ઠોકી જોયાં પણ બહારથી તે બંધ કર્યાં હતાં,

પોતે કેદ થઇ છે ત્હેવુ ત્હેને ભાન થયું. મનમાંને મનમાં તે કંઇક ગણગણી તેની આંખ લ્હોળી થઇ, તેના હોઠ ભીડાયા. સગૌરવ તે ફરી અને બાંક પર આવી પડી. શું કરવું તે તેને સુજ્યું નહિ.

થોડીક ક્ષણો ગઇ, પછી બારણું ધીરેથી ખુલ્યું અને એક ભટ્ટ થાળ લઇ આવ્યો ને થાળ મેજ પર મુકી, બકુલ સામે જરાક જોઇ રહ્યો. બકુલે આવનારને જોયો પણ તેની પરવા ન કરી.

ભટ દેખાવે પુલબટાઉ હતો. ત્હેના વાલ તેલ ફુલેલથી નીતરતા હતા. ત્હેની ન્હાની મુછના થોભીયાના વળ ચઢેલા હતા. ત્હેના કાંડે સોનાનું ઘડિયાળ બાંધ્યું હતું. ત્હેના બાટકી રસસામગ્રિથી કોઈ પણ જુવાન રસિકાનું મન લોભાવું જોઇએ એવી ત્હેની શ્રદ્ધા હોય એમ ત્હેની નજર પરથી લાગતું.

થાક્ષી નહિ. ગુસ્સાના આવેશમાં પણ બકુલને હસવું આવ્યું. હવેની કાયરતા પર ત્હેને તિરસ્કાર આવ્યો. હવે જે ખંડમાં ભરાયો હતો ત્હેનો આગળો તેણે બંધ કર્યો ને છુટકારાનો નિશ્વાસ નાંખી ઉભી રહી.

ત્હેણે એકદમ ગણત્રીઓ કરવા માંડી.

કંઈક નિર્ણય કરતી હોય તેમ તે દિવાનખાનામાં ગઈ ને ત્યાંથી બાહર તરફ ડોકિયું કર્યું. નીચે ભૈયો બેઠો હતો. એ રસ્તે છુટાય એવું ત્હેને લાગ્યું નહિ તે બારીએ જતી હતી એવામાં સ્હવારવાળા ભટ્ટને અંદર ભમતાં દીઠો. પરિપાકમાં તેણે બાજી રચી. એ અંદર આવ્યો એટલે સ્વર્ગની મેનકા ઉર્વશીને લજાવે એવી શણગાર લીલા કરી બકુલે કહ્યું.

"કેમ ભટ્ટજી."

સંસ્કારી, પવિત્ર પુરૂષોનું મન એકવાર તો સુન્દરી ચલીત કરી શકે છે એમ લોક કહે છે તો મલિન હવાનો માનવી મોહાંધ થઈ જાય એમાં શું આશ્ચર્ય? ભટ્ટના મોમાં પાણી આવ્યાં.

"જી" તે બોલ્યો. ત્હેને સુરજ સોનાનો ઉગ્યો હોય એમ લાગ્યું.

"ક્યાં સુધી આ પખંડ બીજો કરવો ને કરાવવો છે. તમારા જેવા રસિયા..........બકુલથી પણ વાક્ય પુરૂં ના થયું.

પણ ભટ્ટ બોલી ઉઠ્યો.

"તમે કહો ત્યાં લગી."

"ચાલો ત્યારે" બકુલે જીભ કરડી કહ્યું.

ભટ્ટ દિંગ થઈ ગયો. માનતો ના હોય તેમ બકુલ સામું એ જોઈ રહ્યો.

"જુઓ છો શું? ઝટ કરો." બકુલે પાનો ચઢાવ્યો.

ભટ્ટને આકાશમાં ઉડી આવવાનું કહ્યું હોત તો તે તૈયાર થાત. એ દશા એ અનુભવતો હતો.

"મારી ટ્રંક લઇ લેજો" બકુલે સુચના કરી.

બેઉ ઉતાવળે પગલે પાછલા દાદરથી ઉતર્યાં. ભટ્ટે બકુલની ટ્રંક લઇ લીધો. જરાવારમાં બેઉ રસ્તે પડયાં. બેઉએ ઝડપબંધ એક બે ગલીઓ વટાવી. એટલામાં એક ગાડી જતી હતી. બકુલે તે ઉભી રાખી ને અંદર ચઢી બેઠી. ભટે ટ્રંક અંદર મુકીને તે પગથિયું ચડવા જતો એટલે બકુલે કહ્યું.

ભટ્ટજી, ઘેર જાવ નહિ તો જેલમાં જશો ને એક રુપિયો ફેંકી કહ્યું "લે આ તારી મજુરી." અને ગાડીવાલાને હુકમ કર્યો "એ ચલાવ"

ભટ્ટ હેબકાઇ ગયો. તેણે સાચું માન્યું નહિ.

"જાવ, જાવ, શેઠાણી, એમ મશ્કરી શું કરો છો?" તેણે કહ્યું

તે ચાલતી ગાડીને વળગવા જતો હતો એટલે બકુલે કહ્યું

"નથી માનતો! પોલીસ બોલાવું છું"

ભટ્ટ એમ ચમકે એવો ન્હોતો. નીચાને લાજ શી? તેણે ગાડીનું બારણું ઝાલ્યું.

બકુલ વિમાસણમાં પડી એટલામાં રસ્તે પસાર થતા એક પુરુષને બુમ પાડી તેણે કહ્યું.

"એ ભાઇ, એ ભાઇ, આ મૂઓ મુઓને કોઇ પાછળ પડયો છે."

રસ્તાનો ચાલનાર અટકી ગયો. ત્હેણે બકુલને જોઇ, ભટ્ટને જોયો, બકુલના શબ્દોનું સત્યાસત્ય પ્રત્યક્ષ દીઠું. તે ઉતાવળે ગાડી પાસે દોડી ગયો ને ભટ્ટને ગાડીથી છુટો કર્યો. જોતજોતામાં પાંચ દશ લોક ભેગા થયાં બે ત્રણ જણે ભટ્ટને માર મારી જમીન પર પાડયો. દરમ્યાનમાં ગાડી જરાક આગળ ચાલી.

"બ્હેન, તમારે કયાં જવું છે? આ વખત ખરાબ છે. ત્હમે કહો તો હું મૂકી જાઉ"

બકુલ બોલનાર સામું જોઇ રહી. એને હવે કોઇનો વિશ્વાસ થતો ન્હોતો. બકુલ કાંઇ બોલી નહિ છતાં પેલાએ ગાડીની સાથે સાથે ચાલવા માંડ્યું. બકુલે ગાડી ધીરી ચલાવવા કહ્યું.

"કયાં જવું છે" ગાડીવાળાએ પુછયું.

"ભાટવાડી સેન્ડહર્સ્ટ રોડ" બકુલે જવાબ આપ્યો.

ગાડી ભાટવાડી આગળ ઉભી રહી.



# ઓસ્કર વાઈલ્ડ.

## એક પરિચય.

ઓસ્કર વાઈલ્ડ ગઈ સદીના અન્ત ભાગમાં સુપ્રસિદ્ધ થયેલો ઈંગ્લંડનો એક વિખ્યાત લેખક હતો. એ નાટકકાર, નવલકથાકાર, નિબંધો ને અવલોકનોનો લેખક તેમજ કવિ પણ હતો. પરંતુ સર્વથી વધારે તો એ કલાકાર હતો. એનો જન્મ ૧૮૫૬ માં થયો હતો અને એનો અદ્ભુત હાસ્યરસ અને મર્મ (wit) ની કુશળતા એને આ આઇરિશ વારસામાં મળેલાં. ડબ્લિનની કોલેજમાં ગ્રીક ને લેટિનમાં પ્રવિણતા દાખવીને એ ૧૮૭૪ માં ઓકસફર્ડમાં મૅાડલિન કોલેજમાં દાખલ થયો. ત્યાં ચાર વર્ષ પછી "રેવેના" નામનું કાવ્ય લખી એણે કવિતા માટેનું એક ઇનામ પ્રાપ્ત કર્યું તે ઉપરાંત પરીક્ષામાં પહેલા વર્ગમાં આવ્યો. એના કોલેજના દિવસોમાં વાઈલ્ડ એની વિચિત્રતા માટે પ્રખ્યાત હતો. એ રમ્મત ગમ્મતમાં કદી ભાગ લેતો નહિં, લાંબા વાળ રાખતો અને પોતાનો ખંડ મોરના પીંછા અને ભિન્ન ભિન્ન પ્રકારનાં પુલોથી શણગારતો. એ સમયમાંજ વ્હીસ્લરનો નવો કલાનો સિદ્ધાંત—Art for Art's Sake—પ્રચલિત થતો હતો. અને વાઈલ્ડ એ નવા સંપ્રદાયનો અનુયાયી પોતાને કહેવડાવતો અને એનો પ્રચારક થયો. એની અસાધારણ વિચિત્રતાની એટલી વાતો થતી અને એની વિરૂદ્ધ કેટલાક એવા ઉશ્કેરાયા કે ઓકસર્ડમાં એનો ખંડ થોડાક વિદ્યાર્થીઓએ તોડયો અને વાઈલ્ડને ઓકસફર્ડ છોડવું પડયું. પરંતુ કલાના એ નવા સંપ્રદાય (Aesthetic movement) નો પ્રચાર વધતો ગયો: વિલ્યમ મૅારિસ તથા રૉસેટીનાં કાવ્યો અને ચિત્રોની પ્રબલ અસર અંગ્રેજી અલંકારની કલા પર (decorative arts) થઈ. આ સંપ્રદાયનો વાઈલ્ડ એક નેતા હતો અને એના વર્તનની પુષ્કળ મશ્કરી થતી. "પંચ" માં એક રમુજી ચિત્ર (Cartoon) નો ભોગ થઈ એણે કીર્તિ મેળવી અને એનાં અયુકતભાસી વચનો (paradoxes) અને મર્મ વાકયો (witty sayings) બહુ જાણીતાં થયાં તથા ચોતરફ લેખકો એને ટાંકવા તેમજ એનું અનુકરણ કરવા લાગ્યા. થોડાં વર્ષોમાં તો વાઈલ્ડ એટલો પ્રખ્યાત થઇ ગયો કે ૧૮૮૨ માં એ અમેરિકામાં ભાષણો આપવા ગયો. ૧૮૮૪ માં એનાં લગ્ન થયાં.

આ વાર્તામાંથી પુષ્કળ ઉતારાઓ કોર્ટમાં વાંચી સંભળાવ્યા હતા. આ લાંબી નવલકથા સિવાય વાઇલ્ડે પોતાની ન્હાની વાર્તાઓનો સંગ્રહ Lord Arther Saville's Crime and other Stories ના પુસ્તકમાં બહાર પાડ્યો છે. અને એમાંની વાર્તાઓ આનન્દ આપે એવી છે. એમાંની પ્હેલી વાર્તાના વસ્તુ જેવો જ પ્રસંગ વાઇલ્ડની પોતાની જિંદગીમાં બન્યો હતો એમ કહેવાય છે અને એક પ્રસિદ્ધ જ્યોતિષીની આત્મકથામાં નોંધેલો પણ છે. વાઇલ્ડ જે સમયે લંડનની સમાજમાં અત્યંત માનીતો થઇ પડ્યો હતો અને ધનવાનોના મંડળોમાં પુજાતો ત્યારે એકવાર સંમેલનમાં એક જ્યોતિષીએ સર્વની વચ્ચે એનો હાથ જોયો. વાઇલ્ડ પોતે તો પડદા પાછળ હતો પરંતુ એ હાથ જોઇને જ્યોતિષીએ કહ્યું કે "આ માણસને દેશની શિક્ષા થશે" આથી આસપાસના મંડળને બહુજ રમુજ થઇ અને સૌ હસ્યા પણ વાઇલ્ડ તો માત્ર ફીકો પડી ગયો અને હસવાનો પ્રયાસ એટલું કર્યો. થોડાક વર્ષ પછીજ એ ભવિષ્યવાણી સાચી પડી. લોર્ડ આર્થરની હાસ્યજનક મુશ્કેલી પણ જ્યોતિષીથી ઉદ્ભવેલી છે. એ સંગ્રહમાં બીજી વાર્તાઓ પણ આનન્દદાયક છે.

વાઇલ્ડ વારંવાર કલા વિષેના પોતાના નવા ને ઘણું ખરું વિચિત્ર વિચારો માસિકોમાં લેખોદ્વારા પ્રગટ કરતો. એવા લેખોનો એક સંગ્રહ Intentions નામના પુસ્તકમાં એણે બ્હાર પાડ્યો હતો. એ પુસ્તકમાં ચાર નિબંધો છે પણ એમાં સૌથી ઉત્તમ તો The Critic as an Artist (કલાકાર તરીકે અવલોકનકાર) નો સંવાદ છે. મોડી રાતે બે મિત્રો કલા અને વિવેચન વિષે ચર્ચા કરે છે. એક મિત્ર દલીલ કરે છે કે પ્રાચીન કાળમાં અવલોકનકાર ને ટીકાકાર ન્હોતા એટલેજ ગ્રીક જેવી પ્રજા કલાની સુન્દર કૃતિઓ રચી શકી. બીજો મિત્ર એનો ઉત્તર દે છે કે ગ્રીક પ્રજા અવલોકનકારોનીજ પ્રજા હતી અને અવલોકન શક્તિ વગર સર્જન-શક્તિ અસંભવિત છે. આ લેખમાં કલા વિષેના પોતાના વિચારો વાઇલ્ડે એની નૈસર્ગિક શૈલીમાં દર્શાવ્યા છે. એનાં થોડાંકજ ઉદાહરણ આપવાં બસ છે. કલાની વિશિષ્ટતા વસ્તુપર નહિં પણ નિરૂપણ (Treatment) પર આધાર રાખે છે; કલાકારની વૃત્તિજ (Temperament) કલામાં પ્રાધાન્ય છે; કલા ને નીતિ બે ભિન્ન વસ્તુ છે અને વિચાર ભયંકર છે; સર્જન કરતાં અવલોકન વધારે સર્જક છે. આ ઉપરાન્ત "The Decay of Lying" નો એક બીજો સંવાદ પણ એ પુસ્તકમાં છે. તેમાં જીવન ને પ્રકૃતિ કલાનું અનુકરણ કરે છે તથા શૈલી વગેરે કલા વીધિ નિકળે છે એવાં સૂત્રોનું વાઇલ્ડે પ્રતિપાદન કર્યું છે. આ સર્વ ચમત્કારભાસી વચનોમાં કેટલુંક અર્થ વગરનું ને કેટલીક કેવળ શબ્દોનીજ કુશળ રમત છે. પરંતુ તેમાં ઠેર ઠેર કલાના નવા સંપ્રદાયની અસર જણાય છે અને કેટલાક સિદ્ધાન્તો અને મતોમાં તો ઉત્તમ પ્રકારની અવલોકનશક્તિ અને કલા તેમજ સાહિત્યનો ઉંડો અભ્યાસ દેખાઇ આવે છે. બ્રાઉનિંગ, કિપ્લિંગ કે હોલ કેન વિષેનો વાઇલ્ડનો મત તેમજ કવિતા સ્થાપત્ય અને ગ્રીક કલાનાં વર્ણનો આનાં ઉદાહરણો છે.

એ સર્વ ઉપરાન્ત એ સંવાદોનું વાતાવરણ અને એની પશ્ચાદ્‌ભૂમિ પણ આકર્ષક છે.

પરંતુ વાઈલ્ડ ખરેખરો વિખ્યાત થયો એતો એનાં ચાર હાસ્યરસિક Lady Windermere's Fan, Importance of Being Earnest, A Woman of No Importance, An Ideal Husband. એ ચાર નાટકોએ વાઈલ્ડને રંગભૂમિના જગતમાં તેમજ સાહિત્યના ક્ષેત્રમાં પ્રખ્યાત કર્યો. નાટક તરીકે તેમજ સાહિત્ય તરીકે એ નાટકો સરસ છે. એનાં હાસ્યરસ ને કટાક્ષ મઝા આપે એવાં છે. આજે પણ બર્લિન, વિયેના ને પેરિસમાં વાઈલ્ડના નાટકો જર્મન ને ફ્રેંચ ભાષામાં ભજવાય છે. શેકસ્પિયર પછી ઈંગ્લંડનો કોઈ નાટકકાર યુરોપમાં આટલો પ્રખ્યાત ત્યાં સુધી ન્હોતો થયો અને કદાચ હજીપણ બર્નાર્ડ શૉ ના અપવાદ શિવાય નહિં હોય. અને નાટકકાર તરીકે શૉ વાઈલ્ડનો શિષ્ય છે એમ તો શૉ એ પોતે સ્વીકાર્યું છે. વાઈલ્ડના નાટકના કલાવિધાન (Technique) ની અસર શૉ ઉપર સ્પષ્ટ રીતે જણાય છે; જો કે શૉ માત્ર શબ્દો ને વાકયોની રમત કરનાર કે વિચારોની વક્રોક્તિ કરનાર નથી અને જે ગાંભીર્ય, સહૃદયતા ને ઉદાત્ત ફિલ્સુફી શૉમાં નાટકકાર તરીકે છે એ વાઈલ્ડમાં નથી. વાઈલ્ડ "સેંટ જોન" ના લખી શકે. એમજ ગૉલ્સવર્ધીની માનવજીવન પ્રત્યેની અનુકંપા કે સામાજીક અન્યાય તરફનો રોષ વાઈલ્ડના નાટકોમાં નથી. એ નાટકોમાં રમુજ ને કટાક્ષ છે, બુદ્ધિનું પાટવ ને શૈલીની વિચક્ષણતા છે, પરંતુ એમાં કોઈ પ્રકારની ગહનતા કે સૂક્ષ્મતા કે ગૂઢ અર્થ નથી. એ મોહ પમાડી શકે પણ આપણા હૃદયની સંમતિ મેળવી ના શકે. એનાથી આપણે આકર્ષણ પામિએ છિયે છતાં અસંતુષ્ટ રહિયે છિયે. આનું મુખ્ય કારણ એકજ છે કે વાઈલ્ડનો કોઈપણ પ્રકારની ઉદાત્ત લાગણી કે કોઈ પણ વસ્તુપર શ્રદ્ધા ન્હોતી. એથીજ એ આંજી નાંખે છે ત્યારે પણ આપણને જીતી લઈ શકતો નથી. એની શૈલીનો દોષ ખરી રીતે એના વ્યક્તિત્વના દોષ ને લીધેજ હતો. આથીજ કેવળ બુદ્ધિની પોથી રમતોથી મનુષ્ય કંટાળી જાય છે અને એ સહૃદયતા અને અર્થની શોધ કરે છે.

આ સમયમાંજ વાઈલ્ડે Salome નામનું બાઈબલની કથાપરથી ઉપજાવી કહાડેલું નાટક ફ્રેન્ચમાં લખ્યું. ફ્રેન્ચ એકેડમીના ફ્રેન્ચ કરતાં એ તદ્દન જુદા પ્રકારનું અને ખુશ ભરેલું હતું છતાં પેરિસના સૌન્દર્યપૂજક લોકની પ્રીતિ એણે સંપાદન કરી અને સારાહ બર્નાર્ડ જેવી વિખ્યાત ફ્રેન્ચ કલાકારે એ ભજવી બતાવ્યું. ઈંગ્લંડમાં બાઈબલનાં પાત્રોને રંગભૂમિ પર લાવવાનો પ્રતિબંધ હોઈ એ ભજવી શકાયું નહિ. પરંતુ એ નાટકનાં ભાષાન્તરો યુરોપની વીશ-પચીસ ભાષામાં થયાં છે, તે ઘણે સ્થળે એ ભજવાયું છે. એ નાટક રમણીય છે એ તો નિઃસંશય છે.

આમ જ્યારે વાઈલ્ડ ઇંગ્લંડમાંજ નહિ પણ યુરોપમાં પણ પ્રસિદ્ધ થતો જતો હતો અને એની કીર્તિને શિખરે પ્હોંચ્યો હતો તેમજ એના પુસ્તકોમાં આવતો અનીતિનો ગૂઢ ધ્વનિ ને એના જીવન વિશેની વિચિત્ર વાતો વિસરાઈ જવાની હતી ત્યારેજ એની પડતી આવી. ૧૮૯૫ માં માર્કવીસ ઑફ ક્વીન્સબરીની સ્હામે વાઇલ્ડે બદનક્ષી માટે કેસ માંડયો પણ એમાં પોતે હાર્યો. વાઇલ્ડના અંગત મિત્રોએ એને ઈંગ્લંડ છોડી જવાની સલાહ આપી પરંતુ એણે એ માની નહિં અને એથી પોલિસ તરફથી એની ઉપર અમુક પ્રકારનાં અનીતિમય વર્તણુક માટે કામ ચલાવવામાં આવ્યું અને બે વર્ષની મજુરી સાથે સખ્ત કેદની શિક્ષા એને થઇ. આવા ઉર્જ્જ્વળ ને આશાજનક જીવનનો આવો દુઃખદ ને કરુણ અન્ત આમ આવ્યો. ધૂમકેતુના તેજની પેઠે એનો એકદમ અંધકાર થયો એ સમયે કેદના પોતાના અનુભવ પરથી વાઇલ્ડે Ballad of Reading Gaol નું જુસ્સાભર્યું ને લાગણી વાળું કાવ્ય લખ્યું છે. એમજ પોતાના ગત જીવનના પશ્ચાત્તાપ રૂપ De Profundis નામનો એક હૃદય દ્રાવક ઉદ્‌ગાર પણ લખ્યો છે જે એના મૃત્યુ પછી પ્રગટ થયો હતો. આ પસ્તાવાની સહૃદયતા વિશે પણ કેટલાકે શંકા કરી છે.* પણ એ છેક વાસ્તવિક નથી લાગતી. વાઇલ્ડ અત્યંત બુદ્ધિશાળી હોવા છતાં લાગણીથીજ દોરાતો અને વૃત્તિનો (mood) ગુલામ હતો. આવી લોકપ્રિયતા ને સામાજિક સન્માન પછી કેદનું એકાન્ત અને શરમ એને સાલ્યાં હોવાંજ જોઇએ. એથીજ એણે De Profundis માં કહ્યું છે કે જે પાપ આપણે એકાન્તમાં કરીએ છીએ એ કોઈ દિવસ આપણે પાતેજ પોકારીને દુનિયાને કહેવું પડશે. De Profundis માં Ballad માં વાઇલ્ડની કલા કરૂણતાથી રંગાયેલી છે. કેદમાંથી છુટયા પછી પણ વાઇલ્ડ લંડનની સમાજમાં મ્હોં બતાવી શકતો નહિં અને "સેબેસ્ટીયન મેલ્મથ" ના નામથી એ પેરિસ ઈત્યાદિ યુરોપના શહેરોમાં ફરતો ને રહેતો. પેરિસમાંજ ૧૯૦૦ ના નવેમ્બરમાં એ ગુજરી ગયો.

એના મૃત્યુ પછી ચાર વર્ષે The Duchess of Padua નું પાંચ અંકી નાટક પ્રગટ થયું. એ નાટક વાઈલ્ડે ૧૮૩૩ માં મેરિ એન્ડરસન ભજવે માટે લખ્યું હતું જો કે એણે એ ભજવ્યું ન્હોતું. એનું જર્મન ભાષાન્તર પણ પ્રગટ થયું હતું. એ નાટકનો આ 'પ્રતિજ્ઞા-બંધન' નામથી અનુવાદ છે.

વાઈલ્ડમાં ગહન બુદ્ધિ કરતાં મોહ પમાડે એવી પટુતા હતી. સહૃદયતા નહિં કુશલ વાક્ય રચવાની શકિત હતી. ઉંડો અર્થ નહિં પણ ઉલ્ટી રીતે વિચાર દર્શાવવાની વૃત્તિ ને અયુકતભાસી વાકયો રચવાનો શોખ હતો. આમાં જેમ સત્યનો ભોગ અપાય છે એમજ યુવાન લેખકો પર એની અસર સારી થતી નથી. એવી શૈલીનું અનુકરણ કરવું સહેલું થઇ પડે છે અને એમાં આંજી નાંખવા સિવાય બીજો હેતુ હોતો નથી. ઉદાહરણ તરીકે વાઈલ્ડ સામાન્ય ઉકિતયો ને કહેવતો ને છેક ઉલ્ટાવી

---

* જુઓ Oscar Wilde and Myself by Lord Alfred Douglas

હેતો કે એવા અસાધારણ પ્રયોગથી આરમ્ભમાં તો હાસ્ય ઉપજ્યા વગર રહેજ નહિં. Punctuality is the thief of time; Nothing succeeds like excess; indicretion is the better past of valour; imitation is the Sincerest form of the insult; in examinations the fools ask what the wise cannot answer; એવાં એવાં તો અસંખ્ય વાકયો એણે યોજ્યાં છે. આવી શૈલી આરમ્ભમાં તો આનન્દ આપે છે ને મોહ પમાડે છે પણ એમાં કંઇ ઉંડો અર્થ નથી જડતો ત્યારે વાચકને અસંતુષ્ટ બનાવે છે.

વાઇલ્ડ પોતે ગરીબ અવસ્થામાં ઉછરેલો હતો "અને લખીનેજ નિર્વાહ કરતો. છતાં એક ધ્યાન ખેંચે એવી બાબત એ છે કે એના નાટકો કે નવલમાં ગરીબ પાત્રો શોધ્યાં જડતાં નથી, બધા અમીર ઉમરાવોજ હોય છે. આનું એક કારણ એ છે કે વાઇલ્ડ પ્રખ્યાત થતો ગયો એમ ધનવાનોના મંડળોમાંજ ફરતો ને રહેતો. છતાં નાટકોમાં કે નવલમાં-પણ ધનપર રચાયેલી સમાજની વિરૂદ્ધ એ પોતાનો મત સબળ રીતે દર્શાવતો. એક સ્થળે એણે લખ્યું છે કે ધનવાનોની જમીનનો એક વાર વધે છે એથી ગરીબોના લત્તાનો એક માઇલ વધે છે. 'અને એમ પણ કહ્યું છે કે ગરીબોનો પ્રશ્ન એ ગુલામગીરીનો પ્રશ્ન છે અને આપણે ગુલામોને રીઝવીને એનો નિર્ણય કરવા મથીયે છીયે. પરંતુ એક વાર્તા આમાં અપવાદરૂપ છે. રાજ્યાભિષેકની આગલી રાતે એક યુવાન રાજાને સ્વપ્ન આવે છે; એમાં રાજદંડનાં મોતીઓ સમુદ્રમાંથી કહાડનાર તારાઓનું કષ્ટ, સુવર્ણમય વસ્ત્ર વણતા દરજીની મ્હેનત અને માણેક ખોળવા ખાણમાં ઉતરતા મજુરનું લોહી એ જુવે છે. અને એને ખાત્રી થાય છે કે બીજા ગરીબ છે એટલેજ પોતે ધનવાન છે તથા પોતાના રાજપદથી આટલું દુઃખ ને અધોગતિ રાજ્યમાં છે. બાજે દીવસે રદવારે એ સિંહાસનનો ત્યાગ કરે છે. આવા એકાદ બે અપવાદ શિવાય ગરીબોના અસ્તિત્વની વાઇલ્ડે ખબરજ ના હોય એવી એની કૃતિઓ છે. છતાં ઇચ્છા પ્રમાણે અને આનન્દ માટે લખી શકે એટલા કે શોખ માટે ઉડાવવા જેટલા પૈસા વાઇલ્ડ આગળ ન્હોતા. એ ભાષણો આપીને, વર્તમાન પત્રોમાં લખીને અને એક માસિક પણ ચલાવીને પોતાનો નિર્વાહ કરતો. આથીજ એને લાગતું કે દરીદ્રતાનો નાશ થાય તોજ કલાકારની પરતંત્રતાનો નાશ થાય. સમાજની પુનર્ઘટનાથી કલાને શો લાભ થાય અને કેવા પ્રકારની એ ઘટના જોઇયે એને વિશે બર્નાર્ડ શો સાથેના વિવાદના પરિણામે વાઇલ્ડે Soul of Man under Socialisin નો નિબન્ધ લખ્યો. એમાં એ કહે છે કે ગરીબોને કરકસર કરવાનું કહેવું એ ભૂખમરાથી પીડાનારને અપવાસ કરવાનું કહેવા જેવું છે. નિર્ધન મનુષ્યો અસંતોષી ને બળવાખોર હોય છે એ વાઇલ્ડને આશ્ચર્યજનક નથી લાગતું. તેઓ આટલા સંતુષ્ટને શાન્તિત કેમ હોય છે એજ આશ્ચર્યજનક છે એમ એ કહે છે. પાપને લીધે નહિં પણ ભૂખમરાને લીધે ગુન્હા થાય છે. અને ગરીબો સંતોષી હોય તો સંચ-

લકોએ જઈ ત્યાં અસંતોષનાં બીજ લાવવાં જોઈએ એમ વાઈલ્ડ સલાહ આપે છે કારણ કે અસંતોષ વગર પ્રગતિ નથી.

વાઈલ્ડ કાયદા ને રૂઢિયોની વિરૂદ્ધ હતો અને એ સર્વને સમાજના બંધનરૂપ ગણતો. "I am a born antinomian" (હું કાયદાનો જન્મથી વિરોધી છું) એમ એ કહેતો. એ વ્યક્તિવાદિ હતો અને સમાજનો હેતુ વ્યક્તિના સંપૂર્ણ વિકાસમાંજ છે એમ માનતો. કોઇ રાજ્ય કરે ને ઘણાને આજ્ઞા પાળવી પડે એની એ વિરૂદ્ધ હતો. યુવાવસ્થામાં પ્રજાસત્તાક રાજ્યની સ્તુતિનાં કાવ્યો રચેલાં પણ સ્વાતંત્ર્યની દેવીની આરાધના કરતાં કહેલું કે "એની 'મંદ આંખોવાળાં' બાલકો એના જુલ્મનું શાસન અને એની અરાજકતા મ્હને નથી રૂચતાં. આનું કારણ એ હતું કે જેમ બાયરન પ્રકૃતિને ચ્હાતો નહિ પરંતુ મનુષ્યથી કંટાળતો. * એમ વાઇલ્ડ સ્વાતંત્ર્યનો પૂજારી નહોતો પણ અધિકારનો વિરોધી હતો. "અધિકાર હંમેશ મનુષ્યને અધોગતિયે પહોંચાડે છે" એવો એનો મત હતો. પુરૂષો માટે એક પ્રકારનો કાયદો ને સ્ત્રી માટે બીજા પ્રકારનો એવું શા માટે હોવું જોઇએ ? કોઇ માટે કાયદાજ ન હોવા જોઇએ. નીતિનો પાયો સમાજના ભયમાં અને ધર્મનો પાયો ઇશ્વરના ભયમાં છે એમ એને લાગતું. De Profundis માં એણે કહ્યું છે કે એની દૃષ્ટિયે બે મનુષ્યોજ જગતના ઇતિહાસમાં સંપૂર્ણ થઈ ગયા છે: એક ક્રાઇસ્ટ ને બીજો ક્રોપોટ્કીન કારણ કે એ બંને વ્યક્તિના વિકાસને જીવનનું લક્ષ્ય ગણતા. સમાજવાદ આર્થિક સ્વાતંત્ર્ય તથા સમાનતા વ્યક્તિના વિકાસ વાસ્તેજ હોવાં જોઇએ એવો એનો દૃઢ અભિપ્રાય હતો. કારણ કે સમાજવાદ એ લક્ષ્ય નહિ પણ માર્ગ છે. અને અંતિમ ધ્યેય તો વ્યક્તિનો વિકાસ એજ છે. હાલની સમાજમાં એવો વિકાસ શકય નથી. માટેજ સમાજને ફરી રચવાની આવશ્યક્તા છે. સમાજવાદ એટલે સર્વ માટે મફત અન્ન અને મિલ્કતનો નાશ કે જેથી કમાવાની કે બીજાના ઉપયોગ માટે જીવન ગાળવાની જરૂર ના રહે. "મનુષ્ય પોતામાંથી સરજાવિને જગતને આપે એ શિવાય જીવનમાં કંઈ ઉપયોગી નથી." એમ De Profundis માં એ કહે છે કલામાં તેમજ જીવનમાં ખાસ ધ્યેય અનુકરણ નહિ પણ આત્મવિકાસ છે. આ વિકાસને વિઘ્નરૂપ રૂઢિઓનો નાશ થવો જોઇએ. સમાજ તો ગુન્હેગારને શિક્ષા કરીને વધુ ખરાબ બનાવે છે અને એનું વ્યક્તિત્વ કચરી નાંખે છે. ક્રાઇસ્ટની પેઠે એ પાપીને ચ્હાતો નથી પણ સૂધારવાને યત્ન કરે છે કે શિક્ષા કરે છે. પરંતુ આત્મવાદ અને પરમાર્થનો સંયોગ તો ક્ષમા ને પ્રેમજ સાધી શકે.

મનુષ્ય સમાજ કેટલો અપૂર્ણ ને ખામીઓવાળો છે એ વાઈલ્ડ જાણતો છતા એમ પણ માનતો કે એનું અંતિમ લક્ષ્ય કંઇ નથી. શ્રેષ્ઠ સમાજ તે એ કે જે વધારે ઉત્તમ સમાજ માટે માર્ગ કરે: આદર્શસૃષ્ટિ તે એ કે જે આદર્શને અધિક ઉન્નત કરવામાં સહાયરૂપ થાય. વાઇલ્ડના પોતાનાજ શબ્દોમાં કહિયે તો "આદર્શ

* જુઓ મોર્લિનો બાયરનપરનો નિબંધ.

કલ્પનાસૃષ્ટિ (Utopia) એ એવો દેશ છે કે જ્યાં માનવ નીતિ હંમેશ પ્હોંચતી જણાય છે અને જ્યારે માનવનીતિ ત્યાં પ્હોંચે છે ત્યારે આસપાસ નિહાળતાં, એથીએ વધારે ઉત્તમ સમાજ એની દૃષ્ટિએ પડે છે અને એ તરફ જાય છે. પ્રગતિ એટલે આદર્શસૃષ્ટિનું નિદર્શન.

વાઇલ્ડની કલાની ભાવના કે સામાજિક વિચારોનું પૃથક્કરણ સાહિત્યકાર તરીકેના તેના ગુણ અવગુણોની પરિક્ષા કે નાટકકાર તરીકેનાં એનાં અપણ વિષે નિર્ણય કરવાનું આ સ્થાન નથી. આતો માત્ર સાથેના નાટકના પ્રસ્તાવ રૂપે એક ટુંક પરિચય છે.*

ગગનવિહારી–લલ્લુભાઈ મહેતા.



* [illegible] (Oscar wilde by arthur Ransome) [illegible]

# પ્રતિજ્ઞા-બંધન.*

(એક પંચાંકી નાટક.)

## અંક ૧ લો,



### દેવ—મંદિર.

—:૦:—

(દેવ-મંદિરનો ફરસબંધ વિશાળ ચોકઃ વચ્ચે ઉંચા ઘુમ્મટોવાળુ દેવળઃ તેની સ્હામે મોટું જળાશયઃ મંદિર અને જળાશય વચ્ચે બન્ને બાજુ રોપેલ ઝાડની હારમાં રાજ-માર્ગઃ મંદિરની એક બાજુ સુંદર ઉદ્યાનઃ બીજી બાજુએ થોડા અંતરે તરૂ-વૃંદમાંથી ડોકીયાં કરતો રાજ-મહેલઃ

મધ્યાન્હનો સૂર્ય દેવમંદિરના નાના મોટા ઘુમ્મટ પરના સુવર્ણ કલશના ઓપ ચકાસે છે. મંદિરના દરવાજે બે બાજુ પર પથ્થરના સિંહ ચોકી કરતા ઉભા છે. બન્ને સિંહની બાજુમાં સામાસામી ડહેલીના ખાનામાં અફીણી ચોકીદારો ઘોરતા પડયા છે.

કવચિત પવનની એક લહરીથી ઘુમ્મટ પરની ધ્વજાઓ ફરકે છે. કે તે પરની નાની ઘંટડીઓ રણકે છે. કવચિત કોઈ પક્ષી થોડી ક્ષણ આકાશમાં ફરકે છે.

ઉદ્યાનમાં આ સમયે ત્રણ યુવકો લાંબી મજલ કાપી આવતા જણાય છે.)

**અમરસિંહઃ**—કુમાર હવે તો હું થાકયો છું. એક ડગ પણ આગળ ભરીશ નહીં.

**વિજયસિંહઃ**—મ્હારૂં તો આહીંજ મોત થશે. એક અણજાણ કામ માટે આટલી જહેમત ? કુમાર, હજુ ત્હારી—

**કુમારઃ**—નદી પાર થયા પછી નદીનાં વમળ ઘેરતાં હોય એવી વાત શા માટે કરો છો ? આ પુવારામાંથી હાથ મ્હોં ધોઇ જરા સ્વસ્થ થાઓ ત્યાં હું આવી પહોંચું છુંઃ

* ઓસ્કર વાઇલ્ડના "Duchess of Padua" ના નાટક ઉપરથી.

(અમર અને વિજય ગોદડી પર વિશ્રાંતિ લે છે. કુમાર આસપાસ ફરે છે)

જગ્યા તો આજ લાગે છે.

(બાગવાન ત્યાંથી પસાર થતો હોય છે તેને જોઇ)

ભાઇ, આ બાગનું નામ સુંદર-બાગ? અને આ બાજુનું મંદિર તેજ સુવર્ણ-મંદિર?

બાગવાનઃ—હા, એજ બાગ.

અમરઃ—બ-અ-સ, આ-જ, સુંદર-બાગ? અરે, આંહી કયાં શરબતના હોજ કે ગુલાબજલના ફુવારા છે!

(બાગવાન જાય છે.)

(કુમાર બેટમાંથી પત્ર કાઢે છે. અને વાંચે છે.)

"વખત-મધ્યાન્હ, શહેર-રાજનગર, સ્થળ-સુંદરબાગ, દિવસ અક્ષયતૃતિયા."

પણ તે આદમી કોણ?

(આગળ વાંચતાં)

".......આછા ભુરા રંગનો સાફો, ખભે ઝીકનો પટો, આછા ભુરા રંગની બેટ, અને ઘેરા ભુરા મતમલના મ્યાનવાળી તલવાર

પોશાખ તો રાજપુરૂષને શોભે તેવો છે.

અમરઃ—કદાચ ભાડે માગી લાવેલ પણ હોય.

કુમારઃ—અમર, આજથી પખવાડીયા પહેલાં એક ઘોડેસ્વાર મ્હને નદીના તટ પર મળ્યો. મારૂં નામ જાણી મ્હારા હાથમાં આ પત્ર મુકયો. ઉપર લખ્યું હતું. "ત્હારા પિતાના સ્નેહી તરફથી." અંદર હતું કે "તું કોણ? ત્હારા પિતા કોણ? એ સર્વ ભેદ, આ લખનાર કનેથી મળશે." મ્હને એટલે આમ આંહી બોલાવેલ છે."

અમરઃ—એટલે શું ત્હને ત્હારા પિતાની ખબર નથી?

કુમારઃ—ના.

વિજયઃ—તેનું સ્મરણ પણ નથી!

કુમારઃ—આછું પણ નહીં.

વિજયઃ—ત્યારે માનસિંહ કાકા કોણ?

કુમારઃ—આ પત્ર મળ્યા પછી મ્હેં એ ખુલાસો મેળવ્યો. કોઇ એક અણજાણ પુરૂષ મ્હને છેક બાલ્યાવસ્થામાં માનસિંહ કાકાને સોંપી ગયેલ. તે પુરૂષ કોણ મ્હને શા માટે ત્યાં સોંપી જવામાં આવે છે તે કશુંજ તેઓ જાણવા પામ્યા નથી.

(પાસેના મંદિરની ડહેલી પરથી બાર વાગતાંની ઝાલર સંભળાય છે.)

વિજયઃ—આ સમય તો થયો પણ પેલાનો પત્તો કયાં છે?

અમરઃ—મને તો લાગે છે કે આ એક મોટી મજાક છે. કુમાર, ચાલ ગામની ધર્મશાળામાં જઇ કાંઇ પકાવીએ. આંહી ત્હારૂં કાંઇ પાકે એમ નથી.

વિજયઃ—હાં, હા, ચાલો, કોઈ વિરહિણી જેમ પતિદેવના આગમનની રાહ જોતી હોય એમ એવી આકાંક્ષાથી ક્ષુધા દેવી મ્હારા પેટમાં અન્નદેવની રાહ જુએ છે.

**અમરઃ**—અને તૃષા એ એવીજ. કોઇ શાસ્ત્રી મહારાજના ગળાના સુકકા ઉપદેશ જેટલુંજ મ્હારૂં સુકકું થયેલ ગળુ શરબતની રાહ જુએ છે.

કુમારઃ—ભુખ અને તૃષા તો સર્વને સરખાં કકડીને લાગ્યાં છે પણ જે કામ માટે આટલે દૂરથી આવ્યા છીએ તે છોડીને પણ કેમ જવાય!

[પેલા ચિન્હવાળો આદમી દુરથી આવતો જણાય છે. પાસે આવતાં કુમાર દોડી તેને વળગી પડે છે. કુમારને સ્નેહથી દુર કરતાં]

સબળસિંહઃ—કુમાર, આવી પહોંચ્યો તો બરોબર.

કુમારઃ—(આતુરતાથી) શું મ્હારા પિતા હયાત છે?

**સબળઃ**—હા.

કુમારઃ—કયાં છે? કયાં છે?

સબળઃ—કુમાર, ત્હારી નસોમાં, ત્હારા લોહીમાં. અહો ત્હારા સ્નાયુઓ તો એટલાંજ સુદૃઢ, સુઘટ્ટ છે. ત્હારો બાંધો, ચહેરો સહુ તેનેજ મળતાં છે. ત્હારૂં મન પણ એવુંજ અમીરી હો.

કુમારઃ—કહો, કહો, મ્હારા બાપુ વિષેની બધીજ હકીકત મ્હને જણાવો. તમારો સંદેશ મળ્યો તે દિનથી સતત્ હું એજ ઝંખુ છું.

સબળઃ—આપણે એકલા પડીશું ત્યારે સર્વ હકીકત તને કહીશ.

કુમારઃ—પરંતુ, આ તો મ્હારા મિત્રો છે. મ્હારી સાથે ત્યાંથીજ સાથ કરી આવેલા છે. એક પણ વાત પરસ્પર આજ સુધી અમે છુપાવી નથી. એમની રૂબરૂમાં કાંઇ પણ હકીકત કહેવામાં કશીજ હરકત નથી.

સબળઃ—હા, પરંતુ આ એકજ વાત ત્હારે ત્હારા માટે છુપી રાખવી પડશે. કુમાર ત્હેમને જવાની આજ્ઞા આપ.

કુમારઃ—અમર, ત્હમે બન્ને ધર્મશાળામાં જાઓ ત્યાં હું હમણાંજ આવી પહોંચું છું. (ધીમેથી અમરને) સ્નેહના મુકુરમાં પ્રતિબિંબ રોકયાં તે રોકાતાં હશે? શું હું ત્હમારાથી વાત છુપાવીશ?

અમરઃ—હા, પણ એ વાત તેને તું ના જણાવીશ. ત્હેની આંખોમાં અગ્નિ છે, દઢતા છે.

[અમર અને વિજય જાય છે. કુમાર અને સબળસિંહ પાસેનાં એક લતા મંડપમાં જાય છે અને પથ્થરની બેઠક પર બેસે છે.]

કુમારઃ—હવે મ્હને સર્વ કહો. શું મ્હારા પિતા કદાવર હતા?

સબળઃ—કદાવર? જ્યારે તે ઘોડા પર સ્વારી કરતા ત્યારે રાજાના મુકુટ પણ નમી જતા, યોદ્ધાઓ માર્ગ કરી આપતા, તેના વાંકડીયા કેશ, ભરાવદાર સુંદર ચ્હેરો, સુરેખ શરીરમાં તરવરતી મોહક છટા, સર્વ ચક્રવર્તિને યોગ્ય હતાં. ત્હેનો અવાજ બુલબુલ જેટલો કોમળ છતાં સિંહ સમો ગર્જતો. દઢ ત્યારે નહીં કર્કશ, કોમળ ત્યારે નહીં અતિ મૃદુ. જ્યારે તે સ્વારીએ સ્હરતા ત્યારે મ્હારી છાતી તો ગજ ગજ ઉછળતી.

કુમારઃ—શું તે રાજા હતા?

સબળઃ—સર્વ મુગટ મુકનારાઓમાં તે રાજા હતા

કુમારઃ—ત્યારે રાજમંડલમાં તો તે શિરતાજ હતા.

[સબળસિંહ ઉભા થઈ જઇ ટ્હેલે છે. થોડી વારે કુમારને ખભે હાથ મૂકી]

સબળઃ—શિરતાજ હતા, કુમાર. પણ ઘાતકી રીતે તેનો શિરચ્છેદ થયો.

કુમારઃ—એટલે?

સબળઃ—એટલે એમ કે એક સાધારણ આદમીની માફક જલ્લાદને હાથે તેનો જાહેર ફાંસીથી વધ થયો.

કુમારઃ—( ફાટી ફાટી આંખે હાય. હમારી.)

બસ કરો આવી ઘોર વાતો સાંભળવા હું નથી આવ્યો.

સબળ:—કુમાર તમારે પણ મોટી જાગીર હતી, રાજવહીવટ હતો. આજતો એક સાધારણ તાબેદાર છું. કુમાર હું ત્હારા પિતાનો નાનો ભાઈ શક્તસિંહ.

(કુમાર ઊંઘમાંથી જાગતો હોય તેમ દોડી તેને વળગી પડે છે.)

કુમાર ત્હારૂં ખરૂં નામ રણવીર ત્હારા પિતાનું નામ અજયસિંહ.

કુમાર:—તેનો ખુની—

ત્હારા બાપુ અન્યાયના કટ્ટા શત્રુ હતા. પ્રજાના તે વત્સલ પિતા હતા. સરહદ ઉપર મહારાવની બહુ રાડ. રંજાડ હતાં. તેને પૂરો શીકસ્ત આપી સીધા કર્યા. મહારાવથી આ અપમાન સહન કેમ થાય? અને અજયસિંહને હરાવી પણ ના શકાય! એટલે પ્રપંચ શરૂ થયા.

કુમાર:—(જમૈયો ખેંચી) શું ખુની હજુ જીવે છે?

સબળ:—ના તે મરી ગયો.

કુમાર:—મરી ગયો? અરે ભીરૂ! અને મૃત્યુ તું પણ શું એટલું થંભી શક્યું કે હું જ તારૂં કામ કરી આપું

સબળ:—(કુમારનો આવેશમાં હાથ પકડી) હજુ પણ તું કરી શકે છે તારા પિતાનો વેચનાર હજુ હયાત છે.

કુમાર:—વેચનાર? શું મારા પિતા વેચાયા?

સબળ:—એક બજારી વસ્તુ માફક. અજયસિંહનો તે મિત્ર. તેના ઉપર કેટલો નિસ્સીમ પ્રેમ, અરે, કેટલો અડગ વિશ્વાસ! તેનાજ હાથે આ સોદો થયો.

કુમાર:—ત્યારે બાપુને વેચનાર તો હજુ જીવે છે.

સબળ:—અને હું અને તું બન્ને શ્વાસ લઇ રહ્યા છીએ.

(કુમારના મુખ પર આવેશ ધસી ઉઠે છે.)

કાકા, પરંતુ તે બદલ તેને શિરપાવ શું મળ્યો?

સબળ:—તારા પિતાનું રાજ્ય. મહારાવનો તે એક ખંડીયો રાજા બની રહ્યો છે.

સબળઃ—નામદાર તે મારો ભાણેજ થાય. ઉમ્મર લાયક થયો છે એટલે શસ્ત્રવિદ્યા શિખવા આહીં તેડાવ્યો છે.

ભૂપસિંહઃ—(હજુ કુમાર ઉપરથી દગ ખસેલ નથી) તેનું નામ ?

સબળઃ—જી કુમાર

ભૂપસિંહઃ—કોઇને હું ઓળખતો હોઉં તેને મળતીજ આ આંખો છે. (સ્વગત) હા. પણ તે તો નિઃસંતાન હતો

ભલે સબળસિંહ આપણે ત્યાંજ તે રહેશે અને શસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરવા અમે બંદોબસ્ત કરીએ છીએ.

(કુમાર નમન કરે છે. તેને)

છોકરા ત્હારા ચહેરા પરથી તું પ્રમાણિક હો એમ જણાય છે. કેટલાએક સદ્દગુણ ,દુર્ગુણ હોય છે. જેમ કેટલાક દુર્ગુણ સદ્દગુણ હોય છે તેમ. કુમાર સદ્દગુણના ખજાના તું લુંટાવતો ના. પ્રમાણિકપણાનો ઉપયોગ બહુ તો પ્રદર્શન પુરતોજ થવો જોઇએ. બુદ્ધિમત્તા એ પણ આ જમાનાની ઘેલછા છે. લોકો બુદ્ધિ શાળી મનુષ્યને તિરસ્કારે છે. અને હું લોક સમસ્તને ધિકકારૂં છું. તું પણ તેમજ તેઓને ધિકકાર જે. તેમની પરપોટા સમ પ્રશંસા અવગણવા હું એટલી કાળજી રાખું છું કે લોક પ્રિયતાનું અપમાન મેં ભાગ્યેજ અનુભવ્યું છે.

સબળસિંહઃ—(સ્વગત) લોકો પણ આપને કયાં ઓછા ધિક્કારે છે.

ભૂપસિંહઃ—પરંતુ તું શાહાપણ દાખવજે જગતના વ્યવહારમાં અથરો કે અધીરો બનતો ના. બીજા વિચારેજ કાયનો અમલ કરજે કારણ પ્રથમ ઉદ્દભવતિ ઉર્મિઓ સામાન્ય રીતે સારી હોય છે.

કુમારઃ—(સ્વગત) જાણે કોઇ જમાનાનો ખાધેલ

ભૂપસિંહઃ—અને દુશ્મનો કરવા તો અચૂક ચુકતો ના. કારણ જગત તોજ ત્હને નમશે. માણસાઈની એ તો કસોટી છે. છતાં શું મિત્ર કે શુ અરિ સર્વ પ્રત્યે હસતો ચહેરો રાખજે જેથી એ સહેલાઈથી ફસાય અને તેઓને કચડવવાનો માર્ગ સરલ બને.

કુમારઃ—(સ્વગત) ઓ શાણા ફીલ્સુફ! ત્હારીજ કબરનો માગ તું બતાવી રહ્યો છે.

ભૂપસિંહઃ—અને શુદ્ધ દાનતની પણ જરૂર નથી, વિમળ પણ ખાલી હાય એ દયાજનક દેખાવ છે. રાજભાગ મેળવવા તો દાસ વૃત્તિજ જોઇએ. સર્વ મનુષ્યમાં તે વૃત્તિ સહજ સાધ્ય હોય છે.

કુમારઃ—નામદાર, આ સર્વ આજ્ઞા હું શિરે માન્ય કરૂં છું.

ભૂપસિંહઃ—શાબાશ યુવાન, કોઇ ક્ષુલ્લક સિદ્ધાંત સામે જીવનનું સુવર્ણ ત્રાજવામાં મૂકવા ચાહતા મૂર્ખાઓને હું મારી આસપાસ જોવા નથી ઇચ્છતો જેઓ પરતા આખડતા આખરે નિષ્ફળતાજ પ્રાપ્ત કરે છે? લોકોની એ નિષ્ફળતાથી હું કાયર છું. અમારે તો અમારી આસપાસ મનુષ્યનું કામ છે. અંતઃકરણ? એ તો હવાઇ ખ્યાલ માર્ગ છે. રણસંગ્રામમાંથી પલાયન કરી ગયેલ નામર્દાઇ માટે પોતાની ઢાલ ઉપર ઢોળ ચડાવવાની વસ્તુ છે. સમજ્યો કુમાર?

કુમારઃ—જરૂર હજુર. આપની સર્વ શિખામણ મ્હારા હૃદય પર જડાઇ ગઇ છે.

ઉમરાવઃ—હજુરશ્રીને ભાષણમાંથી રોકું તો મંદિરમાં જવાનો સમય વીતી જાય છે, ધર્મગુરૂ આપની રાહ જોતા હશે.

ભૂપસિંહઃ—ધર્મગુરૂ તો ખરી રીતે ધર્મતૂત છે. તેમના ઉપદેશવચન માફકજ તેઓને હું અંતઃકરણ પૂર્વક ધિક્કારૂં છું, તેમના ઉપદેશ વચન તેમની લાંબી દાઢી જેટલાજ મને અપ્રિય છે. પરતુ રાણીજી ત્યાં ગયાં છે એટલે ચાલો.

કુમાર, આજથી ત્હારે અમારી પાસે રહેવાનું છે અને ત્હારા લાયક પોશાખ માટે બંદોબસ્ત કરવા કહીએ છીએ.

[રાજા હાથ લંબાવે છે. કુમારની આંખમાંથી ધિક્કારનો અગ્નિ વરસે છે પણ સબળસિંહ તરફથી ઇશારત થતાં]

કુમારઃ—હું આપની રહેમ માટે શિર ઝુકાવું છું.

[તે ઘુંટણે પડી હાથ ચુમે છે. રાજા ઉમરાવ સહિત સુવર્ણમંદિર તરફ જાય છે.

કુમારઃ—કુમાર, શું તેં તેનોજ હાથ ચુમ્યો?

સબળસિંહઃ—તે હાથ તો હજારો વખત ત્હારે ચૂમવો પડશે.

કુમારઃ—શું?

સબળઃ—ભૂલી ના જા તેં શપથ લીધા છે.

કુમારઃ—તે શપથ તો મને શબવત્ બનાવી મૂકશે.

સબળઃ—સ્હામે ત્હારા મિત્રોજ આવે છે. કુમાર આ શહેરમાંથી અને ત્હારા હૃદયમાંથી તેમને હવે વિદાયગિરી આપી દે.

કુમારઃ—હૃદયમાંથી ?

સબળઃ—કેમ કે હૃદય હવે એકજ લાગણી માટે જીવે. તે વેર અને વેર બસ એજ ત્હારો મિત્ર. શતદિનનો સાથી.

કુમારઃ—(સર્વ લાગણી શમાવી) ભલે કાકા.

[અજય અમર પ્રવેશ કરે છે સબળસિંહ બાજુ પર જઈ ઉભો રહે છે.]

અમરઃ—કુમાર, કેમ વૃદ્ધ જેવો લાગે છે? શું ખબર છે?

કુમારઃ—(દૃઢ થઈ) ખબર એ કે આપણે છુટા પડીયે છીએ, ત્હમે બન્ને પાછા દેશમાં જાઓ મ્હને ફરી મળવા પ્રયત્ન કરશો નહીં.

અમરઃ—(સ્તબ્ધ જેવા) શું ! શું ? આ સત્ય ? કુમાર, ત્હારા સુખદુઃખના અમે ભાગીદાર........

વિજયઃ—મરણ પર્યંત ત્હારી ખાતર ઝુઝવા.......

કુમારઃ—અજય ! અમર !

[બન્નેને તે ભેટી પડે છે......પરંતુ સબળ તરફથી નજર પડતાં] જાઓ, અજય,અમર મ્હારો સર્વ પ્રેમ પણ તમારી સાથેજ વિદાય કરૂં છું.

વિજયઃ—વિદાય દેતાં પણ આટલો નિષ્ઠુર.

કુમારઃ—નહીં, નહીં, સ્નેહ એતો યૌવનની ઉષાના સ્વપ્ન હતાં, જીવન તો મારૂં આજથી શરૂ થાય છે. સલામ અજય, સલામ અમર.

[બન્ને હતાશ દિલે જાય છે]

કાકા, કાકા, હવે ત્હમને સંતોષ થયો ? મ્હારા જીગરના ટુકડાઓને ફેંકી દીધા ! ઓહ ! કાકા, હવેતો સંતોષ થયોને ?

સબળઃ—(બેઅસર) જરૂર હવે મને સંતોષ થયો. હું જાઉં છું. અવસર આવ્યે ત્હને ચેતાવીશ.

[સબળસિંહ જાય છે]

કુમારઃ—ઓ અનંત જ્યોતિ ! મ્હારા હૃદયમાં દયાના શતાવધિ અંકુરો હોય, પ્રેમના સહસ્ત્ર કુસુમો હોય તે સર્વ બાળી મૂક, ખાખ કર. મ્હને પથ્થર બનાવી આપ. વેર. વેર, વેર ! બસ એજ મ્હારો એકલ સાથી. હું સુતો હોઉં કે જાગતો,

હસતો હોઉં કે રડતો, શ્રમિન હોઉં કે કૂદતો, ત્યારે બસ મ્હારા શ્રવણ પર એજ ગુંજન. કલ્પનાના તરંગે હું ચડું ત્યારે પણ મ્હારા ચક્ષુ સમીપ મ્હારા પિતાનું ખુન...

શું હું ખુન બોલ્યો ?

[ જમૈયો એંચે છે. ]

ઓ ક્રૂર વિધિ! ઓ વેરના દેવ! પ્રતિજ્ઞા-ભંગ કરનાર પર ત્હારી શિક્ષાના કોપ વરસે છે. કોઈ વેર-દૂત પાસે એ રક્ત-અક્ષરે શપથ લખાવ કે આ પલથી કુમાર વેરની વસુલાત લીધા વિના પલ પણ જંપશે નહીં.

આ પલથી વ્હાલામાં વ્હાલા મિત્ર, સગાં, સંબંધી, સ્નેહ કે આભાર કે ઉપકારવશતાની સર્વ ઉર્મિઓનો હું ત્યાગ કરૂં છું.

કુમાર એ કડક શપથ પણ લે છે કે સૌંદર્ય કે સ્ત્રીની મોહિનીથી પણ તે અલિપ્ત રહેશે. કુમાર આજથી વજ્રની વેરમૂર્તિ બન્યો છે.

[દેવ-મંદિર તરફથી દાસીઓ સાથે રાજરાણી આવે છે. કુમાર પાસેથી પસાર થતાં એકાએક બન્નેની નજર મળે છે, કુમાર સંગેમરમરની મૂર્તિ માફક નિઃસ્તબ્ધ જોઇ રહે છે. રાણી જરા આગળ જતાં ફરી કુમાર પર એક દ્રષ્ટિ કરી લે છે. શૂન્ય દષ્ટિ કુમારના હાથમાંથી જમૈયો જમીન પર પડે છે. ઉદ્‌ગાર નિકળી જાય છે.]

એ કોણ ?

(પડદો પડે છે.)

---

## અંક ૨ જો

### રાજ–મહેલ.

(રાજ મહેલનો એક સુશોભિત ઝરૂખો. વચ્ચેના દ્વાર પરનો ઝીણો પડદો ખેસવતાં અંદર વિશાળ ઓરડો. તેમાં ઉંચે છત પર તેમજ દિવાલો પર નકશી કામની દીપતી કોતરણી. ઉંચે દિવાલ પર રાજપુત કલાનાં ચિત્રો. ખાસ આકર્ષે તેવાં ભૈરવી ટોડી વિગેરે રાગણીના ચિત્રો. આરસની જમીન પર બીછાવેલ કીમતી ગલીચા. મશરૂના ગાદી તકીયાની વિસ્તૃત બેઠક.

ઝરૂખા બહાર નજર કરતાં નીચે પથરાયેલ મોટું ચોગાન. ચારેગમ ઉંચા ઝાડ. ઝાડની નીચે નીલીછમ ગોંદરી. વચ્ચે વચ્ચે છોડ પુલના ક્યારા અને સમાન અંતરે થોડા સુંદર નાના ફુવારા.)

(ઝરૂખામાં રાજા અને રાજગુરૂ બેઠા હોય છે.)

ભૂપસિંહઃ—રાજાએ પ્રજાને પુત્રવત પાળવી અને પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી એવી અનેક ફરજોની પરંપરાના લાંબા ટીપ્પણ રાજાને સંભળાવવામાં આવે છે. પરંતુ પ્રજાની શું ફરજો છે તે તેઓને કદી સમજાવવામાં આવે છે ખરો! પ્રજાની આંખ કોણ ઉઘાડશે?

મુખ્ય સૈનિકઃ—(દોડતા ગભરાટમાં આવી કુરનશ બજાવી) નામદાર, દસ હજાર માણસો મંદિરના ચોગાનમાં એકઠા થયા છે. અને ઉશ્કેરાટ વધતો જાય છે.

ભૂપસિંહઃ—છટ ભીરૂ, તેઓ નિરર્થક શ્વાસનો વ્યય કરે છે. જે લોકો બહુ રાડ નાખે છે તેની મ્હને ભીતિ નથી. તેઓથી ઘોંઘાટ સિવાય વિશેષ કાંઇ બનતુ નથી. બ્હીવાનું તો જે લોકો મુંગા કામ કરે છે તેનાથી છે.

(બહાર લોકોના પોકાર)

જોયું પંડિતજી લોકો મ્હને કેટલા ચાહે છે તે?

(ફરી પોકાર)

જાઓ તમે જલદી કીસનસિંહને ખબર કરો કે લોકોને આ પળેજ વિખેરી નાખે. હજુ સુધી તલવાર કેમ નથી ચલાવી? મ્હારે આ ઘોંઘાટ ન જોઇએ. જલદી કરો.

(સૈનિક ફરી કુરનસ બજાવી જાય છે.)

ધર્મગુરૂઃ—નામદાર, આપે રૈયતના દુઃખ સાંભળવા જોઇએ.

ભૂપસિંહઃ—આ મંદિર નથી એ આપ ભુલી જાઓ છો.

ધર્મગુરૂઃ—જે ફરજો મંદિરની માનવામાં આવે છે તેનાથી વધારે જવાબ દાર અને પવિત્ર ફરજ રાજ મહેલની છે. રાજા પ્રજાનો જેમ પાળક પિતા છે તેમ પ્રજાનો સેવક પણ છે. પ્રજાને સુખે, જેરેજ તે ઉજ્જવલ છે.

[બહાર હર્ષના પોકાર]

[કુમાર દોડતો આવે છે]

ભૂપસિંહઃ—કુમાર એ શું છે?

કુમારઃ—મહારાણી ખુદ મંદિરમાં હતાં અને લશ્કર અને પ્રજાની વચ્ચે ઉભા રહી તેમણે ભયંકર પરિસ્થિતિ અટકાવી. કહે પ્રથમ તલવાર મ્હારા શરીરને

ભેદી પ્રજાના લોહીનો સ્પર્શ કરી શકશે. કીસનસિંહને આથી લાચારીએ હથિયાર નમાવવાં પડયાં.

ભૂપસિંહઃ—બેવકુફ.

[ કુમારની નજર ઝરૂખા બહાર જાય છે.]

કુમારઃ—નામદાર મહારાણી પોતેજ કેટલાએક આગેવાનો સાથે આ તરફ આવતાં જણાય છે.

ભૂપસિંહઃ—રાણીજીની છુટ દિવસે દિવસે વધતી જાય છે.

[ રાજા ઉશ્કેરાટમાં બે હાથ પસવારતાં ઝરૂખામાં ટહેલે છે. થોડીક ક્ષણો વીતતાં ચક ઉંચો થાય છે, મહારાણી પ્રવેશ કરે છે. ]

મહારાણીઃ—પ્રજા આપને મળવા ઈચ્છે છે.

ભૂપસિંહઃ—મ્હને ? શા માટે ? કોણ પ્રજા ?

રાણીઃ—જીઃ આપ નામદારનેજઃ પોતાનાં દુઃખ રડવાઃ આપનીજ રૈયત

ભુપસિંહઃ—રાણીજી કયાં દુઃખ ? તરંગ અને અસંતોષના પરિણામરૂપ, કાલ્પનિક અને કૃત્રિમ દુઃખ !

રાણીઃ—સાચાં, ખરાં પીડતાં દુઃખઃ રોટલાના પણ સાંસા હોય એવાં ધાડાં દુઃખ

ભૂપસિંહઃ—જેવાં કે ?

રાણીઃ—કર, વેરા, કનડગત, જુલ્મ, અન્યાય, ફરજીયાત નિરક્ષરતા.......

મહારાજ, ગજા ઉપરાંતના કર ભરી પ્રજા પાસે આજ ખાવા ધાન નથી. એ ઉપરાંત નાના મોટા વેરાની કનડગત. એટલાથી બસ નહીં કે રાજ્યના અમલદારોનો સાથે ત્રાસ.

ન્યાય માગવા જાય તો દાદ નહીં, ખેતી માટે કે પીવા માટે પાણીની રાજ્ય તરફથી ન મળે કાળજી કે કાંઈ સગવડ.

પ્રજા આજ આમ નિઃસત્વ થઇ બેઠી છે.

ભૂપસિંહઃ—આ ભાષણ છે?

રાણીઃ—(ક્રોધ સમાવી) રાજ્યની આવી કુંભકરણશી બેફીકરાઈ કે પોતાની આવી દરિદ્રતા લોકો હવે લાંબો સમય સહન કરવા તૈયાર નથી.

ભૂપસિંહ:—રાણીજી, બેફીકરાઈ એ તો એક ફીલ્સુફી છે. દરિદ્રતા એ એક મહાન ગુણ છે. તો પછી દુઃખ કયાં રહ્યું ?

રાણી:—રાજાજી, આ મહેલ અને મુકુટના વૈભવ સર્વત્ર નથી. બહાર પધારો, તમારી આંખે જુઓ તેમનાં રહેવાનાં ઘર, પહેરવાનાં વસ્ત્ર, ખાવાનાં સાધન કે સંપત્તિ. અરે! આપનો આ વિશાળ વૈભવ આપને વિશાળ નથી બનાવી શકયો ? તેમની કંગાલિયતને ત્હમારા હૃદયને સ્પર્શ કરવા દ્યો તો આ નિરર્થક શોભતી દોલત આપને લુંટાવવાજ પ્રેરણા થશે.

ભૂપસિંહ:—રાજ્યગુરૂ, આપનાંજ ઉપદેશ વચન શું કહે છે ! ઇશ્વરે મનુષ્યને જેસ્થતિમાં મૂકયો હોય તેનાથી તેણે સંતુષ્ટ રહેવું જોઇએ. કેમ એમજને !

એક આગેવાન:— ભુખના ત્રાસે મરતાં હોય તો પણ ?

ભૂપસિંહ:—અહો, મરશે તો તેઓને સ્વર્ગ પ્રાપ્તિ થશે–તેઓની નિર્દોષતાને લીધે.

ધર્મગુરૂ:—સ્વસ્થિતિમાં સંતુષ્ટ રહેવું એ નીતિવાકય સત્ય છે, પરંતુ દયાળુ બનવું એ પણ એટલુંજ સત્ય છે, અને દુઃખ દૂર કરવાનાં ના હોય તો પછી દયા બતાવવાની રહે કયાં ? નામદાર, આપ દયા ના બતાવો તો પછી તેઓને આશ્રય કોનો રહે ?

ભૂપસિંહ:—(છછેડાઇને) જહાન્નમનો.

[ રાજાના સખત હૃદયથી ત્રાસી મહારાણી પોતાને કરીયાવરમાં સાંપડેલી તમામ વસ્તુઓ પ્રજાને સ્વાધીન કરવા જાહેર કરે છે. ઉશ્કેરાટ અને ઉલ્લાસની લાગણી અનુભવતા સર્વ વિદાય થાય છે. થોડેક અંતરે બહાર હર્ષની ગર્જના થાય છે "મહારાણીનો જય" ]

ભૂપસિંહ:—રાણી, ત્હમે રાજ્યદ્રોહ કર્યો છે.

રાણી:—કે સત્ય માર્ગ લીધો છે.

ભૂપસિંહ—અમારી સ્હામે આમ બેધડક દલીલ ? અમારો છચોક વિરોધ ? સાંભળો રાણી, તમો અમારી સાથે વિવાહીત હોઇ, અમારો શબ્દેશબ્દ ઉઠાવવાને બંધાયેલાં છો. અમે કહીએ.......

રાણી:—નામદાર કયા હકકે ?

ભૂપસિંહ:—પહેલી રાણીએ એજ પ્રશ્ન પુછયો હતો અને તેનો જવાબ તેની દહેરી પર કોતરેલ છે તે જોજો. કુમાર ?

[ કુમાર હાજર થાય છે. ]

આપણા બાજપક્ષી તૈયાર કરવા બંદોબસ્ત કર. હમણાંજ આપણે શિકારે જઇએ છીએ.

કુમારઃ—જી નામદાર
[ રાજા ચાલી જાય છે. ]

રાણીઃ—એકાકી, એકાકી, એકાકી, અપમાનિતા. દલિતા. બલાત્કૃતા. સ્ત્રી સ્ત્રી તું આમ કયાં સુધી દુર્ભાગી રહેવાની? સ્ત્રી સાથે મનુષ્ય જ્યારે પ્રીતિ કરે છે. ત્યારે તે અતિ મીઠું મીઠું બોલે છે. એવી સુંદર વાતો કરે છે કે ના મનાય. આથીજ ભોળવાઈ જતાં સ્ત્રીઓના જીવન હરાય છે. અને શું પુરૂષો પ્રીતિ કરે છો નહીં. અમે તો તેમનાં રમકડાં છીયે. તેમના વિલાસના ગુલામ. તેમનો હાથ ચાટતા કુતરા કે કાંડાપર બેઠેલા બાજપક્ષી કરતાં પણ અમારી કીમત ઓછી છે. પુરુષ શું પ્રીતિ કરે છો એ તો બજારી વસ્તુ માફક અમારી ખરીદી થાય છે. લેવડ દેવડનો હિસાબ અને નફો. હું ખાત્રીથી જાણું છું કે પ્રત્યેક સ્ત્રી કોઈક પુરૂષની સાથે પરણી પોતાનું જીવન તેની સ્વાર્થાંધતામાં હોમે છે. એ સામાન્ય સ્થિતિ છે તેથી તેની વિષમતા ઓછી થતી નથી. મ્હને યાદ છે ત્યાં સુધી એક પણ સ્ત્રીને ખુલ્લે ખુલ્લા દિલે હસતાં મ્હેં સાંભળી નથી. નહીં એક વખત જાહેર રસ્તાપર એક વારાંગનાને ખડખડાટ હસતાં એક રાતે મ્હે જોઇ હતી દયાજનક બિચારી! તેણે તેના ઓઠ રંગ્યા હતા અને કૃત્રિમ ભાવે વિલાસના સાધન સૂજ્યાં હતાં! મોત પસંદ કરશે પરંતુ કોઈ સ્ત્રી એવું ખડખડાટ હાસ્ય નહીંજ હશે. ઓ પ્રભુ, સ્ત્રીઓની આવી દલિત સ્થિતિ કયારે સુધરશે? ઓહ કયારે કયારે?

[ અચાનક કુમાર તરફ નજર પડતા સંકોચાઇ )
કેમ રાજાજી તરફથી મ્હને કાંઇ સંદેશ છે!

કુમાર—નહીંજી. આપની આવી એકલતા જોઈ હું આપનો મરણાંત સેવક છું તે જાહેર કરવા આવ્યો છું,

રાણી—તમને ખબર છે, રાજાજીની એથી શી ખફા થશે?

કુમારઃ—એ ખફાનું પરિણામ બહુ બહુ તો મોત. તમારે ખાતર મોત—
[ બન્નેની આંખ મળે છે. એ ચક્ષુમાં યુગયુગના ઉકેલ પ્રતિબિંબિત થાય છે. કુમાર ઘુંટણીયે પડે છે. ]

ધૃષ્ટતા માફ કરજો પરંતુ પ્રથમ દિને ત્હમને જોયા તે પળથીજ મ્હારૂં જીવન સર્વસ્વ ત્હમને અર્પણ કરી ચુકયો છું. મ્હને આકરામાં આકરી કસોટી પર મુકો અને જુઓ કે ત્હમારો વિશ્વાસ કે સ્નેહ—

રાણીઃ—કુમાર, શું ખરેખર તું મને ચાહે છે. આ વેરાન રાણીવાસમાં એ અપવાદ કેમ સંભવે?

કુમારઃ—પક્ષીને પુછો તું ગાવાનું ચાહે છે! ગુલને પુછો તું વર્ષાને ચાહે છે? મત્સ્યને પુછો તું જલધિને ચાહે છે? અને એ મ્હારા પ્રેમના આછા ઓછા પ્રતિ ઘોષ માત્ર છે. ત્હારા પ્રેમની એ હુતાશ એક માત્ર ત્હમારા દર્શનથીજ શમે છે. મહારાણી, એક શબ્દ પણ નહીં બોલો?

રાણીઃ—શું બોલું?

કુમારઃ—કે મ્હારા સ્નેહનો પ્રતિકાર ત્હમે નહીં કરો.

રાણી.—મ્હારે ભણવાનો એ પાઠ છે? શું એકીસાથે બધું એકદમ કહી દઉં? જો હું ત્હને ચાહતી હોઉં તો એમ કહેવું યથાર્થ છે. પરંતુ હું ન ચહાતી હોઉં તો?

કુમાર.—રાણીજી! ન ચહાતા હો તો પણ માત્ર મુખેથી કહો કે મ્હને ચાહો છો. કારણ અસત્ય પણ ત્હમારી જીહ્વાએ ચડતાં શરમિંદ બની સત્ય સ્વરૂપ બનશે.

રાણી.—પરંતુ હું ના જ બોલું તો શું? કવિઓ કહે છે કે આશકો ખરેખર સુખી છે તેમના મૌનમાં.

કુમાર.—પરંતુ સંશયમાં રહેવું તેના કરતાં મરવું એ બહેતર છે અને જો મરવું તો પછી સંશયમાં શું કામ? માટે કહો હું રોકાઉં કે જાઉં!

રાણી.—કુમાર જા કહું તો પ્રેમનો સંદેહ રહે; રોકા એમ કહું તો પ્રેમ વ્યકત થાય........

નહીં. કહું કુમાર? હું ત્હને ચાહું છું. ગગનના સર્વ ઉડુગણના મધુર ગાનની પાછળ મ્હારા એ પ્રેમનું ગુંજન છે........

કુમાર.—બોલો, બોલો મહારાણી, કોયલનો એ કુહુરવ ના અટકાવો. એ મૃદુ ઓષ્ઠોમાંથી સંગીત રવ જો મૂક બને તો તેના સ્પર્શ સંયોગે મ્હને સજીવન રહેવા દો.

રાણી.—અધરનો સ્પર્શ એટલે કુમાર, હૃદયનો સ્પર્શ નહીં.

કુમાર.—શું એ હૃદયના દ્વાર મારે માટે બંધજ રહેશે?

રાણી.—કુમાર, તે દિને પહેલા ત્હને જોયો ત્યારથીજ મ્હારૂં હૃદય તો ત્હને અર્પી ચુકી છું. તેં હૃદય લુંટી—જો કે તેથી અજ્ઞાત છતાં—તું સમૃદ્ધ બન્યો. હું લુંટાઇ છતાં ઉલ્લસિત બની.

કુમાર.—(ઘુંટણીએ પડી) ઓ અદ્દભુત દેવી (હાથ ચુમે છે)

રાણી.—લાંબા વખતથી બંધ રહેલ ગૃહમાં સૂર્યની રશ્મિ પ્રવેશ પામતાં ત્યાં ભરાઇ રહેલ રજ જેમ એકાએક સુર્વણ રજત બને છે, તેમ મ્હારા હૃદયના અપ્રવિષ્ટ ગૃહમાં ત્હારાં પ્રેમ કિરણોએ કોઇ સુવર્ણ રેખી ઝલક આપી છે,

કુમારઃ—જ્યારે પત્થરની કોઈ કોમલ મૂર્તિ ઘડાય ત્યારેજ તેની સાચી કીમત સમજાય છે. તેમ પ્રેમની આકૃતિ જ્યારે જીવનમાં સ્વરૂપ પામે ત્યારેજ તેની કીંમત ઓલખાય છે. પ્રેમની વિહીન જીવન સરિતાના તટ પર ઉગતા વાંસ જેવું છે.

રાણીઃ—હા પરંતુ તેજ વાંસમાંથી પ્રેમના શ્વાસે મુરલીનાં મધુર સંગીત જન્મ પામે છે. એટલે એમ નહીં-કુમાર કે કોઇ પણ જીવનમાં પ્રેમ અદ્દભુત સંગીત પ્રેરે છે.

કુમાર.—હા. સ્ત્રી તે શકય બનાવી શકે તો. પુરૂષ મનોહર ચિત્ર આલેખે છે. સુંદર મૂર્તિ ઘડે છે, પરંતુ જગતની ખરી કલાકાર તો સ્ત્રીજ છે. કારણ તે સામાન્ય જીવનને પ્રેમની સુંદર ઝલકે દેવસમ બનાવી મુકે છે.
[ રાણી કુમારનું મુખ ખેંચી ચુમે છે. સબળસિંહ પ્રવેશ કરતાં આ દ્રશ્ય જુવે છે. ઝટકો પડયો હોય તેમ અદ્રશ્ય થાય છે. ]

રાણી.—( અસ્વસ્થ ઉભાં થઈ જાઇ ) કુમાર, એ કોણ હતું ! કોઇ આકૃતિ મ્હેં જોઇ, તેની આંખો બે લાલ અંગાર હતી.

કુમાર.—કોઇ પસાર થતા રક્ષકોને એ તો ઓળો હશે.

રાણીઃ—કુમાર, પ્રેમની છાંય મળ્યા પછી જગત ભલે સર્વ જુવે, જાણે, નિંદા કરે. સુખડને ઘસવાથી તો ચંદન તૈયાર થાય છે. પુલને ચૂંટવાથી તો પમરાટ ફેલાય છે. જગતના લોકો યૌવનભર્યા પ્રેમ જીવનને છુંદે છે તો તેમાંથી મૃદુતાજ જન્મવાની, સૌંદર્યજ પ્રકટ થવાનું. અને જ્યાં સુધી પ્રેમ છે ત્યાં સુધીજ જીવન છે. નહીં, કુમાર ?

[ રાણીના કપોલ પર કુમાર ચુંબન કરે છે. ]

રક્ષકઃ—(આવીને) આપને માટે આ વસ્તુ છે.

કુમારઃ—લાવ આંહી મૂકી જા.

[ રક્ષક તે સોંપી જાય છે. કુમાર ઉપરનો રેશમી રૂમાલ ઉખેળવા જાય છે ત્યાં રાણી એકાએક ઝુંટવી લે છે. ]

રાણી [illegible] ) કોઇ [illegible] કેમ ?

કુમાર—ખરૂં કહું છું મ્હને કશીજ ખબર નથી.

[કુમાર તરફ પીઠ રાખી રાણી તે છોડે છે.]

રાણી:—સાચું કહે આનો શો અર્થ છે? આ જુમૈયો કોણે મોકલ્યો?

કુમાર:—(સર્વ સ્મૃતિ પર આવતાં તેની પાસેથી જમૈયો એંચી લે છે) ઓહ પ્રભુ!

[રક્ષક કોણ હતો, કોના તરફથી આવ્યો તે તપાસ કરવા રાણી બહાર ધસી જાય છે.]

કુમાર:—પ્રભુ! પ્રભુ! પિતાના મોતની આટલા ટુંક સમયમાં વિસ્મૃતિ! કુમાર, ત્હારો પ્રેમ તું ભુલી જા! ત્હારે તો વેર એજ મંત્ર-સ્મરણ! અરે કુમાર! તેં શપથ લીધા તે પણ ભુલી ગયો!

ઓહ! માત્ર એક રાત્રિ માટેજ આ વેરનું વિસ્મરણ થાઓ!

નહીં, કુમાર રાત્રિની એક પળ પણ નહીં.

જાઓ, જાઓ! જીવનના સર્વ આનંદો અને પ્રકાશની ધન્ય ક્ષણો! ખાપુ તમ સર્વ મીઠી સ્મૃતિઓ અદ્રશ્ય થાઓ!

લોહીથી ખરડાવાના હાથ વડે કે ખુનથી બનેલ વિકૃત હૃદયે કુમાર, તું શુદ્ધ પ્રેમનો કેમ સ્પર્શ કરશે?

રાણી, રાણી! મોતના એક કિસ્સાએ આપણા વચ્ચે સદાને માટે દિવાલો ચણી લીધી છે. વેરના અવાઝે બીજું કશું સુણાતું નથી.

હાય! અંતરાય, અંતરાય, અંતરાય!

[રાણી પાછા ફરતાં છેવટના શબ્દો સાંભળે છે.]

રાણી.—શાનો અંતરાય? કુમાર ગમે તે અંતરાય હો તેની દિવાલો તોડી હું એ રત્નને મૂક કરી ત્હારી પાસે-પડખે ઉભા રહેવા તું કહે તે સ્વાર્પણ કરવા હું તૈયાર છું.

કુમાર:—(હતાશ) નહી, નહી, જીવનમાં એ સ્પંદન કે સૌંદર્ય મ્હારી ગરમી પ્રતિજ્ઞાને વિસરાવે છે.

રાણી:—એટલે થોડી ક્ષણ પહેલાંના જ પ્રેમની પ્રતિજ્ઞા તું વિસારવા માગે છે?

કુમાર:—દેવી! તો લાચારીએ હું એ પ્રતિજ્ઞા પાછી ખેંચી લઉં છું.

રાણી:—અશક્ય કુમાર, કુદરતની ઘડેલી એ તો ક્ષણો. હવામાં તેનું સંગીત રમે છે. પક્ષીના કલરવમાં તેનો પ્રતિ ધ્વનિ છે.

કુમાર:—મ્હને ક્ષમા કરજો. આપણી વચ્ચેનો અંતર મ્હેં જાણ્યો નહિં હું ભુલી ગયો.

રાણી:—અંતર? અંતર શાનો કુમાર ગરીબ કે ભીખારીની સ્થિતિમાં પણ ત્હારી સાથે રહેવાથી હું વધુ સુખી થઈશ.

કુમાર:—પૃથ્વી આપણા બન્ને માટે ન્હાની છે. માટે પ્રણામ સદાને માટે ત્હારા પવિત્ર ચરણોમાં મ્હારા હજારો નમન

રાણી:—કુમાર, તો પછી ત્હારા જીવનના વેરાનમાં પ્રેમનાં એ બીજ વાવ્યાં શું કામ? એ છોડ ઉગ્યો તો પછી જડ મુળથી તેને ખોદી કાઢે શો લાભ! એના પ્રત્યેક મૂલમાં મ્હારા હૃદય તંતુઓ ગ્રંથિત બન્યાં છે, કુમાર મ્હારૂં હૃદય કચડતાં તને શું મઝા આવે છે!

કુમાર.—અરે પ્રભુ!

રાણી.—જીવનનાં બંધેજ જલ તારા પ્રેમ સ્પર્શે વહેતાં કર્યાં તે આજ મરૂભુમિમાં લુપ્ત કરવા!

કુમાર—હું પ્રાર્થના કરૂં છું, મ્હને વધુ ના સંતાપો.

[ કુમાર બહાર ખસી જાય છે. ]

રાણી—પ્રકાશ પહેલાં પ્રેમનો આમ વિલય! હા સર્વનો વિલય થાય છે, એકજ જીવ છે, જેનો પણ આજ રાતના વિલય.

અંતરાય! અમારા બે વચ્ચે શો અંતરાય હોઇ શકે! જુઠ્ઠાણું જેને હું ચાહુ છું-પૂજું છું તેનેજ એ જુદાણા માટે ધિક્કારૂં! શું પ્રેમ અદલાય છે તે ધિક્કારમાંજ! નહીં ઓઓ એ રીતે ચાહતીજ નથી. મ્હારા હૃદયમાંથી એ મૂર્તિ ખસેડતાં તે પાછળ પ્રેમની ન્હાની ચીચીઆરી પાડતી હું ભટકીશ.

[ભૂપસિંહ શિકારી કુતરાઓ સાથે પ્રવેશ કરે છે. સાથવાળો પણ હાથ પર બાજ પક્ષી લઈ દૂર દાખલ થાય છે. ]

ભૂપસિંહ.—રાણી, અમારો નકામો કાળક્ષેપ થાય છે. અમારા કુતરાઓને ત્હમે નિરર્થક રોકો છો.

રાણી—મહારાજ, આજે હું સાથે નહીં આવું.

ભૂપસિંહ:—વળી શું ફરક્યું?

રાણીઃ—મ્હારી તબીયત ઠીક નથી. મ્હને ક્ષમા કરો.

ભૂપસિંહઃ—તો એ તબીયતને આંહી પાછળ મૂકી અમારી સાથે આવવુંજ પડશે. અમારી એમ ઈચ્છા છે અને ત્હમારે તેને આધીન થવુંજ પડશે.

રાણીઃ—મ્હારે માટે માયાનો એક બોલ પણ આપના શબ્દકોશમાં છેજ નહીં!

ભૂપસિંહઃ—ત્હમારૂં કિસ્મત અમારા હાથમાં સોંપાયું છે એટલે માયાળુ બોલની અમે જરૂર જોતા નથી.

રાણીઃ—ઠીક હું આવું છું.

ભૂપસિંહઃ—(બુટ સાથે ચાબુક અથડાવતાં) નહીં. અમારૂં મન બદલાયું છે. ત્હમારે અહીંજ રહેવાનું છે અને અમારા આવવાની રાહ જોતાં રોકાવાનું છે. શેરખાં, કુતરાને લઈ પાછળ આવ. કુમાર કયાં ગયો?

શેરખાંઃ—જોવામાં આવ્યા નથી. કોઇને તપાસ કરવા મોકલાવું?

ભૂપસિંહઃ—નહીં, એ તો આવી પહોંચશે.

[ભૂપસિંહ અને સર્વ રસાલો જાય છે.

રાણીઃ—કિસ્મતજ મ્હારી વિરૂદ્ધ છે. આ અભાગી જીવનને વધુ વખત હવે શું કામ વળગી રહેવું? બસ એજ નિશ્ચય. આજ રાતના તેનો અંત રાજાના જીવનમાંથી એક તૃણ આજે ખરી પડશે.

રાજા....તેનો પણ સાથે જ અંત લાવું? મરવા માટે શું તે વૃદ્ધ નથી? અને વૃદ્ધને વધુ જીવી શું લાભ! નહી નહીં પાપી માટે એમ મોત વહેલું નિર્માણ નથી હોતું.

પ્રમાણિક માણસો વહેલા મરે છે. ભલા માણસો અકાલ ઝડપાઇ જાય છે.

આવા સાદા મનુષ્યના નિર્મલ જીવન પાસે જીવનની કમકમાવતી બદીથી વિકૃત સજા સમાન જીવનના તો કોઢીયા જેવા છે.

બાલક, સ્ત્રી, યુવાન સર્વ મોતનો ભક્ષ બનશે પણ તે તો જીવશેજ.

સદ્‌ગુણમાં જે નશ્વરતા ભાસે છે, પાપમાં તે શું અનંતતા પામે છે!

મોત એ મ્હારો આજ રાતના મ્હારો અનંત સાક્ષી બનશે અને નાની કબર એ મ્હારો વિશાલ વૈભવ-મહેલ.

કેમ નહીં કારણ જગત એ આરામગાર છે અને આપણ દરેક હૃદય-જનાનામાં એક મુડદુ લઈ ફરીએ છીયે.

[ રાણી કમ્મર પરથી કટારી કાઢે છે અને એકી નજરે તેના સામું જોઇ રહે છે. ] ( પડદો પડે છે )

લેખકઃ—ન્હાનુભાઈ પ્રભાશંકર મહેતા.

---

# મોગલ કલમના ચિત્રો
## અને
# ગુજરાત.

લેખકઃ—શેઠ પુરૂષોતમ વિશ્રામ માવજી.

"There is always so much to learn in India; that the greatest foreign pandit could do no more than touch the fringe of the mighty mystery."

*"W. E. Gladstone Solomon."*

"In the second half of the sixteenth century in the reign of the Emperor Akbar, Indian painting entered upon a new, frankly national course. We cannot at present say for certain from what native source it was derived, that it was able to free itself so quickly from the Persian style; to all appearances the technical knowledge and artistic ideas of the old Hindu wall paintings had remained current in the Rajput district. They were introduced at the Moghul Court by masters who were called thence and their influence, was extended by the Emperor who was always anxious to foster & preserve Indian civilization."

*"E. Kuhnel"*





# ગુજરાતના સુપ્રસિદ્ધ કળાધરો.

છેક પ્રાચીન કાળથી પશ્ચિમ હિંદુસ્તાન કળા માટે સુવિખ્યાત છે. શિલ્પના તથા ચિત્રોના તે સમયના અદ્‌ભૂત અત્યુત્તમ નમુનાઓ હજુ પણ તેની શાખ પૂરી રહ્યા છે. અજન્ટાના ચિત્રોથી ભરપુર ગુફાઓ. ઇલોરાના આશ્ચર્ય જનક કોરેલા મંદિરો, ગુફાઓ આબુના આરસના મંદીરો, મોઢેરા, સોમનાથના મંદીરોના ખંડીયેરો, ડભોઇ નો કિલ્લો, ગીરનાર પાલીતાણાના જૈન દહેરાઓ, અહમદાવાદના મકબરાઓ, મસ્જીદો હજુ પણ શિલ્પ અને ચિત્રકળાના આશ્ચર્ય ઉપજાવતા અદ્‌ભૂત નમુના રૂપે મોજુદ છે. તેમાં ગુજરાત શિલ્પકળા અને ચિત્રકળા બેઉ માટે સુવિખ્યાત હતું. કળા એટલે સુધી પ્રસરી હતી કે ઘરમાં વપરાતી વસ્તુઓ વાસણ સુદ્ધાંન પણ કળા હતી.

મોગલ શહેનશાહ અકબરના સમયમાં ચિત્રકળાનો પુનરોધ્ધાર થયો ત્યારે હિંદના જુદા જુદા ભાગમાંથી વિખ્યાત ચિત્રકારો દિલ્હી મોગલ દરબારમાં એકઠા કરવામાં આવ્યા હતા. તેમાં ગુજરાતે મ્હોટો ફાળો આપ્યો હતો.



અકબરના પીતા હુમાયુ બાદશાહને ચિત્ર-કળાનો ઘણોજ શોખ હતો. ખાસ પરસીયન આર્ટીસ્ટો પાસેથી પરસીયન કલમના ચિત્રો તેણે કરાવ્યા હતા, અને ચિત્રકારોને ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું. આ પિતાનો વારસો અકબરમાં ઉતર્યો હતો. તેને બાળપણમાં ચિત્રોનો શોખ હતો-આ કળા રસીક બાદશાહે પરસીયન ચિત્રકારોને દરબારમાં રાખી ઉત્તેજન આપ્યુ એટલુજ નહિ, પણ હિંદની ચિત્રકળાની શોધ કરાવી હિંદના સુપ્રસિદ્ધ ચિત્ર-કારોને ભેગા કરી પરસીયન અને હિંદુ કળાનું મિશ્રણ કરી નવી " મોગલ કલમ " શૈલી શરૂ કરી તેનું પરિણામ ઘણુંજ ઉત્તમ આવ્યું અદભૂત ચિત્રો તૈયાર થયા.

અકબરના જમાનાના ચિત્રકારોની જુદી જુદી પદ્ધતિઓ વર્ણન કરવા યોગ્ય છે, પણ તે આપણને આ ચિત્રકારોના જીવન પર કાંઈ પણ અજવાળુ પાડવા, કે તેમના કામોની વીગતો પૂરી પાડવામાં મદદ કરતા થઇ શકતી નથી. તે વખતની એકરીત એવી હતી કે મ્હોટે ભાગે એક ચિત્ર બે ત્રણ કે ચાર ચિત્રકારો એકઠા મળી તૈયાર કરતા; આ જાતના કામમાં કાશ્મીરી ચિત્રકારો મુખ્ય હતા. આ ચિત્રકારોમાં સૌથી પ્રવીણ ગુજરાતના

છ સુપ્રસિદ્ધ ચિત્રકારો હતા. કળારસીક બાદશાહ અકબરે ખાસ અમદાવાદથી અને તેની આસપાસના પ્રદેશમાંથી ચુટી કાઢી આ ચિત્રકારોને બોલાવ્યા હતા અને પોતાના દરબારમાં રાખ્યા હતા. તે ગુજરાતના છ ચિત્રકારોએ અકબરે નવી કાઢેલી ' મોગલ કલમ ' શૈલીમાં મહત્વની ' હિંદુ '-' રાજસ્થાની 'કલમની શૈલીનું મિશ્રણ કરવામાં મુખ્ય ફાળો આપ્યો હતો.

કળા રસીક બાદશાહ અકબરે કાઢેલ ' મોગલ કલમ' ની ભૌગોલિક વહેંચણી જોઇએ તો તે ઘણુજ બહોળા વિસ્તારમાં હતી. તેણે એકઠા કરેલા ચિત્રકારો જુદી જુદી જાતના અને જુદા જુદા દેશના હતા. જેવાકે-ગુજરાતીઓ અને તુર્કીઓ, કાશ્મીરી અને કલમખો, ઈરાનીઓ અને પંજાબીઓ, એ સર્વે એક દરબારમાં, એક સ્થળે રહી. એક માલીકના હુકમો પ્રમાણે કામો કરતા. આ ચિત્રકારોને એકઠાં કરવામાં અકબર પોતાના કૂળની રીતી તથા તે જમાનાની રીતીને અનુસર્યો હતો. તે વખતના બાદશાહો, રાજાઓ સુવિખ્યાત કારીગરો–જોઇએ તે દેશના હોય તેમની કીર્તિ સાંભળી ઘણે દૂરથી પણ બોલાવી પોતાના દરબારમાં રાખતા, અને કલાને પોષતા.





અકબરના દરબારનાં આ છ ચિત્રકારો પૈકી ભીમ અને સૂર નામના બે સૌથી મશહુર કુશળ ચિત્રકારો હતા. તેમની કૃતિ ઘણી વખણાતી. તેમની પાસે બાદશાહ અકબરે બાબરનામાના ચિત્રો તૈયાર કરાવ્યા હતા. તે પુસ્તક હાલ બ્રિટીશ મ્યુઝીયમમાં છે. આ ચિત્રો અતિ નમુનેદાર, સુંદર આકર્શક છે.

અકબરની દરબારનો આ છ ગુજરાતી મશહુર ચિત્રકારોના નામો નીચે પ્રમાણે છે.—

(૧)ભીમ ગુજરાતી, (૨) કેશુ (કેશવદાસ) ગુજરાતી, (૩) સૂર ગુજરાતી, (૪) શંકર ગુજરાતી, (૫) સુરજ ગુજરાતી, (૬) પરમજીવ ગુજરાતી.

આ ચિત્રકારોએ કાઢેલા ચિત્રો પૈકી કેટલાક કયે કયે સ્થળે છે, તેની (મળી શકી તે) યાદી;—

(૧) **ભીમ ગુજરાતી**-બાબરનામું-બ્રિટીશ મ્યુઝીયમ, ખમશાહ નિઝામી-સી. ડબલ્યુ ડાઇસન પેરીન્સના સંગ્રહમાં, ઉવનહેમ, માલવને-તેમૂરનામા-ઓરીયંટલ પબલીક લાઇબ્રેરી-બાંકીપુર, બાબરની દરબારનું ચિત્ર-ભીમનું-આ લેખકના સંગ્રહમાં છે.





(૨) કેશુ ગુજરાતી—બાબર નામું-બ્રિટીશ મ્યુઝીયમ, બાદશાહ જહાંગીરનો મોરાકકો (ચિત્રની આલ્બમોને મોરાકકો કહેતા હતા.) બરલીન સ્ટેટ લાઈબ્રેરી. (આ આલ્બમમાં કેસુના બે ચિત્રો છે.) અકબરનામા-વીકટોરીયા એન્ડ આલ્બર્ટ મ્યુઝીયમ સાઉથ કેન્સીંગટન, રઝનામા (મહાભારતનું તથા રામાયણનું અકબરે ફારસીમાં કરાવેલ તરજુમો) માં ચાર ચિત્રો-જયપુર સ્ટેટ લાયબ્રેરી.

(૩) સૂર ગુજરાતી—બાબરનામા-બ્રિટિશ મ્યુઝીયમ.

(૪) શંકર ગુજરાતી-દારાબનામા (શાહનામામાંની વાર્તાઓ) બ્રીટીશ મ્યુઝીયમ, બાબરનામા-બ્રિટિશ મ્યુઝીયમ, અકબરનામા-ઇન્ડીયન સેકશન વીકટોરીયા એન્ડ આલબર્ટ મ્યુઝીયમ ઉસાથ કેન્સીંગટન, લંડન તૈમુરનામા-ઓરીયંટલ પબલીક લાઈબ્રરી, બાંકીપુર, ચિત્રો—જોનસન કલેકસન. વોલ્યુમ ૨૯ ઇન્ડીયા ઓફીસ લાઇબ્રેરી, લંડન

(૫) સુરજ ગુજરાતી-તૈમુરનામા ઓરીયંટલ પબલીક લાયબ્રેરી, બાંકીપુર.

(૬) પરમજીવ ગુજરાતી—તૈમુરનામા-ઓરીયંટલ પબલીક લાઈબ્રરી-બાંકીપુર આઉપરાંત જયપુર પોથીખાનામાં અકબરના રઝમનામામાં પરમેહો નામ છે. તે પરમ જીવનું નામ હોય. આ

    

  

  

ગુજરાતિ ચિત્રકારોના ચિત્રો હાલ કયાં કયાં મળી શકે તેમ છે તેની ઉપર મુજબ યાદી આપી છે આ લેખ સાથે એ ચિત્રકારો પૈકી નીચે લખેલા ચિત્રકારોના ચિત્રો આપેલા છે.

(૧) ભીમનું તંબુમાં બાબરની દરબારનું ચિત્ર (આ લેખકના સંગ્રહમાંથી).

(૨) સુરનું "બાગ-ઈ-વફા" ના લેખ સાથે "બાગ સુંદર ખીલ્યો હતો" એ ચિત્ર આપેલું છે. (બાબરનામામાંથી)

(૩ અને ૪) કેસુ—કેશવદાસ આ ચિત્રકાર ઝાડો અને છોડવાઓ દોરવામાં પ્રવીણ હતો તેની કૃતીઓ પણ બાબરનામામાં છે.

કેસુ—કેશવદાસનું એક વૃદ્ધનું ચિત્ર આ સાથે આપેલું છે. એ ચિત્ર અદ્‌ભૂત છે. અને તે વખતની કળાની ઘણી સારી છાપ પાડે છે. એ ચિત્ર બરલીન સ્ટેટ લાઇબ્રરીમાં બાદશાહ જહાંગીર નો મોરોકકો (ચિત્રોની આલબમ) જે પચિસ પાનાઓનો સુંદર હાંસીયાઓ (બોરડરો) થી અલંકૃત છે. તેમાં છે તે આલબમમાં કેસુના બે ચિત્રો છે. (૧) આ બેઉ ચિત્રોમાં વૃદ્ધનું ચિત્ર ઈ. સ ૧૫૯૦માં દોરેલું અને મેડોનાનું ચિત્ર ઈ. સ. ૧૬૦૦માં દોરેલું છે. સુભાગ્યે આ ચિત્રની બના-

(૧) ઇન્ડીયન બુક પેન્ટીંગ.



    










વ્યાની સાલ પણ મળી આવે છે. એ ચિત્રકારેજ લખી છે. આ ચિત્ર જે વૃદ્ધાનું આપ્યું છે તે કેશવદાસનું પોતાનુંજ ચિત્ર છે. તેમાં પોતે પોતાના કળારસીક આશ્રય દાતાને પોતાના ચિત્રોના ગ્રંથ ભેટ કરતા કાગળ આપતો ચીતર્યો છે, આ કાગળઉપર દેવનાગરી લિપીમાં લેખ લખ્યોછે ( જે ચિત્ર પરથી સમજાશે ) " મહાન શહેનશાહ જલાલુદીન અકબર બાદશાહ ઘણું જીવો. સવત ૧૬૪૬ ( ઈ. સ. ૧૫૯૦ ) પોષ શુદ્ધ નવમી લખીતંગ કેશવદાસ ચિત્રકાર –"




બીજુ ચિત્ર ' મેડોનાનું છે તેમાં ઝાડ નીચે મેડોના બેઠેલી છે, ખોળામાં બાળક જીસસ છે. બાજુમેજ ઉપર તેનું પુસ્તક અને સીવવાનો સામાન સુઈ દોરો ઈત્યાદિ પડયા છે. આ ચિત્ર ૧૬ મી સદિના અંતમાંના કોઈ યુરોપીયન એન્ગ્રેવીંગની આબેહુબ નક્કલ છે.




અકબરના સમયના આ સુપ્રસિદ્ધ ગુજરાતી ચિત્રકારોની માહિતી જેટલી મળી શકે તેટલી તેમની કેટલીક કૃતીઓના નમુના સાથે આપી છે.

આ ચિત્રકારો તેમજ ગુજરાતના થઇ ગયેલા પ્રસિદ્ધ ચિત્રકારોના ચિત્રો તથા માહિતીઓ જે કોઈ પૂરી પાડશે તે સાભાર સુવર્ણમાળામાં લેવામાં આવશે.











ચિત્રકાર-કેસુ] મેડાના [ઇ. સ. ૧૬૦૦. • ઇ. સ. ૧૫૯૦] ચિત્રકાર-કેસુ (કેશવદાસ) [મોગલ કલમ

"બાદશાહ જહાંગીરે કઢાવેલા
ગુજરાતના બે સુપ્રસિદ્ધ
રાજાઓના ચિત્રો."

(૧) કચ્છના મહારાવ રા' ભારા,

(૨) જામનગરના જામ જસાજી.

બાદશાહ જહાંગીર જ્યારે ગુજરાતમાં આવ્યો ત્યારે કચ્છના મહારાવ રા' ભારા તથા જામનગરના રાજા જામ જસાજી (જસવંતસિંહ) પણ જહાંગીરની દરબારમાં બીજા રાજાઓ સાથે આવ્યા હતા. તેની નોંધ જહાંગીરે પોતાના જીવન વૃત્તાંતના પુસ્તકમાં લીધી છે.

(૧) કચ્છના રા' ભારા ઈ સ. ૧૬૧૮ માં બાદશાહ જહાંગીર ગુજરાતમાં હતો ત્યારે અમદાવાદમાં તેની દરબારમાં આવ્યો હતો. રાવ તે વખતે નેવું વર્ષની વયના હતા; અને મોગલોને હજુ સુધી નમ્યા નહોતા, અને જહાંગીર બાદશાહ

આ ગુજરાતનો સૌથી મુખ્ય રાજા પોતાની મેળે ચાલી ચલાવી હજુરમાં આવ્યો–તાબે થયો તેથી ઘણો પ્રસન્ન થયો હતો અને તેનો ઘણોજ આદર-સત્કાર કર્યો હતો. અને મ્હોટી મ્હોટી સોગાદો આપી હતી. તેણે પોતાના ખાસ ચિત્રકાર ગોવર્ધન પાસે રા' ભારાનું ચિત્ર દોરાવ્યું હતું. જે આ લેખ સાથે આપ્યું છે.

રા'ભારાના ચિત્રની આસપાસ ચિત્ર રાને પરસીયન લિપિમાં લેખ લખેલ છે તેનો અર્થ આ પ્રમાણે છે. "કચ્છના રાજા રા' ભારાનું ચિત્ર ગોવર્ધને ચિત્રેલું (બાદશાહના) ૧૩ માં વર્ષમાં એટલે હીજરી ૧૦૨૭ (ઇ. સ. ૧૬૧૭) માં તે બાદશાહ અકબરના પુત્ર બાદશાહ નુરૂદ્દિન જહાંગીરની સેવામાં અમદાવાદ આવ્યો. આ રા' ભારા ગુજરાતના મુખ્ય રાજાઓ પૈકી ઘણો બળવાન (મહત્વનો) રાજા છે. અને હજુ સુધી આ ભુમિના કોઈ પણ રાજકર્તા પાસે હાજર થયો નથી.

(૨) ગુરૂવાર, ઈસ્ફન્દાર્મઝ ૧૮,૧૦૨૭ (૧૬૧૮) એ તારીખ નીચે જહાંગીર પોતાની રોજનીશીમાં લખે છે કે–"આજે જમીનદાર જામે આવી મ્હારી સન્મુખ મુજરો કરવાનું માન મેળવ્યું. તે પોતા સાથે નઝર તરીકે ૫૦) ઘોડા, ૧૦૦) સુવર્ણમ્હોરો

અને ૧૦૦) રૂપીયા લાવ્યો. તેનું નામ જસો છે. અને ખેતાબ જામ છે. જે તેની પાછળ ગાદીએ આવે તે જામ કહેવાય. એ ગુજરાતમાં મ્હોટા રાજાઓ માંહેનો એક છે, અને હિંદના મહત્વના રાજાઓ પૈકી પણ એક ગણાય. તેની જમીન (રાજ્ય) એક સમુદ્ર સુધી લંબાયલી છે ૫ થી ૬ હજાર ઘોડેસ્વારોનું સૈન્ય છે, અને લડાઇને વખતે તે ૧૨૦૦૦) ઘોડા ઉતારી શકે છે. એના રાજ્યમાં ઘણા ઘોડા થાય છે. મેં એને માનનો ઝભ્ભો પહેરાવ્યો." આ સુપ્રસિદ્ધ જામ જસાનું પણ ચિત્ર જહાંગીરે અમદાવાદમાં પોતાના ચિત્રકાર અબદુલ-હસન જે નાદીર-અઝ-જમાનને નામે વિખ્યાત થયો છે તેની પાસે દોરાવ્યું જે આ લેખ સાથે આપેલું છે. આ ચિત્ર નીચે આ લેખ છે. "જામનું ચિત્ર-નાદિર--અઝ-જમાને દોરેલું."

આ બેઉ ચિત્રો બરલીનમાં સ્ટેટ લાઇબ્રરીમાં જહાંગીર બાદશાહના મોરાકોમાં છે. (૧)



૧ ઇન્ડીયન બુક પેન્ટીંગ.

# રૂબાયાત.

મંદિર ને મસ્જીદ બંદગી કાજ છે,
દેવળ તણો પણ ઘંટ બંદગી કાજ છે;
ઉપવીત, તસબીહ [1] ને ઇસાઇ 'ક્રૉસ' તે,
સર્વે પ્રભુની બંદગીનાં સાજ છે.

લીલા નદી તીરે વસંતે વાસ હો,
મદ ભર શરાબી સુંદરી સંગાથ હો;
દુનિયા તણા ડાહ્યા ભલે નિર્લજ કહે.
નાપાક શ્વાનથી, સ્વર્ગનો જો ખ્યાલ હો.

હું ગુનાનો રંક, તુજ સફાઈ [2] કયાં !
હું તિમિરે. તુજ નૂર પ્રકાશ કયાં !
સ્વર્ગ બક્ષે જો મને ઇબાદતે, [3]
રહેમાન [4] તું, તારી રહમ સાકાર કયાં,

શકિત દશ, નવ મહેલ, જન્નત આઠ ને,
સાત તારા, છ રૂપો ને જોઇએ;
પાંચ ઇન્દ્રિય, ચાર તત્વો, રૂહ [5] ગણ,
વિશ્વ બે — જન એક તું સમ કુદરતે.

જાગ, વ્યોમે દીપ ઉગે જો જરી,
સંતાય દેખી ચંદ્ર તારા શર્વરી;
ઉંચે ચ્ચડે. શાહી શિખર અજવાળતો,
સર્વત્ર ચેતનની ઉડી જો ફરફરી.

અંબાલાલ ગોવિંદલાલ દેસાઇ

---

૧. માળા ૨. પાવત્રતા ૩. પ્રાર્થના ૪. કૃપાળુ પ્રભુ. ૫. આત્મા.




મકરંદ અને મધુકર એ બે સ્નેહી--મકરંદ મધુકરને મળવા ગયો. તેમનો મેળાપ નર્મદા તીર પરનાં કમલિની કુંજમાં થયો. આ કુંજ પાસેજ નર્મદાનો પરમ રમણીય ધોધ હતો. તેનું નામ દુધધારા. મકરંદનું હૃદય મિત્ર દર્શનજન્ય આનંદથી ઉભરાઇ ગયું હતું. તેજ પ્રમાણે નર્મદા તીર-વનશ્રીથી ઉભરાતું હતું. આ સમયે મકરંદે કાઢેલા ઉદ્‌ગારો તેની રોજનિશીમાંથી (ડાયરી) લીધા છે.

શ્લોક.

त्वया सह निवत्स्यामि वनेषु मधु गंधिषु ॥
इति हा रमते सीता स्नेहस्तस्याः स तादृशः ॥१॥
अकिंचिदपि कुर्वाणः सौख्यैर्दुःखान्यपोहति ॥
तत्तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः ॥२॥
(ઉત્તર રામ ચરિત.)

અર્થ:—"જ્યાંથી મીઠી મ્હેંક આવે છે તે વનમાં ત્હારી જોડે હું રહીશ. એમ તે સીતા કહેતી; કારણ કે તેનો તેવોજ સ્નેહ હતો.

જે જેનું વ્હાલું હોય તે કાંઇ પણ ન કરે છતાં પણ સુખ આપે અને દુઃખને દૂર કરે છે. કારણ કે તે (પ્રિય) કાંઇ એક અદ્‌ભુત સામર્થ્યવાળો પદાર્થ હોય છે."

કેવો તે સુદિન! કેવું મ્હારૂં ભાગ્ય કે તે અગાધ નર્મદા સરિતા પર મધુકર પ્રિય મિત્ર મને મળ્યો! વિંધ્યગિરિ ધવલ નિતંબ વેષ્ટિત, સરિત્પ્રપાત ગર્જના પરિપૂર્ણ અને ગહન ભયંકર વનરાજમંડિત તે પ્રદેશનું દર્શન કેવું રમણીય? જાણે મ્હારા પ્રિય મિત્રનું સ્નેહપૂર્ણ વિમલ અને ગંભિર હૃદયજ! દુધધારાની અશ્રુત, ગંભીર અને મનોહર ગર્જના જાણે મધુકરની મધુર અને પ્રેમ પૂર્ણ વાણીજ! આ નર્મદાનો સરસ અને ગંભીર જળસમૂહ જાણે તે પ્રિયજનની હૃદયસ્થ સ્નેહ રાશિ! તે સરિતાના ધવળ તરંગ જાણે ઔદાર્ય અને પ્રેમથી ભરેલા મકરંદના હૃદય સ્નેહોદધીનો કલ્લોલ! ચોપાસ વિલસતી ધવળ પર્વતાવળી—પર્વતમાળા જાણે મ્હારા પ્રિય મિત્રના

ઔદાર્ય યશની ભૂત ભવિષ્યત્કાળ સ્થિત જયંત-માળા ! ઓહો ! આશ્ચર્યની કેટલી પરમાવધિ ! આજ બાર વર્ષ તે પ્રિયજને સૃષ્ટિનું અનુકરણ કર્યું કે, સૃષ્ટિ સ્વરૂપજ તેનું હૃદય બન્યું !

તે નર્મદા સરિત પ્રવાહના અને તદ્‌સદૃશ તે મહાભાગ હૃદયના સમંતાત્ ભાગમાં નિબિડ લતાકુંજ વેષ્ટિતા અને રજનીકાંત જે ચંદ્ર તેના દર્શન માત્રથી પ્રફુલ્લ થનાર કમલિની માલા માંડતા ગોદાવરી અને કનકાવતી (મધુકરની બે પુત્રીઓ) નામે મનોરમા, સ્નેહજળપૂર્ણા. કરૂણાંતરગાકીર્ણા,, સ્વહિત મલિનતા છીર્ણા બે સારસી હતી. પ્રિયકર સરસીસર સજલથી આર્દ્ર થયેલ કમલિનીમાંથી અને સમંતાત્ પુષ્પાવલીમાંથી આમોદ મધુરતાનંદયુકત મકરંદ પ્રવાહ આવતો હતો. મકરંદના મધુર આમોદથી આનંદયુત અને મદરાગપૂર્ણ થયેલો મધુકર લતાકુંજમાં મંજુલ મંજુલ ગુંજાધ્વનિ કરતો ! કમલિની પરાગથી મત્ત મધુકરને અંધ કરી નાખનાર, મકરંદ સુગંધ વાહી, અરવિંદ—કદંબ—બકુલ સ્પર્શ મધુર અને કોકિલ કૂજીત નાદ—મનોહર મંદ મંદ વાયુ વહેતો હતો. અહાહા ! કેવું તે આનંદાતિશયી સ્નેહજળ પ્રસન્નાંતઃકરણથી તે વનરાજીમાં ફરતાં તલ્લીન કરી નાખનારૂં કેવું અપાર અપાર બાહ્યાન્તઃ સૃષ્ટિ વૈભવ ! આકાશ મહાસાગરના એક તટ પર અનુરાગથી લાલ અને લોલ થયેલા કમલિનીના પ્રાણેશ્વર, ચક્રવાક દયિત, સંધ્યા તરૂણીનું મધુમદયુત, આરકત કપોલ, મનોરમા સૌંદર્ય તેજો રાશિ, વિબુધ જન હૃદયાનંદ કંદ, જ્ઞાન કુંભ ભગવાન દિનમણિ લટકે છે ! તેજ મહાસાગરના બીજા તટપર સ્વપ્રિયતમા વિરહથી ખિન્ન થયલો પાંડુ વર્ણ, કુમુદિનીના પ્રાણેશ્વર, સ્વ ધિન પતિકાના દયિત, નિશા તરૂણીના કજ્જલ બિંદુયુત પાંડુરકપોલ,, મનોરમા રૂચિ તેજો રાશિ, નંદનવનાનંદ વાહી, સુરસ અમૃતકલશ, ત્રિભુવનાનંદાતિશય પરિપૂર્ણ રજત કુંભ, શ્રી ખંડ પિંડ, મલય પવન ભંડાર ભગવાન્ તારામણિ લટકે છે ! રજનીકાંતની મનોહર કાંતીથી ઉદય પામેલા તારાગણ સૂર્યના તેજથી છુપાય છે. અર્ધું આકાશ રજતમય એત એવ પાંડુર અને અર્ધું તપ્ત સુવર્ણ માત્ર આરકત દેખાય છે ! કેવો તે બાહ્ય સૃષ્ટિનો વિલક્ષણ દેખાવ ! આરકત સૂર્ય અને પાંડુર ચંદ્ર પરસ્પર જોતા હતા ! સ્વપ્રિયતમા સહવાસ અનુભવી ભગવાન સૂર્ય પૂર્વા શાલીલાગારમાંથી આવે છે એ જોઇ ભગવાન તારાપતીને વિષાદ લાગ્યો હોય અને તેથી તો તે પાંડુર થયા નહિ હોય ? કિંવા ત્વદીય વૈભવ વિનાં તે જશે, ચિરકાળ રહેનાર નથી એમ સમજી આ વિલાસિની દયિત ચટ્ટે આ સ્મિત તો કર્યું નહિ હોય ? આકાશ પથ ક્રમણ કરવા પરમોત્સાહથી નીકળેલા, આનંદેક પ્રમત્ત સ્વગૃહમાંથી આવ્યાથી અનુરાગયુત થયેલ, સંધ્યા સુંદરીના મુખ પદ્માવલોકનથી લોલ થયલો કમલિનીના સુખદાયક પ્રેમરસનો ઘુંટ લેવાની ઇચ્છા કરનારો, સાંસારીક સુખદુઃખ રસજ્ઞ. વિલાસી જન શિરોમણી દિનકર સ્વપ્રિય મિત્ર ચંદ્રનો અનાદર કરે છે તથી તો આ ચંદ્રને ખિન્નતા આવી નહિ હોય ? "આ શું પ્રિય મિત્રના લક્ષણ ?" એથી તો એને દુઃખાતિશયથી પાંડુરતા આવી નહિ હોય ! એ વખતે આવા કેટલાએ વિચાર મ્હારા માનસ-સરને હલાવવા લાગ્યા !

મધુકરના નિવાસ સ્થળ પાસે દૃષ્ટિએ પડતો અંતર્બાહ્ય-સૃષ્ટિ-સ્વરૂપ કેવો મનોહર–કેવો ઉદાત્ત હતો! કેવી વિલક્ષણ તે બાહ્ય સૃષ્ટિ! વૃક્ષલતા નિબિડ કુંજમાં વનદેવી યથેચ્છ વિહાર કરતી હતી! પર્વત, નિતંબ, મેદાનો, ઉભા પડખા, ભેખડો, ખોઓ, ખીણો, કિંબહુના દૃષ્ટિપથ પર આવતો સર્વ પ્રદેશ લીલા લીલા વૃક્ષોથી, લત્તાથી, કુંજોથી, પુષ્પોથી, કલિઓથી, મોહોરોથી, મકરંદોથી, પરાગથી, રસોથી, ગીચ ભરાયલો હતો! વૃક્ષલતા પૂર્ણ એક સ્થળ ભિન્ન દેશમાંથી ભિન્ન ભિન્ન દેખાતો! કોઈ કોઇ ભાગમાં એટલી વૃક્ષોની ઘટ ગાડી થઇ હતી કે, ત્યાં અંધારી રાત્રિનો ભાસ થતો! આવા ગહન વૃક્ષ સમૂહ અંતર ભાગનાં ઝરા ધોધો વહેતા દેખાતા અને ક્ષણમાં છુપાતા! તેમની ગર્જનાથી સર્વ પ્રદેશ ગાજી રહ્યો હતો. પાસે અગાધ નર્મદાનો જબરજસ્ત ધોધ અંરાવણ જેવી ગર્જના કરતો હતો! કેવો વન દેવીનો ભયંકર વિલાસ! આવા ગહન વનમાંથી વિહાર કરતો કરતો નર્મદા પર પ્રિય મિત્ર સહ હું આવ્યો. દશ વર્ષ પૂર્વે આજ આરસપહાણોના–સંગેમરમરી ગિરિરાજના શિખર પરથી પડતા જળ–ધોધને મેં જોયો હતો! હાલ તેમાં થોડીક ભિન્નતા દેખાવાની હતી!

મ્હારા હૃદયમાં આનંદ અને ઉલ્હાસ ભરી નાખનાર પુર્વ—પરિચિત નર્મદા—પ્રપાત—રવ આજ! આજ તે ભયંકર પણ હૃદયાકર્ષી ધ્વનિ! આજ આજ તે ધ્વનિ કે જેને શ્રવણ કરતાં 'શોકાવર્ત' નાયિકા સ્વજનનેત્રાનંદશલાકા, પ્રસન્નાંતઃકરણ વિહારિણી, મનોહારિણી મન્મિત્ર પ્રિયતમા સુતી છે! ઓહો! આજ તે ધ્વનિ કે જે સાથે તે શોક સમયે મ્હારા પ્રિયજનનો કરૂણ–રવ સંમિશ્રિત થયો હશે! આજ આજ તે ધ્વનિ કે જે મ્હારા ખિન્ન હૃદયમાં શોકજળ કણોથી સિચન કરે છે! તેજ આ ધ્વનિ જેણે મ્હારૂં અંતઃકરણ ખળભળાવ્યું છે! ઓહો! એજ તે નર્મદા પ્રપાત ધ્વનિ કે જેને ઉત્સુકતાથી પ્રિય મિત્ર અને હું હાલ શ્રવણ કરીયે છીયે. આજ આજ તે ધ્વનિ કે જેને મ્હારા હૃદય મંદિરમાં ચિર નિવાસ કર્યો છે.

શોક સૂર્ય પ્રખર તેજથી સંતપ્ત થયલા અમારા હૃદયને ઠંડુ કરનાર આજ તે નર્મદા—જળ—કણ—તુષાર! ઓહો! આજ તે ગંભીર જળ પ્રપાત કે જેણે ધવળતાથી મ્હારા મિત્રના સ્નેહજન્ય યશોભાર સાથે તુલના કરી! આજ આજ તે નર્મદા પ્રપાત કે જે અમારી આગળ ધવળ પટ પ્રમાણે ફડફડે છે! ઓહો! આજ આજ તે ધવળ જળ પ્રવાહ મ્હારા મિત્રના સ્નેહાતિશયનો નવનીતનો ગોળો! આજ તે ગંભીર ધવળ—મધુર—જળરાશિ જાણે મિત્રના સ્નેહ યશનો નયનાનંદદાયી ભંડાર!

સમય સૂર્યાસ્તનો! પૂર્વ દીશાએ રજની વલ્લભ ચંદ્ર ઉપર આવ્યો છે. પશ્ચિમ દીશામાં સૂર્ય અસ્તે જાય છે! પૂર્વાકાશ ભાગ રૂપાથી ઢોળાયલો ધવળ બન્યો છે! પશ્ચિમાકાશ ભાગ સુવર્ણથી ઢોળાયલો આરક્ત થયો છે! રજત ગૃહમાં ચંદ્ર બિંબ તારકા—રમણી સહ બિરાજે છે! સુવર્ણગૃહમાં સૂર્યબિંબ સંધ્યા—રમણીસહ બિરાજે છે! અર્ધ આકાશ લાલ! અર્ધ સ્વેત! અહીં સૂર્ય! અહીં ચંદ્ર!

પેલી જો! પશ્ચિમ આકાશ પ્રગટી જ્વાળા રે !
ફેલાઈ છે સહુપાસ દ્યુતિની માળા રે !
અભ્ર અભ્ર સળગિયાં સર્વ દિસે રંગ રાતા રે !
ઠામે ઠામે દાડિમ કુસુમ સરીખાં સુહાતાં રે !
(કુસુમ માલા.)

"ને ચંદ્રાકેરી વિશ્વ વ્યાપી વિભૂતિ રે !

* સરસ જળવતી નર્મદાના અનેક અભિનવ પ્રદેશ દેખાડી તે મિત્રવર્યે તદીયકૃપાતિશયથી પરમ પવિત્ર થયેલા આ જનને આનંદ નૌકામાં બેસાડી વિહાર કરવા માટે તટપર લાવ્યા. તે આનંદ નૌકામાં બેસી સ્વૈર ભ્રમણ કરતાં નર્મદ તટાલંકારભૂતા ધવલોપલ પર્વત-માળા અમે જોઇએ છીએ ! સૃષ્ટિસૌંદર્ય રસજ્ઞ મિત્રવર્ય અમને વિશિષ્ટ સ્થળો પ્રેમથી દેખાડે છે. ઉચિત પ્રસંગે સ્વકાવ્યાન્તર્ગત સ્થળ વશેષનું વર્ણન અમને કહે છે. ગંભિર, વીસ્તીર્ણ, ભયંકર પરંતુ મનોહર નર્મદા પ્રવાહના નીલ જલાશયમાં અમારી આનંદ નૌકા ભ્રમણ કરે છે. ચોપાસ ધવળ પર્વતોએ અમને ઘેર્યા છે. તે ધવળ પર્વત શિખરો ગગનચુંબી હોવાથી એકાકી ગુહામાં પડયા છીએ એવું અમને લાગે છે. ચાંદનીમાં આ સ્થળે કેવો આનંદ! કેવી મજાહ ! સર્વ વિશ્વ રૂપેરી તેજથી ચમકે છે. સૃષ્ટિનો તે કેવો રમ્ય વિહાર! મનમાં આશ્ચર્ય અને ભીતિના તરંગો પર તરંગો આવતા ! આનંદની લહર વચ્ચે વચ્ચે આવતી. આ શિવાય અંતર્બાહ્ય સૃષ્ટિનો સાર જુદો કયો રહ્યો?

પરંતુ મધુકર—નિવાસ સ્થળ આસપાસની વનરાજી આ ચાંદનીથી કેવી ખીલી રહી હતી ! જુવો તો ખરા ! ચોતરફ શાંતી પ્રસરી છે ! રજનીકાંત ચંદ્ર અને તેની સહગામિની તારકાઓ અમૃત રસ ઝરો આ દયાર્દ્ર કુટુંબ પર રેડે છે! મકરંદ લોલુપ મધુકર પર આકાશ સરમાં ઉદય પામેલ ચદ્ર કમળમાંથી કે તારકા-કમલિનીમાંથી આ મકરંદસ્રાવ તો થતો નહિ હોયના ! હા જુવો ચાંદનીની જ્યોત આ બોરીમાંથી આવી મધુકર—પ્રિયજનના અંગને ચિકટી ગઈ છે ! જાણે નંદનવનમાંની છૂટી પડેલી મંદાર પુષ્પની અભિનવ અને રસાર્દ્ર માળાજ! મકરંદ—મધુકર આ શાંત વખતે સૃષ્ટિ શોભા અવલોકન કરે છે! સ્વકીય તેજથી નીલ થયેલી અને જ્યોત્સ્નાં તેજથી ધૂસર થયલી આ વનરાજી કેવું અપૂર્વ રૂપ દાખવે છે! ઓહો! આ ધવળ અને ધૂસર ગિરિનિતંબ દેશ કેવો સ્નિગ્ધ થયો છે ! છુપાતી છુપાતી આ નર્મદા કેવી લીલાથી વહે છે ! આ વિધ્યાદ્રિ અમારી સામે કેવા આશ્ચર્યથી ઉભો રહયો છે! કેવો તે આનંદ! કેવો તે ઉલ્હાસ !

* નર્મદાના જબલપૂર પાસેના જગ વિખ્યાત "મારબલ રોકસ" "ભેડા ઘાટ "નું આ સુરમ્ય વર્ણન છે.

પેલી જો! પશ્ચિમ આકાશ પ્રગટી જ્વાળા રે!
ફેલાઈ છે સહુપાસ દ્યુતિની માળા રે!
અભ્ર અભ્ર સળગિયાં સર્વ દિસે રંગ રાતા રે!
ઠામે ઠામે દાડિમ કુસુમ સરીખાં સુહાતાં રે!
(કુસુમ માલા.)

"ને ચંદાકેરી વિશ્વ વ્યાપી વિભૂતિ રે!

* સરસ જળવતી નર્મદાના અનેક અભિનવ પ્રદેશ દેખાડી તે મિ. તદીયકૃપાતિશયથી પરમ પવિત્ર થયેલા આ જનને આનંદ નૌકામાં બેસાડી ... કરવા માટે તટપર લાવ્યા. તે આનંદ નૌકામાં બેસી સ્વૈર ભ્રમણ કરતાં ... તટાલંકારભૂતા ધવલોપલ પર્વત–માળા અમે જોઇએ છીએ! સૃષ્ટિસૌંદર્ય ... મિત્રવર્ય અમને વિશિષ્ટ સ્થળો પ્રેમથી દેખાડે છે. ઉચિત પ્રસંગે સ્વકાવ્યાન... સ્થળ વશેષનું વર્ણન અમને કહે છે. ગંભિર, વીસ્તીર્ણ, ભયંકર પરંતુ મ... નર્મદા પ્રવાહના નીલ જલાશયમાં અમારી આનંદ નૌકા ભ્રમણ કરે છે. ચો... ધવળ પર્વતોએ અમને ઘેર્યા છે. તે ધવળ પર્વત શિખરો ગગનચુંબી હોવાથી એ ગુહામાં પડયા છીએ એવું અમને લાગે છે. ચાંદનીમાં આ સ્થળે કેવો આન... કેવી મઝાહ! સર્વ વિશ્વ રૂપેરી તેજથી ચમકે છે. સૃષ્ટિનો તે કેવો રમ્ય વિ... મનમાં આશ્ચર્ય અને ભીતિના તરંગો પર તરંગો આવતા! આનંદની લહર ... વચ્ચે આવતી. આ શિવાય અંતર્બાહ્ય સૃષ્ટિનો સાર જુદો કયો રહ્યો?

પરંતુ મધુકર—નિવાસ સ્થળ આસપાસની વનરાજી આ ચાંદનીથી ... ખીલી રહી હતી! જુવો તો ખરા! ચોતરફ શાંતી પ્રસરી છે! રજનીકાંત ચંદ્ર ... તેની સહગામિની તારકાઓ અમૃત રસ ઝરો આ દયાર્દ્ર કુટુંબ પર રેડે ... મકરંદ લોલુપ મધુકર પર આકાશ સરમાં ઉદય પામેલ ચંદ્ર કમળમાંથી કે તારકા-કમલિનીમાંથી આ મકરંદસ્રાવ તો થતો નહિ હોયના! હા જુવો ચાંદની... જ્યોત આ બારીમાંથી આવી મધુકર—પ્રિયજનના અંગને ચિકટી ગઈ છે! નંદનવનમાંની છૂટી પડેલી મંદાર પુષ્પની અભિનવ અને રસાર્દ્ર માળાજ મકરંદ—મધુકર આ શાંત વખતે સૃષ્ટિ શોભા અવલોકન કરે છે! સ્વકીય ... નીલ થયેલી અને જ્યોત્સ્નાં તેજથી ધૂસર થયલી આ વનરાજી કેવું અપૂર્વ રૂ... દાખવે છે! ઓહો! આ ધવળ અને ધૂસર ગિરિનિતંબ દેશ કેવો સ્નિગ્ધ ... છે! છુપાતી છુપાતી આ નર્મદા કેવી લીલાથી વહે છે! આ વિધ્યાદ્રિ અમારી સ... દેવા આશ્ચર્યથી ઉભો રહયો છે! કેવો તે આનંદ! કેવો તે ઉલ્હાસ!

* નર્મદાના જબલપુર પાસેના જગ વિખ્યાત "મારબલ રોક્સ" "ભેડા ઘાટ" ... આ સુરમ્ય વર્ણન છે.

મકરંદ—મધુકરનો સંબંધ એટલો નિકટ છે કે, પરસ્પરના હૃદય પ્રેમૈકમય છે. તેમના હૃદય શૂન્ય હોય—પણ પ્રેમાભાવમાં! મત્સરી હોય—પણ ઔદાર્ય દર્શનમાં! કપટી હોય—પણ દુઃખ વાર્તા ગોપનમાં! સંકુચિત હોય—પણ અપકાર કરવામાં! હીન હોય—પણ પરસ્પર વંચનામાં! લીન હોય—પણ પરસ્પર સુખમાં! દુઃખી હોય—પણ પરસ્પર દુઃખમાં! પરંતુ વિસ્તારથી શું વધુ કહેવું! મકરંદરૂપ મધુકર રૂપ સદૃશ નથી શું? તાત્પર્ય, મધુકર કૃપા શિવાય આ મકરંદનું જીવીત નિઃસાર છે. એટલામાં બધું આવી ગયું. આભાર આવ્યો? ઉપકાર આવ્યો! સર્વ આવ્યું!

પરંતુ કેવું ગાંડુ આ મન! તે પ્રિયજનોદારતા સરિત્સ લિલામાં લીન થાય છે! આ પ્રસંગે મ્હારા પ્રિય મધુકરે દેખાડેલા પ્રેમને ભૂલનાર નથી, એ કહેવું જરૂરનું છે ખરૂં? તે પ્રિય જનનું કયું કૃત્ય ભુલવા જેવું છે? સર્વજ જ્યાં આનંદ પ્રદ ત્યાં ચુંટી પણ શું કાઢવું? મધુકર વિયોગથી ખિન્ન થયેલા આ હૃદયને શાંતતા કયાં આપવી? આ હતભાગી જનના નેત્રોનાં પારણાં તે ઔદાર્ય ગુણગણાલંકૃત પ્રિય મધુકર કયારે ખોલશે! ઓહો અમૃત નિસ્મંદ ભાવી તે વચનો આ કર્ણોની કયારે તૃપ્ત કરશે? મકરંદે સર્વ અંશે ભરેલું તે ધન્ય હૃદય આ વિરહાગ્નિ દગ્ધ દેહને કયારે ભેટશે? નિશીથ સમયે પણ મકરંદનું સ્વાગત કરવા માંટે જાગતો રહેલો મધુકર આ જનને સ્વકીય દ્રષ્ટિપાત નીલ કમળોથી કયાંરે અલંકૃત, કરશે! અરે બાલચંદ્રની કળાથી યુક્ત શીતલ, સ્નેહ રસ, સુગંધી, નેત્રને રમ્ય એવા 'મધુકરનું' આલિંગન આ વિરહ સંતપ્ત દેહને કયારે શાંત કરશે? અરે! તે પ્રેમિ કે રસ સહજાનંદ મગ્ન ચતન્યરૂપ સાથે એકરૂપ હું કયારે થઇશ? હાલ તો—

जीवत्सु तातपादेषु नवेदार परिग्रहे।
मातृ मिश्चित्व मानानां तेहिनो दिवसा गताः॥
(ઉત્તર રામ ચરિત.)

અર્થઃ—પિતાજીના જીવતાં, લગ્ન થયા પછીના તરતના દિવસોમાં માતા વડે અમારાં સુખની કાળજી રખાતી હતી તે અમારાં (સુખી) દિવસો વીતી ગયા.



ઉપકાર વશ હૃદયે તે મૃત્યુના સિંહાસન પાસેથી ફર્યો અને પાછો પેલે ઉદાસિન માર્ગ આજ્ઞા મુજબ કાપવા લાગ્યો સર્વત્ર શાન્ત હતું. માત્ર તેના પગરવ ના ભણકારાજ તેના કર્ણ પર અથડાતા.

હેડીસના તે દ્વાર નજીક આવતાં આશાના કો અમર સીતારા સમ પુનઃ તેણે પ્રકાશના સુવર્ણ રશ્મિ નિહાળ્યાં. અને તે અધીરો બન્યો. સંશય અને કુતુહલથી તે વલોવાઇ ગયો. યમરાજના વચન પર તેને સંદેહ થયો. દ્વાર પર પહોંચતા પહેલાંજ તેણે ઉમંગભેર ચીસ નાખી......... "યુરિડીસ!"

અને બસ! હવામાં તે છાયા અદ્રશ્ય થઇ.

પ્રતિ-ઉત્તરમાં માત્ર એક ઉંડો અને દીર્ઘ નિશ્વાસ તેના કર્ણ પર અથડાયો!

દ્વિધા વિરહી બનેલા ઓરફીયસે યુરિડીસના નામથી હેડીસને ગજાવ્યુ પરંતુ હવે તે સર્વ વ્યર્થ હતું.

નિરાશાથી ઘેરાયલો તે પ્રકાશમાં ધકકેલાયો, દિવસો સુધી તે મૂઢ અવા પડી રહ્યો.

દિવાના માફક હવે તે ભમવા લાગ્યો. ત્હેના હૃદયના તંતુઓ માફક ત્હેન વીણાના પણ તારો તૂટતાં તે છેકજ જડમૂક બન્યો.

પછી તો ઘણી સુંદરીઓએ ત્હેને યુરિડીસને ભુલી જવા વિવિધ અભિન વીનવ્યો પરંતુ ત્હેને આથી તો વધુ આઘાત લાગવા માંડયો. તે વ્યાકુળ બન્યો.

અને જગતને તેના ઉલ્લાસો સોંપી ગ્રેસના પહાડી મુલકમાં તે દોડી ગયો

અચાનક એકદા ત્યાં ડાયોસસનીનો વિધિ-ઉત્સવ ઉજવતી મીએનેડઝ સ્રીન ટોળી આવી ચડી અને શરાબના નશામાં ચકચૂર તેઓ મંજીરા વગાડતાં અને રણશીંગા ફુંકતા "ઈવો" "ઈવો" ની તીણી કર્કશ ચીસો નાખતાં ઓરફીયસન આસપાસ કુદવા અને નાચવા લાગી. તે નાઠો પરંતુ એકસથી મદમસ્ત બનેલ મીએનેડઝ આથી ક્રોધે ભરાઇ તેની પાછળ પડી અને પથ્થરથી તેને અધમુઓ કર્યો. ત્હેની ખોખરી વીણાના કટકા ભુક્કા કરી નાખ્યા. લોહી જોતાં તો તેઓ વધુ વિકાળ બની ઓરફીયસના પણ તેની વીણા જેવા હાલ થયા. તેઓએ ત્હેના અવયવો રાડો પાડતાં અને શોર કરતાં નદીમાં ફેંકી દીધા અને...જલધિમાં તેની સમાધિ થઈ...તે પછી તો કેટલોય સમય વીત્યો એકદા લેબોસબેટના કીનારા પર તરંગોના પછડાટ સાથે તેની ખોપરી "યુરિડીસ" "યુરિડીસ" ના નિશ્વાસ તાલ દેતી બહાર આવી.

કલાની દેવીઓએ તે ખોપરી ઉચકી લીધી અને તેના દફન પર એક નાની દેહરી ચણી.

* * * * *

કહેવાય છે કે એ પવિત્ર અને સુંદર દહેરી પર, કોઈ જગ્યો પર નથી એવી મધુરતાથી આજ ત્રણ બુલબુલ ગાન લલકારે છે.

---




પ્રદિપ્ત રજનીનું પ્રતિબિંબ ઝીલતા જલતરંગો જેવી મંજરીની સૌન્દર્ય વિભા છે. સ્વચ્છંદે ઉછળતા મહાસાગર જેવો તેનો રસાત્મા છે. આકાશના અગણીત તેજ બિંદુઓનું લાવણ્ય તેનું છે. ચાંદરણીએ ત્વિંટયા ચંદ્ર જેવી નહિ પણ એક અને અવિચળ ધ્રુવ જેવી તે મોહમયી છે. મોતીની સેરમાં વચ્ચે ગુંથેલા નીલમણિ જેવી તે આકર્ષક હોય.

છીપ કહાડવા પડેલો ખારવો સુભાગ્યે રત્નાકરનું રત્ન ખુંચવી લાવે તેમ કાક મંજરીને વધ.વી લાવ્યો. સૌન્દર્યના રસપંથે વળેલી સત્તર વર્ષની નવયૌવના ઉપર તે હૃદય મુગ્ધ થયો. જગતના ઝગડાઓએ કેટલીએ સુંદરીઓનાં ભાગ્ય પલટયાં છે! શ્રાવક અને હિંદુઓના ધર્મવેરમાંથી ઉગરેલી મંજરી તો સમુદ્ર મંથનમાંથી પ્રાપ્ત થતું એક રત્ન છે.

મંજરીની જીવ્હાએ સરસ્વતી છે, તેનાં નયનમાં વિદ્યુત છે. છતાંએ તેના અંગલાલિત્યના નિરીક્ષણમાં સૌન્દર્ય ન પ્રગટે. દેહના સૌન્દર્ય વિના કલ્પાયલી કથાની સુંદરીઓ થોડીજ હશે. તેમના દેહ સૌન્દર્યને પડતાં સંકટોમાં તે કથાઓનો આનંદ ઝરો હોય. શરીર સૌન્દર્યનો સંચય તેના પ્રદર્શનમાંજ હોય. તેના સરજનહારે ભલે તેને ઐહિક સૌન્દર્યને વરાવી હોય.—કસુમ અંબરે મઢી હોય. આપણો આશય તે પાર્થિવ સંમોહનો નથી.

સ્વકલ્પિત મનોરાજ્યમાં રમતો મંજરીના સંસ્કારીક આત્મ સૌન્દર્યની ચર્ચા તે સૌન્દર્યની આકાંક્ષા હશે. તેના પ્રતાપમાં, તેના ગૌરવમાં તેનો પ્રભાવ છે તેની નીડરતા છટા અને ભભકમાં તેનું માધુર્ય છે. ગાર્ગી જેવી તેની ભાવ લેખા છે. ભવ્ય મનો સૃષ્ટિના આભાસ માટે મંજરીનો વિહાર અનુપમ છે. આત્મ ગૌરવનો તે અર્ક છે. તેની અસ્મિતામાં તેનો કટાક્ષ છે.

ચમત્કારીક કલ્પનાને ઝુલે ઝુલતી મંજરીના મનોભાવ કળવા સ્હેલ નથી. કૈલાસ ઉપરથી પીગળી વહેતા જળને પોતાનું સ્થાન હિમશૃંગે હોય તેનું રટણ છે પોતાની નાડીમાં વ્હેતું બ્રહ્મતેજ તેની રગેરગે પ્રસરેલું છે. કળાની તે દેવી છે. આર્દ્રતાની તે પરિસીમા છે.

સ્ત્રી હૃદયના ભાવો જાણવા સહેલ નથી. સ્ત્રી સામર્થ્યજ શોધે છે એ ઠસી ગયેલી માન્યતા છે. સૌન્દર્ય નિર્લિપ્ત પોયણુ શોધે. પછી તે પુરૂષ હોય કે સુંદરી હોય. સૌન્દય પુજાય તો તે વસે. તેના હૃદયમાં એક કરતાં અનેક ફુલોની સુવાસ છે. તેનું રહસ્ય માર્મિક છે. સ્ત્રી દેહ બંધનમાં નંખાય, તેનો મનોવેગ નહિ. સીતાએ શંકર ધનુષ્ય ભંગાવી, દ્રૌપદીએ મત્સવેધથી, અને દમયંતીએ મનોચક્ષુથી કર્યું.

જન્મ કુંડળીના એકાદ ગ્રહની વક્રદષ્ટિના ભોગ થવા કરતાં એ વાંકી દૃષ્ટિને સીધી કરવાનો મનોરથ અતુલ છે. મહાત થવા કરતાં મૃત્યુ તેને વધારે ઇષ્ટ છે. શ્રાવકના પ્રપંચી પંઝામાંથી બચાવતાં કાક તેને આભારભીની કરી શકયો પણ તેનું મનોબંધન કરી શકયો તો નહિજ. મંજરીને મનાવવા તેનું સામર્થ્ય હજુ ઓછું હતું.

જેને સૂર્યપૂજા કરવી હોય તેને દીપપુજન કેમ પાલવે? કાલિદાસ અને પરશુરામના જીવનઘોષ સજીવન કરવા હોય તે જીવનદાતા પાસે નમી રહે પણ તેને કયમ વરે! કાક મંજરીના રસ સરોવરનું એક પોયણું પણ ન હલાવી શકયો તેના તરત મનોવેગને તે ન અટકાવી શકયો કે ગતિ આપી શકયો.

અનાથ દશામાં કાક જોડે કરવાં પડેલાં લગ્ન મંજરીનું લગ્ન નહિ પણ કરાર હતો. સ્વમાન અને સ્વતંત્રતાની પ્રતિમા રૂપ મંજરી પારકાને પાને પડતાં નિરાધારનાં આંસુ સારી રહી. જગત્ તેને મન વ્હેંતિયાંનું બનેલુ હતુ

આનંદરાત્રિનો કાકનો અનુભવ અનુકંપાની ભિક્ષા માગે. કાક જેને હૃદયેશ્વરી માનતો તેને મન તો તે લાલસા વશ માનવ લાગ્યો. નદીના નિરથી સમુદ્ર ન છલકાયો. અપમાનિત થયેલો કાક નિર્જીવતો નથીજ. તરવારની ધારે અપમાનનો બદલો આપતાં શીખેલો એ યોદ્ધો. સ્ત્રી જોડે શી સ્પર્ધા કરે? તેની જીન્હાએ સરસ્વતિ ન હતી કે કર્ણ જેવું લક્ષ્યવેધી બાણ મારે.

"सूतोवा सूतपुत्रोवा यो वा को वा भवाम्यहम्
दैवायत्तं कुले जन्म ममायत्तं च पौरुषम् ॥"

મદઘેલી મંજરી ન સમજી કે તેનું સ્ત્રી હૃદય મટી પાષાણ હૃદય થયું.

માનવદશામાંથી દેવી સ્વરૂપ લેવા મંજરીને અનુભવની જરૂર હતિ. અહિંસા પરમો ધર્મના છત્ર નિચે તેને આ પાઠ ભણવો પડયો. પ્રારબ્ધને પણ હડસેલવ ઉભી થયેલી મંજરી જીનશાસનના ભોંયરામાં સપડાઈ. કેદી દશામાં મંજરીનો હૃદય મંથન શરૂ થયો. કાકને મંજરીના હૃદય ઉપર સામ્રાજ્ય સ્થાપવું હતું. જેને તે ધીક્કારતી તેનેજ હાથે ફરી પોતાને છુટવાની આશા રાખવી પડી. પુરૂષ હૃદય ગંભીર છે એટલે સ્ત્રી હૃદય જેવું છલકાતું નથી. તે પેટમાં રાખી શકે. સખ્ત

હૃદય પણ સ્નેહ આગળ આળોટે. કાક મંજરીની વ્હારે ધાયો, તેને બચાવી. મંજરીનું હૃદય ઝડપાયું.

વિધિએ બાજી બદલી, હવે મંજરીને અતડા થયેલા કાકને જીતવો રહ્યો. કાકથી પોતાને કલંકીત માનતી રમણીના સ્નેહપડ ઉઘડયાં. પ્રણયની પ્રચંડોર્મિ આવી. માર્ગ મળતાં પ્રેમી હૃદય પરવશ થયું. રસરાજને આત્મ પરાક્રમથી બંધનમૂક્ત કરી નસીબનો એક અવળો પાસો ચત્તો કર્યો. સુકુમાર બાળાને પછી તો ઘોર વન પણ સ્નેહકુંજ થઇ પડયું. કાક જોડે પટનિપટ થઇ રહી.

ઉષાએ શું જોયું ? સર્જન જેને પોતાના તિમીર પટમાં વિંટે છે તે ઉષાએ જોયું. અનાચાર નહતો, દુરાચાર નહતો. ચરાચરનો તે આધાર છે. છતાંએ કંઇ રમણીયતા તો નજ હતી. કોઇપણ માનવી શરમાય તેમ ઉષ શરમાઈ. સ્વાભાવિક વસ્તુમાં નવાઈએ નહતી કે સૌન્દર્યએ નહતું જગતમાં જે સાધારણ છે તેની ચિત્ર-મોહિની નહોય. ઉષાએ જોયું તે ન જોયુંજ સુખદ હોય. કેટલાએ દ્રશ્યો મનો-દ્રશ્યજ રહે તો આલ્હાદ આપે.

મંજરી કાકને ધિક્કારતી તો નજ હતી. કાક તરફ એનો તિરસ્કાર નહિ પણ ક્રોધ હતો. તિરસ્કાર આવે તે વસ્તુને અળગી રાખીએ. ક્રોધ ઘણીએ ઊંડા ઉંડા પ્રેમનું પરિણામ હોય. મનનું ધાર્યું ન થતાં ક્રોધ સ્વાભાવિક છે. બાળકને શીક્ષ કરી, એ ઘડી આંસુ સારી, ચૂમી લેતી માતાના આવેશમાં ક્રોધ હોય. મંજરી પણ સમજી કે સૌન્દર્ય તો શૌર્યને છાજે.

"ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે."

મંજરીનો ક્રોધ તેના ગર્વનું પરિણામ હતું. સૌન્દર્યને પોતે સુંદર છે એ ભાન થતાં આકાર રહે આકર્ષણ ઉડી જાય. સુંદરતાનું ભાન થતાં અભિમાન પ્રગટે. બાળક અને સ્ત્રીનું મગજ કલ્પનામાં રમતું હોય. કલ્પનાને મૂર્તિમંત કરવી સ્હેલ નથી, ઘણીએ કલ્પના કલ્પનાજ રહેતો સુમધુર રહે. માનસીક સૃષ્ટિ વિખરાતા સંસારના દુઃખ આળ અડકે.

જે સુખને માટે મનુષ્ય પ્રયત્ન કરે તે સુખ મળતાં તેની લેહ લગાડી ચાલ્યું જાય. મંજરીના નશીબમાં પણ આવુંજ હતું લાટના હૃદયમાં વસી તેની અધિષ્ટાત્રી થતાંજ અંત સમીપ હતો. ગુજરાતનો ઈતિહાસ તે વખતે મહત્વાકાંક્ષાઓના સંગ્રામરૂપ હતો. વ્યક્તિથી માંડી.રાજ્યો સુધી સર્વ કંઇક ભક્ષ શોધતું. પરાક્રમની પરંપરા કરવા જન્મેલો કાક પછી તો બાંધ્યો ન રહ્યો. મંજરીને અંધ વિધાત્રીના ખોળામાં મૂકી અનિરૂદ્ધ બન્યો. સારસ જોડ વિખુટી પડી

ક્ષત્રીયના પ્રેમનું એક અનુપમ વિશુદ્ધ ચિત્ર જોવું રહ્યું. રાણકના લુંટાતા રસભૂવનથી હૈયું દ્રવે. પાટણની વૈભવ મૂર્છામાં વેણીસંહાર પૂરો થવાનો હતો.

સૌન્દર્ય સમીપ બે વૃત્તિ ઉત્તેજીત થાય. સૌન્દર્યની નજરથી ઉલ્લાસ અને તેમાંથી ઉભી થતી માયા. માયાની મોહ જાળ વિંટળાતાં સૌન્દર્યની ક્ષુધા પ્રદિપ્ત થાય. એ ક્ષુધા પછી તો સૌન્દર્યનો ભક્ષ કરે. જયદેવે રાણકનો ભક્ષ કર્યો સાવિત્રી જેવી રાણક અમર થઈ શકી. તેનું હૃદય દુર્જય રહ્યું.

" पद्मानां शिशिरान्त्ययम् "

રસસૃષ્ટિમાં સંચરેલી મંજરીને સૌભાગ્યનાથના વિયોગે તેનું તર્પણ કરતાં શીખવ્યું. આંબડ મહેતાની નજરે મંજરી ચડતાં તેનેય નિશો થયો એ મદન ઘેલો સૌન્દર્યનું મૃગજળ ન સમજી શક્યો. પ્રભુએ તેને સૌન્દર્યને આતતાયી થતાં ઉગાર્યો. મંજરીના વ્યોમ વિહારમાં અડકૂટ ન આવી.

ભટરાજની સ્ત્રી થતાં કોઇના સંરક્ષણની જરૂર ન જણાઈ. રેવાપાલનું રક્ષણ તેને તુચ્છ લાગ્યું. ગર્વના કકડા થાય પણ ન તો તે વળે કે નમે. દોરી બળે પણ વળ ન જાય.

મંજરી પાસે આવતાં સૂરિનો મનોવિગ્રહ ચળવા લાગ્યો. તેના સૌન્દર્યમાં તે લુબ્ધ થયો. સ્ત્રી પુરૂષને એક બીજાની સમીપ થતાં વિકારનું મૂળ સૌન્દર્યમાં નહિ પણ સૌન્દર્યને મલીન કરવા મથતી મનોવૃત્તિમાંથી ઉદ્‌ભવે છે. સ્ત્રી અને પુરૂષ એક બીજાનું મુક્ત સાધન છે એ ભૂલાયે વિકારના દાસ થવાય. સૌન્દર્ય અને કામ એક દેહ નથી. કામ સૌન્દર્યથી સતેજ રહે. તેનું દાસત્વ સ્વિકારવા તૈયાર હોય. સૌન્દર્ય તેને ન ગણકારે તો તે મોહિની રૂપે અવતરે. કામનું કાર્ય ઘટમાળ ચલાવવાનું છે. સૌન્દર્ય જગતને નિભાવે. કામની ઈન્દ્રજાળમાં ફસાય તેને તો સૌન્દર્યની ઝંખનાએ બાકી રહે. કામમાં વેદના છે, યાચના છે. સૌન્દર્યમાં નિજાનંદ છે, નિર્ભયતા છે. કામની દેહ વાસના છે. સૌન્દર્યની મનો તૃપ્તિ છે.

" शान्तम् शिवम् सुन्दरम् "

શાન્ત્ય લક્ષ્મિની વાડીમાં વસી મંજરીનેય ક્ષત્રીય પાસ લાગ્યો હતો. સુકુમાર શરીરનું ભાન ભુલી તે રહ્યો ચડી. પ્રેમ સમાધીનો અંત પાસે હતો. વખત આવે સ્ત્રી પુરૂષ થઇ શકે, એ શું મંજરીનો દાવો હશે.

યમરાજનું તેડું માણસનો વખત નથી સાચવતું. પડછાયા જેવું તે જન્મથીજ માનવી પાછળ છુપાતું ફરે છે. તેને કુર થવું, નિષ્ઠુર થવું ગમે છે. જીવનની એકાદ અમુલ્ય પળે તે વિફળ પણ નહિ થોસે. મંજરીના સહેલા દુઃખે સ્વતંત્રતા આવતાં તેડું ઘડી સાંખી. કાકને મળવાની અંતિમ ઇચ્છાની અધુરી તૃપ્તિ અપાવી તેનો દિવ્ય આત્મા અનંત તેજમાં ભળી ગયો. કાકની પાસે મંજરીનું શબ રહ્યું. મનુષ્ય જીવનનો વિધિનો પાસો છે. વિશ્વ સૌન્દર્યનું તે એક પાંદડુ છે. પછી તે ઉંધો પડે કે ચતો પડે તેમાં શોક ન હોય. જીવન જેને મંન યાત્રા હોય તેને મૃત્યુ તો મોક્ષદ્વાર છે.

અગ્નિજ્વાળામાં લપાતી મંજરી તરફ એક સ્થિર દૃષ્ટિ નાંખવા મન લલચાય છે.

મંજરીના દેહના વિયોગ કરતાં આત્માનો વિયોગ, તેના અલૌકીક દિવ્ય તેજ અંબારનો વિયોગ વધારે સાલે. દુખઃને ઠેસ મારતી મંજરી ગુજરાતના સ્વપ્ન જેવીજ રહેવાની. તેની પ્રતિમા આત્મતેજના "હું"કારમાં જડાઇ રહે. સંમતિથીજ દેહ ઉપર સ્વામિત્વ આવવાનો સ્ત્રી અધિકાર તેણે સ્થાપ્યો છે. સ્નેહ અને સુખ સહચારી ન હોય તો શો અર્થ ? રાત્રે વહેતી નર્મદાના સલીલ જેવું તેનું જીવન સ્તોત્ર હતું તેમાં પ્રકાશ અને મંજુલ ધ્વનિ બે હતાં. આકાશ ગંગા જેવી સોહાતિ સૌમ્ય મૂર્તિ સુરનન્દિની હતી. જીવન તેને સુરતાની વાડી જેવું ભવ્ય રચવું હતું. સાહિત્ય પિયુષથી સંસારને સુધામય બનાવવાની તેને હોંસ હતી. પૂર્વાશ્રમની ભૂલી પડેલી તે તાપસી હતી. ભયને તે ડગાવતી હતી વીસમીસદીની નવલકથામાં જન્મવાથી તેના સ્વર્ગારોહણ માટે વિમાન ન આવ્યું. એક પુષ્પ કરતાં અનેક પુષ્પની એકત્રીત સુવાસ તેનામાં છે.

સૌન્દર્યનો અવતાર રાજ્ય મહેલમાંજ હોય એ અપવાદ રૂપ મંજરી છે. સૌન્દર્યનો ઇજારો નથી. સૌન્દર્ય મતસ્વી ઉપભોગ માટે ઘડાયલું નથી. મંજરી એની સાક્ષી છે. સૌન્દર્ય સ્વતંત્રજ હોય. ભયમાંએ એતો નિર્ભય રહે. શોભાએ સૌન્દર્ય નથી. આનંદ આપે તે સર્વ સૌન્દર્ય નથી. તે બહુરૂપી છે. એકજ પ્રકાશનાં અનેક સ્વરૂપો તે સૌન્દર્ય.

---

## — હિંદુસ્ત્રી. —

ઓ હિંદુસ્ત્રી ! તું છે ત્યાં સુધીજ હિંદુસંસારનું ગૌરવ છે ! તું નહિ હોય ત્યારે હિંદુસંસાર નહિ હોય ને હિંદુસંસાર નહિ હોય ત્યારે હિંદુઓ નહિ હોય ! પછી તો હશે અંગ્રેજી ઢબની હિંદુ મડમ ને હિંદુ ઢબનો અંગ્રેજ ! એની બધી ખોડ ખાપણો છતાં હિંદુસ્ત્રીને લઇને જેટલી ઉજ્જવલ હિંદુ સંસાર છે તેટલો ઓપ ચઢાવેલી અંગ્રેજ સ્ત્રીને લઇને નથી !

" ધૂમકેતુ-તણખા. "




મેઘ નીતરીને આકાશ કાંઇક સ્વચ્છ બન્યું હતું. વાદળાં છુટાં છુટાં વિખરાયાં હતાં, અને આછી ચાંદની પ્રકાશી રહી હતી. કલ્પના જાગે તેવી રાત્રી હતી.

આશરે નવ થયા હશે. રાયપુર ખાડીયાની પોળમાં, અમદાવાદી વકીલ હર્ષવદનરાય ઝુલાપર આડે પડખે થઇ, પગની ઠેશથી જરા જરા ઝુલી રહ્યા હતા. સામે આરામ ખુરશી પર તેનાં પત્ની વિજયાગૌરી બેઠાં હતાં. નીચે સાદડી પર તેનો સાત આઠ વર્ષનો પુત્ર પ્રસન્ન કુમાર એક બુઠ્ઠી પેન્સીલથી ચોપડીના પાનાંપર લીંટા કરવા યત્ન કરતો હતો. નીચે રસ્તા પરથી ટપાવાળાના 'હે પો-ઓહ-હેપો' એ 'કાળી ટોપી' ના કર્કશ અવાજ આવતા હતા. સામે ઓટલા પર બૈરાં બેસીને વાતો કરી રહ્યાં હતાં. એક ગાય આમ તેમ પોળમાં આંટા મારતી જોઇ શકાય તેમ હતું ને કુતરાના ભસવાના અવાજમાં માણસોના અવાજ ડુબી જતા હતા.

અચાનક હર્ષવદન બોલ્યા. 'ચાલ, ચાલ, પ્રસન્નવદન એક સરસ વાત કહું:'

છોકરો એકદમ બુઠી પેન્સીલ ફેંકી દઇ, નાક લોતો ઉભો થયો, અને 'શેની વાર્તા છે ?' એમ કહેતો ક ને બાપના પાસે આવી હીંચકા પર બેઠો.

'જો,'

નીચેથી કામ કરનારીએ બુમ મારી (બાઇ સાહેબ! બાજરીનો લોટ શેમાં મૂક્યો છે ?)

'મૂકી દેજે તાકામાં'

હર્ષવદન આગળ વધ્યા. 'જો'

નીચે બારણું ખખડયું. 'વકીલ સાહેબ !

કોણ ? કહીને હર્ષવદને બહાર ડોકીયું કાઢયું. નીચે બે ત્રણ જણ મળવા આવ્યા હતા.

'કોણ ? ડાકટર સાહેબ ! આવો, આવો, હું તમારી જ રાહ જોતો હતો.'

પ્રસન્નવદને બાપનું ધોતીયું એંચ્યું, પછી શું ?

'પ્રસન્નવદન'! વિજ્યાગૌરી અંદરના ખંડમાં જતાં જતાં બોલ્યા. બીજી હું પછી કહીશ!

પ્રસન્નવદને બાપનો હાથ ખેંચ્યો. એને વાત સાંભળવી હતી. બાપ બિચારો, અત્યારે ગામના અનેક નવા જુનામાં, પાંચ હજાર વર્ષ પહેલાંની કથા ને સંભારવા નવરો ન હતો. પણ તેણે પ્રસન્નવદનને હેતથી માથામાં ટાપલી મારતાં કહ્યું: 'જાઓ, બીજી પછી કહીશ હો'

'પણ થોડીક તો કહો.'

'ત્યારે જો સર્યુ નદીને કિનારે—

ભયંકર આફત આવી પડી હોય, તેમ પ્રસનવદન દાદરા તરફ જોઈ રહ્યો. લાંબુ, જાડું, ઢંગધડા વિનાનું, વિચિત્ર પહોળું પાટલુન, પહેરેલું, એવોજ હાફકોટ ધારણ કરેલું ડોકટર અનંતપ્રસાદનું શરીર દાદરો ચડીને દિવાનખંડમાં ઉભુ હતું તેના પાછળ બે સુકલ લકડી જેવા માણસ હતા. અત્યંત જાડા અને અત્યંત પાતળા માણસનો આ મેળ જરા રમુજ ઉપજાવે તેવો હતો.

પ્રસન્નવદન? અંદરથી વિજ્યાગૌરીએ પ્રસન્નને બોલાવ્યો તે દોડતો દોડતો અંદર ગયો. એ ન્હાનો બાળક અંદર ગયો. એટલે આ મોટા માણસો અમદાવાદ ના મ્યુનસિપાલીટીથી માંડીને છેલ્લામાં છેલ્લા શાક શું આવે છે ત્યાં સુધીની બધી અથેતિ કરવા બેઠા. વિજ્યાગૌરી, અંદર પોતાના પોલકાની ગણતરી કરી રહ્યાં હતા. પ્રસન્ન દોડતો દોડતો અંદર ગયો. તેણે માતાના વાંસાપર પોતાનું શરીર નાખ્યું ને તેના ગળામાં બે હાથ પરોવ્યા:

પ્રસન્નવદ? હં હં. શું કરે છે. મુકી દે, જો આ મારી રેશમી ચોરી ચોળાય છે. હાં?

પણ પ્રસન્નવદને પોતાના હાથ ઢીલા ન કર્યા.

વિજુ બેન? બોલો પછી સરયૂ નદીનું શું થયું.

'એ હું તમને કાલે કહીશ, અત્યારે સુઇ જાઓ, ચાલો.'

સરયૂ નદી કયાં છે?'

અત્યારે સુઇ જાઓ. ચાલો'

"વિજુબેન! એ નદીમાં મગર હશે? ત્યાં આગબોટ ચાલતી હશે? ત્યાં કોણ રહેતું હશે?

'ચાલો, હવે સુઈ જાઓ છે કે તમારા કાકાને બોલાવું?'

પ્રસન્નવદન ગુપચુપ પોતાની પથારીમાં જઇ પડયો. પણ તેનું નાનું મગજ કલ્પનાના ધૂનમાં ચડયું. તેણે કલ્પ્યું હતું કે ઠંડા મીઠા પાણીના સાગર જેવી એક નદી ચાલી જતી હશે. તેના પર એલીસબ્રીજ જેવો પૂલ હશે. નીચે નદીમાં આગબોટો ચાલતી હશે. કાંઠે એક મોટું શહેર હશે. તેમાં એક રાજા રહેતા હશે. રાજાને એક રાણી હશે. પછી રાજાને છોકરૂં નહિ હોય....અને....અને પછી બીજું શું નહિ હોય?

શું હશે! માંથી શું નહિ હોય? એ વાત પર તેનું બાળક હૃદય દોડયું ગયું.

'ત્યાં નિશાળ નહિ હોય, માસ્તર નહિ હોય, પરીક્ષા પણ નહિ હોય. વળી ત્યાં ગણિત નહિ હોય...અને એકલું નદીમાં રમવાનું હશે! ખરેખર સરયૂ નદી કેવી સુંદર હશે?....

તેને પેલું વાકય સાંભર્યું. 'સરયૂ નદીને કિનારે....પછી શું હશે?.........

તેનાથી કોયડો ઉકલ્યો નહિ. તે સ્વપ્નસ્થ નિંદ્રામાં પડયો. નિંદ્રામાં જાણે પોતે એક નદીને કાંઠે એકલો ફરી રહ્યો છે....અને તે સરયૂ નદી...છે. નદીને કાંઠે વન છે, વનમાંથી સરકસનો વાઘ જોયો હતો. તેવો વાઘ પોતાની બે પીળી આંખો પ્રસન્નકુમાર પર માંડે છે....અને તેનાથી રાડ પડાઇ ગઈ. 'ઓ કાકાજી!—

પાસેનું બારણું ખોલીને હર્ષવદન અંદર આવ્યા. બધી મોટી મોટી વાતો પૂરી થઇ હતી. મોટી મોટી વાતો પૂરી થયા પછીજ માણસ, જે પોતાની સૌથી મોંઘી સમૃદ્ધિ સંતાન—એના તરફ દ્રષ્ટિપાત કરવા નવરો થાય છે.

પ્રસન્નવદન? વકીલ સાહેબે, છોકરાની ટાડ સાંભળી, તેને ઢંઢોળ્યો. પણ તે તો પડખું ફરીને પાછો સુઈ ગયો હતો. સવારે પ્રસન્નવદન જાગ્યો ત્યારે પહેલાં જ પ્રશ્ન તેણે પુછયો. કાકાજી? સરયુના કિનારે હુપવદ હેતથી હસ્યા. અરે? ગાંડા! સરયુ નદીના કીનારે એજ ગોખ્યા કરે છે કે શું?

'ચાનો પ્યાલો હાથમાં લેતાં વિન્ધ્યાગૌરી બોલ્યાં. 'માસ્તર હમણાં આવશે, અને આંક કર્યા છે કે'?

ફુલ કરમાય તેમ પ્રસન્નનનો ચહેરો ઉતરી ગયો. એજ વખતે બહાર પગરખાંનો અવાજ થયો, ને ખાદીની ધોળી ટોપી, ને ધોળુ પહેરણ પહેરેલા નીરતેજ આધેડ વયના માસ્તરે પ્રવેશ કર્યો: હર્ષવદને હસ્તે ચહેરે તેમના નમસ્કાર ઝીલ્યા ને બોલ્યો:

બેટા? જલદી કરો, જૂઓ, માસ્તર સાહેબ આવ્યા છે!

કેમ માસ્તર સાહેબ! પ્રસન્ન હવે તો સારૂ કામ કરે છે. કે? બહાર ગાડીનો અવાજ થયો અને વકીલ સાહેબના નામની ત્રણ બુમ પડી, જવાબ આપવા માટે

પહોળો કરેલો માસ્તરનો હોઠ, આવા અકસ્માત સહજ હોય તેમ દાંત નીચે દબાઇ ગયો. અને પ્રસન્ન કુમારનો ' સરયૂ નદીના કિનારે ' વાળો કોયડો અધુરો રહી ગયો. તે માસ્તરની સાથે ભણવા તો ગયો, પણ પહેલો પ્રશ્ન તેણે સરયૂ નદીનો પૂછયો.

માસ્તર સાહેબ! સરયૂ નદીને કિનારે શું છે?

સરયૂ નદીને કિનારે? સરયૂ નદીને કિનારે એક સુંદર ગામ છે.

તેનું નામ શું?

વિજયાગૌરીએ પ્રવેશ કર્યોઃ માસ્તર સાહેબ? પ્રસન્ન આંકતો તદન ભૂલી ગયો છે. જુઓ તમે પુછો જુઓ.

બોલો, સત્તર નવાં? માસ્તરે પુછયું.

સરયૂ નદી—પ્રસન્નથી બોલાઇ ગયું. પણ તેણે તરતજ ભૂલ સુધારી સત્તર નવાં—સત્તર નવાં—વિજગૌરીએ કડક આંખે તેની સામે જોયું: ' પ્રસન્નવદન?

અને સરયૂ નદીને ભુલીને તે ઘડીભર આંકના ઘડમથલમાં પડી ગયો.

હવે રોજ સાંજે પ્રસન્ન જ્યારે નિશાળેથી છુટે ત્યારે સરયૂ નદીની કલ્પના કરતો તે ઘેર ચાલ્યો આવતો હોય, પણ એક દિવસ પ્રેમાભાઇ હોલમાં જાહેર ભાષણ હોવાથી, બીજે દિવસે મ્યુ. જા. મિટીંગ હોવાથી, ત્રીજે દિવસે ઉપયોગી કેસ હોવાથી, ચોથે દિવસે થાકી જવાથી, પાંચમે દિવસે વિજયાગૌરીને બહાર જવાનું હોવાથી-ગમે તે કારણે-પ્રસન્નકુમારનો સરયૂ નદીનો તટ સુંદર અયોધ્યા વિનાજ રહી ગયો! એ ન્હાના બાળકે સુતાં સુતાં કલ્પના કરી, અને કલ્પના કરતાં કરતાં સુતો, પણ સરયૂનદીવાળી અતિ સુંદર વાર્તા તેને ફરી સાંભળવા મળીજ નહિ.

પછી આવ્યા પરિક્ષાના દિવસો. ખુબ ગોખવાનું, ખુબ યાદ રાખવાનું, કાંઈ અનુભવવાનું નહિ. એવા સુંદર દિવસો–વિદ્યાર્થીજીવનના પ્રાણ પુરે તેવા–પાસે આવવા લાગ્યા. પ્રસન્ને એ દિવસોમાં ઘણું મેળવ્યું. અને ઘડીભર લાગ્યું કે હવે એ સરયૂ સંભારશે નહિ. પણ કેટલાંક નામ, અને કેટલીક વાતો, બાળકોને અકારણ પ્રિય થઇ પડે છે, અને તે તેમનાથી કદી ભુલાતીજ નથી.

પરિક્ષા પછી હર્ષવદન પર સખ્ત તાવનો ઝપાટો આવી ગયો. બેંતાળીસ દિવસના તાવ પછી, તે તંતાળીસમે દિવસે, જરાક વાર પોતાના ઓટલા પર બેઠો ત્યારે, સવારનો મીઠો તાપ તેને સોનેરી રંગનો લાગ્યો. રસ્તાની ધુળ પહેલાં કરતાં વધારે સુંદર બની રહી હતી હમેશાં પોળમાં આંટા ફેરા મારતી ગાયો તરફ તે આનંદથી તાકીને જોઇ રહ્યો. કુતરાં ભસતાં હતાં, તે જોઇને એને જીવનની મીઠાશ સાંભરી. તેણે ખુબ ધ્યાનથી, નિહાળી નિહાળીને સઘળું જોયું. પછી, તેના ઘરમાંથી

પાણીનો રેલો ચાર  ત તેણે જોયો...અને, ન સમજી શકાય તેવી ઝડપથી તેને સ...ર...યૂ નદી સાંભરી. તેના જીવનમાં ફરી જીવનનો આનંદ વહેવા લાગ્યો.

ત્યાર પછી તો તે પોળમાં રમવા જેવા મંડયો ધમાચકરડી તો રાઢ ન થઇ શકી, પણ સૌ રમતા, કે વાતો કરતા, તેને નિહાળીને રસથી જોયા કરતો.

એક દિવસ તે પોળને નાકે ઉભો હતો. બે ત્રણ છોકરાં રસથી વાતો કરી રહ્યાં હતાં, જે તે ઉભો ઉભો સાંભળતો હતો. સૌ વાતોમાં એવા તલ્લીન હતા. કે આખી દુનિયા ડૂલ થવાના સમાચાર આવે તો પણ તેમાંથી કોઇ ડગે તેમ હતું નહિ.

એટલામાં, વકીલ હર્ષવદન એક તરફથી ચાલતા આવ્યા. તે છાના છાના ઘર તરફ જતા હતા, પણ એટલામાં "અર્જુનના એક બાણથી તો કર્ણના ભૂકેભુકા ઉડી જાય હો" એમ મોટેથી બોલાયલા એક છોકરાના વાકયે તેમનું ધ્યાન ખેંચ્યું. મોટેથી બોલનાર બોલીનેજ અટકયો નહિ, પણ સાથે સાથે પોતાના અભિનયથી બોલવાનું વધારે સ્પષ્ટ કરતો ગયો : અર્જુન કેવો બળવાન? ઓ હો હો?

અને વકીલ હર્ષવદને ત્યાં, અત્યંત રસથી એકી નજરે કોઇ અમૃત સાગરનાં રસબિંદુ ઝીલનારો તુષાતુર આત્મા ઉભો હોય તેવો—પોતાનો નબળો સુકલકડી, નિસ્તેજ પ્રસન્નવદનને ઉભેલો જોયો.

એજ વખતે, તે હેતથી, તેમની પાસે ગયા. બેટા! પ્રસન્ન! શું સાંભળે છે.

અને પરિક્ષા, માસ્તર, ને સરયૂનદી એ ત્રણની ત્રિપુટી એના મગજમાંથી સહજ જ પસાર થઈ ગઈ, આમ વાતો સાંભળવી એ પરીક્ષાથી વિરૂદ્ધ વર્ત્તન છે. એટલું તેને ભાન હતું. એટલે તે બોલતાં ધ્રુજયો એ તો કાંઇ નહિ—કાંઇ નહિ—આ વિનોદ, વાત કરે છે. હું કાંઇ સાંભળતો નથી. મારે તો હજી આંક કરવાના છે

હર્ષવદન ધ્રુજ્યા: તેણે માયાથી કહ્યું 'શેની વાત હતી'?

"શે—ની—શાની? એ માસ્તર સાહેબ આવ્યા'—તેણે પોળમાં સામેથી આવતા માસ્તર બતાવ્યા. હર્ષવદને માસ્તરને આવતા જોયા. તે વિનયથી તેમના તરફ ફર્યો: 'માસ્તર સાહેબ! આજે પ્રસન્નને રજા આપશો કે!'

.. આનંદનું કિરણ પ્રસન્નના મોંપરથી પસાર થઇ ગયું.

* * * * * *

બાપ, દીકરાને આંગળીએ વળગાડી ગયો. તેણે પ્રસન્નને માયાથી પોતાની પાસે બેસાર્યો. 'શેની વાત એવા રસથી સાંભળતો હતો.'

'અર્જુન અને કર્ણની'

નીચેથી અવાજ આવ્યો: 'વકીલ સાહેબ!'

'કોણ છે? મોતી, જરા જો તો, કોણ છે? કામ કરવાવાળીએ બહાર ડોકીયું કાઢ્યું: બહાર, બે ત્રણ જણા ઉભા હતા. 'કેમ શું કામ હતું'?

'કાલે અમારી 'મીટીંગ' છે તે મળવું હતું'

વકીલે મોતીને ઇશારો કર્યો:

'ઘેર નથી!' મોતીએ જવાબ વાળ્યો, અને તે પોતાને કામે પાછી વળગી.

'તમે તે દિવસ વાત કરતા હતા નાં?.......

'શા-ની?

'પેલી સરયૂ નદી—અને એવી એવી'

'હા'

'એ આજ પાછી કહેશો?

હર્ષવદને એક નિઃશ્વાસ મૂકયો: 'અરે રે!—

પ્રેમાભાઇ હોલમાં કોઇકે ગાયેલું તેને યાદ આવ્યું:—

* તમે મારા દેવના દીધેલ છો'.......

તમે મારૂં નગદ નાણું છો!

આવ્યાં ત્યારે અમર થઇને રહો'!.

તેણે પોતાની આંગળી કરડી: ખોટું, ખોટું: તદ્દન ખોટું. કોઈ એમ માનતુંજ નથી. એ તો ગાવાનું ગીત છે.

નીચેથી બીજો સાદ આવ્યો: 'વકીલ સાહેબ! હર્ષવદન ભ....ઇ'!

'મોતી જો, તે કોણ છે?

મોતીએ નીચે જોયું: 'ડૉકટર સાહેબ'

'છે? હર્ષવદન ભ—ઇ છે'? આવનારે બીજી વખત પુછયું. વકીલના ઈશારત પ્રમાણે મોતીએ જવાબ આપ્યો: 'ના બહાર ગયા છે"

'કયારે આવશે?

'ખબર નથી'—મોતી પાછી ફરી પોતાને કામે વળગી.

'હં! બેટા, એ વાત આજ હું તને કહું: જો સાંભળ! સરયૂ નદીને કિનારે—

---

* રઢીયાળી રાત. ભાગ બીજામાંથી.

'વકીલ સાહેબ! નીચેથી કોઇનો સ્વર આવ્યો. મોતી, એ બારણું બંધ કરી દે, હર્ષવદનને કહ્યું અને જે આવે તેને કહી દે કે આજે ઘેર નથી હુકમ પ્રમાણે મોતીએ અમલ કર્યો: ને આશ્ચર્યથી બાપ દિકરા તરફ જોતો જોત, ધીમે ધીમે તે કામે વળગી.

આજ તમારે નથી જવું કે શું! એમ કહેતાં ક ને, હર્ષવદનનાં પત્ની વિજ્યાગૌરી બહારથી આવ્યાં કેમ બેઠા છો? નથી જવું કે શું?

કયાં?

કયાં શું? ભુલી ગયા? તમે આજે નાતમાં મીટીંગના પ્રમુખ છો ને?

'અરે! હા હા, સાંભર્યું. બેટા, પ્રસન્ન, સરયૂ નદીને કીનારે, હર્ષવદન ઉભા થઇને ખીંતીપરથી પાઘડી લેતા લેતા બોલ્યા:

'સરયૂ નદીને કીનારે, બેટા, અયોધ્યા નામે અત્યંત સુંદર નગર હતું. તે નગરમાં ધર્માત્મા દશરથ રાજા રાજ્ય કરે. રાજાને ત્રણ રાણી હતી,

'તમારે મોડું થાય છે હો!

'હા આ ચાલ્યો—

:પછી શું? પછી શું?

'હર્ષવદન દાદર ઉતરવા લગ્યા. રાજાને ત્રણ રાણી પણ એકેને સંતાન નહિ.

'આ—હાં--પછી?

"વકીલ સાહેબ? એ હર્ષવદન—ભ—ઇ ચાલો છો કે"!

'આવ્યો આવ્યો, નવનીધરાય; એ આવ્યો, પછીના રાજાએ યજ્ઞ કર્યો.

'હર્ષવદન! પહેલું પગથીયું ઉતરવા મંડયા:.......'બીજી વાત- તમે કરશો કે!

'ના મારે કાલે સ્ત્રી સમાજનું ભાષણ છે.......પણ હું પછી કહીશ હો? બેટા પ્રસન્ન વિજ્યાગૌરી બોલ્યા.

* * * * *

સજળનેને પ્રસન્નવદન જોઇ રહયો.

'પછી—?

ધીમેજ ધીમેજ હર્ષવદન નીચે ઉતર્યો તેના પગરખાનો અવાજ પણ નીચે ચોકમાં, હાલતાં ચાલતાં ગાતી ગાતી સ્ત્રીઓના ગીતના અવાજમાં ડુબી ગયો. નીચે સ્ત્રીયો ગાઇ રહી હતી:

તમે મારા દેવનાં દીધેલ છો!

તમે મારા નગદ નાણું છો!

---

# સાહિત્યજીવનના એક બે પ્રશ્નો*

લેખકઃ—રા. વિજયરાય કલ્યાણરાય.

એક ઘણી અંગત બાબતની હું શરૂઆત કરૂં છું એમ લાગે તો માફ કરશોઃ પણ મારી જાતને ફરી ફરીને આ સવાલ પુછયા વિના તો મારાથી રહેવાતું નથી, કે અહીં આવ્યો છું, તે શા માટે?–ભાષણ કરવા? ના, એ તો ન બને. હું માનું છું, મારો અનેક વાર સાક્ષાત અનુભવ થયો છે, કે હોડકામાં નિર્વિઘ્ને તોફાની સાગરને તરી શકાય, તોજ મારી વાણીમાં જનસમૂહની સમક્ષ ભાષણ કરવાની શકિત હોઇ શકે. સભાક્ષોભી હું કોઈ વાર ચાર મિત્રો જોડેની વાતચીતમાં પણ અનુભવું છું, તો આવી સભાની તો વાતજ શી? સ્વભાવથી, મહાવરો નહીં તેથી, કે ગમે તે કારણથી, પણ જે માણસ ટાંચણોની મદદ વડે પણ બોલવા માંડે કે તુરત તેનો વિચાર પ્રવાહ ગુંગળાય છે અને વાકયો જાણે બોલાવાની ના પાડતાં હોય છે, તેની પાસેથી આપ વકતૃત્વની કળાના કોઇ અધમ પ્રકારની પણ આશા નહીં રાખો એવી મારી ખાતરી છે.

ત્યારે, અહીં ઉપસ્થિત થવાનું અને આપના કીંમતી વખત પર કદાચ વગર હકે કાપ મુકવાનું પ્રયોજન શું! એક પ્રયોજન તો એકે આજે અહીં આવીને મેં ગયા વરસના વચનભંગનું પ્રાયશ્ચિત્ત કર્યું છે. આ વખતે પણ વિપરીત સંજોગોને કેંક મુસીબતે વટાવીને મેં હાજરી પુરાવી છે; પણ મને લાગ્યું કે આપના માયાળુ કાર્યવાહકોની માગણીને ખરા કારણ વિના આ વરસે પણ પાછી ઠેલવી, એમાં તો નથી ગૃહસ્થાઇ કે નથી માણસાઈ. એટલે મારી અલ્પ સેવાને આપના ચરણમાં ધરવાની આશાએ આવ્યો છું.

પણ આવો સમારંભ મને એક બીજી સબળતર કારણથી પણ આકર્ષે છે. હું પણ વિદ્યાર્થી છું. સમજણો થયો ત્યારથી તે આ ચાલતી ઘડી સુધી વિદ્યાર્થી છું, અને, ઈશ્વરની કૃપા હશે તો જીંદગીભર વિદ્યાર્થીજ રહેવા ચાહું છું. આ વચનો કેવળ સામાન્ય અર્થમાં નથી વાપર્યાં; આપને સારૂં લગાડવા માટે પણ નહીં. મારા મનથી વિદ્યાસેવન એજ પરમ ધર્મ છે. ત્રિવિધ તાપથી છુટવાને એક માર્ગ મુકિત માર્ગ છે. આમ હોય, ત્યાં વિદ્યાર્થીઓના સંમેલનમાં આવવું, તેમના અતુલ ઉત્સાહને નિરખીને દીલ ઠારવું, એમની અભિલાષાઓને ઓળખવાનો નેક પ્રયાસ કરવો, એમની વન્દનીય ભાવનાઓને પીછાનવી ને પુજવી, એને આચરવા મથવું, એ જીવનનો અમૂલ્ય લહાવો છે. આ બોલનાર એવો લ્હાવો લેવા મુખ્યત્વે આવે છે, કેમકે વડીલજ આપે તેવી સોનેરી શૃંખલા શીખામણોની તેની પાસે નથી અને નથી આવતા સમારંભોના ઘણા ઘણા સમર્થ ભાષકો જેવી વિદ્વત્તા કે વાણીછટા.

---

* (ઉમરેઠ વિદ્યાર્થી સંમેલનમાં ૧–૧૧–૨૯ ને દહાડે વાંચેલું લખાણ)

એટલે, આપના સમાગમમાં આવ્યાનો આનંદ માણવા સિવાય એ આજ્ઞું ન કરી શકે. તેની વધુમાં વધુ શક્તિ એટલીજ હોય કે જે વસ્તુ યોગાનુયોગે તેના શ્વાસ પ્રાણ સમાન બની છે, તેને લગતા હાલના બે ત્રણ પ્રશ્નો આપની પાસે છેડે. એમાંથી થોડું ઘણું પણ આપને ઉપયોગી થશે એવી તેને ઉમેદ છે.

એ સર્વ પ્રશ્નો સમકાલીન સાહિત્યજીવન જોડે સંબંધ ધરાવે છે. તેમાંનો પહેલો પ્રશ્ન તે સાહિત્યભક્ત અને તેની મુંઝવણોનો છે.

સાહિત્યભક્ત એટલે કોણ? કેવળ સાહિત્યનો શોખીન નથી, કેમકે સાહિત્યને તે ઇસ્ત્રીબંધ ફક્કડ કપડાં જેવી વસ્તુ ગણતો નથી; અને તે. પુરસદે સાહિત્યને સેવનાર તથા વગર પુરસદના બહુમૂળા વખતમાં ધનસંગ્રહ કરવામાંજ જીવ પરોવી રાખનાર સાહિત્ય રુચિનો કરુણાજનક વૈશ્ય પણ નથી એ તો પરમ બ્રાહ્મણ છે. અસંખ્યાત યુગોથી પ્રજાકીય સંસ્કૃતિનો તે વારસ અને રક્ષક છે. તેને માટે અધ્યયન સિવાય દુનીઆમાં બીજી ફરજ હોઇ શકે નહીં; અને સમાજ સ્થિતિ અનુસાર, ગુરૂ ઉપદેષ્ટા, ગ્રંથકાર. કે વિશુદ્ધ પત્રકાર તરીકે અધ્યાપન કરવા સિવાય બીજો ધંધો પણ તેને માટે હોઇ શકે નહીં. તેના ઉદરનિર્વાહની ચિંતા સમાજે કરવાની છે. અને તે એક ધર્મ લેખે. તેમ બીજી બાજુ એ પણ ખરૂં કે સાહિત્યભક્તમાં જેટલે અંશે જ્વલંત ને સ્થિર બ્રહ્મતેજ હોય તેટલેજ અંશે તે સમાજને હાથે આદરમાન અને પ્રતિષ્ઠાને પાત્ર બને છે.

આપ સૌ જાણો છો તેમ, બ્રાહ્મણત્વનો આ આપણો પુરાતન આદર્શ છે. એ હજી પણ પોતાને અસલ નિર્મળ સ્વરૂપે, ઘણું કરીને નાનાં ગામો અને નાના શહેરોમાંજ કવચિત સચવાયલો આપણે જોઇએ છીએ. વધારે સજીવન અને વ્યાપક કરવાની જરૂર હોય ત્યાં તેને અર્વાચીન રૂપ આપવાની કોશેશ થવી ઘટે છે. એ કોશેશના માર્ગમાં મુશ્કેલીઓ પાર વિનાની છે, પણ વિદ્યા અને વિમુક્તિ એ જો આપણાં સાચ્ચાં નિશ્ચલ ધ્યેય હોય, તો, આખોય જમાનો અને તેની બળવાન આસુરી સંપત્તિઓ આપણી વિરૂદ્ધ હોવા છતાં, એ દિશામાં પ્રવૃત્તિ કર્યા વિના છૂટકો નથી.

જમાનાનો એ વિરોધ સાહિત્યના ભક્તને સારૂ અનેક મુંઝવણો ઉભી કરે છે, તેના કાર્યમાં અનેક કુદરતી ને બીનકુદરતી નડતરો નાંખે છે. મુંઝવણોમાંની કેટલીક સ્થૂલ હોય છે-તેને જીતવી એ પ્રમાણમાં સહેલું કામ છે. પણ વધારે સૂક્ષ્મ મુંઝવણો અને નડતરો તો માનસિક અને આધ્યાત્મિક હોય છે. તેમાંની બે મુખ્યનો જ અહીં સ્પર્શ કરીશું. એક તો એ કે આપણી વિચિત્ર શિક્ષણપ્રથાને લીધે, આપણે આપણા-પોતાના સંસ્કાર અને પ્રજાજીવનની વિમુખ બન્યા છીએ; અને એવી દશા હોય, ત્યાં સાહિત્યની ભક્તિ પુરતી વિશુદ્ધિથી ક્યાંથી થાય? બીજું એ કે, સમાજનાં ધોરણો અને વલણો આજે એટલાં જડવાદી બન્યાં છે કે સાહિત્યની વળી ભક્તિ હોઇ શકે એ વાતજ વાલ્મીકી ને વસિષ્ઠના આજના વંશજોની અક્કલમાંજ

ઉતારવું મુશ્કેલ પડે છે. આ બંને મુંઝવણોને ટાળવા માટે દેશના ચિંતકો અને નાયકોએ પ્રવૃત્તિ આરંભવી જોઇએ. જ્યાં થોડું પણ કામ એ બાબતનું થયું હોય ત્યાં તેને વધારે સબળ ને વેગવાન કરવું જોઇએ, અને ન થયું હોય ત્યાં સત્વર શરૂઆત કરવી જોઇએ.

આપની પાસે જે બીજી બાબતનો મારે ઈશારો કરવાનો છે તે સાહિત્યમાં કેટલાક વખતથી પેઠેલા પ્રચારકવેડાનો છે. એ વસ્તુ નિર્દોષ પ્રચાર કામથી તદ્દન જુદીજ છે. એક રીતે કહીએ, તો કોઈ પણ વિચારને દર્શાવવા, વ્યકત કરવા માંડીએ એટલે તેનું પ્રચાર કામ આપોઆપ ચાલુ થાય જ છે, અને વાત એટલે લગી હોય તેમાં તો કંઇ ખોટું નથી. પણ જ્યાં વિચારજ ન હોય કે આછો પાતળો હોય તેને મિથ્યા આડંબરથી કે કૃત્રિમ ચમકારથી શણગારીને મૂકવો અને તે રીતે લોકોની મનોવૃત્તિનેજ નીચીકોટિની યા તો કુંઠિત કરી મુકવી તે આજકાલ શિષ્ટાભ્યાસી લેખકોની પણ માનીતી પ્રણાલિકા બની છે.

પણ એ પ્રચારકવેડાનું એ સ્વરૂપ હળવું કરી શકાય તેવું હોય છે. આપણી વધારે આકરી ફરીયાદ સાહિત્યના સાર્વજનિક જીવનમ જે બે જવાબદારી, માત્ર કીર્તિનો મોહ, અનીતિભરી પદ્ધતિઓ અને દ્રવ્યના કે સત્તાના બળે કંઇ પણ કરી નાંખવાની છાલકી તાલાવેલી. આ સર્વ પ્રવર્ત્યા છે તેની સામે છે. સદ્ભાગ્યે આ જાતની પ્રવૃત્તિ થોડા વખતથીજ ચાલુ થઇ છે અને જો આપણે ધારીએ તો તેને બેધડક ઉગતીજ ડામી શકીએ તેમ છીએ.

મારા છુટક છુટક વિચારોનું આ કથન સમેટમાં મારે ઇચ્છવાનું છે તે એટલુંજ કે આપ સર્વનાં હૃદય સાહિત્ય ભકિતથી અહર્નિશ રંગાયલાં રહો અને સાહિત્ય જીવનમાં જ્યાં જ્યાં દંભ ને દુષ્ટતા નજરે પડે ત્યાં તેને મીટાવવાના ધમ યુદ્ધમાં આપ પ્રસંગાનુસાર મન વચન ને કર્મથી મોખરે રહી જુઓ.

અંતમાં, આપના સદ્ભાવ ભર્યા આમંત્રણ માટે અને આ નજીવી પણ ખરા દીલથી આપની સેવા કરવાની તક મને આપવા માટે હું આપનો ઉપકાર માનુ છું.

---

—"શાંતિની પ્રબળ ઈચ્છા દૂર ભાગી ગઇ છે. હું ફરીથી સમજી ગયો છું કે મ્હારે શું કરવું જોઈએ, શું કરવું પડશે. હું વિપ્લવ–વંશજ છું. હું પુણ્ આનંદ અને સંગીત છું; પુરી તલવાર અને આગની જ્વાળા છું.........હા, બની શકે છે, પાગલ પણ."

"હાઇને."

## 'કોયલડીને'

(સારંગ)

તું ગાતી જા
સંગીત મનોહર કોયલડી (૨) ॥ધ્રુવ॥
મારે આંગણ આંબો મોર્યો છે
એ મંજરીઓમાં થાતી જા–
સંગીત મનોહર કોયલડી–તું૦
એ મંજરીઓમાં રસ ભરવા
રસ ટહુકાથી છલકાતી જા–
સંગીત મનોહર કોયલડી–તું૦
છો કંઇ લગી સંગીત-ભરી
સૂર પંચમથી રેલતી જા–
સંગીત મનોહર કોયલડી–તું૦
તારા ચમકે નેહભર્યાં નેણાં
એ સ્નેહ સુધારસ પાતી જા–
સંગીત મનોહર કોયલડી–તું૦
મારૂં ઉપવન સઘળું તારૂં છે
ફળ મનગમતાં નિત ખાતી જા–
સંગીત મનોહર કોયલડી–તું૦
તું વસંતની પટરાણી છો
શીદ આમ અરે ! શરમાતી જા !
સંગીત મનોહર કોયલડી–તું૦
મુજ અંતર રસનાં ઝરણ ઝરે
દો રસિયણ ! રસમાં ન્હાતી જા–
સંગીત મનોહર કોયલડી–તું૦

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.




"Lead, Kindly Light!" "દોરો, સુકોમલ પ્રભા!"

## ૧ ધર્મ અને વ્હેમ.

જપનોજ દાખલો વિચારો મંત્રના અર્થનો સાક્ષાત્કાર, એ ભાવના ચિત્તંત્રમાં ઉંડી ઉતરી જાય અને આચરણમા પરિણામે એવા હેતુ સાથે, તેનું નામ જપ तज्जपस्तदर्थ भावनम ભાવિક માણસ આ પ્રમાણે માલા ફેરવે અને એમ કરતાં કરતા બુદ્ધિ થાકતી લાગે ને તુરત ગામુખી સંકેલીને મુકી દે, તે ખરૂં ધર્માચરણ એથી ઉલટું મંત્રના શબ્દોના કેવલ જડ ઉચ્ચારણ સાથે માલા ફેરવ ફેરવ કરે તે ધર્માચરણ નહીં, પણ વ્હેમાચરણ એવી માલાઓ જેમ વધારે ફેરવે, અને આટલી માલાતો ફેરવુ છું હવે એથીય વધારે ફેરવીશ એમ ગુમાન કેળવે, તેમ તેમ એ આચરણનું રૂપ વ્હેમાચરણનુંજ જડી ભૂત થતું જાય, ધર્મ નામે તેમાંથી ઉડી જાય

"આભડ છેટ અંત્યજની જાણી બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી,......"

એ પ્રમાણે જે ચોખલિયાવેડાના અબ્રહ્મણ્યને અખો ભાંડે છે, તે પણ ધર્મપ્રકાશને ઠામે એને ન્હાને વ્હેમના અંધકારનો જ પ્રકાર છે અને આવાં દાખલાં આપણા આચારમાં અત્યારે સંખ્યાબંધ મળી આવે, એટલો બધો સડો આપણા જીવનમા વ્યાપી ગયો છે. સામાન્ય વિચારશીલ માણસો પણ ધર્મને નામે પ્રવર્ત્તતા વ્હેમાચારથી એટલા તો ટેવાઈ ગયા હોય છે, કે આ વ્હેમ છે ધર્મ નથી, આ અહિતકર છે હિતકર નથી, એવો સ્પષ્ટ આઘાત સમજુ માણસોમાંના પણ થોડાનેજ અને કોઈ કોઈ વિરલ પ્રસંગે જ થઇ આવે છે.

આવો એક પ્રસંગ થોડા દિવસ ઉપર ગુજરાતી જૈનોના પાટનગર અમદાવાદમાં બન્યો છે રખડતાં કુતરાંનો ઉપદ્રવ અંકુશમાં રાખવાને માટે પોલીસ અને શહેર સુધરાઇના સહકારથી જે પ્રણાલિકા વર્ષો થયાં ચાલતી હતી, તે અમદાવાદની શહેર સુધરાઇ સમિતિ (મ્યુનિસિપાલીટી) એ, તેમાં સ્વરાજ્ય પક્ષની બહુમતિ થતા અહિંસા ધર્મને નામે અટકાવી પાડી. ઉપદ્રવ જોત જોતામાં વધી ગયો. રખડતાં કૂતરાંમાંથી થોડા હડકાયાં થયાં અને શેઠ અંબાલાલ સારાભાઇના જોવામાં આવ્યુ કે પોતાની મીલ આગળ કૂતરાં ઘણાંજ વધી ગયાં છે. એક બે હડકાયાં કૂતરા આમાંના કૂતરાંઓને કરડયાં, અને કૂતરાં માણસોને પણ કરડવાના

દાખલા બન્યા. કૂતરાંની રક્ષા માણસોને જ હિંસક બની. શેઠ અંબાલાલે માણસોની રક્ષા કરવામાં ચ્હડીયાતો ધર્મ માન્યો, અને એ ધર્મ પાલનના એકજ ઉપાય લેખે આશરે ત્રેસઠ કૂતરાંનો નાશ કરાવ્યો. અને આ બનાવ બનતાં જ દયાધર્મને નહી મોટે ભાગે વ્હેમનેજ પાળતી અમદાવાદની વસ્તીમાં મોટો ખળભળાટ થઈ ગયો. આવું પાપ! આવી 'નામાંકિત વ્યક્તિ' * ને હાથે આવો દાખલો! હડહડતો કળિજુગ!"

કેટલાક દોડયા શેઠ અંબાલાલ પાસે કેટલાક ધસી ગયા "બાપુ" ના ચરણમાં અમદાવાદ માટે ખરે જ આખા ગુજરાતને મગરૂર થવાનું છે, કે ત્યાં અત્યારે ધર્મ અને વ્હેમ વચ્ચેના ભેદ જોઈ ધર્મનેજ વળગનાર, લોકોના ગમે તેટલા કોલાહલથી પણ દબાયાં વગર ધર્મનેજ આચરનાર, ધર્મનેજ પ્રબોધનાર, એક નહી પણ બે માણસો છે; એમ આ બનાવે સિદ્ધ કરી આપ્યું છે.

અને "નવજીવન" માં આ બનાવ પછી ગાંધીજીએ અહિંસાને અને તેની મર્યાદાઓની ચર્ચા લાગટ ચાર અંક લગી કરી છે, એ આ અનિવાર્ય કૃત્ય અને વ્હેમી કોલાહલ ઉપર મહાત્માનો કૃપાકટાક્ષ પડતાં તેમાંથી સુંદર વાદિષ્ટ ફલ ઉપજ્યું છે. "સુવર્ણમાલા" નો દરેક વાચક "નવજીવન" ને વાંચતો હશે. તથાપિ ગાંધીજીએ ચલાવેલી આ ચર્ચામાંથી કેટલાક ફકરા અહીં ને ફરી વાંચવાનો મોટો લાભ અમારા વાંચકને આપીશું. વચ્ચે જરૂર જેટલી ઉમેરીશું.

જીવદયામાં," ધર્માચરણને વ્હેમાચરણ બની જતાં અટકાવવાને માટે દરેક ધર્મના પાલનમાં, "વિચાર, વિવેક, ઉદારતા, અભય, નમ્રતા, અને શુદ્ધ જ્ઞાનની જરૂર છે."

કૂતરાંનાજ દાખલામાં ધર્મને નામે વ્હેમ ચાલે છે. એમ નથી., ગાયોના અને ભીખારીઓના દાખલામાં પણ આપણા સંસારમાં ધર્મને નામે કેવો વ્હેમ ચાલી રહ્યા છે તે ગાંધીજી સચોટ રીતે સાફ બતાવે છે. બળદ વાપરો, નહીં તો ખસી કરવાને પાપાચરણ ગણો છો! એ વ્હેમમાંથી મુક્ત થાઓ, એ એમના બોધ બેતી તેમ દૂધ ઘી ચોખ્ખાં અને પૂરતા જથ્થામાં મેળવવાના કર્યમાં અત્યંત ઉપયોગી નીવડે એવી વ્યાપક સલાહ આપી છે. કાઠીઓ ઘોડાને ખસી નથી કરતા, તો તેઓ અક્ષત ઘોડાઓને વાપરે પણ છે, અક્ષત ઘોડાઓનેજ વાપરે છે; અને એમનાં ઘોડાં હજી એવાં ને એવાં [illegible] રહ્યાં પણ છે.

---

* અમદાવાદ જીવદયા પ્રચારિણી મહાસભાના ગાંધીજી ઉપરના એક [illegible] અંબાલાલને "નામાંકિત વ્યક્તિ" કહ્યા છે.

"આ દેશ પુણ્યભૂમિ હોય તો જે દારિદ્ર આપણી ચોમેર છવાયલું જોઇએ છિયે તે નજ હોય. તેમાંથી કેટલાક ઉતાવળીયા અધીર માણસોએ એવો સાર ખેંચ્યો છે કે અહિંસા ધર્મજ ખોટો છે. હું જાણું છું કે અહિંસા ધર્મ ખોટો નથી પણ તેના પૂજારી ખોટા છે. અહિંસા ધર્મજ ક્ષત્રિયનો ધર્મ છે....પણ અત્યારે તો અહિંસાનો ઇજારો ભીરુ, વૈશ્યવર્ગે લીધો છે. તેથી તે ધર્મ નિસ્તેજ થયો છે. અહિંસા એટલે ક્ષમાની પરિસીમા. પણ ક્ષમા તો વીરનું ભૂષણ છે. અભય વિના અહિંસા હોય નહીં. આપણને તો જીવદયા પણ નથી આવડતી"

"જીવ લેવો એ હમેશાં હિંસા નથી. અથવા કહો કે કેટલીકવાર ન લેવામાં વધારે હિંસા છે." અ-હિંસા-ન મારવું, પરંતુ "અહિંસાનો 'ન મારવું' એટલેજ માત્ર અર્થ નથી."

"આ જગતમાં કોઈ દેહધારી કંઇક અંશે પણ હિંસા કર્યા વિના પોતાના દેહને ટકાવી શકતો નથી. સૌ (૧) પોતાના દેહને નિભાવવા, (૨) જે પોતાનાં રક્ષણ તળે હોય તેમને રક્ષવા, અને (૩) કેટલીક વાર તો શાંતિ આપવાનો વધ એ એકજ માર્ગ હોય ત્યારે શાંતિ આપવા, અનેક દેહનો વધ કરે છે. (૧) અને (૨) માં ઓછાવત્તા પ્રમાણમાં દોષ રહેલો છે; (૩) માં દોષ મુદ્દલ નથી, તેથી તે વધ સર્વાંશે અહિંસક છે. અને (૧) અને (૨) હિંસક પણ અનિવાર્ય છે; તેથી એવા વધ ધર્મિષ્ઠ મનુષ્ય ઓછામાં ઓછા પ્રમાણમાં, ન છુટકે ને ખુબ વિચાર કર્યા પછી બીજા બધા ઉપાયો લીધા પછીજ-કરશે. પરંતુ એવો વધ અનિવાર્યજ થઇ પડે ત્યારે તે ન કરવામાં વિશેષ દોષ છે એ વિશે મ્હને શંકા નથી."

કેટલાક સમય ઉપર કોન્સ્ટાન્ટિનોપલમાં રખડતાં કુતરાનો ઉપદ્રવ અત્યંત વધી ગયો હતો ત્યારે બધાંનાં વહાણ ભરીને તેમને એક વસ્તી વગરના ટાપુમાં છોડી દેવામાં આવ્યાં હતાં. પરિણામ એ આવ્યું કે ત્યાં બીજો ખોરાક ન મળતાં આ કુતરાંઓ એકબીજાને ખાતાં થઇ ગયાં, અને એ રીતે આખી સંખ્યાએ થોડા વખતમાંજ પોતાનો સંહાર કરી નાંખ્યો.

આપણા દેશમાં થોડા વર્ષ ઉપર ઉત્તરમાં એક દેશી રાજ્યમાં ગોધલા (અક્ષત બળદ) એટલા વધી પડયા કે વસતીને અને ખેતીને મોટા ઉપદ્રવ સમાન થઇ પડયા. એમનું આખરે શું થયું એ ઇતિહાસ જાણવા જેવો છે, પણ તે કોઈ બીજે પ્રસંગે.

## ૨. પૂણા પ્રદર્શન.

ખેતીવાડીને લગતું આ પ્રદર્શન અનેકદેશી હતું, હિંદમાં થયેલાં એવાં કોઇપણ પ્રદર્શન કરતાં ચ્હડીયાતું હતું, હજારો ખેડુતોએ તે જોયું, એની પાછળ મથનારા સૌ સરકારી નોકરો અને સ્વયંસેવકોને ધન્યવાદ ઘટે છે, એ અને એવાં

... નિશ્ચયનોમાંનું સત્ય સ્વીકારતાં પણ મુખ્ય સવાલ જ્યારે પુછિયે ... અને તેમાંના અનેકવિધ શિક્ષણથી ઇલાકાની ખેતીને તાત્કાલિ... મળતા લાભ થશે ખરા? ત્યારે ચોક્કસ જવાબ આપી ... છિયે-સરકારી ખાતાઓના બંધારણમાંજ એક મોટી ખા... નારાં ખાતાં છે; ન્યાય ચુકવનારાં ખાતાં છે; ગુનાહગારોને પકડના... નારાં ખાતાં છે; પણ ખેડુતને ખેતીથી પોતાની ઉત્પન્નમાં વધા... ને ...નારાં ખાતાં કયાં? એવા સરકારી નોકરો અને એવાં નમુનેદા... અને ... જુદી જાતની ખેતીમાં અને ખેતીને લગતી ક્રિયાઓમાં ... સંસ્થાઓ કેટલાં બધાં ઓછાં છે? બીજી મોટી ખામી આપ... છે. યુરોપમાં બધા દરજ્જાના લોકોમાંથી બધી સ્થિતિના લોકોમાં... સારી સંખ્યા જાતખેડ કરે છે અને જાતદેખરેખ ... છે પ્રજામાં જે દ્રવ્યસંચય હોય છે, પ્રજામાં જે વિદ્યાસંચય હોય ... પ્રજામાં જે બુદ્ધિ હોય છે, જે સાહસ હોય છે, જે શકિતઓ હોય છે, ... કરીને એ દેશોમાં ખેતી અને ખેતીને લગતાં અસંખ્ય ધં... છે આપણું સંસાર બંધારણ એવું થઈ ગયું છે કે આપણામાં... ખેડુતોને અને ગામડાઓને બહુજ થોડો મળે છે. ત્રીજી મોટી ખા... કેળવણીની છે. ખેતી, ઝુંપડામાં વાસ, અને ગ્રામ્યજીવનનાં ... ને આદતો અને મહત્તાકાંક્ષાઓ ઉપજાવે એવું આપ... ચુંજ નથી, એટલુંજ નહીં પણ આપણી હાલની ... તિકુળ લાગણીઓ અને આદતો અને મહાકાંક્ષાઓને ... અત્યંત ખીલવે છે; એમય જીવનમાંજ સુખાનુભવ ... કોને બનાવી દે છે. અને આપણી ચોથી મોટી ખામી ... ઓઓની વસતી-તેને આપણે કેવળ અવગણિયે છિયે એ ... ગ, અને ગ્રામ્યજીવનની ન્હાની મોટી મહેનતો અને ... વર્ગને માટે નથી. પુરૂષો શહેરી જીવનમાં ઉછરીને પ ... છાથી કે સંજોગોના આકર્ષણથી ખેતી અને ગામ્યવાસ ... ોના થઈ જાય તે પ્હેલાં એ મોટો જીવન પલટો કરી ... વર્ષના મથનને પરિણામે, તેઓ ફાવી શકે ખરા,— ... સ્ત્રીગ એ જીવનપલટો સહી શકે અને તેને અનુકૂલ ... પરંતુ આપણા સમાજની અનેક અશકતીઓમાંથી એ ... જુવાન પુરૂષ વર્ગમાં જે સ્થિતિપલટાને અનુકૂલ થવ ... ty) છે, તેમાંની આપણા સ્રી વર્ગમાં અત્યારે તો ... નથી.

... મોટા પ્રદર્શનથી લાભ નહીં જ થાય એમ અમે નથી ... કેટલોક અણધાર્યો લાભ પણ થશે; પરંતુ પરિસ્થિતિ ઉ...